## સૂચના.

સુદર્શનને નિયમિત કરવાનું ધાર્યા છતાં કેટલાંક વ્યાવહારિક અનિવાર્ય કારણોને લઈને આ અંકો બહાર લાવવામાં વિલંબ થયો છે; પરંતુ હવેથી તેને નિયમિત કરવામાં બનતી ત્વરા રાખવામાં આવશે, તથા તે માટે સહૃદય વાચક વર્ગ પાસે અનુચિત હોવા છતાં અત્યંત દીલગીરી સાથે ક્ષંતવ્ય દૃષ્ટિથી અવલોકાવવું ઉચિત ધારીએ છીએ.

ઉપતંત્રી.

---

આદ્ય સ્થાપક — શ્રી [illegible]-સ્વામી
[illegible] મણિલાલ નભુભાઈ

# સુદર્શન.

—તંત્રી—
પ્રો. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ
એમ. એ. એલ એલ. બી.
—ઉપતંત્રી—
રા. રા. [illegible] શાસ્ત્રી

( ધર્મ-ગૃહ-સાહિત્ય-આદિ વિદ્યા અને તત્સબંધી વિચાર. )

"सत्यं परं धीमहि"—भागवतम्

[ પુસ્તક ૧૯. અંક ૧ ] ( માસિક ) [ ઑક્ટોબર ૧૯૦૩ ]


## ઇશ્વર સ્તવન.

( ભજેલ )

### માલિનિ વૃત્ત

જનમ મરણ સૌને શિરનો છે ઠરેલું,
વશ જન કરવાને વિશ્વનાથે કરેલુ
સુખદ સમય દેખી, ઇશિને સર્વ ભૂતે,
નિજ તણી કરી શ્લાઘા, માનવો વ્યર્થ ફૂલે ૧

પણ પ્રભુ ! સમરે છે, જ્યાહરે દુ ખ દેખે,
નિજ તણી લઘુ જાતિ, સત્ય વિશ્વેશ પેખે,
જન કથન ખરૂ છે, સૌની સુખે સ્મરે છે,
પણ દુ ખ પડતા ત્યો, નાથનુ નામ લે છે ૨

ભૂલી જઈ નિજ ડેરા, વૈભવોમા પ્રભુને,
નર કહિ નિજ ધ્યાને, ધારતો તે વિભુને,
મૂઢ જન બહુ એવા, આફતો આવતામા,
બની જઈ અતિ નમ્ર, લાગતા પ્રાર્થનામા ૩

રવિ શશિ તણી દેખો, છે ગતિ ભિન્ન કેવી,
પુરણ કદી કળાયે, જ્યોત્સ્ના હોય તેવી ?

વળિ દિન પણ જાયે, તેહને અસ્ત થાયે!
અગર ક્ષયથી પામે, સદ્ય તો અલ્પતાએ. ૪

ભરતી ઉદધિ કેરી, થાય ને ઉતરે છે,
ઘડી માંહિ નિર આવું, આવી પાછું ફરે છે;
જળ જળ જળ જ્યાંહિ, થાય તે ઠામ માંહિ,
ક્ષણ પછી નવ બિંદુ, દેખીએ એક ત્યાંહી! ૫

તદવત જન જોતું, સુખ સંસાર કેરું,
વિપુલ મળી શકે છે, પૃથ કુટુંબ કેરું!!
જ્યમ ખિલી પુષ્પોને સેંજ માંહિ ખરે છે,
ત્યમ વિપુલ કુટુંબી,-માં થકી કંઈ મરે છે! ૬

દિન શુભ ધ્વનિ થાયે, એક ત્યાંહે સુણાયે,
શ્રવણ હૃદય ભેદી, શબ્દ ત્યાં તો ભણાયે;
સમય સમય જૂદા ભાગ્યથી માનવોના,
દિન સુખ દુઃખ માંહી, વિતતા છે જનોના. ૭

સમજી રહી હમેશ, સત્ર આ સત્ય ધારી,
જગત સકળ જૂઠું, સત્ય! છે ત્રિપુરારી;
(તેના) ચરણ કમળ માંહે, ચિત્ત હંમેશ રાખો,
અવર સકળ ચિંતા. ચિત્તથી કાઢી નાંખો. ૮

અસત સત ગણીને, મોહથી મન આજ,
વિપરિત ધરી ચિંતા—જે કરે સુખ ત્યાજ;
નશ્વર તન આને, અન્ય તેવાં સુખો છે,
નિજ સમિપ જણાયે, તોય તેમાં રમે છે. ૯

પછી કયમ કદી આવે, શાંતિની રે! ક્ષણેક,
નહિ ધરી હરિ ઇચ્છે, ચિતમાં દૃષ્ટિ ટેક,
વિરલ જન ગયા છે, જગત છોડી ઉપાધિ,
સુખદ ગણી જે સાચી, એક નિશ્ચે સમાધિ. ૧૦

## ગીતિ.

શ્રી મહેશ્વર સેવે, ધ્યાન ધરી ત્રય કાળ મહેશ્વરનું,
શિવ! શિવ! શિવ વદતો, ધન્ય ધન્ય છે! માનવ તનું તેનું.

---

મયંક.

## જીંદગીના લ્હાવ.

( મળેલું. )

જગતની જીંદગીના લ્હાવ જીરવી જાતના છે !
દીસે કૈં ખ્યાલ ખોટા તો સુઝે સુખ દુઃખના છે !—જગતની૦

ઝગમગતાં દે ઝાંઝવાં વસુંધરાનાં રત્ન !
તારલીયાનાં તેડલાં શિખવે સુંદર સત્ય !—જગતની૦

ઘડી રોવું ઘડી હસવું ખુબીએ ખલ્કમાં છે !
અજબ રંગી હયાતીમાં મજા કેવી અહા ! એ ?—જગતની૦

અલખ ધુતારી "આજ" એ નાજુક નખરાં ખોર,
નચવે એવીને જ નર નટવર નવલ કિશોર.—જગતની૦

મચે કલ્લોલ જ્યાં હંમેશ લીલા લ્હેર જામે;
ઉંડા આનન્દનો ગેબી અનુભવ ફક્ત ત્યાં છે !—જગતની૦

શ્રમે સફલ કરતાં જીવન પ્રવાસ થાય પ્રસાર,
આંસુડાંની આપ લે સરલ કરે સંસાર.—જગતની૦

લલિત.

---

## *રાજ યોગ.

( અનુસંધાન ગત વર્ષ—પૃષ્ટ ૩૬૨ થી. )

॥ ॐ ॥

## ॥ श्री वाक्यसुधा, अथवा दृग्दृश्य विवेक ॥

॥ श्रीगणेशायनमः ॥

### अनंत आत्मा ।

रूपं दृश्यं लोचनं दृग्दृश्यं दृक्तु मानसम् ।
दृश्याधी वृत्तयः साक्षी दृगेव नतु दृश्यते ॥ १ ॥

---

* રા. રા. મણિલાલના અંગ્રેજી ગ્રંથને આધારે.

नीलपीत स्थूल सूक्ष्म ह्रस्व दीर्घादि भेदतः ॥
नाना विधानि रूपाणि पश्येल्लोचनमेकधा ॥ २ ॥
आंध्यमांद्यपटुत्वेषु नेत्रधर्मेषुचैकधा ॥
संकल्पयेन्मनः श्रोत्रत्वगादौ योज्यता मिदम् ॥ ३ ॥
कामः संकल्प संदेहो श्रद्धाश्रद्धा धृतीतरे ।
ह्रीर्धीर्भीरित्येवमादीन्भासयत्येकधा चितिः ॥ ४ ॥
नोदेति नास्तमेत्येषा न वृद्धिंयाति नक्षयं ।
स्वयं विभात्यथोन्यानि भासयेत् साधनं विना ॥ ५ ॥

ભાવાર્થ।—રૂપ દૃશ્ય છે, અને આપણા સર્વ દૃશ્યપદાર્થોનો દૃષ્ટા અક્ષિ છે; વળી અક્ષિનો દૃષ્ટા મન છે, વળી તે સદાસ્થિત દૃષ્ટા આત્માનો દૃશ્ય વિષય છે, અને તે આ ક્રમમાં કદાપિ કોઈપણ અંતીમ જ્ઞાનનો દૃશ્ય વિષય થઇ શકતો નથી.—૧.

નીલ, પીત, સ્થૂલ, સૂક્ષ્મ, હ્રસ્વ, દીર્ઘ આદિ વિવિધ પ્રકારનાં રૂપ અવલોકતાં, અક્ષિ સદા તેની તેજ રહે છે.—સદા અસર થયા વિનાની તથા સદાએ એકજ.—૨.

અંધાપો, ટુંકી દૃષ્ટિ, સારી દૃષ્ટિ, આદિ નેત્રના વિવિધ ધર્મો વિલોકતાં મનસ્ એક તથા અસંગ રહે છે. તેમની યોજનાનુસાર ઇન્દ્રિય જ્ઞાનનાં અન્ય અવયવો શ્રોત્ર, ત્વક્ આદિ માટે પણ આનુંઆજ કહી શકાય.—૩

કામ, સંકલ્પ, સંદેહ, શ્રદ્ધા, અશ્રદ્ધા, ધૃતિ, લજ્જા, બુદ્ધિ, ભીતિ, આદિ મનના સર્વ પ્રદર્શનને, સદા એક અને શ્રેષ્ઠ ચિત્ત ભાસમાન્ કરે છે.—૪.

આનો ઉદય અથવા અસ્ત થતો નથી; વૃદ્ધિ અથવા ક્ષય પણ નથી તે પોતાના પ્રકાશથી જ પ્રકાશે છે તથા અન્ય સર્વને સાધન વિના ભાસમાન્ કરે છે. ૫.

ટિકા—ચિતિ, ચિત્ત, ચેતના, એટલે પદાર્થો જેના વડે પોતાની જાતને અનુભવે છે, તે શક્તિના નામથી વ્યવહરાતી સમગ્ર વાતની વાતના અસ્તિત્વને સિદ્ધ કરવા માટે આ પાંચ શ્લોકનો ઉપક્રમ છે. તેને અસ્તિત્વનું સત્વ કહી શકાય. તે જડ પણ સંભવિ શકે નહિ, કારણ કે આપણે જડ વિશે જે સર્વ જાણીએ છીએ તે માત્ર રૂપ વિશે જ છે અને રૂપ સદા વિવર્તાધીન છે, તથા વિવર્તથી કોઈ વિવર્તાતીત દૃષ્ટા સૂચવાય છે. "મૃતજડ પોતાની જાતને કદાપિ અનુભવી શકશે નહિ," તથા બંધારણની ગમે તેટલી સૂક્ષ્મતાદ્વારાપણ તે

પોતાની જાતની પાર કંઈ પણ પેદા કરવાને અસમર્થ છે. એમ કહી શકાય કે નેત્ર રૂપોને વિલોકે છે, પરંતુ એટલું ના નહિ પાડી શકાય કે, નેત્રને પણ પોતાનાં રૂપોનો એક પ્રકાર હોય છે તથા તેમને વિલોકવાને તેની પારના કોઈ સતત દ્રષ્ટાની આવશ્યકતા ખડી થાયછે. સર્વ રૂપોનો દ્રષ્ટા ગમે તો જડ રૂપોનો અથવા મધ્યસ્થ નેત્રનાં રૂપોનો, મનસ્ છે અને તે અસ્તિત્વનું અંતીમ તત્વ સંભવિ શકે. આમ થઇ શકતું નથી. વળી મન પણ હજારો રૂપો ધારણ કરે છે, અને તેટલા માટે કોઈ સતત દ્રષ્ટાની જરૂર પડે છે. મનસ્નુ સ્વ-સંવેદનીયત્વ વિરોધ કર્તા છે.* આ અંતીમ દ્રષ્ટા પદાર્થોનો અથવા વિશ્વનો આત્મા છે. તે સકારનું કારણ છે તથા અસ્તિત્વનું સત્વ છે. ચિત્તની તે આ નિત્ય વાત છે કે જેમાંથી આપણે કદાપિ બચી શકતા નથી. તે પોતે પોતાને અવલોકે છે, અથવા વિશેષ યથાર્થ રીતે કહીએ તો તે દર્શન પોતે જ છે, તે સર્વ વાતની વાત છે. તે પ્રકૃતિનો નિયમ છે, અરે તેજ નિયમ છે, અને તેનો પ્રારંભ હોઇ શકતો નથી, તેનો પોતાનો તેની પોતાની પારનો કંઇ ખુલાસો થઇ શકતો નથી. તે કદા બદલાતું નથી, અને આવા ઘણા સારા કારણને લીધે તે એક અસ્તિત્વનો પ્રબલ નિયમ છે, સમગ્ર ચિત અથવા જ્ઞાન, તથા સર્વ પદાર્થોમાં સર્વદા સ્થિત છે.

તે આજ વાત છે કે જે સમજવાની તથા અનુભવવાની છે. અન્ય સર્વ તો રૂપ અને વાણિનો વિલાસ છે. રાજયોગમાં પ્રથમારંભનું પગથિઉં આ વિવેક છે, તે યથાર્થતાની સમગ્ર દ્રશ્યની સત્ વસ્તુની પ્રકૃતિને સ્પષ્ટ સમજાવે છે. દ્રશ્ય વિષયો અસત્ય છે, અને એમ હોવાથી તેમને શોધવાની જરૂર નથી; તેથી વિવેક પછી અન્ય પગલું વૈરાગ્ય છે, દ્રશ્ય વિષયો માટે શ્રેષ્ઠ વિ-રાગ, તથા સત્માં સંપૂર્ણ પ્રવિલાપન.

સાર એમ છે કે, જે પોતાના પ્રકાશથી જ પ્રકાશતું નથી તે અહંકારની પેઠે વિવર્તાધીન છે. વળી આત્મા સર્વનો સાક્ષી—દ્રષ્ટા રૂપે પ્રકાશક છે અને તેથી વિવર્તાધીન નથી; કારણ કે જે જડ વિના સ્વતંત્ર પ્રકાશી શકતું નથી, તે અહંકારની પેઠે નિર્વિકાર હોતું નથી. આ પ્રકારે આત્મા નિર્વિકાર તથા સ્વયં પ્રકાશ હોવાથી સર્વ જ્ઞાનનો સદા દ્રષ્ટા તરીકે રહે છે તથા કોઈ પ્રકારના અંતીમ જ્ઞાનનો દ્રશ્ય વિષય થઇ શકતો નથી. આ દ્રષ્ટા આત્મા આ પ્રકારે પરમાત્મા સિદ્ધ થાય છે. *તત્ત્વમસિ* શ્રુતિમાં *ત્વમ્*થી સૂચવાતો તે છે, તથા તેમાંને. તેમાં સત્થી દર્શાવાતા પરમાત્મા સાથે અભિન્ન છે. જો કે આ પ્રમાણે આત્માને પરમાત્મા એક અને તેના તે જ છે તો પણ તેમના ઐક્યાનુભવ માટે વચ્ચે આવતા અજ્ઞાનને દૂર કરવાની જરૂર છે.—૧-૫

## लिंग देह ।

चिछाया वेशतो बुद्धौ भानं धीस्तु द्विधा स्थिता ।
एकाहं कृति रन्यास्यादंतःकरण रूपिणी ॥ ६ ॥

* યોગસૂત્રના ચતુર્થપાદમાં પતંજલિએ આવિશે સ્પષ્ટ નિરાકરણ કર્યું છે.

छायाहंकारयो रैक्यं तप्तायः पिंडवन्मतं ।
तदहंकार तादात्म्या देहश्चेतनातामगात् ॥ ७ ॥
अहंकारस्य तादात्म्यं चिच्छाया देह साक्षिभिः ।
सहजं कर्मजं भ्रांति जन्यं च त्रिविधं क्रमात् ॥ ८ ॥
संबंधिनः सतोर्नास्ति निवृत्तिः सहजस्यतु ।
कर्मक्षया त्मबोधाच्च निवर्तेते क्रमादुभे ॥ ९ ॥
अहंकार लये सुप्तौ भवेद्देहोप्य चेतनः ।
अहंकार विकासोर्धः स्वप्नः सर्वस्तु जागरः ॥ १० ॥
अंतःकरण वृत्तिश्च चितिच्छायैक्य मागता ।
वासना कल्पयेत्स्वप्ने बोधेक्षैर्विषयान्बहिः ॥ ११ ॥
मनोहंकृत्युपादानं लिंगमेकं जडात्मकं ।
अवस्थात्रयमन्वेति जायते म्रियतेतथा ॥ १२ ॥

ભાવાર્થ।—બુદ્ધિમાંનો આત્માની છાયાનો આવેશ તેને પ્રકાશિત કરે છે. બુદ્ધિ બે પ્રકારની છે' અહંકાર અને અંતકરણ.—૬

એક તપેલા લોહપિંડ અને તેને તપાવનાર અગ્નિની પેઠે, આત્માના પ્રતિબિંબ અને અહંકારનું ઐક્ય છે અહંકારના બહિર્ સ્થૂલશરીરસાથેના તાદાત્મ્યને લીધે દેહ ચેતનતાને પામે છે.—૭.

આત્માના પ્રતિબિંબ સાથેનું, બહિર્ સ્થૂલ શરીર સાથેનું તથા સર્વ જ્ઞાનના સાક્ષિ—આત્મા—સાથેનું, અહંકારનું તાદાત્મ્ય અનુક્રમે સહજ, કર્મજન્ય તથા અવિદ્યા જન્ય છે.—૮.

આ ત્રણમાંના, આત્માના પ્રતિબિંબ સાથેના અહંકારના સહજતાદાત્મ્યનો કદાપિ નાશ થતો નથી; જ્યારે તેના અન્ય બે સાથેના તાદાત્મ્યનો વિનાશ કર્મ ક્ષય તથા જ્ઞાનથી અનુક્રમે થાય છે.—૯.

નિદ્રામાં અહંકારનો લય થવાને લીધે બહિર્ દેહ પણ અચેતન થાય છે, જ્યારે અહંકાર અર્ધ જાગ્રત હોય છે ત્યારે સ્વપ્નાવસ્થા પ્રવર્તે છે, અને જ્યારે તે સંપૂર્ણ જાગ્રત હોય છે ત્યારે જાગ્રદવસ્થા પ્રવર્તે છે.—૧૦.

અંતઃકરણ એટલે તેની વૃત્તિ આત્માના પ્રતિબિંબ સાથે અભેદ રીતે એક હોવાથી, સ્વપ્નાવસ્થામાં કર્મને માટે આવશ્યક વાસનાઓ પેદા કરે છે

તથા જાગ્રદવસ્થામાં કર્મના વિવિધ માર્ગોદ્વારા બહિર્ સૃષ્ટિ ખડી કરે છે.—૧૧,

મનસ્ અને અહંકારનું કારણ લિંગ—દેહની પ્રકૃતિ મુખ્યત્વે કરીને જડાત્મક છે. સ્વપ્ન, જાગ્રત, અને સુષુપ્તિની ત્રણ અવસ્થા અનુભવનાર તથા જન્મ મરણ પામનાર તે આજ છે.—૧૨.

**ટીકા**—સર્વવ્યાપક, અતર્ક્ય તથા અનત આત્માની પ્રકૃતિને વર્ણવીને, તે એક ભૂમામાં શી રીતે ભિન્નતા પેદા થાય છે એ અત્રે સમજાવવાનો ઉપક્રમ છે. એક કરતાં વધારે વાર કહેવામાં આવ્યું છે કે, બ્રહ્મ અથવા આત્માનું સહવર્તિન અજ્ઞાન સર્વ દૃશ્યતંત્રનું મૂલ છે. જ્યારે તેની વૃદ્ધિની અમુક સ્થિતિએ, તે અભેદજીવન કે જે સદા સર્વત્ર વ્યાપક છે તેને તેમાં દર્શાવવાને તે પરિપક્વ થાય છે, ત્યારે તેની વૃદ્ધિની તે સ્થિતિને અંતઃકરણ કહેવામાં આવે છે. અન્ય રીતે કહેવા માગીએ તો આ સમયે જ તેના જડ સાથેના સંધાતને લીધે સર્વ વ્યાપક જીવન જાણે પોતાની જાત વિના હોય તેમ પોતાની જાતને જુએ છે. એટલું ક્યારનું એ સમજાવવામાં આવ્યું છે કે આપણા સર્વ જ્ઞાનનો સમાવેશ મનની વૃત્તિયોમાં થાય છે. આવી દરેક વૃત્તિ એક વાસનાને જન્મ આપે છે, અને એક જીવન—સમયથી એકઠી થયલી વાસનાઓ અનુસાર વ્યષ્ટિનો માર્ગ નિયમાય છે. કારણ કે વ્યષ્ટિ વિષયક વાસનાઓ ખાસ કરીને અન્યોન્યથી ભિન્ન હોય છે, તેથી અનુભવનુ ઐક્ય સંભવિત નથી. દરેક સત્વનો અવિનાશી અથવા લય ન થઇ શકે એવો આ વાસનાઓનો સમૂહ છે, અને આ વાસના સમૂહને લિંગ દેહ કહેવામા આવે છે. વાસના પેદા કરનાર કારણ અતઃકરણ છે અને તેટલા માટે તેને વારવાર લિંગ—દેહ સાથે એક રૂપે વર્ણવવામાં આવે છે. એ જ પ્રકારે લિંગ દેહને પંચ પ્રાણ, પંચ જ્ઞાનેન્દ્રિય, પચ કર્મેન્દ્રિય તથા મન અને બુદ્ધિ રૂપ સત્તર વિભાગમાં વહેંચી નાખવામાં આવે છે. પરંતુ આથી પણ એટલું જ સૂચવાય છે કે આ સત્તર વાસનાના માર્ગ છે, લિંગ દેહના બંધારણ રૂપ. પરતુ વૃત્તિ અથવા વાસના અથવા અંતઃકરણને લીધે કોઇ પણ પ્રાણિ તે જે હોય છે તે હોવુ અસંભવિત છે જેમ દરેક વ્યષ્ટિને તેનાં કર્મોથી પેદા થયલો વાસનાઓનો લિંગ દેહ હોય છે, તેમજ સમષ્ટિને પણ અનંતતામાં શરૂ થતો વાસનાઓનો લિગ દેહ હોય છે. સર્વ પ્રકારના સર્વ જ્ઞાનનુ કારણ લિંગ દેહ છે. અને સાથે સાથે જ પ્રકૃતિની ગતિરૂપકમાન છે લિંગ—દેહ પોતાની સ્થૂલ ઉપાધિને કાર્યમાં શી રીતે મૂકે છે તે સમજાવતા પૂર્વે, અતઃકરણ, મનસ, ચિત્ત, અહંકાર, અને બુદ્ધિનુ બનેલું છે, એ સમજાવવું આવશ્યક છે, (જુઓ—પ્રવેશક); અને સર્વ પ્રકારનું સર્વ કર્મ અહકાર પેદા કરે છે, એ જાણવું જરૂરનું છે. આ વાતને બહાર લાવવા માટે જ મૂલમાં અંતઃકરણને માત્ર અહંકાર અને અંતઃકરણના વિભાગમાં વહેંચાયલું દર્શાવવામાં આવ્યું છે. સર્વ વ્યાપક જીવન જડમાં દૃશ્ય થાય છે કે તુર્ત જ અભેદ્ય રીતે અહંકાર પણ તેની સાથે જ પેદા થાય છે. વૃદ્ધિ ક્રમ ભિન્નતા દર્શાવે છે; તથા વિવર્ત પ્રારંભાતાં અહંકાર પ્રારંભાય છે. તેટલા માટે જ મૂલમાં આગળ ઉપર આ સંબંધને પ્રાકૃતિક રૂપે વર્ણવવામાં આવ્યો છે, એટલે એટલો બધો અભેદ કે જ્યાં સુધી સમગ્ર દર્પણ (અતઃકરણ) કે જેમાં આત્મા પ્રતિબિંબિત થાય છે તે એમ કહેવા માગીએ તો નાશ ન પામે ત્યાં સુધી પ્રતિબિંબ અને અહંકારનું ઐક્ય, અગ્નિ અને તેના વડે તપ્ત થયલા લોહપિંડ જેટલું ગાઢ છે. ત્યારે તો કર્મ

પ્રતિ દોરી જનાર અહંકાર છે એક અનુભવનો દૃષ્ટાંત આપીને આ સિદ્ધ કરવામાં આવ્યુ છે (૧૦) નિદ્રામા હોય છે તેમ જ્યારે અહંકારનો સપૂર્ણ લય થાય છે ત્યારે કોઇ કાય પરિણમતુ નથી, જ્યારે તે અર્ધ જાગ્રત હોય છે ત્યારે એવા પ્રકારની વાસનાઓને સજીવન કરે છે તથા તેમની સાથે તાદાત્મ્ય પામે છે કે જેથી આતરમા સ્વમ સૃષ્ટિ પડી થાય છે, જ્યારે તે સપૂર્ણ જાગ્રત હોય છે ત્યારે તે લિગ-દેહના સ્થૂલ દેહ સાથે સંપૂર્ણતાદાત્મ્ય પામે છે, ઇન્દ્રિયોને કર્મમા પ્રવર્તાવે છે તથા તેમને બહિર્ પદાર્થોનુ દર્શન કરાવે છે. (૧૧), આ સર્વ ઇસિદ્ધોરાજ સ્થૂલઉપાધિ સાથેનુ અહંકારનુ તાદાત્મ્ય વાસનાનું પરિણામ છે, તે કર્મનુ પરિણામ છે, અને અહંકારનુ સર્વ વ્યાપક ચિત્ત (બ્રહ્મ) સાથેનું તાદાત્મ્ય, જે તાદાત્મ્ય કર્મનુ કારણ છે, તે અનાદિ અવિદ્યાથી પેદા થાય છે આત્માના પ્રતિબિબો સાથે, સ્થૂલ દેહ સાથે તથા આત્મા પોતાની સાથે અહંકાર વિવિધ સબધોમા અસ્તિત્વ ધરાવે છે, એ આથી સ્પષ્ટ થાય છે સર્વત્ર તે સબધ ઐક્ય વિના અન્ય નથી. પ્રથમનો કદાપિ નાશ થઇ શકતો નથી પરતુ દ્વીતિય અને તૃતીયનો કર્મ ક્ષય અને જ્ઞાનથી અનુક્રમે નાશ થઇ શકે છે. બ્રહ્મથી ભિન્ન રૂપે અહંકારની યથાર્થ પ્રકૃતિ જ્ઞાન દ્વારા ખુલ્લી થાય છે, તથા તે લિંગ—દેહના એક વિભાગ રૂપે, વાસનાઓના સમૂહ રૂપે, કર્મના પરિણામ રૂપે છે, એમ સ્પષ્ટ પ્રતિત થાય છે સુષુપ્તિ, સ્વમ અને જાગ્રતની ત્રણ અવસ્થાઓ અનુભવનાર તથા અનેક જન્મોદ્વારા વિવિધ ભૂમિકાઓમા પસાર થતો અહંકારથી નિયમાયલો લિગ-દેહ છે યથાર્થ જ્ઞાનદ્વારા અહંકારનો એવો નિરોધ થશે કે જેથી અન્ય રીતે અતર્ક્ય કર્મનો નિયમ વાસનાઓ સગ્રહી શકશે નહિ કર્મક્ષયનો અર્થ માત્ર અહંકાર નિરોધ તથા તે પછી પરિણમતો વાસનાનો અભાવ થાય છે, કારણ કે પ્રકૃતિનો માર્ગ કદાપિ અટકતો નથી વાસનાને એક પ્રવાહ સાથે સરખાવવામા આવે છે, અને જો કે પ્રવાહ સદા વહ્યા કરે છે, તોપણ જે પોતાની જાતે પ્રવાહની સાથે ખેચાતો નથી તે પાણીના માર્ગથી ક્ષોભ પામ્યા વિના રહે છે લિગ-દેહ અને તેના કાર્યના આટલા ખુલાસાથી રાજયોગનો અન્ય અનુભવગમ્ય નિયમ સૂચવાય તે અહંકારનો નાશ કરો, એટલે કર્મના અતર્ક્ય નિયમોના પરિણામોને તમારા પોતા ઉપર ના લઈ જશો, અને આ પ્રકારે સદા માટે વાસનાથી વિમુક્ત રહો બ્રહ્મ સાથે તાદાત્મ્ય પામવા વિનાની અન્ય વાસનાને તમારા અંતઃકરણની શ્રેષ્ઠ વાસના થવા દેશો નહિ તમારૂં કાર્ય કરો, તે ગમે તે હોય, એટલુ જ નહિ પરતુ સર્વોત્તમ રીતે તેને પાર પાડો, પરંતુ કદાપિ પરિણામ માટે પરવા રાખશો નહિ પ્રથમ નિયમ આતર્ ચિતવન સૂચવે છે, આ અન્ય એ અભ્યાસના પણ પૂર્ણ વિરાગનો ઉમેરો કરે છે

ઉપતત્રી

( આગળ ચાલુ )

# " मार्ग-प्रदीपिका। "

( અનુસંધાન ગત વર્ષ પૃ૯—૧૭૫ થી. )*

"तमारा बल अने सौंदर्यने आकर्षनार वृद्धिनी इच्छा नहि परंतु अनंतनी ज होवी जोइए।"

તેના ક્રમના આરંભના ભાગમાં અભ્યાસિને ઉદ્યમિ બનાવતો હેતુ વૃદ્ધિની ઇચ્છા છે, અને તે તે સમયે યોગ્ય છે, પરંતુ વૃદ્ધિ સાથે હેતુ પણ બદલાય છે, અને જે એક સમયે શુભ હેતુ હતો તે સ્વાર્થી પ્રેરણા થઈ પડે છે. ગમે તેમ હો તોપણ તેને જાણ્યા વિના જીવાત્મા ભાગ્યે જ ઇચ્છા કરે છે, એ પણ દૃઢ અને ચિરસ્થાયિ છે, તથા ક્ષણિક ઇચ્છામાંથી અનંતના નિત્ય જ્ઞાનમાં ફેરફાર, ભાન વિનાનો, અજ્ઞાત હોય છે. દિવ્ય માનવની પરિપૂર્ણતામાં સર્વ પાસાની વૃદ્ધિને સૂચવતાં, બલ અને સૌંદર્ય તથા ઉચ્ચ શક્તિ અને ત્રૈલોક્ય શાન્તિ જોવામાં આવે છે, અને દરેક અભ્યાસિ જે પામવાની આશા રાખે છે તે આ છે.

"कारणके एक प्रसंगमां तमे शुद्धतानी समृद्धिमां वृद्धि पामो छो तथा अन्यमां स्वस्थितिना प्रबल रागने लीधे तमे कठिन थता जाओ छो।"

અભ્યાસિના માર્ગમાં આવી પડતાં પ્રલોભનો એટલાં બધાં સૂક્ષ્મ હોય છે કે ઘણી વખતે તો તેની વિવેક શક્તિને આંધળી બનાવી દે છે, અસતમાંથી સતને જુદા પાડવાની તેની શક્તિને હરી લે છે; અને જીવાત્માના નાટકમાં વ્યક્તિવાચક સ્વ એટલો બધો અગત્યનો ભાગ બજાવે છે કે ઘણી વખત તેની પ્રાપ્તિઓને પરમાત્માની હોય એમ ભૂલથી માનવામાં આવે છે. વળી આપણે માટે સ્વ—સંશોધનની આવશ્યકતા દર્શાવવામાં આવે છે, અને જ્યારે કોઈ ખાસ અગત્યનું કાર્ય કરવાનું હોય ત્યારે પ્રથમ આ પ્રશ્ન પૂછવાની જરૂર છે કે, "આ તે મારા પોતાના સ્વ-લાભ માટે છે અથવા અન્યના લાભ માટે છે." એટલુ ખાત્રીથી માનજો કે સામાન્ય લાભ કરતાં પ્રથમ સ્વનો હિસાબ ગણવાનો નથી.

"तमारा अंतरमां छे, मात्र तेनी ज इच्छा करो।"

આપણામાં જે સર્વ છે તેને આપણે અનુભવીએ છીએ ત્યારે આપણે વધારે માટે ભાગ્યે જ પ્રશ્ન કરીએ છીએ, કારણ કે ઢંકાયલી અથવા સુપ્ત શક્તિયોને ખીલવતાં ઘણો સમય વિતશે. આપણી વૃદ્ધિની હાલની ભૂમિકાએ, જ્ઞાન કે જે હજુ પણ વિશેષ વૃદ્ધિ પામવાનું સાધન છે તે પામવાને આપણું ધ્યાન આંતરમાં ખેંચવામાં આવ્યું છે. આપણા વૃદ્ધિ ક્રમની અમુક દિશામાં જ આપણે વધવું જોઇએ, તથા અન્ય દિશાઓમાં જતા પૂર્વે તેમાંથી

---

* થીઓસોફીસ્ટમાં આવેલા 'Light on the Path' નામના લેખને આધારે.

જે મળી શકે એમ હોય તે અનુભવવું જોઇએ. હાલતો આંતર્ જીવનમાંથી આપણા ઉપદેશો મેળવાય છે, અને ચારિત્રને સંપૂર્ણ બનાવવામાં, અધમ ગુણોને ઉચ્ચમાં ફેરવવામાં, ઉચ્ચ નીતિનાં ધોરણો શોધવામાં, પ્રકૃતિના મહાન નિયમોનું શાસ્ત્ર અને ઉંડું અવલોકન વધારવામાં, આપણી શક્તિને લગાડવામાં આપણે રોકાયલા છીએ

## "तमारी पारनानीज मात्र इच्छा करो।"

પ્રથમ વાચતી વખતે તો આ પૂર્વના નિયમથી વિરૂદ્ધ લાગે છે, તથાપિ જે હાલ આપણી પાર છે તે આપણામા સુપ્ર સ્થિતિમાં હોઈ શકે આપણે જે ક્યારનુંએ મેળવ્યુ હોય છે તેને માટે આપણે ઇચ્છા રાખતા નથી, પરંતુ જે હજુ સુધી આપણી પહોંચની બહાર હોય છે તેને માટે તે હોય છે, અને તેથી જે તેની પાર છે તેને માટે આપણે સતત પ્રયત્ન કરીએ છીએ, અને તે ઘણું જ ઇચ્છિવા લાયક લાગે છે કારણ કે તે આપણી પાસે હોતું નથી, અમુક પદાર્થ આપણી પાસે હોય તેથી કંઈ આપણને તેની કીંમત ઘટતી નથી, પરતુ તે વિષયની સભાળ લેવાની આપણે મટી જાય છે, તથા તે મેળવવાની પ્રયત્નપરપરાપણું બંધ થાય છે. આત્મિકવૃદ્ધિમાં હજુ પણ આપણામાં કંઈક ઉમેરાવાનું છે, એવું આપણે જાણીએ છીએ ત્યાં સુધી તેને આપણી હાલની વૃદ્ધિની પારની ગણીએ છીએ તથા તેટલા માટે તે ઇચ્છવા યોગ્ય છે.

## "अप्राप्यनीज मात्र इच्छा राखो।"

અત્રે અન્ય દેખીતો વિરોધ છે, તથાપિ તેને બરોબર વિચાર કરતાં માલૂમ પડે છે કે, અપ્રાપ્ય તો આપણા અતર્ તેમ બહિર્, ઉભયસ્થાને છે. આપણે જેની ઇચ્છા રાખતા હોઇએ તે અપ્રાપ્ય હોય કારણ કે તે આપણી હાલની સમજણ અથવા વર્ણનશક્તિની પાર છે. આ મોહક આકર્ષણ કે જે આપણા ગ્રહણની સહજપાર હોય છેતથા ઉત્સુકતાથી અનુસરાય છે, તે ન હોત તો વૃદ્ધિનું આકર્ષણ દૂર થાત અપ્રાપ્યમા આપણે આનદ લઇએ છીએ તેના ઉપર તથા તેને પામવાની આપણી ઇચ્છાની દૃઢતા ઉપર આપણા ભાવિના સર્વ વૃદ્ધિ ક્રમનો આધાર છે.

## सारांश।

માનવ જીવાત્માને તેના વિકાસ ક્રમને આગળ વધારવાને આંતર્ અથવા બાહ્યમાથી એકાદ ઉત્સાહકબલની આવશ્યક્તા માલૂમ પડે છે, અન્યથા તે અનુદ્યોગિ તથા ક્રિયાવિહીન રહે છે. આટલા માટે પ્રકૃતિએ ગુણોનું નિર્માણ કર્યું છે, દરેક ભુવનમાં જડી આવતા પ્રકૃતિના ત્રણ ગુણો, અને જ્યા સુધી તે મરજીઓ થઇને પોતાની જાતને મદદ કરવાને તૈયાર થાય છે ત્યા સુધી આ ગુણો જીવાત્મા ઉપર અસર ઉપજાવ્યાં જાય છે. સ્વ-સંવર્ધનના માર્ગમાં એકવાર પગ પળાયા પછી, માનવ વિકાસ ક્રમના માર્ગમાં હજુ ઉંચે ને ઉંચે ચઢવા માટે તેણે શા માટે પ્રયત્ન કરવો જોઇએ, એ વાતનાં તેને અનેક કારણો માલૂમ પડે છે; તેની પાર પણ તેને અન્ય શ્રેષ્ઠ દિવ્યવિકાસક્રમ માલૂમ પડે છે, અને કોઈ ભાવિ સમયે

તે માર્ગે પળવાનો તેનો હક પણ હોય. માનવ અને દિવ્ય વિકાસ ક્રમના આ અદ્‌ભૂત સમૂહમાં, મૂલભૂતસૃષ્ટિથી તે દેવસૃષ્ટિ સુધી અને તેની પાર અનંતતામાં પણ, દરેક વ્યક્તિના માર્ગને અમુક નિશ્ચિત ભૂમિકાઓ નિયમિત કરે છે; અને જો કે વિકાસ ક્રમમાં ઉચ્ચ માર્ગે લાખો અને કરોડો જીવાત્માઓ ધીમે ધીમે પ્રયાણ કર્યાં જાય છે, જેમનો વિચાર આપણાં શરીરોદ્વારા પાર પાડવામાં આવે છે.

"कारण के तमारामां विश्वनी ज्योति छे—मार्ग उपर मक्कमशी शकती मात्र एकज ज्योति।"

આપણા અંતરમાં આ જ્યોતિ ક્યાંથી આવે છે? વિશ્વાત્મામાંથી અવતરતો સ્ફુલિંગ, વા એક કીરણ તો તે ન હોય? સીક્રેટ ડૉક્ટ્રીન નામના ગ્રંથમાં કહ્યું છે કે, "ફ્રોહતના સૂક્ષ્મ સૂત્ર દ્વારા જ્યોતિમાંથી સ્ફુલિંગ અવતરે છે;" એટલે, જીવનસૂત્રદ્વારા જીવાત્મા પોતાના મૂલ સાથે જોડાયલો રહે છે-સર્વ રૂપસૃષ્ટિમાં વ્યાપક એક જીવન. આ જીવાત્મા, પ્રદર્શનમાં અવતરતાં કોષોથી એટલો બધો વિંટાઈ જાય છે કે, તેનો પ્રકાશ તદન દૂર થઈ જાય છે, પરંતુ ઉચ્ચ ક્રમમાં આપણને તેના અસ્તિત્વનું વધારે વધારે ભાન થતું જાય છે, તથા જેમ જેમ આપણે જડતાનાં બંધનોને દૂર કરતા જઈએ છીએ તેમ તેમ તે જ્યોતિ વધારે વધારે પ્રકાશમાન થતી જાય છે. તેથી એટલું ફલિત થાય છે કે જ્યોતિ સદા આપણી સાથે હોય છે, અને આપણી હાલની સ્થૂલતમપ્રકૃતિને લીધે આપણે તેની સ્પષ્ટ ઝાંખી કરી શકતા નથી.

"जो तमे तमारा आंतरमां तेनां दर्शन न करी शक्या हो तो अन्य स्थळे तेने माटे शोध करवी निरर्थक छे।"

યથાર્થ સેવા કરવાને શક્તિવાન્ થઈ શકવા માટે અન્ય પરિવર્તનો તથા સારા સમયની આશા રાખનારાઓને જેવું કહેવામાં આવે છે, તેવું જ અત્રે કહેવામાં આવ્યું છે પોતે જે સ્થિતિમાં હોય છે ત્યાંથી જો તે દુનિયાને ઉપયોગિ થઈ ન પડે તો, (કર્મના નિયમાનુસાર જે સ્થિતિ તેને માટે શ્રેષ્ઠ છે તથા તે પરિપૂર્ણ કરવાને પણ બરોબર લાયક છે.) તેને ગમે તે સ્થિતિમાં મૂકવામાં આવે તો પણ અન્ય કોઈ સ્થિતિમાં તે બિલકુલ ઉપયોગી થઇ શકતો નથી. એટલું માનવું પણ યુક્તિ પુરઃસર છે કે, આપણા અંતરમાં આપણાંથી જ્યોતિનાં દર્શન ન થાય તો, તે ગમે તેટલા પ્રકાશથી પ્રકાશે તો પણ બહિર્ જ્યોતિ પ્રતિ પણ આપણે સરખી રીતે જ આંધળા રહીશું. આપણામાં તે છે એટલું જાણ્યા પછી, આપણી દૃષ્ટિની ખોડની બૂમો પાડવા કરતાં, દર્શન શક્તિને કેળવવાનું એકદમ શરૂ કરવું વધારે હિતકર છે, અને થોડા ઘણા પ્રમાણમાં પણ આપણા પ્રયત્નોનું પરિણામ ખાત્રીથી આવશે.

"ते तमारी पार छे: कारण के ज्यारे तमे ते अनुभवो छो त्यारे तमारी जातनुं विस्मरण थाय छे।"

અત્રે અર્થ જરા ગુંચવાડાવાળો છે પરંતુ એટલો ખુલાસો આપી શકાય કે, ઉચ્ચ-સ્વમાં (કારણ શરીરમાં) પૂનર્જન્મ પામતાં જીવાત્મામાં જ્યોતિનો સમાવેશ થાય છે, અને તેથી તે સદા

વ્યક્તિ વાચક સ્વની પાર છે, અને જ્યારે જ્યોતિનાં દર્શન થાય છે ત્યારે ક્ષણિક અને નશ્વર પ્રતિનો મોહ દૂર પળે છે. આપણી જાતન્સ્વ, આપણે શાને કહીએ છીએ, એમાં અત્રની વાતનો સમાવેશ થાય છે—આપણી જાતનો કયા શરીર સાથે આપણે અભેદ સ્વીકારીએ છીએ, તથા જ્યોતિ સાથેનો આપણો સંબંધ. જીવન સમુદ્રમાં આપણે નાવિકો જેવા છીએ, અને તોફાન, ભીતિ, વિનાશ તથા નિષ્ફલતા દ્વારા, સ્થૂલઅસ્તિત્વનાં વિરોધની પાર શાંત સ્વર્ગમાં દોરનાર પ્રકાશ પણ એ જ્યોતિ છે, જ્યાં આપણને શાંતિ તથા સુખ માલૂમ પડે છે, તથા વિભુના રક્ષણમાં વિશ્રાન્તિ લઇએ છીએ.

" आ कसोटी सहन थवी ज जोइए : जीवनमार्ग प्रति लइ जती भयमद निसरणीना प्रथम पगथीए ज आम थाय : अंतीम पगथीआ सुधी आम ना पण थाय।"

આ દુનિયા કોઈ કાલે પણ જાણશે તેના કરતાં કર્મના હિસાબનાં જમે ઉધાર પાસાં ઘણાં જ બરોબર તથા નિયમસર હોય છે. તેના પ્રમાણિક દેવાને પતવ્યા વિના કોઇને ચાલવાનું નથી; જો કે એકનું કરવાના કામમાં ઢીલ કરવામાં આવે તો પણ પાપના બદલાને માંડી વાળવામાં આવતો નથી; નિયમ આવો છે. અભ્યાસિ આ જાણતો હોવાથી આ કસોટીમાંથી પસાર થવાને હિંમત પૂર્વક તૈયાર થાય છે, તથા ગતમૂર્ખાઈનાં પરિણામોને સ્થિતિ અનુસાર બની શકે તેટલી હિંમત અને ધીરજથી સહન કરે છે; વળી તે એટલું જાણે છે કે તે જે દુઃખ ભોગવે છે તેને લીધે તેના ચારિત્રમાંથી કલંકો ભુસી નાખવાને મદદ મળશે, તથા દુઃખાગ્નિ દ્વારા તે શુદ્ધ બનશે.

## सारांश।

પાપનાં કારણો અને પરિણામો જીવાત્માના અભ્યાસ ક્રમમાં મહાન્ અવયવો છે. તે વિના જડતાનો તામસિક ગુણ વધી જાય તથા વ્યક્તિના વિકાસ, વૃદ્ધિને બાધરૂપ નિવડે; જો તેની તરતની જરૂરીઆતો પૂરીપડાતી હોતતો તેની પાસે જે છે તેથી તે સંતોષ પામત તથા ભવિષ્ય માટે જરા પણ વિચાર કરત નહિ. પાપદ્વારા થતું દુઃખ એક ઉત્સાહક્બલરૂપે છે; આધુનિક અસંતોષમાંથી બચવાને માટે મનુષ્ય પાસે તે અન્ય સ્થિતિમાંની શોધ કરાવે છે; તે વિચાર અને વિવેકને જાગ્રત કરે છે તથા શોધ અને કાર્યને પ્રવર્તાવે છે. રજસના પર્યાય રૂપે પાપ શબ્દને ગણવામાં આવે છે, તે જડનો વિનાશ કર્તા છે, તથા વિવર્ત પમાડવાના અર્થમાં તે વિનાશ કર્તા છે; વિવર્ત કે જે અવશ્ય કરીને વિનાશ નથી, પરંતુ અંતમાં એક પ્રાપ્તિ રૂપે છે, કારણ કે અશ્રેય અથવા વિવર્ત પામેલા શ્રેયમાંથી શ્રેયજ સંભવે છે, શ્રેય નિત્ય છે, અશ્રેય અનિત્ય છે.

" परंतु हे अभ्यासि एटलुं तो याद राख के ते तो तारे सहन करवुं ज पडशे, आ तारी शक्तियोने कार्यमां लगाड।"

જીવનમાં કેટલાંક ગમે એવાં અને કેટલાંક ન ગમે એવાં કર્તવ્યો કરવાનાં હોય છે પરંતુ તેમાંના દરેકમાં પ્રાપ્ત પ્રસંગાનુસાર થવું તથા શક્તિઅનુસાર ઢીલ વિના તે કરવું એ ઉત્તમ છે. કર્તવ્ય કરવામાં ઢીલ કરવી તથા તેનાથી દૂર રહેવું નિર્બલતા તથા મૌર્ખ્ય સૂચવે છે; અને ન ગમે એવાં વૃત્તાંતોની ધારતીને જ માત્ર વધારે છે. અભ્યાસિના ક્રમમાં આવતી કસોટીઓ, તેનું પ્રકૃતિ પ્રતિનું દેવું છે, અનુભવ અને જ્ઞાન માટે અપાતી કીમત છે, જ્ઞાનના દ્વાર ખુલતી કૂચિઓ છે. કોઈ અણધારી કસોટીમાં આણી મૂકયા વિના, અથવા સ્વાર્થમાંથી પેદા થતી કોઈ આશા અથવા કામનાને દબાવ્યા વિના, વિકાસ ક્રમનું ચક્ર ગોળને ગોળ ફર્યા કરે છે, એમ કોઈ ભાગ્યે જ આશા રાખી શકે; પરંતુ અનુસરાતા દુઃખ દ્વારા તે ઉચ્ચ આશય અને હેતુ પૂર્વક નવીન વિચાર અને શક્તિને વૃદ્ધિ પમાડશે.

"वर्तमानमां तेम ज भाविमां नहि परंतु अनंतमां जीवन गळावुं जोइए।"

જે વ્યક્તિત્વને વિસારે પાડી શકતો નથી, જે પોતાની જાતનો અનંત જીવન સાથે અભેદ ઉપજાવી શકતો નથી, તેવાને માટે આ નિયમાનુસાર વર્તાવું અત્યંત કઠિન છે. "અનંતતા" શબ્દ, વિશાલતાનો, કદાપિ અંત ન પામતા કાલ અને દિક્‌નો, એવો ભાવ સૂચન કરે છે કે જેમાં ચેતના વિલીન થઈ જાય છે તથા તેની બહાર જે છે તે ઉભય વચ્ચેની સરખામણીમાં તે ગુંચવાઈ જાય છે. વર્તમાન વ્યાપારની અગત્યને ઓછી કરવાના પ્રયત્ન દ્વારા તથા ભાવિના લોભને બોધકારક રૂપે સર્વ શક્તિ અને ધ્યાન તેમાં જ ન લાગી જાય એમ કરવાને પ્રયત્ન કરવા દ્વારા, કદાચ થોડો ઘણો પ્રારંભ થઇ શકે; અને તોપણ આપણે ભાવિમાં જીવન ગાળવામાંથી વળી દૂર રહેવાનું છે, વ્યક્તિવાચક સૂચના (અહં) ભાવિ સુખ સંતોષ માટે યુક્તિયો યોજવાની નથી. આ વાતોનો વિચાર કરવામાં પણ આપણો પ્રદેશ વિસ્તૃત થતો હોય એમ લાગે છે તથા અનંત જીવનના વિશાલ અને મહાન્ જ્ઞાન માટે નો પાયો નંખાય છે, અને શરીરોનું બંધન નહિ હોવાથી એવા ભુવનો ઉપર કે જે દ્વારા જીવાત્મા ઇચ્છાનુસાર વિચરી શકે છે તથા પરમાત્માની કામનાને પૂરી કરવાને છૂટો થતો જાય છે.

"आ राक्षसी रोपो त्यां पुष्पित थइ शकतो नथीः अनंत विचारना वातावरणवडे ज अस्तित्व उपरनुं आ कलंक धोवाइ जाय छे।"

બાગમાં વિશાલ આકાશ નિચે મૂકવામાં આવતાં માંદા પડતા તથા મરી જતા ઉષ્ણગૃહના રોપાઓની પેઠે, જો પાપ અનંતમાં પુષ્પિત થઈ શકતું ન હોય તો તે એક એવા પ્રકારનો રોપો હોવો જોઇએ કે જે બંધનોને અનુકૂલ છે. અનુકૂલ ભૂમિમાં પાપ ઉત્તમ વૃદ્ધિ પામે છે; પોતાના સદૃશ પરિવર્તનોમાંથી પણ તેમજ; તેનું પોષણ પણ તેમાંથી જ થયાં જાય છે. જ્યારે આ બધું લઈ લેવામાં આવે છે ત્યારે તે કુજી ઉઠે છે તથા મદદ વિનાનું થઈ પડે છે અને તેના પ્રયત્નો પરિણામ વિનાના નિવડે છે. પ્રકૃતિએ નિર્મિત કરેલી લાભકારક સગવડોમાંની આ એક છે, જેના દ્વારા મનુષ્ય પાપની ગુલામિમાંથી બચી શકે, અને તેમાં જીવન ગાળવાની અને વિચારવાની શક્તિને વિકસાવી શકે—સતત વર્તતા કાલના સમુદ્રમાં.

## " भेदना गंधने दूर करो।"

આત્મિકશરીર સહજ વિકાસ પામેલા મનુષ્યથી આ નિયમ સંપૂર્ણ રીતે પાળી શકાશે એમ ધારી શકાતું નથી, પરંતુ સર્વએ વિશેષ નહિં તો પ્રયત્ન પણ કરી જોવો જોઇએ તથા તેમના જાતિ ભાઇયો સાથેનો તેમનો ઐકયનો સંબંધ વિશેષ ગાઢ થતો જાય એમ કરવાને તેમનાથી બની શકે તેટલું કરવું જોઇએ. પાપી મનુષ્યે શુભકાર્ય કરવું તેમાં તેને ઘણો લાભ છે તેમજ સારા મનુષ્યે પોતાના જીવનનો ભોગ આપવો તે પણ તેવું જ છે; દરેક પોતાનામાં સમાવેશ થતા સમગ્ર ઐયને દર્શાવે છે, દરેક પોતાના વિકાસની ભૂમિકાનુસાર દર્શાવે છે, ભેદ એ સ્વાર્થ છે, અન્ય હજારો પાપ પ્રતિહારતું પાપનું અધમમાં અધમ સ્વરૂપ છે: સ્થિતિ અને જ્ઞાતિનાં બંધનોમાં માનનારાઓમાંના, બાધકરૂપે જણીતાઓનું આ એક સામાન્ય લક્ષણ છે એક પ્રકારનો સ્વાભિમાન કે જે તેમનાથી થોડાં ભાગ્યવાળા સાથીઓ પ્રતિ તેમનાં મન અને હૃદયને મારી નાંખે છે. સર્વ વ્યાપક ભ્રાતૃભાવનાનો વિચાર એક રસમય કલ્પના રૂપ ગણી કાઢવામાં આવે છે તથા ભેદનો ખાડો અનેક પુનર્જન્મોનાં કર્મના બદલા દ્વારા પૂરાય નહિ જ્યાં સુધી ઘણો જ વિશાલ થતો જાય છે.

## " इन्द्रियज्ञान माटेनी इच्छाने दूर करो।"

બહિર્સંસ્કારોપ્રતિના કામિકશરીરમાં ઉદ્ભવતા પ્રતિઉત્તરદ્વારા ઇન્દ્રિયજ્ઞાન માટેની ઇચ્છાનો જન્મ છે. જો આપણા સૂક્ષ્મ શરીરમાં ઇન્દ્રિય આકર્ષણોને પ્રતિ ઉત્તર આપતો પદાર્થ નહિ હોય તો કામનાઓને નિયમવામાં આપણને મહેનત પડશે નહિ—માટે કામનાને મારી નાખવાને આઅનિચ્છિત પદાર્થને દૂર કરવાની જરૂર છે. કેવી રીતે? કામનામાંથી ઉદ્ભવતા વિચારોને દૃઢતા તથા આગ્રહ પૂર્વક ન પોષવા દ્વારા તથા તેમના સ્થાને અન્ય શ્રેષ્ઠ પ્રકારના વિચારોને સ્થાપવા દ્વારા, તેમ થઇ શકે છે જ્યાં લાલચો માલૂમ પડે તેવાં સ્થાનો અને સ્થિતિયોના ત્યાગ દ્વારા, અને તે પણ ત્યાં સુધી કે અંતે તેમનામાં લલચાવવાની શક્તિ રહેતી નથી, તે દ્વારા પણ આમ થાય છે. નિશ્ચય તથા ક્રમ પૂર્વક અશુદ્ધ સૂક્ષ્મ જડની વૃદ્ધિને ઓછી કરવા દ્વારા તથા ઉચ્ચ સ્ફુરણોને પ્રતિઉત્તર આપી શકે એવા જડના તેના સ્થાનમાં સ્થાપન દ્વારા. ઘણા લાંબા સમય પર્યંત ચાલતા અભ્યાસની આમાં જરૂર છે, પરંતુ જે વીર યથાર્થ અને સત્ય યુદ્ધ લાવે છે તે અંતે નક્કિ વિજય પામે છે.

## सारांश।

ભેદ અને ઇન્દ્રિયજ્ઞાન એ સામાન્ય ગુણો છે. એટલા બધા સાધારણ કે દુનિયામાં તે જરા અથવા બિલકુલ નહિ જેવું ધ્યાન ખેંચે છે; પરંતુ જેઓ ઉંડો વિચાર કરી મનન કરવાનું શિખ્યા છે તેમને આમ થતું નથી. જ્યારે પદાર્થોના તલ નીચે આપણે જોતાં શિખિયે છીએ ત્યારે આપણે જીવનને તે જેવું છે તેવું જોવા માંડીએ છીએ તથા મનુષ્યની સૂક્ષ્મ પ્રકૃતિને સ્વાભિમાન કેટલી બધી ઝાંખી પાડી દે છે, એ પણ જણાય છે. અશુભના દેખાવના

આપણા પરિચયને લીધે, અશુભ કાર્યના પરિણામની ખોટી ગણત્રી કરવાનું આપણને મન થાય છે, અને જ્યાં સુધી તેનું બલ આપણા કરતાં વિશેષ વૃદ્ધિ પામે છે તથા આપણે તેનાથી ઘણા દુઃખ વિના છૂટી શકતા નથી ત્યાં સુધી તે ચારિત્રને કેવો આકાર અર્પે છે તથા કેવી રીતે ઘડે છે, એ જાણવાનું આપણાથી બની શકતું નથી. ગમે તો સમગ્ર દુનિયા અમુક અશુભ કાર્ય કરવામાં જોડાઇ હોય, પણ આપણે તેના કરતાં ઉત્તમને જાણતા હોઇએ ત્યારે, તેમના પ્રમાણે વર્તવું બીલકુલ યોગ્ય ગણી શકાશે નહિ, કારણ કે તેમ કરવાથી તો અશ્રેયનો અશ્રેય ઉપર સંચય કરવા સમાન થાય તથા તે માટે સમયવીતતાં સખ્ત શિક્ષા થાય. શ્રેય માટે જ શ્રેય આદરો, શિક્ષાની ભીતિ માટે નહિ, પરંતુ તમારા આંતરમાં વસતા દિવ્ય જીવનની કીર્તિ માટે, તથા અશ્રેયના દુઃખી વાતાવરણથી ઝંખાયા વિનાના દિવ્ય પ્રકાશ વડે તેને પ્રકાશવાનું છે.

( આગળ ચાલુ. )

ઉપતંત્રી.

---

## સુખ શાન્તિનો ઉદય.

### દુનિયા—માનસિક સ્થિતિનું પ્રતિબિંબ.

( અનુસંધાન ગત વર્ષ-પૃષ્ટ—૨૮૩ થી. )

જેવા તમે છો તેવી તમારી દુનિયા છે. બ્રહ્માંડમાંના સર્વનો તમારા પોતાના આંતર્ અનુભવમાં સમાવેશ થાય છે. બહારની શી સ્થિતિ છે તેનો કંઇ હિસાબ નથી, કારણ કે તે સર્વે તમારા પોતાના અંતઃકરણની સ્થિતિનું પ્રતિબિંબ છે. તમારી આંતર્ સ્થિતિ શી છે, તેના ઉપર તમારો સર્વ આધાર છે, કારણ કે બહિરનું સર્વ તદનુસાર પ્રતિબિંબિત થશે તથા રંગાશે.

જેટલું તમે નિશ્ચયથી જાણી શકો તેનો તમારા અનુભવમાં સમાવેશ થાય છે; તમે હવે પછીથી જે જે જાણશો તે સર્વને અનુભવના દ્વારમાંથી પસાર થવું પડશે, અને એમ એ પણ તમારો એક વિભાગ થઇ પડશે.

તમારા પોતાના વિચારો, કામનાઓ, વાસનાઓની જ તમારી દુનિયા બનેલી છે, અને સૌંદર્ય, આનંદ તથા સુખવાળું અથવા કુરૂપ, દીલગીરી તથા દુઃખવાળું તમને વિશ્વમાં જે જે લાગે છે, તેનો તમારા પોતામાં સમાવેશ થાય છે. તમે તમારા જીવનને, તમારી દુનિ-

યાને, તમારા વિશ્વને તમારા પોતાના વિચારોદ્વારા સુધારી શકો છો અથવા બગાડી શકો છો, વિચારશક્તિદ્વારા તમે જેવું આંતર્ બંધારણ બાંધતા જાઓ છો, તદનુસાર તમારૂં બહિર્ જીવન તથા પરિવર્તનો પણ તેમની મેળે તે પ્રમાણે ગોઠવાયાં જાય છે. તમારાં અંતઃકરણના ઉંડામાં ઉંડા વિભાગોમાં તમે જે જે સંગ્રહ્યું હશે તે સર્વ વહેલું અથવા મોડું પ્રતિકૃતિના અનિવાર્ય નિયમાનુસાર પોતાની મેળે તમારા બહિર્ જીવનમાં પ્રદર્શિત થશે: જે જીવાત્મા અશુદ્ધ, અધમ, તથા સ્વાર્થી છે તે અચૂક ક્રમાનુસાર દુઃખ અને ભીતિ તરફ આકર્ષાયાં જાય છે; જે જીવાત્મા શુદ્ધ, નિઃસ્વાર્થી તથા ઉચ્ચ હોય છે તે પણ તેટલાજ નિશ્ચય પૂર્વક સુખ સમૃદ્ધિ તરફ આકર્ષાયાં જાય છે. દરેક જીવાત્મા પોતપોતાનું આકર્ષે છે, અને તેનું નથી હોતું તેવું તેને કંઈ ભાગ્યે જ થાય છે. આટલું અનુભવવું, એ દિવ્ય નિયમની સર્વ માન્યતા સ્વીકાર્યા બરોબર છે. દરેક માનવ જીવનના બનાવો કે જે સુધારનાર તેમજ બગાડનાર ઉભયે છે, તેના પોતાના આંતર્ વિચાર–જીવનના ગુણ અને શક્તિ અનુસાર તેના પ્રતિ આકર્ષાયલો હોય છે. દરેક જીવાત્મા, એકઠા કરાયલા અનુભવો અને વિચારોનું ગૂંચવાડાવાળું મિશ્રણ છે અને તેના પ્રદર્શન માટે શરીર એક માત્ર શુષ્ક ઉપાધિ છે. તેટલા માટે તમારા જે વિચારો હોય છે તેજ તમારી યથાર્થ જાત છે; અને જડતથા ચેતન ઉભયે આસપાસની દુનિયાને તમારા વિચારો જેવું સ્વરૂપ અર્પણ કરે છે તેવું તે ધારણ કરે છે. "આપણે જેવા છીએ તે, આપણે જે વિચાર્યું હોય છે તેનું પરિણામ છે; તેનો આધાર આપણા વિચારો ઉપર હોય છે; તે આપણા વિચારોનું બનેલું છે." આ પ્રમાણે ભગવાન્ શ્રીબુધ્ધે ઉપદેશ્યું હતું, અને તેથી એટલું ફલિત થાય છે કે, જો અમુક મનુષ્ય સુખી હોય, તો તે તેમ છે તેનું કારણ એટલું જ કે તે સુખી વિચારોમાં રહે છે; જો તે દુઃખી હોય તો તેનું પણ કારણ એટલું જ છે કે, તે ઉદાસિન તથા નિર્બલ વિચારોમાં રહે છે. ગમે તો અમુક મનુષ્ય, ભીતિ સહિત અથવા ભીતિ રહિત હોય, મૂર્ખ અથવા ડાહ્યો હોય, ક્ષુભિત અથવા શાંત હોય, તોપણ તે જીવાત્મામાં તેની પોતાની સ્થિતિઓનું કારણ હોય છે, અને કદાપિ બહાર હોતું નથી. અને હવે આપણે કેટલાક એમ કહેતાં સાંભળીએ છીએ કે, "પરંતુ તમે શું યથાર્થ રીતે એમ કહેવા માગો છો કે બહારના બનાવો આપણા માનસોને અસર કરતા નથી ?" મારૂં એમ કહેવું નથી, પરંતુ મારૂં આમ માનવું છે તથા એટલું હું ભ્રાંતિ રહિત સત્ય માનું છું કે, **બનાવોથી માત્ર તમને તેટલી જ અસર થાય કે જેટલી તેમને તમારા** ઉપર કરવા દો. બનાવો તમારા ઉપર રાજ્ય કરે છે કારણ કે તમને વિચારનાં પ્રકૃતિ, ઉપયોગ તથા શક્તિની યથાર્થ સમજણ નથી. તમે એમ માનો છો (અને આ એક માનવા, જેવા નાના શબ્દ ઉપર આપણાં આનંદ અને દુઃખનો આધાર રહ્યો છે) કે બહારના બનાવોમાં તમારાં જીવનને સુધારવાની વા બગાડવાની શક્તિ છે. આમ કરવાથી તમે બહિર્ના પદાર્થોને તાબે થાઓ છો કબુલ કરો છો કે તમે તેમના ગૂલામ છો, અને તેઓ તમારા શરત વિનાના રાજા છે; આમ કરવાથી તમે તેમને એક એવી શક્તિ આપો છો કે જે તેમનામાં મૂલથી હતી નહિ, અને યથાર્થ રીતે તમે માત્ર બનાવોને શરણ થાઓ છો એટલું જ નહિ પરંતુ તમારા વિચાર-પ્રદેશે તેમની આસપાસ પસારેલાં, આનંદ અથવા શોકને, ભીતિ અથવા આશાને, બલ અથવા નિર્બલતાને શરણ થાઓ છો.

મને બે મનુષ્યો યાદ આવે છે કે જેઓ નાની વયમાં ઘણા વર્ષોથી મુશ્કેલીથી એકઠો કરેલો પૈસો ગુમાવી બેઠા. એમને ઘણોજ લાગી આવ્યુ અને શોક કે પાત કરવા લાગ્યો. સમાચારના અખવાડીકપત્રમાં અન્યના વાંચવામાં આવ્યુ કે જે બેન્કમાં તેમણે પૈસા મૂક્યા હતા તે નિરાશા ભરેલી રીતે ભાગી પડી છે અને તેથી તેનુ સર્વ ગયુ છે, તેણે શાંતિથી અને દૃઢતાથી વિચાર્યુ કે, 'ભલે એતો ગયુ, તે કઇ દુખ શોક કરવાથી પાછુ આવવાનું નથી, પરંતુ સખ્ત ઉદ્યમવડે તે આવશે તેણે નવા ઉત્સાહથી કાર્ય આરંભ્યુ અને જલદીથી સમૃદ્ધિવાળો થયો. પ્રથમ મનુષ્યે પોતાના પૈસાના નાશનો જ શોક કર્યાકરવાને લીધે તથા તેના 'અભાગ્ય' માટે બબડયા કરવાને લીધે, ખરાબ બનાવોના યંત્ર તથા રમકડારૂપ થઇ રહ્યો. યથાર્થ રીતે તેના પોતાના નબળા અને ગુલામી ભરેલા વિચારોનો પૈસાનો વિનાશ એકને શ્રાપ સમાન થઇ પડ્યો કારણ કે તેણે તે બનાવને કાળા અને કદાગ્રહ ભરેલા વિચારોથી વિંટી કાઢયો. અન્યને તે આશિષરૂપ થઇ પડ્યો કારણ કે તેણે તેને પ્રામન્ય, આશા તથા નવા ઉત્સાહના વિચારોથી વિંટી લીધો.

જો બનાવોમાંજ સુખી અથવા દુખી બનાવવાની શક્તિ હોત તો, તેઓ સર્વ મનુષ્યોને સરખી રીતે સુખી તથા દુખી બનાવી શકત. પરંતુ એક જ પ્રકારના બનાવો વિવિધ જીવાત્માઓને જુદી રીતે સુખી તથા દુખી બનાવતા હોવાથી એટલુ સાબિત થાય છે કે બનાવોમાં સારૂ અથવા નરસુ નથી, પરંતુ તેમના સબંધમાં આવનારના મનમાં જ માત્ર હોય છે. જ્યારે તમે આવા અનુભવનો પ્રારંભ કરશો ત્યારે તમે તમારા વિચારોને નિયમવાનુ શરૂ કરશો, તથા સર્વ નકામા અને માલ વિનાના પદાર્થોને દૂર કરીને તમારા જીવાત્માનુ આંતર્ મંદિર પુન બાંધવા માંડશો, તથા તમારા પોતામાં માત્ર સુખ અને શાંતિના, બલ અને જીવનના, દયા અને પ્રેમના સૌંદર્ય અને અમરત્વના વિચારો જ સંગ્રહ કરશો, અને તમે જેમ જેમ આમ કરતા જશો તેમ તેમ તમે આનંદિ અને શાંત બળવાન અને દૃઢ, દયાવાન અને પ્રેમી તથા અમરત્વના સૌંદર્ય સહિત સૌંદર્યવાળા થતા જાઓ છો.

વળી જેમ આપણે બનાવોને આપણા પોતાના વિચારના આવરણોથી વિંટાળતા જ રહીએ છીએ તેમ તેવી જ રીતે આસપાસની દૃશ્ય સૃષ્ટિના પદાર્થોને આપણે વિંટાળી લઇએ છીએ, અને જ્યાં એકને ઐક્ય અને સૌંદર્ય જણાય છે ત્યાં અન્યને તિરસ્કાર પેદા કરે એવી વિરૂદ્ધતા લાગે છે. એક સમયે એક ભૌતિકવિજ્ઞાનશાસ્ત્રી પોતાની શોધના આ કારણથી જંગલોમાં ભટકતો ભમતો એક ક્ષેત્ર પાસે એક મેલા પાણીના ખાબોચીયા પાસે આવી પહોંચ્યો. તેણે સૂક્ષ્મદર્શકયંત્રવડે તપાસ કરવા માટે પાણીની એક શીશી ભરતા ભરતા વિવેક કરતા વિશેષ ઉત્સાહને લીધે પાસેના એક ખેડુતના છોકરાને એ ખાબોચીયામાંની ગુપ્ત તથા અસંખ્ય ખુબીઓ સમજાવવા માંડી તથા અંતે કહ્યુ કે, "હા, મારા મિત્ર! જો આપણી પાસે તેમને જાણવાની માત્ર એક ઇન્દ્રિય અથવા સાધન હોત તો, આ ખાબોચીયામાં લાખો અરે કરોડો સૃષ્ટિઓનો સમાવેશ થાય છે, એ માલુમ પડત" વળી તે વહેમ વિનાના ખેડુતના પુત્રે વિચાર કરીને કહ્યુ કે, 'હું જાણું છુ કે, પાણી જીવજંતુઓથી ભરપુર છે અને તેમને સહેલથી પકડી શકાય એમ છે"

પ્રાકૃતિક સત્યોના જ્ઞાનથી ભરેલા મનવાળા ભૌતિકશાસ્ત્રીને જ્યાં સૌંદર્ય, ઐક્ય તથા છુપુ રહસ્ય જણાય, ત્યા એ વિષયોથી અજ્ઞાત મનને માત્ર ગંધ મારતું પાણીનુ ખાબોચીયુ જણાય.

આકસ્મિક આવનારજનાર, વિચારવિના વનપુષ્પને પગ તળે ચગદી નાખે છે ત્યાં કવીની દિવ્યદૃષ્ટિને એક દેવદૂત જણાય છે. ઘણાઓને સમુદ્ર એક નકામા પાણીના વિસ્તારરૂપે તથા તેના ઉપર વહાણો ચાલે છે તથા ભાગી જાય છે, એટલા સ્વરૂપમાં છે; ગવૈયાના જીવાત્માને તે એક જીવંત વસ્તુ છે, તથા તેના બદલાતા સ્વરોમાં દિવ્ય સંગીતો સંભળાયા જાય છે. જ્યા સાધારણ મનસ્ને દુઃખ અને ગુંચવાડો માલૂમ પડે છે ત્યાં તત્ત્વવેત્તાના મનસ્ને કાર્યકારણનો તદ્દન સંપૂર્ણ ક્રમ જણાય છે, તથા જ્યા જડવાદીને અનંત મૃત્યુ વિના કંઇપણ દેખાતું નથી ત્યાં આત્મવાદીને અનંત તથા ધમધમી રહેલું જીવન માલૂમ પડે છે.

જેમ આપણે બનાવો અને પદાર્થો ઉભયને આપણા પોતાના વિચારોથી વિંટાળી લઇએ છીએ તેમ તેવીજ રીતે અન્યના જીવાત્માઓને પણ આપણા વિચારોના વસ્ત્રો પહેરાવીએ છીએ શંકાશીલ પુરૂષ સર્વેને શંકાશીલ માને છે, જૂઠો મનુષ્ય એવા વિચારમા સતોષ શોધે છે કે, એક પણ તદ્દન સત્યપરાયણ મનુષ્ય સંભવિ શકે, એવો વિચાર માનવા જેટલો તે મૂર્ખ નથી, દ્વેષીમનુષ્ય દરેક જીવાત્મામાં દ્વેષ નિહાળે છે, કૃપણ મનુષ્ય ધારે છે કે દરેક જણ તેના પૈસા મેળવવાને ઉત્સુક હોય છે, જેણે ધન સંગ્રહ કરવામા પોતાના હૃદયને ગુલામ બનાવી દીધુ છે, તે પોતાના ઉશિકા નીચે ભરેલી પીસ્તોલ રાખીને સુવે છે, તથા એવા મોહમા ફસાયેલો હોય છે કે તેને લૂટવામાં ઉત્સુક એવા હૃદય વિનાના લોકોથી દુનિયા ઉભરાઈ જાય છે, સર્વેથી લજ્જાયલો વિષયી, સાધુને ઢોંગી રૂપે માને છે. અન્યપાસા જેઓ પ્રેમમય વિચારોમાં સમય ગાળે છે, તેમને જે જે તેમનો પ્રેમ તથા હૃદય ભાવ આકર્ષે છે તેમાં તે જોવામાં આવે છે, વિશ્વાસુ અને પ્રમાણિક પુરૂષોને, શંકાશીલ પુરૂષોથી હેરાન કરી શકાતા નથી, સારા સ્વભાવના અને દાનશીલ પુરૂષો અન્યના સારા નશિબથી આનંદ પામે છે, તથા દ્વેષ એટલે શુ તે ભાગ્યે જ જાણે છે, જેને પોતાના અંતરમા દિવ્યાત્માનો અનુભવ થયો છે, તે તેને સર્વે પ્રાણીઓમા, પશુઓમા પણ જુએ છે.

પુરૂષ અને સ્ત્રીઓ તેમની માનસિક વિચાર-સ્થિતિમાં નિશ્ચિત હોય છે, એનું કારણ એટલું જ કે કાર્ય અને કારણના, કર્મના નિયમદ્વારા તેઓ જેવુ બહિર્ મોકલે છે તેવુ તેમના પ્રતિ આકર્ષે છે અને આ પ્રમાણે તેમના જેવા જ લોકોના સબંધમા આવે છે. "સમાન શીલવાળાઓમા મખ્ય હોય છે" એ પ્રાચીન વાક્યમાં ધારવામા આવે છે તેના કરતા ઘણા ઉંડા રહસ્યનો સમાવેશ થાય છે, કારણ કે વિચાર સૃષ્ટિમાં જડ સૃષ્ટિની માફક જ દરેક પોતપોતાના સદશપ્રતિ આકર્ષાય છે

"દયા માટે તમારી ઇચ્છા છે? દયાળુ થાઓ,

"તમે સત્યને શોધો છો ? સત્ય પરાયણ થાઓ;
" તમે તમારી જાતને જે અર્પશો તે તમને જડશે,
" તમારી દુનિયા તમારૂં જ પ્રતિબિંબ છે."

મરણ પછીની સુખી દુનિયા માટે પ્રાર્થના કરનારાઓમાંના તથા તે સુખી દુનિયા માટે રાહ જોનારાઓમાંના તમે એક હોતો તમારે માટે આ એક આનંદદાયક સંદેશો છે,– આ ક્ષણે હમણાં જ તમે તે સુખી દુનિયામાં પ્રવેશ કરો તથા અનુભવ લ્યો;એ સર્વ બ્રહ્માંડમાં વ્યાપી રહેલી છે તથા તમારા શોધવાની, કબુલ કરવાની, તથા તેમાં વિહરવાની તે તમારી વાટ જુએ છે. અસ્તિત્વના આંતર્ નિયમો જાણનાર એક મહાત્માએ કહ્યું છે કે, "જ્યારે મનુષ્યો એમ કહે કે અત્ર અથવા તત્ર, ત્યારે તેમની પછવાડે આમ તેમ દોડશો નહિ; વિભુનું સામ્રાજ્યનો તમારા અંતરમાં છે."

તમારે જે કરવાનું છે તે આટલું માનવાનું જ છે, શંકાની છાયા વિનાના મનથી જ માત્ર માનવાનું છે; અને પછીથી તમારાથી તે સમજાય ત્યાં સુધી તેનું મનન કરવાનું છે. ત્યાર પછી જ તમે તમારા આંતર્ જીવનને શુદ્ધ કરવાનો તથા બાંધવાનો પ્રારંભ કરશો, અને જેમ જેમ એક આંતર્ દર્શનથી અન્ય આંતર્ દર્શન દ્વારા, એક અનુભવથી અન્ય અનુભવ દ્વારા તમે આગળ વધતા જશો તેમ તેમ તમને બહિર્ પદાર્થોની તદન નિરર્થકતા માલૂમ પડતી જશે તથા સંયમિત જીવાત્માની મહાન્ શક્તિનો પ્રભાવ જણાશે.

( આગળ ચાલુ. )

ઉપતંત્રી.

---

## પ્રારબ્ધ અને પુરૂષાર્થ.*

જીવનના વિવિધ સિદ્ધાંતો વિશે ઉપયોગી થઇ પડતા વિચારોથી અભેદવાદના ઉપદેશો ઉભરાઈ જાય છે. આપણા સાહિત્યનાં પૃષ્ઠો દ્વારા આમાંના એકાદને અવલોકતાં તથા વિવિધ સ્થળે વેરાયલા સિદ્ધાંતોને એકત્ર કરતાં તેનો સ્પષ્ટ સાર તથા વધારે સંતોષકારક ખુલાસો આપણે મેળવી શકીએ છીએ; ઘણીવાર તેમની મદદ વિના તે મેળવી શકાતા નથી. આપણે એક આગળ પડતા સિદ્ધાન્તને-પ્રારબ્ધ અને પુરૂષાર્થનાને-અભેદવાદના શ્રેષ્ઠ લેખકોના અભિપ્રાયાનુસાર અવલોકીએ.

આ સિદ્ધાંતનો વિચાર કરતાં ત્રણ દિશામાં વિતર્ક સંભવિ શકે છે. તેમાંના એક દ્વારા પ્રતિઉત્તરનો શોધ કરવો જોઇએ.

૧. આપણે અનિયંત્રિત પુરૂષાર્થ ભોગવીએ છીએ.

* થીઑસૉફીસ્ટમાં આવેલા એક લેખને આધારે.

૨ આપણે પ્રારબ્ધના સામ્રાજ્યમા છીએ, જેમાં પુરૂષાર્થનો બિલકુલ અવકાશ નથી

૩ માનવ વિકાસક્રમમાપ્રારબ્ધ અને પુરૂષાર્થ, ઉભય સભવે છે

શ્રી સીનેટ 'ગ્રોથ ઑફ ધી સોલ' નામના પુસ્તકમા પૃ૮-૧૨૩ મે પ્રારબ્ધ અને પુરૂષાર્થ ઉભય વિશે ટુકામા નિચે પ્રમાણે વિચાર દર્શાવે છે

' જીવનમા વૃદ્ધિક્રમના દરેક પ્રગથીએ કાર્યના વિવિધ માર્ગોમાંથી એકાદ પસદ કરવાનુ કાર્ય સ્વતત્ર હોય છે, એમ દરેક મનુષ્ય પોતાના મનમા ધારે છે, એ વિચાર આપણને કેવો ઉત્તમ લાગે છે એ વિશે સપૂર્ણ તર્ક ચલાવો તેને આટલુ આમ લાગે છે એટલુ જ નહિ પરતુ જો તેને એક યુક્તિ યુક્ત પ્રાણીની મફક અપર પ્રારબ્ધમા જીવાત્મા માટે લેશ પણ શ્રદ્ધા હોય છે તો–તે ગમે તે હોય તો પણ–તેને લાગે છે કે માનવ પ્રાણીઓને સ્વતત્ર કૃતિ શક્તિ હોવી જોઇએ, અથવા ઐહિક જીવનના બદલા રૂપે મોક્ષ આત્મિકપરિણામો તેમને પ્રાપ્ત થ ા એ પ્રકૃતિના એક નિયમ રૂપે નીતિના કર્મ સાથે બધ બેસતુ થઈ શકતુ નથી જો આ સ્થાને મહાત્મા અને પાપીઓને બદલો અથવા શિક્ષા આપવામા આવે તો, જીવનમાના તેમના જવાબદારી ભરેલા સ્વતત્ર કાર્યાનુસાર નહિ પરતુ સામ્રાજ્ય ભોગવતી એક શક્તિ જે તેમની પાસે તે મેજોજે કરાવ્યા તદનુસાર થઈ પડે, દરેક વિચાર અને ગતિ કે જેના તેઓ પોતાની જાતને કર્તા રૂપ માને છે તો તે મહાન્ શક્તિનો પ્રભાવ છે– તો ખાત્રીથી આવા પ્રકારની સામ્રાજ્ય ભોગવતી શક્તિ, નીતિ અને શ્રેયને બદલે હલકી દુષ્ટતાનુ તત્વ દર્શાવશે'

' અન્યપાસા પ્રારબ્ધનો વાદ અનુચિત નૈયાયિક તર્કની માફીના આધાર વાળો છે વિશાલ અધમા લેતા આપણે તેને એક આવશ્યક્તા રૂપે સ્વીકારીએ છીએ તદન અધમ તાની સ્થિતિમા જન્મેલા, લુબ્ધ ટેવ તથા શુભ દમતના સર્વ હેતુઓના અજ્ઞાનમાં ઉછરેલા લોકો આપણે જાણીએ છીએ કે સર્વ પ્રકારના પ્રલોભનો તથા દુર્ગુણ અને પાપની અસરમા વિટાયલા મોટા થતા તેમને અનુકૂળ કાર્યો કરવા માડે છે, દુનિયામાના લોકોના ટુચ્ચ ઉપર તોફાન અને ભરતિની શક્તિયોની પેઠે તેમના પાપી કાર્યો મુખ્ય ત્વે કરીને નૈતિક અસરોના પરિણામ હોય છે તેવી જ રીતે આત્મ–સયમના તથા ઘણા જ પરોપકારી અન્ય જીવનોમા–જે મનુષ્યો આવુ જીવન ગાળે છે, તેમના મોટા થવાના ઉપદેશો તથા અસરા ઉપર તેમના સામાન્ય ચારિત્રનો આધાર હોય છે વિષયના અન્ય વિચારાનુસાર તેમને લાગે કે જ્યારથી તેઓ મોટા થઇ વિવેકનો ઉપયોગ કરવા લાગ્યા ત્યારથી અસ્તિત્વના પ્રાપ્ત પ્રસગોમા નિશ્ચિત થયતા તત્વને પોતામા તેઓ પોતાની સ્વતત્ર ઇચ્છા શક્તિનો ઉપયોગ કરતા હતા પરતુ તેમનામાના ઘણા શ્રેષ્ઠ પુરૂષો એક પણ બુદ્ધિ વિષયક ખાત્રીથી, જીવનના માન વાદરૂપે પ્રારબ્ધને સપૂર્ણ રીતે સ્વીકારે છે!'' આ ઉભયમાનો (ન ૧ અથવા ન ૨) એક પણ વિચાર તદન ગ્રહણ કરવા યોગ્ય અથવા ત્યાગ વા યોગ્ય નથી પ્રારબ્ધ અને પુરૂષાર્થ ઉભયનુ સમાધાન કરતો વિચાર જ (ન ૩) માત્ર સતોષકારક છે, અને જો આપણે અભેદવાદના ઉપદેશો તરફ વળી એ તો તો "માનવ અને દિવ્ય પ્રકૃતિયોના ઐક્યમાં તથા કર્મ અને પુનર્જન્મના વાદમા ટેકો મળે છે (સમ પ્રૉબ્લેમ્સ ઑફ લાઇફ—પૃ ૨૫)

## સંપૂર્ણ અને આપેક્ષિક પુરુષાર્થ

આપણે એ વિચારથી ટેવાયા છીએ કે, એક સંપૂર્ણ અનંત અસ્તિત્વ છે, આ પ્રદર્શિત વિશ્વ તેનું આભાસિક દૃશ્ય પ્રદર્શન છે, તેમાંથી તે જન્મે છે તથા તેમાં જ નિમગ્ન થાય છે તથા તેના શિવાય અવમથી તે ઉચ્ચપર્યંત સમગ્ર વિશ્વ માત્ર એક આપેક્ષિક યથાર્થતા છે. એ સંપૂર્ણ યથાર્થતાની દૃષ્ટિ ઐક્ય છે, પ્રદર્શિત અસ્તિત્વની દૃષ્ટિ દ્વૈત છે, કારણ કે મૂળ દ્વૈતતામાં વિવર્તે તે પ્રદર્શન, તથા એ પ્રકારે પ્રકૃતિના ઉભય અંતો જેમાં વિશ્લેષિત થાય છે તે ઉપસ્થિત થાય છે. ઉભય અંતો જેવા કે, જડ ચેતન, સ્ત્રી—પુરુષ, પ્રમલ—નિર્મલ, આકર્ષક—પોષક. જડ અને ચેતનનું મૂળ જેમ એક સંપૂર્ણ અસ્તિત્વ છે, તેમ તેના સંપૂર્ણ ઇચ્છારૂપે અન્ય સ્વરૂપમાં તે પ્રારબ્ધ અને પુરુષાર્થનો મૂલાધાર છે. એ એક જ તત્વના ઉભય અંત, તેઓ કદાપિ જુદા જોવામાં આવતા નથી. જેમ જડ વિના ચેતન નથી, તથા ચેતન વિના જડ નથી તેમ પ્રારબ્ધ વિના પુરુષાર્થનો સંભવ નથી તથા પુરુષાર્થ વિના પ્રારબ્ધનો સંભવ નથી. જડ અને ચેતનનો સંબંધ અવલોકતાં માલુમ પડે છે કે તેમાંનો ભેદ અધમમાં અધમ સ્થૂલ ભુવન ઉપર ઘણો જ હોય છે, અને આપણે જેમ જેમ સ્થૂલથી સૂક્ષ્મતમ ભુવનો પ્રતિ અવલોકીએ છીએ તેમ તેમ તે ભેદ ઘણો જ થોડો થતો જાય છે, ગમે તેટલો થોડો તો પણ તે પ્રત્યેક ઉચ્ચ ભુવન ઉપર અસ્તિત્વ ધરાવે છે તથા જડ અને ચેતનના અદૃશ્ય થવા સાથે, તેઓ ફરીથી એક અમિશ્રિત અસ્તિત્વમાં પ્રવિલાપે છે તે સાથે તે અદૃશ્ય થાય છે. પ્રારબ્ધ અને પુરુષાર્થનું પણ તેમજ. સ્થૂલ ભુવનના માન અને દિક્‌ના બંધનોમાં એમની વિરુદ્ધતા વધારે સ્પષ્ટ હોય છે, પરંતુ પ્રદર્શનના સર્વ ભુવનો ઉપર બદલાતા પ્રમાણમાં અસ્તિત્વ ધરાવે છે. બંધનોવાળા વિશ્વમાં પુરુષાર્થ સદા આપેક્ષિક હોય છે, કારણ કે સંપૂર્ણ ઇચ્છા તો એક અદૃશ્ય યથાર્થતાનો ગુણ છે, જે જડ તેમજ ચેતન તથા પ્રારબ્ધ તેમજ પુરુષાર્થ, ઉભયમાંનું એક પણ નથી, પરંતુ સર્વ પ્રદર્શનનું છે તેમ તે ઉભયનું મૂળ છે.

## સ્વતંત્રકૃતિ શક્તિનો ક્રમવિકાસ

“ આ એક સંપૂર્ણ ઇચ્છા તેના પ્રદર્શનોમાં આપણને સ્વતંત્ર લાગે છે. તે ઇચ્છાનુસાર સર્વ સ્થિતિમાં રહ્યું છે, સર્વને તે ઇચ્છાનુસાર ગતિમાન થવાનું છે, અને તેજ ક્રમવિકાસની એક સીધી લીટી દર્શાવશે કે જેમાંથી વામ તથા દક્ષિણ એક તરફ પણ જવાનું હોતું નથી ( અવતારો—પૃષ્ઠ—૮૮—૪ ) પરંતુ મનુષ્યમાંનો જીવાત્મા વિશ્વાત્મા સાથે એક હોવાથી, તે સંપૂર્ણ ઇચ્છા સાથે પણ એક છે અને તેટલા માટે આત્મનિર્મિત બંધનોમાં સ્વતંત્ર છે. આપણા જીવાત્માના વિશ્વાત્મા સાથેના ઐક્યમાં સ્વતંત્ર કૃતિશક્તિના મૂલનો સમાવેશ થાય છે તથા પ્રદર્શિત અસ્તિત્વના આવશ્યક બંધનો સાથેની મૂલ દ્વૈતતાને લીધે પ્રારબ્ધ તેનો ઉપસિદ્ધાંત છે. આ બંધનોને દૂર કરવા એ ક્રમ વિકાસનું કાર્ય છે તથા પુરુષાર્થ પ્રદર્શન કે જે સર્વ જીવાત્માના શુભ ગુણોમાંનો એક છે, તે આપણા ક્રમ વિકાસની ભૂમિકાઓમાંની એકનું સૂચન કરે છે. “ એનરપન્ટ્વીઝમ ” નામના મતાનુસાર સુમનો જનમતમાં આનુક્રમિક વિકાસ તે “ અતિક્રમ ” મનુષ્યમાંનો જીવાત્મા પોતાના ક્રમવિકાસની

લામી મુસાફરીનો પ્રારંભ દિવ્યજીવનના એક સ્ફુલિંગરૂપે કરે છે, તથા તેનામા બીજરૂપે અથવા સુપ્ત સ્થિતિમા સર્વ દિવ્ય શક્તિયો અથવા ગુણો હોય છે જે વિશ્વમાં જીવાત્માને મૂકવામાં આવેલ હોય તેના પદાર્થોના સંસર્ગથી ઉપજતા સંસ્કારો દ્વારા આ શક્તિયો દૃશ્ય થઇ શકે છે, આથી પેદા થતા સંઘર્ષણ દ્વારા તેમના પ્રોત્સાહનોને અધીન થયેલા જીવનમાંથી, પ્રતિઉત્તરરૂપ સ્ફુરણો પેદા થાય છે અને ક્રમે ક્રમે જીવનશક્તિયો સુપ્તસ્થિતિમાથી જાગ્રત સ્થિતિમા આવે છે ( એનશ્યન્ટવીઝડમ—૫—૨૧૪—૨૧૫ )

• •

જ્યા જ્યાં પ્રદર્શન હોય છે ત્યા ત્યા, જીવન, ચેતના, ઇચ્છા, હોય છે, પ્રકૃતિના અધમ ભુવનોથી તે ક્રમે ક્રમે માનવ પ્રદેશમા સ્વ—ચેતના તથા સ્વતંત્ર કૃતિશક્તિ પર્યંત, વિવિધભૂમિકાઓમા આ શોધી શકાય છે વિકાસક્રમના અવોવર્તુન ઉપર વૃદ્ધિ ગત થતા ( સ્વ—ચેતના ) તેમજ વ્યક્તિવિષયસ્વતંત્રકૃતિશક્તિ, એમાનું કંઈ હોતુ નથી, પરંતુ સર્વ પદાર્થોને નિર્ણિત વિકાસક્રમમા ખાતરીથી તથા દૃઢતાથી દોરતી એક દિવ્ય ઇચ્છા તેમનુ સ્થાન રોકે છે ચેતનનું જડમાં અવતરણનું અધમમા અધમ સ્થાન ખનિજ વર્ગ મા—ચેતનની અને ઇચ્છાના અધમ બિંદુ સાથે મળતું આવે છે અને એક ઇચ્છા શક્તિની તેની તેજ પ્રેરણા અનુસાર વિકાસક્રમના ઉચ્ચતાપ્રતિ પ્રયાણના સમયમા જીવાત્મા બંધન અને રૂપની સ્થૂલતાને અધીન કરતા શિખે છે, ખનિજ વર્ગનું દેખાતુ અભાન વનસ્પતિ વર્ગમા એક પ્રકારના સહજ ભાનમા ખીલે છે, પ્રાણી વર્ગમા સ્પષ્ટ ભાન ખીલી નીકળે છે તથા અંતે માનવ વર્ગમા સ્વ—ભાન ( સ્વજ્ઞાન ) મા વિકસે છે તેજ પ્રમાણે સ્વતંત્ર કૃતિશક્તિમા સ્વ—ચેતનતાની પ્રાપ્તિ સાથે પ્રદર્શિત થતા ઇચ્છાના વિકાસ ક્રમને વિવિધ ભૂમિકાઓમા અવલોકીએ છીએ " અધમ ભુવનોમા **નિયમ** નિર્મિત છે, અને તેમને તેની પ્રેરણાને અધીન થવુ પડે છે ખનિજ સૃષ્ટિમા **નિયમ** ફરજ રૂપે છે દરેક ખનિજ પદાર્થ નિયમાનુસાર ગતિમાન્ થાય છે તથા એકની ઇચ્છાના વિરુદ્ધ કાર્યમા પોતાના તરફની કોઇ પણ પ્રેરણા તે કરી શકતો નથી વનસ્પતિ સૃષ્ટિમા પણ **નિયમ** સ્થાપિત છે તથા દરેક વનસ્પતિ પોતામાના નિયમાનુસાર યોગ્ય રીતે વધે છે, તેના વર્ગની રીતિ અનુસાર તથા દૃઢતાથી તે વૃદ્ધિ પામે છે તથા તેનાથી પોતાની જાતની કોઇ પ્રેરણા વચમા લાવી શકાતી નથી પ્રાણી સૃષ્ટિમા પણ—કદાચ તેમાના ઉચ્ચ પ્રાણીઓ પ્રતિ આપણે આવીએ તે વિના પોતાના નિયમના અધીનમા સર્વને લેતો **નિયમ** હજુ પણ સામ્રાજ્ય ભોગવે છે, સર્વજીવંત વસ્તુઓને ધારણ કરતો પોતાના દ્વારા સર્વને ચલાવે છે પરંતુ માનવ સૃષ્ટિમા તેમ નથી મનુષ્યમાતો ઇશ્વર પોતેજ પોતાની એક પ્રતિમા ખડી કરે છે, અધમ વર્ગોમા આમ હોતું નથી જીવન વિકાસ પામતું જાય છે તેમ તેમ એક પછી એક શક્તિ બહાર આવતી જાય છે, અને મનુષ્યમા મધ્યસ્થ જીવન બહિર પ્રદર્શિત થતું જાય છે કારણ કે ઇચ્છાની મહાનશક્તિના વિકાસને માટે યોગ્ય સમય પ્રાપ્ત થયો છે, પરમાત્મ જીવનના વિભાગરૂપે સ્વનિર્મિત ગતિ હવે જે થાય છે તે આ છે આપણામા સ્થિત થયેલા આત્મામાંથી, કે જે પોતે જાતેજ આપણામા છે, તેમાથી મહાન્ ઇચ્છા શક્તિનો પ્રવાહ આત્માને ધારણ કર્તા કોશોમા વહેવા માંડે છે કોશો દ્વારા શક્તિ બહિર પ્રદર્શિત થતી જાય છે, તથા તેમને પોતાની કેટલીક પ્રકૃતિ અર્પે છે, અને દરેક કોષ પોતાનીજ ઇચ્છાનું એકેક

પ્રતિબિંબ ખડું કરવાને પ્રારંભ કરે છે, અને આપણને એક શરીરનું "અહં" પ્રાપ્ત થાય છે કે જે એક માર્ગે જવા માગે છે, વળી એક રાગ અથવા વાસનાનું "અહં" પ્રાપ્ત થાય છે કે જે અન્ય માર્ગે વળવા માગે છે, વળી એક મનસનું "અહં" પ્રાપ્ત થાય છે કે જે એક ત્રીજા માર્ગે જવા માગે છે; અને આમાંનો કોઇ પણ માર્ગ વિભુ આત્માનો નથી. આ તો માનવીની મોહક કામનાઓ છે, તથા તેમને યથાર્થ ઇચ્છાથી જુદી દોરવાનો એક માર્ગ છે. તે દરેક પોતપોતાની દિશામાં બહિર આકર્ષણથી નિશ્ચિત થયેલી હોય છે, અંતરસ્થિત ઇશ્વરથી નહિ પરંતુ જાણે બહિરના ઇશ્વરેથી થતી હોય તેમ; આસપાસના વિષયથી આકર્ષાય છે પરંતુ અંતરવર્તિન આત્માથી નહિ, હજુ સુધી તેણે વિશ્વનું સામ્રાજ્ય મેળવ્યું હોતું નથી." ( અવતાર-૫-૪૯—૫૦. )

એક ઇચ્છાશક્તિનાં પ્રતિબિંબ હોવાથી, આમોહક કામનાઓ વિકાસક્રમની ઘણી આગળ વધેલી ભૂમિકા પર્યંત આપણાં કાર્યોને લલચાવવામાં સંપૂર્ણ રીતે યથાર્થ તથા સ્વતંત્ર છે; વિકાસ ક્રમને નિયમતી એક ઇચ્છા શક્તિના વિરૂદ્ધ વર્તવાની આપણને ઘણીક વાર ફરજ પાડે છે, તથા તેના વિરૂદ્ધ વર્તતી સર્વ શક્તિયો તેનાથી પાછી હઠાવાતી હોવાથી દુઃખમાં નાંખે છે. અનુભવ અને દુઃખદ્વારા જ્ઞાન ઉદય થાય છે, અને જેમ જેમ આપણે આમોહક ઇચ્છાઓને આપણા અંતરસ્થિત એક ઇચ્છાના અધીનમાં લાવી એકય ઉપજાવવાનું શિખતા જઇએ છીએ, દિવ્ય ઇચ્છા સાથે અભેદ ભાવથી વર્તતા જઇએ છીએ તેમતેમ આપણું સ્વાતંત્ર્ય હમેશ કરતાં વધારે સત્ય થતું જાય છે, કારણ કે નિયમ વિરૂદ્ધ વર્તનમાં સંપૂર્ણ સ્વાતંત્ર્યનો સમાવેશ થતો નથી પરંતુ વિકાસક્રમના સીધા માર્ગને દર્શાવતી એક દિવ્ય ઇચ્છા શક્તિ સાથેના અભેદાનુભવમાં થાય છે.

"દુઃખનો અંત આવે તથા સાથે સાથે જ ઇચ્છાનુસ્વાતંત્ર્ય પણ જળવાઇ શકાય, એ સિદ્ધાંતનો ખુલાસો માનવ વર્ગમાં કરવાની જરૂર છે, અનિવાર્ય રીતે શ્રેષ્ઠ રૂપે ઇચ્છાને નિશ્ચિત કરવી, તો પણ તે શ્રેષ્ઠને પસંદગીની વાતરૂપે રાખવું. શ્રેષ્ઠને પસંદ કરવાનું છે, પરંતુ આગળથી નિશ્ચિત થયેલા નિશ્ચયરૂપે સ્વનિર્મિત ઇચ્છાદ્વારા તે પણ થશે. પોતાનું કારણ નિશ્ચિત કરવામાં દરેક સ્વતંત્ર એવી અનેક ઇચ્છા શક્તિયોદ્વારા તે સખ્ત નિયમની ખાત્રી મળે છે. જાણવામાં આવતાં એ સિદ્ધાન્તનો ખુલાસો સ્પષ્ટ છે : પરંતુ પ્રથમ દૃષ્ટિપાતેતો તે વિરોધ અનિવાર્ય લાગે છે પોતાનાં કાર્યો પસંદ કરવામાં મનુષ્યને સ્વતંત્ર રહેવાદ્યો, પરંતુ દરેક કાર્યને અનિવાર્ય પરિણામ પણ લાવવા દ્યો; કામનાના પદાર્થોમાં તેને સ્વાતંત્ર્યથી ભટકવા દ્યો તથા તેની જે ઇચ્છા થાય તે ગ્રહણ કરવા દ્યો, પરંતુ સારાં અથવા નરસાં તેની પસંદગીનાં પરિણામ પણ તેને મળવા દ્યો. હાલ તો, જે જે પદાર્થોનું ગ્રહણ અને દુઃખ દે છે તેવા પદાર્થોનો તે સ્વતંત્રપણે ત્યાગ કરશે. જ્યારે તે સંપૂર્ણ રીતે અનુભવે છે કે તેમના ગ્રહણના અંતમાં શોક છે ત્યારે તે તેમની વધારે વાર કામના કરતો નથી. આનંદને સંગ્રહી દુઃખને દુર કરવાનું તેને યુદ્ધ કરવા દ્યો; તો પણ તે નિયમના વમળોમાં સપડાયા વિના રહેશે નહિ, તથા જેટલી વાર જરૂર જણાશે તેટલી વાર તેનો તે ઉપદેશ તેને પુનઃ પુનઃ આપવામાં આવશે; આળસુમાં આળસુ શિખનારને જરૂર હોય છે તેટલા જન્મો પૂનર્જન્મ પુરા પાડે છે. ધીમે ધીમે, અંતમાં દુઃખ કર્તા પદાર્થની ઇચ્છા મ-

રી જાય છે, અને જ્યારે તે પદાર્થ સંપૂર્ણ ભપકાદાર આકર્ષણમાં જણાય છે ત્યારે પણ, એજ એજ નહિ પરંતુ સ્વતંત્ર પસંદગીદ્વારા તેનો ત્યાગ કરાય છે. તે હવે વધારે વાર ઇચ્છિત રહી શકતો નથી, તેણે તેની શક્તિ ગુમાવી છે. આજ પ્રમાણે એકથી અનેક પદાર્થનું; નિયમ આર્યના ઐક્ય પ્રતિ પસંદગી વધારે વળે છે. " દોષના અનેક માર્ગ છે, સત્યનો એકજ માર્ગ છે. " જ્યારે દોષરૂપ માર્ગોમાંથી પસાર થવાય છે, જ્યારે તે સર્વ દુઃખમાં અંત પામતા માલૂમ પડે છે, ત્યારે સત્યના પથમાં પળવાની પસંદગી જ્ઞાનના આધારવાળી હોવાથી નિશ્ચિત હોય છે, નિયમના બલદ્વારા અધમ વર્ગો, સૃષ્ટિઓ ઐક્યથી કાર્ય કર્યા જાય છે, માનવસૃષ્ટિ, નિયમના વિરૂદ્ધ યુદ્ધ ચલાવતી બળવો ઉઠાવતી અન્યોન્ય વિરૂદ્ધ વર્તતી કામનાઓનો અસ્તવ્યસ્ત સમૂહ છે, હમણાં હમણાંમાં તેમાંથી એક ઉચ્ચ ઐક્ય વિકાસ પામે છે, ઇચ્છિત અધીનતાનો એક અનુરૂપ અભિલાષ—અધીનતા કે જે, ઇચ્છિત હોવાથી, જ્ઞાનના આધારવાળી હોવાથી તથા અનધીનતાના પરિણામોની સ્મૃતિના આધારવાળી હોવાથી, સ્થિર હોય છે તથા કોઈ પણ લાલચથી દુર પળતી નથી. અજ્ઞાની, અનનુભવિ પુરૂષો હંમેશાં પતનની ભીતિમાં હોય છે; પ્રજ્ઞની પેઠે, અનુભવદ્વારા સારનરસું જાણતા હોવાથી તેમનો શ્રેયનો અભિલાષ ફેરફારના સંભવની પાર પહોંચે છે ( " ઍનશ્યન્ટ-વીઝડમ-પૃ-૨૮૦-૨૮૨ )

એક મહાન્ ઇચ્છાશક્તિસાથે અભેદ મયવર્તન વ્યક્તિ વિષયક સ્વતંત્રકૃતિશક્તિ માટે એક આવશ્યક સ્થિતિ છે, કારણ કે કોઈ સહવર્તિન રેકા વિનાના અનેક કામનાઓના કાર્યનો અંત વિરોધ અને અવ્યસ્થામાં આવશે તથા વ્યક્તિવાચક સ્વતંત્રકૃતિ શક્તનુવિનાશ કાક નિવડશે. રાજ્યના બંધારણ તથા નિયમનમાં અને આપણા જાતિભાઇઓ પ્રત્યેના સામાજીક સંબંધોને નિયમતા નિયમોમાં, આપણ સર્વને આતત્વ માલૂમ પડે છે. આ નિયમોનો ભંગ કરવાને આપણે સ્વતંત્ર છીએ પરંતુ તેમાથી પરિણમતી શિક્ષાના જોખમે તથા આવા સ્વાતંત્ર્યને મોહક બનાવતા બંધન વડે. નિયમોને ઇચ્છાપૂર્વક અધીન થવામાં તથા તેઓ સર્વના સામાન્ય શ્રેય માટે છે વ્યક્તિના તથા પ્રજાના લાભ માટે છે, એમ અનુભવવામાં, આપણા યથાર્થ સ્વાતંત્ર્યનો રામારંભ થાય છે. દુષિત થાસાનો, ભુલ કરવાનો સંભવ આપણને આપવામા આવ્યો છે, આવશ્યકપણુ છે, " તે એટલા માટે કે ઇચ્છા શક્તિ વિકાસ પામે તથા મનુષ્ય કેળવાય અને વૃદ્ધિ પામે, કારણ કે પ્રાપ્ત કરવાનો હેતુ, અત, એવો નથી કે જેથી તે પળવા માટે નક્કિ કરાયેલા માર્ગોમાં અધુવત્ પળનાર યંત્રરૂપ થઇ પડે, પરતુ તે એ છે કે જેથી બ્રહ્મનું પોતાનું જ પ્રતિબિંબ થઇ શકાય. પ્રજ્ઞાવાન્ અને સંપૂર્ણતાને પામેલા મનુષ્યનો સંઘ જમાવી શકાય કે જે જાણતા તથા સમજતા હોવાથી શ્રેષ્ટને જ પસંદ કરશે, જે અશ્રેયને દૂર કરશે, કારણ કે અનુભવદ્વારા તેની અયોગ્યતા તથા જે શોક પ્રતિતે લઇ જાય છે તે, તેઓ શિખ્યા હોય છે. ( પાથ ઑફ ડીસાઇપલ-શીપ-પૃ—૧૦. )

" કોઇ પણ મનુષ્ય, વિશ્વવિષયક નિયમના વિરૂદ્ધ થઈશકતું નથી; દિવ્ય વિકાસક્રમની મહાન્ વૃદ્ધિ કોઈ માણસથી ખાળી શકાતી નથી, પરંતુ મનુષ્ય તેના સાથે સાથે અથવા વિરૂદ્ધ વર્તિ શકે. તે સારા અથવા નરસા માટે કાર્ય કરી શકે વૃદ્ધિનાં જ્ઞાન અને દિ-

ખ્યતા જાણીને તે તેની સાથે કાર્ય માટે તથા દિવ્ય ઇચ્છાની અધીનમાં કાર્ય કરે: અથવા પ્રકૃતિની કેટલીક શક્તિયોનું તેના પોતાના જાતિય લાભ માટે ગ્રહણ કરવાનો પ્રયત્ન કરે, અને તેમને દિવ્ય હેતુને પાર પાડવાના કાર્યમાં યોજવાને બદલે, તે નામોના ક્ષણિક, જાતિય તથા સ્વાર્થી સંતોષ માટે ઉપયોગમાં લે: વિશ્વવિષયક નિયમનો વિશાલ વિસ્તારમાં તેનો સમાવેશ થઈ જાય છે, જે તેને આગળને આગળ લીધાં જાય છે, પરંતુ તે પોતાની વ્યક્તિવિષયક વૃદ્ધિના સાંકડા વર્તુલમાં તેને પોતાને માટે દુઃખ પણ ઉપજાવી શકે; કારણ કે જો તે વિશ્વવિષયક નિયમનો સ્વાર્થી ઉપયોગ કરશે તો તેનું પરિણામ પણ સ્વાર્થી જ આવશે; તથા આ પ્રકારે આ એક મહાન નિયમમાંજ સુખી અને દુઃખી વ્યક્તિસૂચક કર્મો પેદા થાય છે." (પાથ ઑફ ડીસાઇપલશીપ–પૃ. ૧૨૪.)

આ ઉપરથી આપણે,

## કર્મ અને પુનર્જન્મના.

વિચાર ઉપર આવીએ છીએ.

"એક અસ્તિત્વના ઉભય પાસાં, જડ અને ચેતન, પ્રારબ્ધ અને પુરૂષાર્થ; અન્યોન્ય ઉપર હમેશાં કાર્ય પ્રતિકાર્ય કરે છે. મનુષ્ય સ્વતંત્ર છે, પરંતુ તેનાથી કાર્ય થઈ શકતાં જડનાં સર્વ ભુવનો ઉપર શક્તિયોને મોકલે છે, આ શક્તિયો–તેમની જાતે સમૂહ અને ગુણમાં ગત કાલના કાર્યોનો પરિણામ હોય છે–તેનાથી વાસ થતી દરેક સૃષ્ટિમાં તેમનાથી ગતિમાં મૂકાતાં કારણો છે; તેમનાથી તેના પોતાના તથા અન્યના ઉપર અમુક નિશ્ચિત પરિણામ ઉપજી આવે છે; અને તેનામાંથી કેન્દ્ર રૂપે આ સર્વ કારણો તેના કાર્યના સમગ્ર ક્ષેત્ર ઉપર ઉત્પન્ન થતાં હોવાથી, તેમનાથી નિપજતો પરિણામો માટે તે જવાબદાર છે જેમ ચુંબકને પોતાનું "ચુંબક ક્ષેત્ર" હોય છે, એક પ્રદેશ કે જેમાં તેની સર્વ શક્તિયો કાર્ય કરે છે, તેમ દરેક મનુષ્યને અસર ઉત્પન્ન કરનાર ક્ષેત્ર હોય છે કે જેમા તેનાથી ઉત્પન્ન થતિ શક્તિયો કાર્ય કરે છે; તથા આ શક્તિયો મોકલનારના પ્રતિ વક્ર માર્ગોમાં કાર્ય કરે છે, તેઓ જે કેન્દ્રમાંથી ઉત્પન્ન થઈ તેમાં નિવૃત્ત થાય છે." (એનસ્યન્ટવીઝડમ–પૃ–૩૨૪.)

આપણી સ્થૂલ, નૈતિક તથા માનસિક શક્તિયોથી ઉપજતા ગુંચવાડાવાળાં તથા વિચિત્ર મિશ્રણો તેમના એકત્ર સ્વરૂપમાં "આપણું કર્મ" કહેવામાં આવે છે; અને તેના દ્વારા આપણી સ્વતંત્રકૃતિશક્તિને નિશ્ચિત સ્વનિર્મિત બંધનો સાથે અથડાવું પડે છે. આપણા સર્વ બનાવો, આપણી નૈતિક તથા માનસિક શક્તિયો, અને બંધનો, આપણી જાતે જ ઉપજાવેલાં કાર્યોનું પરિણામ છે. "પ્રારબ્ધ રૂપે અથવા આકસ્મિક રૂપે કોઈ પણ પદાર્થ નથી; દરેક બનાવ; પૂર્વગામિ કારણ તથા આગામિ પરિણામ સાથે જોડાયેલો હોય છે; સર્વ વિચારો, કાર્યો, બનાવો, કારણ રૂપે ગત કાલ સાથે સંબંધ ધરાવે છે તથા કારણ રૂપે ભાવિ સમયને પણ અસર કરશે; ભૂત અને ભાવિ ઉભયને આપણું અજ્ઞાન આપણી દૃષ્ટિથી દૂર રાખતું હોવાથી, ઘણીકવાર જાણે એકદમ શૂન્યમાંથી આવતા હોય, આકસ્મિક રૂપે હોય તેમ બનાવો બનતા જણાય છે, પરંતુ આ જણાવું તદ્દન ભ્રાંતિ જનક છે, તદ્દન આપણી જ્ઞાનની

ખામીને લીધે છે. જ્યારે અદ્યાપિ વગર વિચારે પ્રારબ્ધને અર્પાયલા એક પ્રદેશમાંના અનિવાર્ય, અતકર્ય નિયમનો આ વિચાર મનમાં પ્રથમવાર ઉદય પામે છે, ત્યારે તે એક અર્થમાં નિરાધાર સ્થિતિની ભાવનામાં, તદન નૈતિક અને માનસિક શૂન્યતાની ભાવનામાં પરિણમવાનો સંભવ રહે છે. નિષ્ઠુર પ્રારબ્ધના ગ્રાહમાં મનુષ્ય ફસાયલો હોય એમ લાગે છે, તથા મુસલમાનોનું ઇશ્વરાધીન "કિસ્મત" જ માત્ર યોગ્ય તાત્વિક ઉદ્ગાર લાગે છે. અજાયબી ભરેલી બુદ્ધિમાં સ્થૂલ નિયમનો પ્રથમ ઉદય થતાં તથા શરીરની દરેક ગતિ, બહિર્ વિશ્વની દરેક ગતિ, અતકર્ય નિયમો અનુસાર પ્રવર્ત્તાંજાય છે, એટલું શિખાતાં, એક સામાન્ય મનુષ્યને પણ આવી જ ભાવના થાય. ક્રમે ક્રમે તેના જાણવામાં આવે છે કે પ્રાકૃતિક નિયમો તો માત્ર સ્થિતિયો નિર્મિત કરે છે કે જેમાં રહીને જ કાર્યો કર્યાં જવાં જોઇએ, પરંતુ તેઓ કંઈ કાર્યોનું નિર્માણ કરી આપતા નથી. તેથી મધ્યબિંદુમાં તો મનુષ્ય સદા સ્વતંત્ર રહે છે, પરંતુ તેનાં બહિર કાર્યોમાં જે ભુવન ઉપર તે કાર્યો કરવામાં આવતાં હોય છે તેની સ્થિતિયો અનુસાર તેને બંધનમાં રહેવું પડે છે. તેના વિશેષ જાણવામાં આવે છે કે સ્થિતિયો તેના ઉપર આધિપત્ય સ્થાપતી જાય છે, તથા તેમનાથી અજ્ઞાત હોય છે અથવા તેમને જાણીને તેમના સામે થયાં જાય છે ત્યાં સુધી વારે ઘડીએ તેના મહાન્ પ્રયત્નોને પણ નિષ્ફલ કરી નાંખે છે; જ્યારે તે તેમને સમજે છે, તેમની દિશાઓનો ભોમીઓ થાય છે તથા તેમની શક્તિયોનો હિસાબ રાખતો થાય છે ત્યારે તે તેમને પોતાને અધીન કરે છે અને તેઓ પણ તેના શેવકો અને સહાયકો રૂપ નિવડે છે."

"તેને બાંધી લેતી સાંકળો તેની પોતાની બનાવટની છે, અને તે તેમને તોડી નાંખી શકે અથવા બંધન વિશેષ દૃઢ કરી શકે; જે ગૃહમાં તે વાસો વસે છે, તે તેનું પોતાનું જ બાંધેલું છે, અને તે તેને સુધારી શકે, પડી જવાદે અથવા તેની મરજી અનુસાર ફરીથી બાંધી શકે. ઘાટ ઘડી શકાય એવી મૃત્તિકામાં આપણે સદા કાર્ય કર્યાં જઇએ છીએ, તથા તેનો આપણી કલ્પનાનુસાર ઘાટ પણ ઘડી શકીએ, પરંતુ આપણે તેને જેવું રૂપ આપીએ છીએ તેવું ધારણ કરીને મૃત્તિકા સખ્ત થતી જાય છે, લોહ સમાન થઈ પડે છે. હિતોપદેશમાંનું એક વચન મળી આવે છેઃ—" વિચારો, મૃત્તિકા સુકાયા પછી લોહ સમાન થઈ પડે છે, પરંતુ કુંભકાર મૃત્તિકાના ઘાટ ઘડે છે; આજે પ્રારબ્ધ ઉપરી છે, ગઇ કાલે મનુષ્ય ઉપરી હતો."

"આપણી ગઇ-કાલોનાં પરિણામોથી આજે ગમે તેટલા અટકાવાયા છતાં આપણી આવતી-કાલોના આપણે આ પ્રમાણે શાશકો, ઉપરીઓ છીએ." (એનસ્યન્ટ વીઝડમ" પૃ–૩૨૦ તથા, ૩૨૮)

આપણી ગઇ કાલો અને આવતી કાલોથી આપણા વર્તમાન જીવનના નજીકના ભૂત ભાવિને માત્ર આપણે સમજતાનથી, પરંતુ ઘણા જ યથાર્થ અર્થમાં આપણા ભૂત અને ભાવિ પુનર્જન્મો રૂપે સમજીએ છીએ તથા તેઓ અન્યોન્ય સાથે કાર્ય કારણ રૂપે જોડાયલા છે. વિકાસક્રમ ધીમો પરંતુ નિશ્ચિત છે; એકાદ જન્મમાં જ, સર્વ ઉપદેશો શિખી શકાતા નથી, અજ્ઞાન જ્ઞાનમાં બદલાઇ જતું નથી તથા આપણાં ગતકર્મનાં બંધનો દૂર થતાં નથી. જ્યાં સુધી વાસના અને અજ્ઞાન પ્રવર્ત્યાં જાય છે—વાસનાક્ષય તથા સંપૂર્ણ જ્ઞાનથી હજુ આપણે

ઘણા દૂર છીએ એની કોણ ના પાડી શકશે—ત્યાં સુધી આપણે માટે નવીન કર્મ યોજાય છે તથા સાથેસાથે જ જૂનાં કર્મોનો ક્ષય થતો જાય છે અને જ્ઞાન તથા સ્વતંત્રકૃતિશક્તિના વિકાસ માટે પુનર્જન્મે જેટલા જોઈએ તેટલા ઉપદેશો પૂરા પાડશે.

"જ્યારે અમુક મનુષ્ય અમુક કાર્ય કરવાની અનેકવાર ઇચ્છા કરે છે ત્યારે અંતે તે પોતાની ઇચ્છાને અચલ રીતે નિશ્ચિત કરે છે, પરંતુ તેને કાર્ય કરવાનો ક્યારે લાગ મળશે, એટલો જ પ્રશ્ન રહે છે. જ્યાં સુધી, તે વિચારી શકે છે ત્યાં સુધી તેની પસંદગીનું સ્વાતંત્ર્ય રહે છે, કારણ કે જૂના વિચાર સામે નવાને કરીને, વિરૂદ્ધ વિચારોના સ્થાપનદ્વારા, ક્રમે ક્રમે તેને ઘસવી નાંખે છે, પરંતુ જ્યાં અમુક ઉત્સાહના પ્રતિઉત્તરમાં જીવાત્માના અન્ય સ્ફુરણનો અર્થ કાર્ય થાય છે, ત્યાંથી પસંદગીની શક્તિ દૂર પળે છે." "પ્રારબ્ધ અને પુરૂષાર્થના પ્રાચીન સિદ્ધાન્તના ખુલાસાનો સમાવેશ અત્રે જ થાય છે; સ્વતંત્રકૃતિશક્તિના ઉપયોગદ્વારા મનુષ્ય ક્રમે ક્રમે પોતા માટે જરૂરીઆતો ખડી કરે છે, અને ઉભય અંતો વચ્ચે પ્રારબ્ધ અને પુરૂષાર્થનાં સર્વ મિશ્રણોનો સમાવેશ થાય છે કે જે આપણે જાણીએ છીએ એવા વિરોધો આપણા પોતામાં ખડા કરે છે. ઇચ્છાથી દોરવાયલાં હેતુ પૂર્વક ક્રિયાને ફરી ફરી કરવા દ્વારા આપણે હમેશાં ટેવ પેદા કરીએ છીએ; પછીથી ટેવ એક બંધન રૂપ થઈ પડે છે અને આપણે યંત્રવત્ કાર્ય કર્યાં જઈએ છીએ. પછીથી કદાચ આપણે એવા સાર ઉપર આવીએ છીએ કે, એ ટેવ એક ખરાબ પ્રકારની છે, અને વિરૂદ્ધ પ્રકારના વિચારો દ્વારા તેને દૂર કરવાને આપણે સખ્ત મહેનત કરીએ છીએ, તથા ઘણી વખતે અનિવાર્ય રીતે તેની તે ભૂલ થયાં પછી નવીન વિચાર પ્રવાહ તેના પ્રવાહને બદલે છે અને આપણને સંપૂર્ણ સ્વાતંત્ર્ય પ્રાપ્ત થાય છે, ઘણી વાર ફરીથી ક્રમે ક્રમે અન્ય બંધન પણ ઉપસ્થિત થાય છે. તેથી જૂનાં વિચારસ્વરૂપો સ્થૈર્ય ભોગવે છે તથા આપણી વિચાર શક્તિને બાંધી લે છે અને વ્યક્તિવિષયક તથા પ્રજાવિષયક ભૂલ ભરેલા વિચારો રૂપે જણાઈ આવે છે. ઘણાઓ તો જાણતા પણ નથી કે તેઓ આવા પ્રકારના બંધનમાં છે, તથા તેમના બંધનના અજ્ઞાનને લીધે તેઓ શાંતિથી તેમનાં બંધનોમાં કાર્ય કર્યા જાય છે: જેઓ તેમની પ્રકૃતિ વિશેનું સત્ય શિખે છે તેઓ સ્વતંત્ર થાય છે. આપણામાં મસ્તિષ્ક તથા જ્ઞાનતંતુસંસ્થાનાં બંધારણ ખાસ જણાઈ આવતાં આવશ્યક સાધનો છે; આપણા ગતવિચારોદ્વારા, આપણે આમને અનિવાર્ય બનાવ્યાં હોય છે, અને તેઓ હવે આપણને બાંધી લે છે તથા આપણે તેમના સામે બબડ્યાં કરીએ છીએ, ધીમેથી તથા ક્રમે ક્રમે તેમને સુધારી શકાય, બંધનોનો વિસ્તાર કરી શકાય પરંતુ એકદમ તેમની પાર કુદી શકાય નહિ." (એનસ્યક્લોપીડીઆ—પૃષ્ઠ—૩૪૪—૩૪૫.)

"આપણાં ભૂતકાલનાં બંધનોમાં બંધાયલા તથા અજ્ઞાનથી આંધળાં બનેલા, આપણે પ્રકૃતિના દરેક વિભાગમાં નિશ્ચિત નિયમોના મધ્યમાં રહીએ છીએ તથા ગતિ કરીએ છીએ; જેટલા પ્રમાણમાં આપણે ભૂતકાલનાં કર્મો ભોગવી છૂટીએ છીએ તથા અજ્ઞાનને જ્ઞાનમાં ફેરવતા જઈએ છીએ તેટલા પ્રમાણમાં આપણે સ્વતંત્ર થતા જઈએ છીએ. જેમ જેમ દૃષ્ટિ શુદ્ધ થતી જાય છે તેમ તેમ શક્તિ વૃદ્ધિ પામતી જાય છે; જેમ જેમ આપણે ઉચ્ચ સ્થિતિએ ચઢતા જઈએ છીએ તેમ તેમ સ્વાતંત્ર્ય વૃદ્ધિ પામતું જાય છે અને આખરે આપણે

એવા કેન્દ્રમાં આવીએ છીએ કે જ્યાં સ્વ-શક્તિનો વાસ હોય છે. આપણે પ્રારબ્ધથી બંધાયલા છીએ પરંતુ આપણે તેની પાર પ્રમાતા જઇએ છીએ; આપણે સ્વતંત્ર તથી પરંતુ સ્વાતંત્ર્ય તરફ વિકાસ પામતા જઇએ છીએ. આપણી દિવ્યતાનો જેમ જેમ વધારે વધારે અનુભવ કરતા જઇએ છીએ તેમ તેમ આપણે વધારે વધારે સ્વતંત્ર થતા જઇએ છીએ અને જ્યારે ખીલેલી તથા સ્વ-ગતિમાન આપણી ભિન્ન ઇચ્છા શક્તિયો મૂલ ઇચ્છા શકિતમાં અભેદ પામીને પ્રવિલાપે છે ત્યારે આપણે સ્વાતંત્ર્યની યથાર્થતા અનુભવીએ છીએ; અને આના પર્યાલોચનથી જ આપણે પુરૂષાર્થમાં શ્રદ્ધા રાખતા થઇએ છીએ." ("સમપ્રોબ્લેમ્સ ઑફ લાઇફ-પૃ-૧૦૦.")

**સાર.**

પ્રારબ્ધ અને પુરૂષાર્થના સિદ્ધાન્તનો ટુંકો સારસંગ્રહ નિચે પ્રમાણે:—

૧. એક અનાદિ, અનંત, શુદ્ધ, અદૃશ્ય, યથાર્થઅસ્તિત્વ છે અને તેજ માત્ર સંપૂર્ણ રીતે સ્વતંત્ર છે.

૨. તેમાંથી, ચેતન અને જડનો, જીવન અને રૂપનો, દ્વૈતભાવ દર્શાવતું આ દૃશ્ય વિશ્વ, અનેક રૂપોમાં પ્રદર્શન શોધતું એક જીવન.

૩. એકની સંપૂર્ણ ઇચ્છાશક્તિ, અનેકની આપેક્ષિક સ્વતંત્રઇચ્છાશક્તિનો આધાર છે; આપેક્ષિક સ્વતંત્ર કૃતિશક્તિ બંધન સૂચવે છે; તેથી પ્રારબ્ધ અને પુરૂષાર્થ, એકજ તત્વના-સંપૂર્ણ ઇચ્છાશક્તિના-પ્રદર્શિત ઉભય અંતો છે; એક આત્મ તત્વના, ચેતન અને જડ ઉભય પક્ષો છે, તથાપિ તે તત્વ ચેતન તેમજ જડ એક પણ નથી પરંતુ ઉભયનું પ્રભવસ્થાન છે, તેની પેઠે.

૪. પ્રારબ્ધ અને પુરૂષાર્થના વિકાસક્રમની વિવિધ ભૂમિકાઓમાં અનેક ભેદ હોય છે પરંતુ અન્યોન્ય સાથે સદા માટે અભેદ્ય રીતે જોડાયલાં છે. પ્રારબ્ધ વિના કંઈ પુરૂષાર્થ નહિ તેમ પુરૂષાર્થ વિના કંઈ પ્રારબ્ધ નહિ.

૫. મનુષ્યમાંનો જીવાત્મા, વિશ્વ વ્યાપક આત્મા સાથે એક છે અને તેટલા માટે સ્વનિર્મિત બંધનોમાં પણ તે સ્વતંત્ર છે.

૬. વ્યક્તિ વિષયક સ્વતંત્રકૃતિશક્તિ માનવસૃષ્ટિનો એક ગુણ છે તથા વિકાસક્રમને અધીન છે; અધમ સૃષ્ટિયો નિયમના ડબાણુ તળે જ વિકાસ પામ્યાં જાય છે તથા એકની ઇચ્છાના વિરૂદ્ધ તેમનું પોતાનું કાર્ય કરવાને એક પણ પ્રેરણા વચમાં આવતી નથી; અધમ સૃષ્ટિની ઇચ્છા અને ચેતના, માનવ સૃષ્ટિમાં સ્વતંત્ર ઇચ્છા શક્તિ તથા સ્વ-ચેતનામાં વૃદ્ધિ પામે છે.

૭. એક દિવ્ય ઇચ્છા શક્તિવડે સર્વ નિયમાયલું છે તથા તેજ વિકાસ ક્રમના સીધા

આગળને દર્શાવી આપે છે. તે તેના આગળ વધવાને અટકાવવા શક્તિવાન્ નથી. નિયમના અધીનમા અથવા વિરૂદ્ધમા કાર્ય કરવામા પોતાની જાતનો વ્યકિત વિષયક વિકાસ ક્રમ કે જેનો હમેશા વિશ્વવિષયક વિકાસક્રમના મહાન્ પ્રવાહમા જ સમાવેશ થાય છે, તેને આગળ વધારવામા અથવા પાછો હઠાવવામા, મનુષ્ય સ્વતંત્ર છે

૮ મનુષ્ય પોતના કાર્યો માટે જવાબદાર છે તથા તે દ્વારા પોતાનુ કર્મ પેદા કરે છે, આપણી સ્થુળ, નૈતિક તથા માનસિક શકિતયોથી નિર્માયલા ગુચવાડા ભરેલા તથા વિચિત્ર મિશ્રણોના સરવાળાનુ નામ કર્મ

૯ આપણા કર્મનુ પરિણામ આપણા સર્વ બનાવો છે તેથી આપણે માટે પ્રારબ્ધ ઘડાય છે આ સ્વ-નિમિત બધનોમા આપણી ઇચ્છાશકિત બધાયલી છે એકદમ તેમની પાર જવાને અશકત છે, પરતુ આપણા બધનોનો વિસ્તાર અથવા સકોચ કરવામા તથા બધનોને સુધારવામા તે હજુ સ્વતત્ર છે

૧૦ બધનું કારણ અજ્ઞાન છે મોક્ષનુ સાધન જ્ઞાન છે કર્મનો ક્ષય થવા માટે તથા જ્ઞાન અને સ્વતત્રકૃતિશક્તિના વિકાસ માટે પુનર્જન્મ પ્રકૃતિનો માર્ગ છે

૧૧ જો મનુષ્યોને પોતાને માટે નિર્મિત થયલા માર્ગે અધની પેઠે ચાલનાર પરતત્ર ન થવુ હોય, પરતુ સ્વતત્ર અને જવાબદાર કાર્ય કરનારાઓ, જેમનામા ઇચ્છાશક્તિઓનુ ઐકય તથા એક દિવ્ય ઇચ્છાશક્તિ સાથેનુ બહિરના દબાણથી નહિ પરતુ જ્ઞાન ઉપર આધાર રાખતી આતર્ શ્રદ્ધા પૂર્વક અભેદમય સહવર્તન જોવામા આવે છે, તેવા થવુ હોય તો, તકરારની ઇચ્છા શક્તિઓના વિરોધની તથા વિકાસ ક્રમના સીધા માર્ગમાથી ભ્રષ્ટ થવાના સભવની આવશ્યક્તા છે

૧૨ અજ્ઞાની મનુષ્ય બધાયલો છે કારણ કે તે ભિન્નતાના મોહને અધીન થાય છે તથા તેને લીધે માત્ર વિકાસ ક્રમના નિયમ વિરુદ્ધ સ્વાર્થી હેતુ માટે કાર્ય કરવાને તે લલચાય છે, જ્ઞાની મનુષ્ય સ્વતત્ર છે, કારણ કે દિવ્ય જીવન સાથે તે પોતાની જાતનુ ઐક્ય જાણે છે તથા પોતરૂપ દિવ્ય ઇચ્છા વિના અન્ય કશાને તે જાણતો નથી આપણા આતરમા આંતરના કેન્દ્રમા આપણે દિવ્ય ઇચ્છા શક્તિ છીએ અને તેથી સ્વતત્ર છીએ, માત્ર આપણે આટલુ અનુભવવાનુ છે તથા દિવ્ય ઇચ્છા શક્તિને આપણા દ્વારા કાર્ય કરવા દેવાનુ છે

( આગળ ચાલુ )

ઉપતંત્રી

# દરેક વેદાન્તિને "અભેદ જ્ઞાન મંડલ" માં દાખલ થવાની શી જરૂર ?

(અનુસંધાન-ગત વર્ષ-પૃષ્ઠ-૨૩૬ થી) *

## રામાનુજાચાર્યનો વિશિષ્ટાદ્વૈત.

૧ રામાનુજના અનુયાયીઓ એમ માને છે કે, માત્ર પરબ્રહ્મજ એક સત્ય અને યથાર્થ વાત છે

૨. તેને તેઓ, અનાદિ, અનંત, સર્વજ્ઞ, સર્વવ્યાપક, સર્વશક્તિમાન્, ઇત્યાદિરૂપે જુએ છે તે આ બ્રહ્માંડનું પ્રાકૃતિકકારણ, નિમિત્તકારણ તથા સહકારિકારણ છે

૩ વેદોમાં તેને, સત્, આત્મા, બ્રહ્મન્, ઈશ ઇશ્વર વિષ્ણુ, નારાયણ આદિ નામોથી વ્યવહરવામાં આવ્યુ છે અન્ય શાસ્ત્રીય પુસ્તકોમાં તેને પુરૂષોત્તમ, વિષ્ણુ વાસુદેવ, ઇત્યાદિ નામોથી વ્યવહરવામાં આવ્યું છે

૪ તે, ચિત (આત્મા) અને અચિત (અનાત્મા), અન્ય બે યથાર્થ સત્યો સાથે અભેદ સબંધમાં અસ્તિત્વ ધરાવે છે ‍અને માત્ર તેજ અવસ્થામાં જ્ઞેય છે, પરંતુ તે જડાત્મક નથી તે ચિત અને અચિતથી ભિન્ન છે અને બુદ્ધિ વિષયક પ્રકૃતિનું છે

૫ પરબ્રહ્મન્ માત્ર સ્વતંત્ર સત્તા છે અન્ય બે ચિત અચિત તેના આધેય છે આ ત્રણ ભિન્ન અસ્તિત્વ ધરાવતા નથી, પરંતુ પદાર્થ અને ગુણની પેરે, અન્યોન્ય સાથે અભેદ સબંધમાં જોડાયલાં રહે છે બ્રહ્મનો પદાર્થ સાથે સરખાવવામાં આવે છે અને દાખલા તરીકે, રંગ કદ ઇત્યાદિ કાગળના ગુણો છે, તેમ ચિત અને અચિતને ગુણ સાથે સરખાવવામાં આવે છે

૬ બ્રહ્મ જે શરીરિ છે, તેના શરીર રૂપે ચિત અને અચિતને ગણવામાં આવે છે

૭ વિશિષ્ટાદ્વૈત શબ્દનો અર્થ એવો છે કે, અ-દ્વૈત અથવા એક સત્ય—પરબ્રહ્મ—કે જે પોતાના ગુણો ચિત અચિત સાથે અભેદ રીતે જોડાયલા છે

૮ નિર્ગુણ શબ્દથી એમ સૂચવાતું નથી કે બ્રહ્મમાં કોઈ પણ પ્રકારના ગુણો નથી, કારણ કે દરેક સત્યમાં ગુણો હોવા જ જોઇએ એનો અર્થ એમ છે કે, પ્રકૃતિના જે ગુણોને માનવ જાત અધીન છે, તેથી બ્રહ્મન્ રહિત છે, ગુણો જેવા કે દુર્ગુણો—સ્થૂલબંધનો અને ખામીઓરૂપી.

૯. બ્રહ્મન્ નામ રહિત કહેવાય છે, કારણ કે તેનું કોઇ ખાસ નામ નથી અપરોક્ષ રીતે અથવા પરોક્ષ રીતે તે તો સર્વ નામોથી સૂચવાય છે અગ્નિ, ઇન્દ્ર અને એવાં અન્ય

* થીઓસોફીસ્ટમાં આવેલા જી કૃષ્ણ શાસ્ત્રીના લેખને આધારે

નામો કોકો સમયે પરોક્ષ રીતે અને કોકો સમયે અપરોક્ષ રીતે તેને દર્શાવે છે. નારાયણ, વિષ્ણુ, વાસુદેવ અને એવાં અન્ય નામો તેને અપરોક્ષપણે દર્શાવે છે.

૧૦. તે આકાર, રૂપ, અને રંગ રહિત છે કારણ કે તે, સર્વમા સ્થિત, સર્વવ્યાપક તથા અનંત છે, પરંતુ તે પોતાની મેળે, પોતાની ઇચ્છાનુસાર, ગમે તે રૂપ અથવા શરીર ( જે સાંત હોય છે ) સર્પના વર્ણ સમાન, ધારણ કરે છે.

૧૧. આવું શરીર કર્મ જન્ય હોતુ નથી.

૧૨. તે સામાન્ય જડનું બનેલું હોતું નથી. તે તો શુદ્ધ સત્વનું બનેલું હોય છે, કે જે એક પ્રકારનો ખાસ બુદ્ધિ વિષયક પદાર્થ છે.

૧૩ અપૌરુષેય દેવનુ ધ્યાન ધરવું અસંભવિત હોવાથી યોગીઓના ધ્યાનને સુગમ કરી આપવાને ઇશ્વર આ શરીર ધારણ કરે છે.

૧૪. અચિત્ ત્રણ પ્રકારનું છે—કાલ, મૂલ પ્રકૃતિ, શુદ્ધ સત્વ ( બુદ્ધિક પદાર્થ. )

૧૫. વૃદ્ધિક્રમ શરૂ થયા પૂર્વે પ્રકૃતિ રૂપ વિનાની તથા અજ્ઞેય હતી. તથાપિ તેને અણુવિષયક કહી શકાય. તેના ગુણો સૂક્ષ્મ સ્થિતિમાં હતા.

૧૬. શુદ્ધ સત્વ જડના ગુણોને અધીન નથી, તથા તેમનાથી તે ભિન્ન છે. આ શુદ્ધ સત્વનું વૈકુંઠ ( વિષ્ણુનું સ્વર્ગ ) બનેલું છે, તથા ઇશ્વર અને મુક્ત પુરૂષો જ્યારે તેઓ તેમની સ્વતંત્ર ઇચ્છાથી શરીરો ધારણ કરે છે ત્યારે તે પણ આનાં જ બનેલાં હોય છે. તે પ્રકૃતિમાં બુદ્ધિ વિષયક છે પરંતુ હજી સુધી જીવાત્મા રૂપ નહિ હોવાથી, તેને અચિત્‌માં ગણવામાં આવ્યું છે.

૧૭. જીવાત્મા, ચિત્ છે અને તે જડ નથી. તે અનાદિ છે, અન્ય કશાથી તે પેદા થતો નથી, તથા અચિત્ અને ઇશ્વરથી વિલક્ષણ છે. દરેક વ્યક્તિઓનો જીવાત્મા અન્યોન્યથી ભિન્ન છે.

૧૮. તે શુદ્ધ છે, આનંદસ્વરૂપ છે, અણુરૂપ છે, બુદ્ધિ વિષયક છે, અતર્ક્ય છે, બુદ્ધિનુ કેન્દ્ર છે, આત્મા ( મોક્ષ ન પામે ત્યાં સુધી કર્માધીન ) છે, તથા પરમાત્માને અધીન છે. તે મોક્ષ ન પામે ત્યાં સુધી પ્રકૃતિ વિના અસ્તિત્વ ધરાવી શકતો નથી.

૧૯. પ્રકૃતિના દરેક અણુમાં જીવનો સમાવેશ થાય છે, તથા તેમાં જેનો સમાવેશ થતો હોય છે તે જીવનું તે શરીર હોય છે. દરેક જીવને અંતર્યામી રૂપે શ્રેષ્ઠ વિભુ હોય છે. દરેક જીવમા તેમ જ જડના દરેક અણુમાં સર્વત્ર પરબ્રહ્મ વ્યાપક છે.

૨૦. જીવો ત્રણ પ્રકારના હોય છેઃ—

(૧) નિત્યજીવો, જેવા કે અનંત, ગરૂડ, વિશ્વક્સેન, ઇત્યાદિ, જેઓ મોક્ષ સુખ અનુભવે છે અને જેઓ કદાપિ જડને અથવા કર્મને અધીન નથી તેઓ સર્વજ્ઞ હોય છે તથા વૈકુંઠમા વસે છે

(૨) મુક્તજીવો, જેઓ મોક્ષ પામ્યા હોય છે તથા આ પ્રમાણે સર્વ દુઃખો તથા જડના બંધનમાથી છૂટા થયા હોય છે તથા સર્વજ્ઞ થયા હોના છે

(૩) બદ્ધજીવો જેઓ સર્વ કર્મોને તથા જડ સંઘાતમાથી પેદા થતા દુઃખોને અધીન હોય છે આવા, દેવો, માનવપ્રાણીઓ, પશુઓ આદિ છે

૨૧ જો કે જડ વિશ્વનો જડ આધાર છે તો પણ તેના ગુણો અથવા શરીર હોવાને લીધે પરબ્રહ્મ વિના તે અસ્તિત્વ ધરાવી શકતુ નથી જડ બે સ્થિતિયોમા અસ્તિત્વ ધરાવે છે—સૂક્ષ્મ અથવા અભિન્ન અને સ્થૂલ અથવા ભિન્ન, સ્થૂલ સ્થિતિમા જગત્ નામનો રૂપ સમૂહ ઉપજાવે છે જડને તેની સૂક્ષ્મસ્થિતિમા કારણ કહેવામા આવે છે, તથા તેની દૃશ્ય સ્થિતિમા પરિણામ કહેવામા આવે છે પરતુ ગમે તો તે દૃશ્ય અથવા અદૃશ્ય (સૂક્ષ્મ) હોય તો પણ તેમા તેજ જડને સદા પરબ્રહ્મના શરીરરૂપે માનવામા આવે છે, અને તે તેના શરીરિ અથવા કેન્દ્રરૂપે મનાય છે

૨૨ પરબ્રહ્મને નિમિત્ત કારણ માનવામાં આવે છે કારણ કે તેના ઈક્ષણદ્વારા જડ તેનામાથી જગત્ ઉપજાવે છે કાળને વિશ્વનુ સહકારિ કારણ ગણવામા આવે છે, પરબ્રહ્મ મનનું કેન્દ્ર હોવાથી તેને પણ સહકારિ કારણ કહેવામા આવે છે

૨૩ સૃટિ શબ્દ બરોબર અર્થસૂચક નથી પૂર્વથી અસ્તિત્વ ધરાવતા જડમાથી પરબ્રહ્મ જગતને વિકસાવે છે, અને જડ પરમાત્માની ઇચ્છાનુસાર પોતામાથી જગત્ સરજે છે આ ક્રમને સૃટિ કહેવામા આવે છે કંઈ પણ ન હોય તેમાથી કંઇક ઉપજાવી શકાય, એમ માનવુ તદ્દન અશક્ય છે સૃષ્ટિને બે પ્રકારની તેમજ વળી ત્રીપ્રકારની કહેવામા આવે છે

૨૪ બે પ્રકારની સૃષ્ટિઓ આ પ્રમાણે છે—(૧) સાધારણ સૃટિ, અને (૨) અસાધારણ સૃષ્ટિ પરબ્રહ્મની ઇચ્છાનુસાર મહત્ અહંકારાદિનુ સરજન તે સાધારણ સૃટિ અસ્તિત્વમા આવ્યા પછીના પંચતત્વોના બરોબર પ્રમાણમા મિશ્રણદ્વારા સરજાતિ અસાધારણ સૃટિ છે આવા મિશ્રણ વિના કોઈ પણ વ્યક્તિવિષયક સર્જન થઈ શકે નહિ અને કર્મની સહાયવાળા આ સર્જનદ્વારા જગતના વિવિધ શરીરો સર્જાય છે, આ શરીરો ચાર પ્રકારના છે—(૧) સુર (દેવો, ગંધર્વાદિઈત્યાદિ) (૨) નર (માનવિઓ), (૩) તિર્યક્ (પ્રાણીઓ), (૪) સ્થાવર (ઔષધિ પર્વતાદિ)

(આગળ ચાલુ)

આદ્ય દ્રષ્ટા
'એક અભેદમાર્ગ-પ્રવાસી
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ.

# સુદર્શન.

તન્ત્રી—
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ
એમ. એ. એલ. એલ. બી.
ઉપતન્ત્રી—
માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

( ધર્મ-ગૃહ-સાહિત્ય-આદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

"सत्यं परं धीमहि"—भागवतम्.

[ પુસ્તક ૧૯. અંક ૨. ] ( માસિક. ) [ નવેમ્બર. ૧૯૦૩ ].

## પ્રેમ વિનિમય.

વસંત તિલકા.

( મળેલું. )

માગી લહે લલિત પ્રાણ પ્રવીણ પ્યારી !
આપું ગમે હૃદય જે તુજ હોય વ્હાલી;
વ્હાલી વદી વચન વ્હાલ જણાવ તારું,
જેથી કરું સફળ આ જીવવું હું મારું.

માગું પ્રભુ પરમ તારણ પ્રેમ પ્યારા,
માગું ધરો પ્રણય શીખ સુકંઠ માળા;
માગું સપ્રેમ મદનાંતક ભેટ વેળા;
માગું રહો હૃદય હાર હૃદે જડેલી.

ગાંધી.

---

## સાંત્વન.

( મળેલું. )



નજર ઠેરવી શૂન્ય ક્ષિતિથી,
પ્રભુ ઉભી પ્રિયે ! આમ ખેદથી ?
ઉતરી ચ્હેરો જરૂ ત્રટ કાં દીસે ?
અપરિચિત ત્યાં દુઃખ શું વસે ?
દરદ દિલનું કોને કહે મને !
હૃદય હેતથી આ સ્વીકારશે !
ન શિખ આમ તું ખિન્ન તો થતાં !
સ્મિતની સુરખી છાવો ખલ્કમાં !
જગની જીંદગી વેધ કે ધરે !
નવ વિચારવા વખ્ત લેશ છે !
સમયને-સ્થિતિ સાચવી ભલે,
ન ઘસડાતું કાં મૂખડે વ્હીલે ?

લલિત.

---

## વૈરાગ્ય.

( મળેલું. )

ભૈરવી-દાદરા.

મયને તો યારો ભભૂત લગાયા,
જગતકો જલાકે ખૂબ ભસ્મિ બનાયા.........મયને.
ખાક કે જો માને કૂલ વાંમે ગયે ભૂલ ભૂલ
અંતમેં જો દેખાં મૂલ ધુલસે મિલાયા.......મયને.
ગયે અંજાનમેં જો દીને ચોર માલ ગયે છીન,
જહાંતક-યે લીન લીન યહાંતક અમાયા.........મયને.
ધ્યાનમેં જો ધરા માલ લુટ શકે કૌનહાલ
ઇન્દ્રતક જો ભરી ઝોલ તોડકે જમાયા.......મયને.
પ્રેમકા મીલાય પાતી અંબર દઈ સુગ ધદાની
મયને અંત યહી માની અંતસેં રમાયા.......મયને.
અરલ ખુપ્પી પ્યાલા ભીલી ભરકે જામ મયને પીલી
(અબ) કયેદકી ઝંઝીર ઢીલી મસ્ત હો ઉડાયા......મયને.

તારાચંદ્ર.

---

# યોગ.*

( અનુસંધાન-ગતવર્ષ—પૃષ્ઠ—૨૯૭ થી )

## વિભાગ—૩.

### ( જ્ઞાનમાર્ગ : અદ્વૈત )

"બ્રહ્મના બે પ્રકાર છે, એક રૂપસહિત અને અન્ય અરૂપ; એક મરણશીલ અન્ય અમર; વળી એક સાંત અને અન્યઅનંત; એક અસ્તિત્વ ધરાવતું અને અન્ય તેનીપાર." ( બૃહદારણ્યકોપનિષદ્, ૨—૩, ૧. )

### ૧. મનસ્‌ની અયથાર્થતા.

૧. આ ઉપદેશો, તેમના અર્થનું વારંવાર મનન થવાથી મન ઉપર તેમના સંસ્કાર પાડશે.

૨. દુનિયામાં ચેતન વા અચેતન ગમે તે રૂપે જે જે જણાય છે, તે સર્વને સુષુપ્તિ અવસ્થામાંના સ્વપ્નના દેખાવની પેઠે જાણો, તથા જે કલ્પના અંતે શાંત થાય છે.

૩. બુદ્ધિના પ્રદેશમાં જેમ સ્વપ્ન અને કામનાઓ પોતાની મેળે ઉત્પન્ન થઇને શમી જાય છે તેમ ઇન્દ્રિયોદ્વારા તેમના મૂલ વિચારોના સંસ્કારો પડવાથી મનમાં પદાર્થોના વિચારો હમેશાં આવ્યા કરે છે.

૪. ભૂલ ભરેલું જ્ઞાન, પોતે બુદ્ધિમાં પ્રતિબિંબિત થાય છે તથા તેની પાસે પણ ભૂલો કરાવે છે.

૫. તેટલા માટે, "શું સત્ય છે અને શું અસત્ય છે?" એ પ્રશ્નનો આના કરતા ઉત્તમ ખુલાસો અન્ય નથી કે, સર્વ સૃષ્ટિયો સરખી રીતે અસત્ય તથા માયાવિ છે.

૬. કારણ કે આ સર્વ ( સૃષ્ટિઓ ) અસત્ય હોવા છતાં, આંતરૂમાં આંતર્ કોષમાં સ્થિત થએલી બુદ્ધિની યથાર્થતાને લીધે સત્ય હોય એમ લાગે છે તથા આ સર્વ પ્રતિમાઓને પ્રતિબિંબિત કરે છે.

૭. દુનિયાના અસત્ય પદાર્થોની સ્મૃતિમાંથી ઉત્પન્ન થતી આ પ્રતિમાઓ, જેમ ઝાંઝવાનાં નીરની નદીમાં નીપજતાં મોજાં ઝાંઝવાના નીર જેટલાંજ અસત્ય છે, તેમ બુદ્ધિમાં પોતાનું પ્રતિબિંબ અર્પતા તે પદાર્થના જેટલી જ અસત્ય છે.

---

* થીઑસૉફીસ્ટમાં આવેલા એક લેખને આધારે.

૮. એટલું જાણો કે, મારા તારાની આંતર્સિક પ્રતિમાઓ તથા આસપાસના સર્વે પદાર્થો એટલા મનમાંનાં જ પ્રતિબિંબો છે.

૯. કારણ કે આ સત્યને સમજવા માટે, સ્વપ્ન અને ભ્રાંતિ, કામના અને કલ્પના, તેમજ વળી ભાવના અને વિચાર, એ ઉત્તમ દૃષ્ટાંતો રૂપે છે.

૧૦. સમુદ્ર કે જેના વિસ્તારમાં પોતાના વારિ વિના અન્ય કંઇ નથી, તેની પેઠે સંસારનો (ઐહિક અસ્તિત્વનો) આધાર માત્ર શબ્દો (વિચારો) ઉપર છે.

૧૧. મનસ્ પોતાની જાતે સ્વેચ્છિત શક્તિરૂપે વિકાસ પામે છે તથા સર્વે સમયે તે તેના સંકલ્પોનો ઉપયોગ કર્યા કરે છે, તથા તે દ્વારા આ વિશાલ ઇન્દ્રજાલરૂપ દુનિયાનો દેખાવ આપણને જણાય છે.

૧૨. જેમ આપણે બદલાઇ જતી યથાર્થતાઓને સ્વપ્નાવસ્થામાં સત્યરૂપે સ્વીકારીએ છીએ તેમ આ અયથાર્થ મનસ્ પોતાની મેળે દૃશ્ય જગતના અસત્ય અને બદલાતા દેખાવોને વિસ્તારે છે.

૧૩. માથા ઉપર આકાશમાં અસત્ય હોવા છતાં દેખાતા શ્યામ વર્ણની પેઠે આ વિશ્વ પ્રદર્શિત થયું છે.

૧૪. બહિર્ જગત્ યથાર્થરૂપે જણાય છે, પરંતુ સત્ય રીતે જોતાં આપણાં સંકલ્પોની માત્ર એક સૃષ્ટિ છે; ભાવના સૂચક ચિત્ર અથવા ઇન્દ્રજાલના દેખાવની પેઠે આપણા સમક્ષ વિસ્તારાયલું છે.

૧૫. આ દૃશ્ય દુનિયા, હમેશનાં દુઃખ, જન્મ, મરણ, વિનાશનું પ્રદર્શન છે, તથા જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિની અવસ્થાઓ આપણાં મોહ માટે સ્થૂલ, સૂક્ષ્મ તથા અશાશ્વત સ્વરૂપોને દર્શાવે છે.

## વૈરાગ્ય.

### શ્રીરામ કહે છે.

૧. દોષરૂપી ધુમ્મસથી વિંટાયલા વિશાલ અને એકાંત અરણ્યરૂપ મારૂં મનસ્ છે.

૨. આપણા રાગના અંધકારમાં તથા મોહરૂપી દીર્ઘરાત્રીમાં આપણા માનસિક પ્રદેશોમાં અત્રતત્ર ઉડતા ઘુવડો રૂપે દુર્ગુણો છે.

૩. મોહક તથા દુઃખકારક અહંકાર રૂપી શત્રુની મને ઘણી બીતિ લાગે છે, તે માયા દ્વારા જન્મેલો છે તથા મારામાં સર્વત્ર વ્યાપી રહેલો છે.

૪. એક રાક્ષસના ખોટા ભૂતથી એક બાળક બીતિ પામે તેમ, ખોટાને ખરા રૂપે દર્શાવતા મારા દુષ્ટ મનના બંધનમાં મારી જાતને જોઉં છું.

૫. આ જગત, એક દીર્ઘ સતત પ્રવર્તતી રાત્રીનું સૂચન કરે છે કે જેમાં એક શિકારીની પેઠે આપણો અહંકાર સંકલ્પની જાળો પાથરે છે.

૬. માનવ દુઃખ શી રીતે ઓછું કરી શકાય, એ વિચાર તરુકોટરમાં રહેલા અગ્નિની પેઠે મને બાળી નાંખે છે.

૭. મારા હૃદયમાં દુનિયાના દુઃખનો ભાર ઘણો ભારે લાગે છે, તથા મારા શ્વાસ પ્રશ્વાસને પણ રૂંધી લે છે.

રૂપસહ અને રૂપહીન વિચારકર્તા સાથે સંબંધ ધરાવતા બહિર તથા આંતર પદાર્થો વચ્ચેના પ્રજાની ઉભય પ્રકૃતિયો વચ્ચેના, વિવેક ગ્રહણ વિશે યોગવશિષ્ટનો વૈરાગ્યકાંડ ઉપદેશે છે. અસ્તિત્વનો રૂપ પક્ષ, આંતરાત્માથી ભિન્ન હોવા છતાં, "સત્ય નથી પરંતુ હજુ સુધી તદ્દન અસત્ય નથી." આ દ્વૈત પ્રદર્શનનો અપરોક્ષાનુભવ, વૈરાગ્યનું, માત્ર સત્યને શોધતા બહિર્ પદાર્થો પ્રતિના વિરાગનું કારણ છે.

મનોમય કોષનાં કામના–ચિત્રો વાસનાઓ છે; બહિર્ પદાર્થોનાં રાગદ્વારા પોતાની મેળેજ તેમનાં જેવું સ્વરૂપ ધારણ કરતું અધમ મનસ્. વિજ્ઞાનમયકોષના બુદ્ધિવિષયક પક્ષના વિચારોની વૃત્તિયો સંકલ્પ છે.

## ૩. વિચારની પ્રકૃતિ.

સંકલ્પ વિના અસ્તિત્વ ધરાવતા જ્ઞાન રૂપેજ યથાર્થતાની વ્યાખ્યા થઇ શકે છે.

વસિષ્ઠજી કહે છે.

૧. વનસ્પતિમાં એક વનસ્પતિ જીવન હોય છે, પશુ અને પક્ષિઓમાં એક પ્રાણી-જીવન હોય છે: મનુષ્ય એક વિચારમય જીવન ગાળે છે, પરંતુ યથાર્થ જીવન તો વિચારની પાર છે.

૨. ભ્રમણ કરતી સૃષ્ટિયોના દેખાવને, જીવાત્માના ખાલી અવકાશમાં મનસ્નાં સ્ફુરણોનાં માત્ર પરિણામ કરતાં, તથા બાળકની દૃષ્ટિને કલ્પિત ભૂતપિશાચની ગતિ અને ચાળા કરતાં, જરા પણ વધારે યથાર્થ ગણવાનો નથી.

૩ આ પ્રમાણે જે અસત્ય નવાઇઓ સ્વપ્નામાં અથવા આકાશમા (મનસુના) આપણને દરરોજ જણાય છે, તે માત્ર ચિત્રપટમાંના અગ્નિસદૃશ છે, જે અગ્નિ, અગ્નિ વિના પ્રજ્વલિત હોય એમ જણાય છે

૪ સ્વપ્નમાના દેખાવની પેઠે, દૃશ્ય જગત્ તથા અહંકારની અયથાર્થતાની ભૂલ દૂર થઇ જશે, કારણ કે જે સ્વપ્ન રચનાની અસત્યતા જાણે છે તે ભૂલમાં (તેમને સત્ય ગણવામાં) ભાગ્યે જ પડશે

૫ ચૈતન તેમજ જડ એટલે દૃષ્ટા તથા દૃશ્ય, ઉભય કલ્પનાના ખેલ માત્ર છે, અને તેમના વિલયદ્વારાજ અજ્ઞાત રીતે પણ આત્મદર્શન થાય છે

૬ જેમ એક ચિત્રિત સર્પના જ્ઞાનને લીધે આપણી તેની સર્પરૂપ ભીતિ દૂર થાય છે, તેમ જગત્‌ની અસત્યતાની ખાત્રીદ્વારા તેના અસ્તિત્વની આપણી ભૂલ દૂર થવી જોઇએ

૭ જેમ એક કલ્પિત ભવન કોઇને સુખ વા દુઃખ હેતુ નથી તેમ જગતની ભૂલ ભરેલી ભાવનાના સબંધમાં પણ છે

૮. બ્રહ્મવિદ્યાની કેળવણી કરતા વિશેષ કશાની જરૂર નથી, અને તે દ્વારા સત્યજ્ઞાન થતાં, ઝાંઝવાંના નીરને સ્પષ્ટરૂપે જોતા તૃષા છીપાવેલા મુસાફરની પેઠે, જગત્‌ની ભૂલો સ્પષ્ટરૂપે જોવામા આવે છે

૯ જાગ્રત અવસ્થામા આવ્યા પછી સ્વપ્નાવસ્થાના જ્ઞાનને લીધે સ્વપ્નમા ઉદ્ભવતા વિચારો દૂર પળે છે તેમ જગત્‌ના અસ્તિત્વ ધરાવતા સર્વ દેખાવો, તેમનું પકવ મનન થતાં અદૃશ્ય થઈ જાય છે

૧૦ પરિપકવ થયેલી બુદ્ધિને, ઇન્દ્રિયદર્શનના પદાર્થોના જ્ઞાનદ્વારા પોતાથી થતી ભૂલો માલૂમ પડે છે, તથા તેના જાણવામા આવે છે કે, જન્મ અને જીવન તથા જાગ્રત સ્થિતિનાં સર્વ કાર્યો અને દેખાવો સ્વપ્નવત્ મિથ્યા છે

૧૧ વિચારણીય પદાર્થોનો વિચાર કરનાર નિર્બલ બુદ્ધિ છે, પરંતુ પરિપકવ બુદ્ધિ તો સમગ્ર વિચારોથી વિરમી જાય છે

૧૨ જેમ જેમ સમય વીતતા આપણે યથાર્થનું જ્ઞાન પામતા જઇએ છીએ તેમ તેમ આપણા દૃષ્ટિ માર્ગમાથી દૃશ્ય પદાર્થોનો દેખાવ એકદમ દૂર પળે છે આ સત્યનું જ્ઞાન હોવાથી બુદ્ધિમા કાલક્રમે વધવાનો સભવ છે, અને પછીથી માયા નિઃસશય દૂર પળે છે

૧૩ જે જે આંતર્ વિચારો છે તથા આંતર્ બુદ્ધિમાં સસ્કાર થયલા છે, તે ક-

દાપિ અસત્ય નથી. પરંતુ મનસમાં બહારથી પ્રવેશ કરતા વિચારો અસત્ય છે, અને યથાર્થ ચિંતવનદ્વારા તથા પક્વવિવેકદ્વારા આ સર્વની ભ્રાંતિ દૂર પળે છે. પરંતુ માનવજીવાત્માની કોઇ ગમે તે કાર્યમાં શ્રદ્ધાને તથા તેમાં મંડ્યા રહેવાની વૃત્તિને દરેકજણ સત્યરૂપે ગણે છે.

૧૪. જેમ અમુક મનુષ્યની દૃષ્ટિમાંથી પસાર થતો એક પદાર્થ અથવા કાર્ય, તેના દૃષ્ટાને સત્ય લાગે છે, તેમ જે જે વિચાર તેના મનમાંથી પસાર થાય છે તેને તે સત્યરૂપે માને છે. પરંતુ જે જે કંઇ અન્યથી જોવાયુ નથી અથવા વિચારાયું નથી, તે અન્ય કોઇને કદાપિ જણાતું નથી અથવા શ્રદ્ધાનો વિષય થઇ પડતું નથી, અથવા તેને પણ તે સત્ય રૂપે લાગતું નથી.

૧૫. તમારા સમક્ષ પ્રદર્શિત થતા દૃશ્ય જગતને માત્ર માયા રૂપે જાણો; અને દૃશ્ય અયથાર્થતાને નિઃસંશય યથાર્થતા રૂપે જુઓ છો તે તમારી તદ્દન ભ્રાંતિ છે.

૧૬. જેમ વૃક્ષની છાયાઓ સરોવર રૂપ દર્પણમાં પ્રતિબિંબિત થાય છે તેમ મનના દર્પણમાં સર્વ દૃશ્ય પ્રતિબિંબિત થાય છે; (મહાત્માઓ) સ્વપ્નાવસ્થામાં સુવર્ણના કટકાને ગ્રહણ કરવાની પોતાની ભ્રાંતિને સમજે છે તેમ, તેમની અયથાર્થતાના સંપૂર્ણ જ્ઞાન પૂર્વક તેમને તે જુએ છે.

૧૭. (વળી જાગ્રદવસ્થા સ્વપ્નાવસ્થાના સદૃશ છે, કારણ કે,) સ્વપ્નમાં જણાયલા પદાર્થોના અદૃશ્ય થવાથી તેમની અસત્યતા સિદ્ધ થતી નથી તેમજ જાગ્રત અને સ્વપ્નાવસ્થાઓ વચ્ચે કોઇ પ્રકારનો ભેદ પડતો નથી; કારણ કે એક મનુષ્યથી સ્વપ્નમાં જોવાતા પદાર્થો, એક મુસાફરથી પરદેશમાં જોવાતા પદાર્થોના જેવા છે કે જે તેના સ્વદેશમાં પાછા આવવા સાથે અદૃશ્ય થાય છે, અને આ દુનિયાના દેખાવો પણ મરણ પછી એક દમ અદૃશ્ય થાય છે; માટે ઉભય તેટલો સમય તો સત્ય છે તથા ઉભય સરખી રીતે અંતે અસત્ય અને ક્ષણિક છે.

૧૮. જો કે મનના મૂલ ભરેલા વિચારો આટલા બધા શીઘ્ર તથા ક્ષણિક છે, તોપણ તેનામાં જગતની સ્થિતિ અને લંબાણ વિષેના વિચારો ચલાવવાની શક્તિ છે, તેમજ કંઇ પણ ન હોય તેમાંથી સર્વે વસ્તુઓના નવીન વિચારો ઉપજાવવાની શક્તિ પણ તેનામાં છે.

૧૯. અહંકારનો ઘણો વિશાલ વિસ્તાર હોવાથી, દૂરમાં દૂરની સૃષ્ટિઓને પોતાના દૃષ્ટિ પ્રદેશમાં વિસ્તારાયલી જુએ છે, પરંતુ અહંકાર રહિત પુરૂષ, જેમ આપણી અક્ષિયો તેમનામાં રહેલા ડોળાને જોતી નથી તેમ, પાસેના પદાર્થોને પણ જોતો નથી.

૨૦. જેમ શરીરનાં નખલોમાદિ, તેના આધીનમાં તથા તેને લાગેલાં છે એમ જણીતું છે છતાં પણ તેમનો વિચાર ભાગ્યેજ કરવામાં આવે છે, તેમ મનને પ્રકૃતિના સર્વ જડ અને ચેતન પદાર્થોનું તેની સુષુપ્તિ અવસ્થામાં અભાન સંભવે છે, તે સમયે તે પોતાના સ્વભાનમાંજ સ્થિત હોય છે.

૨૧. જીવાત્માનું અહંકાર રૂપે ભાન, એજ સર્વ કાર્યોનું મૂલ છે; તથા વ્યક્તિવાચક, સત્વના આંતર વિચારો શક્તિનું પ્રભવસ્થાન છે, અને સર્વ કાર્યોને પ્રોત્સાહન આપે છે.

૨૨. જ્યાંસુધી અહંકારની ભાવના હોય છે ત્યાંસુધી અમુક મનુષ્યને શોક અને તેનાં દુઃખોના અધીનમા રહેવું પડે છે, પરંતુ તેનાથી દૂર થતાં તે શાંત થાય છે.

૨૩. કારણ કે કોઇ અમુક પદાર્થની હાજરી, અને ગેરહાજરી, તથા અમુક પદાર્થની પ્રાપ્તિ અથવા નાશ થતા સુખદુઃખની ભાવના, એ સર્વ માત્ર ભાવનામય તથા મનની આકાશિકકલ્પનામય છે

૨૪. અહંકારની આંતર્ ભાવના તથા સૃષ્ટિનું બહિર્ દર્શન, યથાર્થ અવલોકન દ્વારા અસત્ય નિવડે છે તથા પછી તેથીજ આત્મભાન ઉદય પામે છે.

૨૫. વાદળા વિનાના તથા પ્રકાશિત પ્રદેશ (મનસ્) ના જેવા એક આકાશને જ્ઞાન દીપ દર્શાવે છે, પરંતુ અંધકાર અથવા દોષવડેજ સૃષ્ટિને એક ઝાંખા કાલ્પનિક પ્રદેશ (કામ) નો દેખાવ અર્પાય છે.

૨૬ દૃશ્યપદાર્થોની ભાવનાને મનમાંથી નિર્મૂલ કરો અને માત્ર અંતઃસ્થિત વિશ્વ વ્યાપક આત્માના જ્ઞાનમા શ્રદ્ધા રાખો.

૨૭. કોઇ પણ પદાર્થના સ્મરણને તેની કલ્પના રૂપે જાણો તથા તેનું વિસ્મરણ થવું એજ શ્રેષ્ઠ છે; તેટલા માટે મનમાંથી જાણે કદાપિ થયાજ ન હોય તેવી રીતે પૂર્વના સર્વ સંસ્કારોને દૂર કરો.

૨૮. કારણ કે આ પદાર્થોના સ્મરણથી દૃશ્ય સમૂહના વિચારો મનમાં પુનઃજાગ્રત થાય છે, તથા તેમની મેળે ભૂલ ભરેલી ભાવનાઓમાં વિસ્તરે છે.

૨૯. સમય વીતતા આ સર્વ ખીલી નીકળે છે અને હજારો શાખાઓ ફુટે છે તથા એક અણુમાં સતાયા પછી એવા મોટા થઇ પડે છે કે જાણે તેઓ સદા માટે પહોચશે.

૩૦. પરંતુ અજડ બુદ્ધિના ખાલી પ્રદેશમા દેખાતા અનંત પદાર્થો માત્ર ભ્રાંતિરૂપ છે તથા કલ્પનાની સૃષ્ટિ છે.

૩૧. મન અને સ્મરણ શક્તિમાંથી જે જે અનુભવાયું અને કલ્પાયું છે તે સર્વને (વાસનાઓ અને સંકલ્પોને) દૂર કરો, તથા એમે તેવા સર્વ પદાર્થોના વિસ્મરણ પછી શાંત દાંત રહો.

૩૨. કારણ કે આ અસત્ય દર્શનોનું કંઇ પણ જ્ઞાન ન હોય એ ઉત્તમ છે તેથી માત્ર સત્યયાર્થતાનેજ જાણો તથા અસત્ય દર્શનોના કદાપિ વિચાર પણ કરતા નહિ.

૩૩. કર્તવ્યોના ત્યાગને માટે તેમની કૃતિના અભાનમાં રહેવું બસ છે; તથા તે માટેનાં અન્ય સાધનો તમને તેમની મેળે જડી રહેશે.

૩૪. કામના વિનાનું એક કર્મ, અભાનનું એક કાર્ય છે, તથા તેમનામાના જેઓથી મન ઉપર તેમની મેળે છાપ પાડી શકાતી નથી તેમને કર્મરૂપે ગણીશકાતાં નથી.

૩૫ કારણ કે કર્તવ્યોના ત્યાગથી નહિ પરતુ બહિર્ દુનિયાના જ્ઞાનના ત્યાગ દ્વારા તેમનો ત્યાગ સિદ્ધ થઇ શકે છે।

૩૬. જેમ એક દેખાવનું અદૃશ્ય થવુ તેના જોનારને નહિ જોનાર રૂપે ઠરાવે છે, તેમ દુનિયામાં જે, જે સત્ અથવા અસત્ છે. તેમાંથી મનની વિદૂર થવાની સ્થિતિને પણ તેના જેવીજ જાણવી.

## ૪ આત્માની પ્રકૃતિ.

### સર્વ દૃશ્યનો વિલય થતા અવશેષ તે જાતેજ રહે છે

૧. બુદ્ધિ પોતાના સર્વ વિષયોથી અપહૃત થતા આત્માના પ્રતિબિંબને દર્શાવે છે કે જે આનાથી સપૂર્ણ તથા સર્વ બુદ્ધિથી રહિત છે. અનત અવકાશના કોષમાં તે વિદ્યાયલ છે તથા સપૂર્ણ શુદ્ધ અને દુનિયાની ભૂલોથી રહિત છે.

૨. જ્યારે નિશ્ચિત અને પક્વબુદ્ધિ પરમશ્રેયની મુખ્ય સ્થાનપ્રતિના એક માર્ગમા મળે છે ત્યારે જ્ઞેયપદાર્થોનું તેનું જ્ઞાન દૂર પળે છે તથા "એક અને અદ્વિતીય" ના સમક્ષમાંનું તેનું આત્મ-ભાન પણ દૂર થાય છે.

૩. જે જીવાત્મા, કારણને, પરિણામને, અથવા કાર્યની કૃત્તિને, તેમજ ત્યાગવા અથવા સહવા યોગ્ય જે જે હોય તેને, લક્ષમાં લેતો નથી તે શરીરમા વસવા છતાં અશરીરિ કહેવાય છે.

૪. તેજ માત્ર એક અસ્તિત્વ ધરાવે છે કે જૂને કોઇપણ પ્રકારનુ ઇન્દ્રિયજ્ઞાન (વાસના) નથી તથા જાણે અનત અવકાશ સ્વરૂપ હોય તેના કરતાં તે અન્ય નથી; તેજ તે અજ્ઞેય અવકાશમય રૂપ છે, તથા શુદ્ધ જ્ઞાનપણ તેજ છે કે જે સમગ્ર અસ્તિત્વનુ સત્વ અને તત્વ છે

૫ કારણ કે સર્વ શરીરધારી સત્વોના અત કરણમાં સ્થિત થયેલુ મહાન તત્વ આત્મા છે, તેની સૂક્ષ્મતાને લીધે તે દૃષ્ટિ વિષય થતો નથી તથા તે સર્વ દૃશ્ય વિષયોથી તદ્દન પર છે અને તેટલા માટે તે સર્વમાં સર્વગત તથા સર્વત્ર સર્વવ્યાપિક છે.

૬. જેમ ધ્યાનદશામા બહિર્ દુનિયાનું અસ્તિત્વ સવિતમા (consciousness) વિલય પામે છે તેમ તેવાજ પ્રકારે પરમાત્માનું જ્ઞાન મનસ્‌ના ઉંડાણમા વિલય પામે છે.

૭. મારાની, તારાની, બહિર્દુનિયાની ભાવનાઓ ભ્રમિત બુદ્ધિના માત્ર વિવર્તો છે. તથા ફક્ત અજ્ઞાનજ મનસ્‌ના કોષમા તેને તેના કલ્પનાનુસાર એકને અનેકરૂપે દર્શાવે છે

૮. શુદ્ધ, સર્વવ્યાપક, અવિભક્ત તથા અંતઃસ્થિત મહાન્ આત્માને વ્યક્તિવાચક તથા બાહ્ય જીવાત્માઓની અનંતતામાં વહેંચી નાખવામાં આવ્યો છે. કારણ કે વિશ્વવ્યાપક અને આંતર્ ઐક્યમાંજ, તેમાંથી વિકાસ પામતી અસંખ્ય વ્યક્તિઓનો સમાવેશ થઇ જાય છે.

વિચારની પ્રકૃતિવિશેના તથા બાહ્યમનસ્‌ની અયથાર્થતા વિશેના, શ્રીવસિષ્ઠના ઉપદેશોમાં વિજ્ઞાનમય કોષ, શુદ્ધ મનસ્‌ની આંતર્ સ્થિતિ વિશે પણ સંબોધવામાં આવ્યું છે. કામ—માનસિક પ્રકૃતિની ઉદ્યોગિતાજ અનંત વૃત્તિયોને જન્મ આપે છે. આ સર્વની અસલતાનો વિચાર કરવામાં આવ્યો છે તથા સાથે સાથેજ તેમના નિયમનો માર્ગ (શમ) વિશે પણ ઉપદેશવામાં આવ્યું છે.

(આગળ ચાલુ.)

ઉપતંત્રી.

## શ્રી ગૌતમબુદ્ધ.

(અનુસન્ધાન ગતવર્ષ પૃષ્ટ ૩૪૪ થી)

(મળેલું)§

શાક્યની રાજ્યકિય સ્થિતિ—બુદ્ધ ધર્મ પ્રચારમાં તેનું પૂર્વવય, સંસાર ત્યાગ, મોક્ષ માર્ગ પ્રાપ્તિ આદિ અનેક વિષયોનું દર્શન થવાથીજ વાસ્તવિક તારતમ્ય સમજાય તેમ છે, વાસ્તે પ્રથમ બુદ્ધના ચારિત્રની વિગતોનું વર્ણન કરવું વાજબી છે.

બુદ્ધના જન્મ પરત્વે અશ્વઘોષ કવિ નિચેના શ્લોકથી યોગ્યજ વદે છે, કે:—

विहाय राज्यं विषयेष्वनास्थः स्तीव्रैः प्रयत्नैरधिगम्यतत्त्वं ।
जगत्ययं मोहतमोनिहंतुं ज्वलिष्यति ज्ञानमयोहिसूर्यः ॥

રાજ્ય, અને વિષય ભોગની અનાસ્થાનો ત્યાગ કરી, તીવ્રપ્રયત્નના યોગે તત્વ જાણી; દુનિયા મધ્યે મોહવાળા અજ્ઞાન તમનો નાશ કરવા માટે, આ જ્ઞાનમય સૂર્ય પ્રકાશિત થયો.

---

§ લેખક—રા. રા. મધુકર.

ગૌતમ બુદ્ધનો જન્મ ક્રિસ્તીસનની પૂર્વે ૫૫૭* ના વર્ષે કપિલવસ્તુ× નામના એક પ્રાચીન શહેર મધ્યે થયો હતો. તેના પિતાનું નામ શુદ્ધોદન, અને માતાનું નામ માયાદેવી હતું. શુદ્ધોદન તે સમયના શાકય નામના ક્ષત્રિયને પ્રમુખ હતો, અને કપિલવસ્તુ તેની રાજધાનીનું શહેર હતું. આ શાકયવંશ કોસલ નામના એક મોટા પ્રાચીન ક્ષત્રિય વંશની ઉપશાખા હતી. શુદ્ધોદનાદિક રાજા, ઈક્ષ્વાકુ રાજાના વંશજ તરીકે પોતાને ઓળખાવતા આ રીતે જોતાં જે સૂર્યવંશમાં પ્રખ્યાત રાજા રામચંદ્ર નિર્માણ થયા હતા, તેજ વંશની એક શાખામાં બુદ્ધનો જન્મ થયો હતો. શાકયવંશી શાખાને માટે એમ પણ કહેવાય છે; કે ઇક્ષ્વાકુવંશનો એક મનુષ્ય, પિતૃશાપભરત થઈને ગૌતમવંશના આશ્રમમાં-શાક; ઝાડમાં છુપાઈને રહેતો, તેનાથી એ કુલ શાકય, અને ગૌતમના નામથી પ્રસિદ્ધ છે.

---

* આ આપેલો સન, સેક્રેડબુક્સ ઓફ ધી ઈસ્ટ નામના પ્રોફેસર મેક્સમ્યુલર કૃત ગ્રન્થમાળામાં પ્રસિદ્ધ થયેલ ધમ્મપદના ભાષાન્તરમાં જોડેલા ઉપોદ્ઘાતપરથી લીધો છે પરન્તુ આ વિષે વિદ્વાન્ શોધકોમાં અદ્યાપિવાદ ચાલુજ છે.

× એ શહેર; રોહિણી નદિના તીરે કાશીક્ષેત્રથી ઈશાનમાં સુમારે સો મૈલપર આવેલું છે. સામ્પ્રત સમયે આ શહેરનું ખંડીયેર; બેંગાલ નોર્થવેસ્ટર્ન રેલવેના બોજ માનગંજની ઉત્તરે અઢાર મૈલને છેટે, રૂમીનદેઇ અથવા રૂપદેહીના નામથી ઓળખાય છે. બુદ્ધની આ જન્મ ભૂમિ, મુંબાઈસેન્ટઝેવિયર્સ કાલેજના માજી પ્રોફેસર, અને હાલ વાયવ્ય પ્રાંતોની સરકારના આરચયોલોજીકલ સરવેયર ડાક્ટર ફુહરરે, જૂના લેખોની શોધ ખોળ કરતાં નેપાળ તરફથી શોધી કહાડી છે. તેમાં નેપાળના મહારાજા સરણીર સમશેરે પોતાના ભાઈ સરદાર ખડગ સમશેરને સ્હાય કરવા ફરમાવ્યું છે. નેપાળના એક થાંભલામાં ઈ. સ. પુર્વે ૨૪૯ નો એક લેખ છે તે ઉપરથી તે પ્રખ્યાત રાજા અશોકના વખતનો પૂરાવો આપે છે રાજા અશોક બુદ્ધ ધર્મી હતો, અને ક્રાઇસ્ટના જન્મની ૨૫૦ વર્ષ અગાઉ તે રાજ્ય કરી ગયો હતો. અશોકના કોતરાવેલા સંખ્યાબધ લેખો પૈકી પ્રથમ લેખ, યુરપયન વિદ્વાન્ મંર્હુમ ડાક્ટર વિલ્સને શોધી કહાડયો હતો, જે હાલ જૂનાગઢમાં જોવામાં આવે છે. બુદ્ધનું આ જન્મસ્થાન ઈ. સ. ૬૩૨ ના સુમારે હુએનસંગ નામના એક બુદ્ધ ધર્માનુયાયી ચીના પ્રવાસીએ જોઇ પોતાના પ્રવાસ વૃતાન્તમાં તત્સમ્બન્ધે એવું વર્ણન કર્યું છે, કે "આ પ્રાચીન શહેરના કેટલાક ભાગો અદ્યાપિ પુષ્કળ જોવામાં આવે છે રાજાના મંદિરની; અને ઉદ્યાનની ભીંતો પણ નિહાળવામાં આવે છે. અને તેનો ઘેરાવો ત્રણ મૈલનો છે. તૂટી જમીન દોસ્ત થયેલા કેટલાક ભાગો મધ્યે બુદ્ધની માતાનું નિદ્રાગૃહ, અને બુદ્ધને વિદ્યાભ્યાસ કરાવવાનાં ઠેકાણાં દૃષ્ટિએ પડે છે." એમ તે પ્રવાસી કહે છે. કપિલવસ્તુ શહેર માટે એવી દન્તકથા છે, કે તે કપિલ નામના એક મહન્તના સ્મરણાર્થે વસાવેલ છે. આ કપિલ પ્રસિદ્ધ સાંખ્ય દર્શનના પ્રવર્તક હતા, એવો કેટલાકનો તર્ક છે. આ દન્તકથાને અશ્વઘોષકૃત બુદ્ધ ચરિતના उदग्रधिष्ण्यंगगनेऽचगाढं पुरं महर्षेःकापिलस्य वस्तु (આ) વચનનો આધાર છે.

શાક્યવંશે વસાવેલો પ્રાંત[1] કોસલ દેશ[2] રાપ્તિ[3] નદિના ઉત્તર ભાગથી શરૂ થઇને, નેપાળ દેશ સુધી ગયેલા હિમાલય પર્વતનાં તળેટીઆં સુધી પ્રસરેલ હતો. આ પ્રાંતની પેલી બાજુ રોહિણી[4] નદિ આવેલ છે, આ નદિની પેલી તરફ શાક્યવંશનો બિલકૂલ હક્ક નથી. શાક્યોનો આ પ્રાંત ઘણી સારી રીતે સપાટ હોવાથી ફલદ્રુપ છે. હિમાલયથી વહે પાણીનાં નાનાં નાળાં આ પ્રાંતમાં જમા થતાં, જેથી કરીને પાણીની સગવડતાના આ પ્રાંતમાં બહુ ઉત્તમ પ્રકારનું ભાત થતું હતું. શાક્યવંશના મોટા સરદારો પે જમીન પોતેજ ખેડતા. ખુદ શુદ્ધોદન[5] રાજાનું ખાસ જે વતન હતું, ત્યાં તે પોતાની દેખરેખ નીચે ભાત વવરાવવાની સગવડ કરતો. તેના નામપરથી પણ આ તર્ક સંભવિ

શુદ્ધોદનનું રાજ્ય નાનું છતાં તેનાપર કોઇની સત્તા નહોતી. આ રાજ્યની કોસલ અને મગધનાં બળવત્તર રાજ્યો હતાં. શાક્યવંશી રાજાઓ યુદ્ધકલા હતા, જેથી પાસેના રાજાઓ તેની સાથે લડાઇ કરવાને અસામર્થ્યવાન હતા. આ રીતે પોતાની સ્વાતંત્ર્યતા સાચવી રહ્યો હતો.

શુદ્ધોદન પરમ ધાર્મિક હતો તેથી તેના સરદારોની, અને પ્રજાજનો અત્યંત પ્રીતિ હતી. પોતે મહાન્ શૂરવીર અને ન્યાયી હોવાથી પ્રજાનું પુત્રવત્ પા રોહિણી નદિની બીજી બાજૂએ કોળિયન નામના ક્ષત્રિય વંશે એક રાજ્ય વસાવ્યું હતું. આ કોલિક પ્રાંતના કોલિયનવંશી દેવદાહના પુત્ર અંજન મહારાજાએ પોતાની બે પુત્રીઓનો વિવાહ, શાક્યવંશી શુદ્ધોદન રાજા સાથે કર્યો હતો. એક પુત્રીનું નામ માયાદેવી અથવા મહામાયા, અને બીજી પુત્રીનું નામ મહા પ્રજાવતી અથવા ગૌતમી હતું. આ બન્ને સ્ત્રીઓ પૈકી એકને સંતતિ નહિ થવાને લીધે રાજા ઘણો ઉદાસી રહેતો હતો. "પુત્ર મુખ જોયા વિના કદાચ મૃત્યુ આવે તો મારી પાછળ શ્રાદ્ધાદિક ક્રિયા કરનાર અને મારા કુળનું નામ

---

૧ શાક્યના આ પ્રાંતનો સમાવેશ, હાલના ગોરખપુર પરગણાથી, વિનાયકપુર અને બાન્સી, તેમજ હુવેલી પરગણાની પશ્ચિમ બાજૂએ અર્ધો ભાગ આવેલ છે, તે મધ્યે થાય છે.

૨ આને આધુનિક અયોધ્યાપ્રાંત કહે છે.

૩ આ નદિ અયોધ્યા પ્રાંતથી ઇશાન દિશા તરફ વહેતી જઇ ગંગા નદિને મળે છે. આ નદિ બુદ્ધધર્મગ્રન્થમાં અચિરવતીના નામથી પ્રસિદ્ધ છે.

૪ આ નદિ ગોરખપુર પાસે રાપ્તિને મળે છે. એ સંગમનું ઠેકાણું, કાશી ક્ષેત્રથી ઉત્તરે સો મૈલપર છે.

૫ શુદ્ધ+ઓદન=ભાત. આ રાજાના બીજા ચાર ભાઇનાં નામ, ઓદનપદને વિશેષણો લગાડી બનાવ્યાં છે. તે નામ આ પ્રમાણે:—

शुक्लोदन, अमृतोदन, धौतोदन, अने अमितोदन.

અમર રાખનાર કોઈ છેજ નહિ. અને મારા પૂર્વજોને નરકવાસ થવાનો." આવા अपुत्रस्य गतिर्नास्तिना વિચારે શુદ્ધોદન રાજા દુઃખી થયો હતો. છેવટ માયાદેવી ૪૫ વર્ષની ઉમ્મરે ગર્ભવતી થઇ, તેથી તેને ઘણો આનંદ થયો. મહારાણી ગર્ભવતી થયાના સાતમે દહાડે તે રાજશય્યાપર સુતેલી છે ત્યાં તેને નિદ્રામાં એવું સ્વપ્ન આવ્યું, કે "ચાર સ્વર્ગના દૂતો, તેનું બિછાનું ઉપાડી હિમાલયપર લઇ ગયા. ત્યાંથી ૬૦ યોજનને છેડે ઝાડની નીચે ઉતારી તેઓ આદરસહ ઉભા રહ્યા. ત્યારબાદ મહારાણીનું પાર્થિવ કર્મ દૂર કરવા સારૂ, દૂતો તેને એક દિવ્ય સરોવરમાં સ્નાન કરવા લેઇ ગયા. મહારાણીને સુવર્ણ મહેલની અંદર સ્વર્ગિય શય્યાપર સુવારી, કે તુરતજ એક સફેદ હસ્તિ સુંઢની અંદર સફેદ પદ્મ ધારણ કરી, ગમ્ભીર ગર્જનાવડે ચોતરફ કમ્પાયમાન કરતો મહેલમાં આવી ત્રણ વખત મસ્તિષ્ક નમાવી મહારાણીનું દક્ષિણ પાસું કોરી ગર્ભમાં પેઠો." આવું સ્વપ્ન આવતાં મહારાણીની નિદ્રા ઉડી ગઇ, નિદ્રામાંથી જાગ્રત થતાં રાણીશ્રીએ રાજાને સ્વપ્નની હકીકત નિવેદન કરી. રાજાએ સ્વપ્નનો મર્મ જાણવાને ૬૪ જ્યોતિષીઓને બોલાવ્યા. જ્યોતિષીઓએ સ્વપ્નનો સાર સાંભળી કહ્યું. "મહારાજ ચિન્તાતુર થશો નહિ. રાણી સગર્ભા થઈ છે. આ ગર્ભમાં આપને પુત્ર થશે. **જો આ પુત્ર ગૃહધર્મ પાળશે તો સાર્વભૌમ રાજા થશે; અને ધર્માશ્રમ ગ્રહણ કરશે તો પૃથિવીના અજ્ઞાન અને પાપનો નાશ કરશે.**" માયાદેવી પોતાના પિયેર જવાને માટે નિકળી. દેવદહ જે પોતાના પિતાની રાજધાનીનું શહેર હતું, ત્યાં પહોંચતાં પહેલાં રસ્તામાં **લુંબિની** નામના એક અતિ રમણિય શાલ-વૃક્ષ નિચે એક પુત્રને પ્રસવ આપ્યો. (१) अ.

**પુત્રજન્મ.** સ્વભાર્યાની પ્રસુતિની વાત સાંભળી રાજા પોતે ત્યાં આવ્યો, અને જુએ છે તો રાણીએ એક પુત્ર રત્નને જન્મ આપ્યો છે. આ સમયે રાજાના અનહદ આનંદની સીમા વર્ણવી શકાય તેવી નહોતી. તે સમયની રાજક્રિયપદ્ધતિને અનુસરી પુત્ર પ્રાપ્તિના માટે જે કાંઇ કરવાનું હતું તે અતિ ઉત્સવવડે કરવામાં આવ્યું. શુદ્ધોદનના ઇતર

---

(૧) પૃથ્વીમાં ધર્મ સ્થાપકોના જન્મ વિષે અલૌકિક વાતો ગુંથેલી જોવામાં આવે છે. તેવી રીતે બુદ્ધના જન્મ વૃતાન્તને, નાના પ્રકારના અલૌકિક બનાવોથી ભરપૂર કર્યો છે." બુદ્ધના જન્મ સમયે દેવતાઓએ તેની વંદના કરી હતી, અને બુદ્ધ સાત પગલાં ચાલીને બોલ્યા હતા, કે "હું ભૂમણ્ડલમાં સર્વથી શ્રેષ્ટછું" આવું કહીને પર્વત કાનનને કંપાયમાન કરીને ગર્જના કરી ઉઠયા હતા.

( જુઓ રા. નારાયણ હેમચંદ્રવાળું ગૂર્જર ભાષાન્તર પૃષ્ટ ૧૦ )

अ કુમાર સમ્ભવમાં પાર્વતીના જન્મ કાલે, અને રઘુવંશમાં રઘુજન્મ કાલે; કાલિદાસે જે પ્રકારનાં શુભ જણાવ્યાં હતાં, તેવાંજ શુભ ચિહ્ન અશ્વઘોષ નામના કવિએ, બુદ્ધના જન્મ સમયે જણાવ્યાં છે.

शाखामालंबनीयाः पुष्पभारावलंबिनीं ।
देव्या कुक्षिविभिद्याशु बोधिसत्वो विनिर्ययौ ॥

બંધવો અને પ્રજાજનોએ મોટો આનંદ પ્રદર્શિત કર્યો. આખા શહેરમાં આનંદની ધ્વનિ થઈ રહી. સર્વે પૂરજનોએ બાળકને આશિર્વાદ આપી તેનું કલ્યાણ ઈચ્છયું.(૧)

આ આનંદ પ્રસંગે કપિલવસ્તુની આનંદમય સ્થિતિનું વર્ણન કરતાં અશ્વઘોષ કવિ બુધ ચરિત્ કાવ્યનો ભગવત્પ્રસુતિ નામનો પ્રથમ સર્ગ પૂરો કરે છે. જેનો અંતિમ શ્લોક આ છે.—

इति नरपति पुत्र जन्म वृद्धासजन पदं कापिलान्हयंपुरंतत् ।
धनदपुरमिवाणसरोऽवकीर्णं मुदितमभून्नलकूबर प्रसूतौ ॥९४॥

પુત્રની જાતકર્માદિ યથોચિત્ત વિધિ થયાપછી નામ પાડવાના સમયે વિચાર કર્યો કે, જેના જન્મવાથી મારી સર્વ આશા પરિપૂર્ણ થઇ છે, તેને માટે

---

(૧) આ સ્થળે એક સુંદર આખ્યાયિકા છે, કે જ્યારે પૃથ્વિમાં બુદ્ધનો જન્મ થયો, ત્યારે શુદ્ધોદન પરમહિતસ્વી કાલદેવલ નામના ઋષિ મધ્યાન્હનું ભોજન જમી સ્વર્ગમાં વિશ્રામ કરવા ગયા હતા, ત્યાં જઇને જૂએ છે તો દેવ દૂતો ઘણાજ આનંદમાં નિમગ્ન થયા હતા. તેનું કારણ પૂછયાથી તેઓ બોલ્યા "શુદ્ધોદનને એક પુત્ર થયો છે આ પુત્ર બુદ્ધિ તરુ મૂળમાં બેસીને બુદ્ધ થશે, અને પૃથ્વિમાં ધર્મરાજ્ય સ્થાપન કરશે. અમે તેમની પતિતપાવની શક્તિ અને અમૃત ભરેલી વાત સાંભળીશું, એટલા માટે અમે આનંદિત થઇએ છીએ." મહર્ષિ આ વાત સાંભળીને જલદીથી રાજભુવન તરફ ગયા, ત્યાં જઇ તેમણે રાજાને કહ્યું "હે રાજન! મેં હમણાં સાંભળ્યું છે કે તમને એક પુત્ર થયો છે, તેમને જલદીથી લાવો." રાજા આનંદના સાથે પ્રણામ કરાવવા માટે પુત્રને લઈ આવ્યો. પુત્રે પ્રણામ કરવાનું તો એક બાજુએ મુકયું, પણ ઉલટો મહર્ષિના માથાપર પગ મુકયો; કારણ બુદ્ધિસત્વના પ્રણામ યોગ્ય કોઇ નથી. પ્રણામ કરત તો મહર્ષિનું માથું ચિરાઇ જાત. પોતાનો નાશ પોતે કોણ કરે?" આમ કહીને કાલદેવલે બાળકને પ્રણામ કર્યા. આ જોયાથી રાજાએ પણ પોતાના પુત્રને પ્રણામ કર્યા. ત્રિકાલજ્ઞ મહર્ષિએ યોગનેત્રથી ભવિષ્યની ઉપર નજર કરી જોયું તો " આ બાળક **નિશ્ચય બુદ્ધ થશે.**" એમ મનમાં આવતાં હસતાં હસતાં તે બોલ્યા " આ અતિ આશ્ચર્યકારક બાલક છે." પરન્તુ તરત તેનું હસતું મોં આંખું થઇ ગયું. નિઃશ્વાસ નિકળવા લાગ્યા. મહર્ષિની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં, તેથી તેના ગાલ ભીંજાયા. સઘળા માણસોએ, આ બનાવ જોઇને આશ્ચર્ય પામી ભયભીત થઇને પૂછયું." મહર્ષિ! આપ પહેલાં તો હસતા હતા, અને હમણાં આમ રુવોછો કેમ? અમારા પ્રભુના પુત્રને કાંઇ અશુભ બનાવ બનશે કે શું? "મહર્ષિએ કહ્યું" બાળકને કાંઈ પણ અમંગલ થશે નહિ. એ **નિશ્ચય બુદ્ધ થશે.** પરંતુ એ જ્યારે બુદ્ધ થશે, ત્યારે હું આ પૃથ્વિમાં રહેવા પામીશ નહિ એ દુઃખથી રોઉછું."

નામજ યોગ્ય છે. આ નામને પુરજનો તરફથી પણ પુષ્ટિ મળી, કારણ કે, પ્રજા જનોની આશા પણ એ પુત્ર રત્નથી સિદ્ધ અર્થ હતી.*

---

મહર્ષિનો ભાણેજ નાલક આ બાલકનું બુદ્ધત્વ જોશે. એમ યોગ નેત્રથી જોયાથી બાલકને વંદના કરી મહર્ષિ પોતાની બ્હેનને ઘેર ગયા, અને નાલકને કહેવા લાગ્યા "રાજા શુદ્ધોદનના પુત્ર ૩૫ વર્ષ પછી બુદ્ધ થશે. તું તે જોઇશ એટલા માટે સંસાર ત્યાગ કર." નાલકની પાસે પુષ્કળ ધન, દોલત હતાં; પરંતુ મહર્ષિના કહેવાથી તેણે સર્વ ત્યાગ કર્યું, ભગવાં વસ્ત્ર પહેરી, હાથમાં માટીનું વાસણ લઈ, મુંડિત કેશથી બુદ્ધનું દર્શન કરવાની ઇચ્છાથી ઘરમાંથી નીકળ્યો. નાલકે અન્તે બુદ્ધ પાસેથી પરિત્રાણનો મૂળમંત્ર મેળવી નશ્વરદેહનો ત્યાગ કર્યો ( જુઓ રા. ના. હે. નું ભાષાન્તર પૃષ્ટ ૧૧ થી ૧૪)

* સિદ્ધાર્થ અથવા સર્વાર્થ સિદ્ધનું નામ પાડવાની વેળાએ રામ, ધ્વજ, મંત્રિણ, કોંડાન્ય, ભોજ, સુયામ, અને સુદત્ત નામના દૈવજ્ઞ અને જિતેન્દ્રિય બ્રાહ્મણોને આમન્ત્રણ કીધું હતું જેઓમાંથી માત્ર કોંડાન્ય વિના સર્વએ બે આંગળી ઊંચી કરીને કહ્યું "જેનાં શરીર ઉપર આવાં લક્ષણો હોય, અને તે જો ગૃહસ્થાશ્રમી થાય તો તે ચક્રવર્તી રાજા થાય, અને જો તે સન્યાસાશ્રમ ગ્રહણ કરે તો બુદ્ધ થાય." કોંડન્યે એક આંગળી ઊંચી કરી કહ્યું કે "આ બાળક કદી પણ ઘરમાં રહેશે નહિ, હું નિશ્ચય કરી કહુંછું કે એ બુદ્ધ થશે. અને પૃથ્વિમાંથી પાપ તેમજ અજ્ઞાનપણું દૂર કરશે."—એ સાંભળી રાજાએ પૂછ્યું "શું જોયાથી મારો પુત્ર સંસાર છોડશે ? તે કહી શકો તો કહો "બ્રાહ્મણોએ કહ્યું" જરાજીર્ણ વૃદ્ધ, રોગથી પીડાતો મનુષ્ય, મરેલો માણસ, અને ભિક્ષુક (આ) જોઇને સંસારનો ત્યાગ કરશે. રાજાએ મનમાં વિચાર કરી એ વસ્તુઓ જોવા ન પામે તેવો બંદોબસ્ત કરવા તુરત અનુચરોને હુકમ આપ્યો કે શહેરની ચારે બાજુએ એક કોશને છેટે પ્રહરીઓએ ૧ જરા જીર્ણ વૃદ્ધ, ૨ રોગથી પીડાતો મનુષ્ય, ૩ મરેલો માણસ, અને ૪ ભિક્ષુક એ ચાર જણને આવવા દેવા નહિ. શુદ્ધોદન વિધાતાની કૃતિ ફેરવવા માગે છે, તે તેની શક્તિની બહાર છે. વિધાતાની શક્તિને કોઈ અટકાવી શકતું નથી. બુદ્ધના નામના દિવસોએ પુષ્કળ શાક્યોએ પોતપોતાના પુત્રને આમ કહીને રાજપુત્રને અર્પણ કર્યા. "જો તમે બુદ્ધ થાઓ તો આ ક્ષત્રિય, સન્યાસીને ઘેરી રહેશે; અને જો ચક્રવર્તી રાજા થાઓ તો સભાસદ થઇને રહેશે."—બ્રાહ્મણોએ પોતપોતાને ઘેર જઈ પોતાના પુત્રોને આ પ્રમાણે કહ્યું—અમે તો વૃદ્ધ થયા છિયે રાજપુત્રને બુદ્ધત્વ થાય ત્યાં સુધી જીવીશું કે નહિ ? તે તમે જાણતા નથી, પરન્તુ તમે તેમના ધર્મનું અનુસરણ કરજો. કોંડાન્યની થોડી ઉમ્મર હતી. તેણે પોતાની સર્વ સમ્પત્તિનો ત્યાગ કરી ઉરુબિલ્વ વનની રમણિયતા જોવા માટે રહી, પાપની સાથે સંગ્રામ કરવામાં પ્રવૃત્ત થયો. અને બુદ્ધની વાટ જોવા લાગ્યો. જ્યારે તેણે સાંભળ્યું, કે સિદ્ધાર્થે સંસાર ત્યાગ કર્યો, ત્યારે ઉપર કહેલા બ્રાહ્મણોના પુત્રોને સંસારનો ત્યાગ કરાવવા માટે ઉત્તેજન આપવા લાગ્યો. ત્રણ જણું સંસારનું બંધન કાપી શક્યા નહિ. બીજા ચાર જણાએ કોંડાન્યને નેતા બનાવી સંસારાશ્રમનો ત્યાગ કર્યો. એ પાંચ સર્વેથી શ્રેષ્ઠ શિષ્ય થયા.

(જુઓ રા. ના. હે. કૃત ભાષાન્તર પૃષ્ટ ૧૫ થી ૧૮.)

આ ચરિત્ર નાયકની માતાએ પ્રસવનો સાતમે દિવસે આ લોકનો ત્યાગ કર્યો. આ અશુભ પ્રસંગે કવિ અશ્વઘોષ કેવું રહસ્ય બતાવે છે?

देवींतु माया विबुध विकल्पं दृष्ट्वा विशालं तनय प्रभावं ।
जातं महर्षं न शशाक सोढुं ततोऽविनाशाय दिवं जगाम ॥१॥

મહારાણી માયાદેવી પરમ રૂપવંતી હોવાથી તે સમયની કુલિન સ્ત્રીઓમાં તે પોતાના સદ્ગુણોથી પંકિત થયેલી હતી. પોતાને સુપુત્ર ઉત્પન્ન થઇ ઉભય કુલની ઉન્નતિ કરવાનું સામર્થ્ય તેના શરીરમાં આવે, એટલા વાસ્તે તે ગર્ભવતી થયા પછી નાના પ્રકારના વ્રત કરતી હતી, જેથી તેની પ્રકૃતિ ક્ષીણ થઇ ગઇ હતી. તેથી પ્રસુતિના વખત પછી અલ્પ સમયે તેનું મૃત્યુ થયું એમ કહેવાય છે.

સર્વાર્થસિદ્ધને હવે માયાદેવીની બીજી બ્હેન જે મહાપ્રજાવતી હતી, તેની હાથ નિચે ઉછરવાનું આવ્યું. માસીએ સર્વાર્થસિદ્ધને પોતાના પુત્ર પ્રમાણે ઉછેરવા માંડયો + સર્વાર્થસિદ્ધ પણ પ્રતિ દિવસ મોટો થવા લાગ્યો.

સંસ્કાર પ્રતિ તિરસ્કાર. એમ કહેવાય છે કે બુદ્ધની શાંત વૃત્તિ અને સુખોપભોગ વિષયે અપ્રિયતા જોઇને રાજા બહુ દુઃખી થતો. બીજા તરુણજનો આ પ્રમાણે પોતાનું વર્તન રાખે, અને સંસારમાં ચિત્ત ચોંટાડે, તેમ જ કોઇ પણ વાતથી અસંતોષી ન થાય એટલા સારુ; રાજાએ પોતાના પુત્ર માટે, નાના પ્રકારની યોજનાઓ સાવધગિરીથી યોજી રાખી હતી. નિરનિરાળી ઋતુમાં રહેવા સારુ ત્રણ મંદીરો બંધાવ્યાં હતાં, તેની અંતર્ભાગ રચના મનોરમ્ય હતી. અહિં રહેવાથી તેના ચિત્તમાં સર્વદા ઐહિક સુખ પાછળ વૃત્તિ ન ચોંટી, પણ પર દુઃખ જોઇને તેનું ચિત્ત ઉદ્વિગ્ન થતું. તેને આ લોકનું સુખ બીલકુલ ગમતું નહિ. આવી રાજાને ખબર પડવાથી દુઃખ અને વિપત્તિની બુદ્ધને ખબર ન પડે એવો તેનો બંદોબસ્ત કર્યો. પોતાનો પુત્ર ઔદાસિન ન રહેતો સંસાર સુખ લાલસામાં તે પડે, આમ ધારી નાના પ્રકારની યોજના અને ઉપાય આરમ્ભવા લાગ્યા પણ તેના સર્વ પ્રયત્નો નિષ્ફળ થયા. બુદ્ધની ઉદાસ વૃત્તિ ઉત્તરોત્તર દૃઢ થતાં, સંસાર પરત્વે અપ્રેમ તેના હૃદય

+ અશ્વઘોષ કવિની વાણી એવી તો ધારાની માફક ચાલે છે કે, એકવાર આપણે કવિ કુલ ગુરુ કાલિદાસને પણ ભૂલી જઇએ છીએ. કાલીદાસ, કુમાર સંભવમાં પાર્વતીની વૃદ્ધિ દિનેદિને સાપરિવર્ધમાના લબ્ધોદયા ચાંદ્રમસીવલેખા આવી રીતે વર્ણવે છે; અશ્વઘોષ બુદ્ધની વૃદ્ધિ એથી પણ ચમત્કારીક રીતે વર્ણવે છે:—

ततःसबालार्कइवोदयस्थः समीरितोवन्हिरिवानिलेन ।
क्रमेणसम्यग्ववृधे कुमारस्ताराधिपः पक्षइवातमस्के ॥१॥

મંદિરમાં ક્રમાનુસાર વૃદ્ધિગંત થતો ગયો.*

બુદ્ધની આવી વૃત્તિ જોઇને રાજાને જરાએ ચેન પડતું નહિ. પોતાના પુત્રનું સંસાર ઉપરથી ઉઠી જતું મન જોઇ તેને એકાદ લાવણ્ય સમ્પન્ન સ્ત્રી સાથે વિવાહ સમ્બન્ધ સાંકળથી સાંકળી લેવો, કે જેથી તેની વૃત્તિમાં તફાવત પડી ઐહિક સુખાનુભવમાં લુબ્ધ થશે+

---

* બુદ્ધની ઔદાસિનતા સમ્બન્ધે રા. ના. હે. વાળા ભાષાન્તરમાં એવો ઉલ્લેખ છે (જુઓ પૃષ્ટ ૨૧–૨૨...)

"શાકાન્ન માત્ર જેનું હમ્મેશ ખાવાનું છે, ભાંગેલી ઝુંપડીજ જેને માથું મુકવાનું ઠેકાણું છે, સેંકડો જગાએ ફાટેલાં મેલાં વસ્ત્ર, જેની લજ્જા નિવારે છે તે વિચાર કરે છે, કે 'રાજભુવન સુખભુવન છે? શોક, અને દુઃખ, ભૂખ અને તરસ સમૂળગાં રાજભુવનમાં પ્રવેશ કરી શકતાં નહિ હોય (!), પણ શું એમ બનતું હશે કે ધન હોવાથી સર્વ દુઃખનો નાશ થાય છે? આપણે બીજી તરફ જોઇએ તો; ભોગવિલાસથી હૃષ્ટપુષ્ટ થયા છે, ધન કે અન્નનું કષ્ટ જેમણે આખી ઉમ્મરમાં જાણ્યું નથી, તેઓમાંથી પણ હજારો પુરુષો સુખની શોધમાં ભિક્ષાપાત્ર હાથમાં લઇ સંસાર છોડી ચાલી નીકળ્યા છે... આખા સંસારમાં સાર મેળવવા માટે, માનવ હૃદયમાં કેવી એક સ્વાભાવિક અગાધ, તરસ છે! તે તરસનો જ્યારે ઉદ્રેક થાય છે, ત્યારે ધનવાન માણસો પણ હૃદયને સુખી કરી શકતા નથી. આશાની મોહ પમાડનારી શક્તિ, પાપની કુહકિની માયા, સંસારની ચંચળતા; મોહનું કઠિન આચ્છાદન ભેદી, આત્મા, જ્યારે જીવનના ભૂત, ભવિષ્યના વિચારમાં મગ્ન થાય છે-જીવન પ્રહેલિકાનો તાગ લાવવામાં આત્મા જ્યારે નિયુક્ત થાય છે, ત્યારે હૃદયમાંથી; આ અસાર સંસાર, અસાર ધન, અને અસાર ઐશ્વર્ય એવો ભાવ નિકળે છે."

+ બુદ્ધના વિવાહ વિષે રા. ના. હે. વાળા ભાષાન્તરમાં આવું વ્યાખ્યાન છે (જુઓ પૃષ્ટ ૨૪ થી ૨૫...)...કેટલાક શાક્યોએ આવી રાજાને કહ્યું, કે મહારાજ! કુમાર સાંસારિક વિષયમાં ઉદાસી હોય તેમ જણાય છે. જલદીથી તેમનું લગ્ન નહિ કરશો તો તેમને સંસારમાં રાખવા જ કઠણ પઇ પડશે. વિવાહ સિવાય બીજો કોઈ ઉપાય, સંસારમાં અનુરક્ત રાખવાનો અમે જોતા નથી. પ્રેમ ગુંથેલા સૂક્ષ્મ લોખંડની સાંકળથી પણ મજબૂત છે. એ કોમળ પુષ્પનું બન્ધન તેને બાંધી શકશે. વિવાહ વિષયમાં રાજકુમારનો અભિપ્રાય પૂછવા રાજાએ મન્ત્રીને કુમારની પાસે મોકલ્યો. કુમારે વિચાર કર્યો કે 'હવે જીવની મહાન્ સમસ્યાનો નિર્ણય કરવાનો વખત આવ્યો છે." સાત દિવસ પછી ઉત્તર આપવાનું કહી, તેણે સર્વને વિદાય કીધા. ઉંડા હૃદયમાં તેનું હૃદય ચલાયમાન થવા લાગ્યું. સાત દિવસ, આ પ્રશ્નની મીમાંસામાં જ તે ગુંથાઇ રહ્યો. પરન્તુ કોઇ જાતનો સિદ્ધાન્ત કરી શકવા તે પામ્યો નહિ. એક દિવસ વિચાર કરતાં એવું સઝયું કે, "સંસારમાં મને જે સુખ પ્રાપ્ત થશે, તેમાં તૃપ્તિ તો મળશે જ નહિ. મ્હારા જેવા એ શું વિવાહ કરવો જોઇએ? લગ્ન સર્વ પ્રકારના સુખ દુઃખનું મૂળ છે. ભોગ વિલાસમાં તો મારી પ્રવૃત્તિ જ નથી. હું તો વિજન અરણ્યમાં ઇન્દ્રિય વૃત્તિ-નિરોધ કરી ગમ્ભીર ધ્યાનસમાધિમાં નિમગ્ન થઇ નિર્મળ સુખરૂપ ભોગ કરું. મારા જીવનની તો એ જ આશા છે. હું શું સ્ત્રી પરણી ઘર માંડું?

**વિવાહ.** વિવાહ વિષે એક એવી વાત ચાલતી આવેલ છે, કે સિદ્ધાર્થે જે કન્યાપર પોતાનું સંતોષી પણું બતાવે, તેની સાથેજ તેનો વિવાહ કરવો. અને તે કારણથી શુદ્ધોદન રાજાએ, જૂદા જૂદાં સરદારોની કન્યાઓને કોઇ પણ પ્રકારના ઉત્સવનાં મિષે પોતાના રાજ દરબારમાં બોલાવી, તેઓની પાસે પૃથક્ પૃથક્ ખેલ ખેલાવી બક્ષીસ આપવાનો સમારમ્ભ સિદ્ધાર્થના હાથે કરવાની તદબીર–યુક્તિ રચી રાખી હતી. પિતાની આજ્ઞાને અનુસરી કુમાર બક્ષીસ આપવા લાગ્યો. પ્રત્યેક બાળા સિદ્ધાર્થ પાસે જઇ બક્ષીસ લેવા લાગી, આ પ્રમાણે ક્રમ ચાલતો હતો, તેમાં સિદ્ધાર્થનું લક્ષ કોની બાળા તરફ વિશેષ પ્રકારે જાય છે, તે નિહાળવા માટે રાજાએ કેટલાક હુશિયાર સેવકોને પાસે ઉભા રાખ્યા હતા; તેઓએ રાજા પાસે ઉભા રાખ્યા હતા; તેઓએ રાજા પાસે આવી નિવેદન કીધું કે; સુપ્રબુદ્ધની§ કન્યા તરફ

---

તે શું મારા જીવનમાં શોભશે ?" વળી એક દિવસે તેણે વિચાર કર્યો કે, "જેનું હૃદય ચિન્તારુપી સેંકડો કિડાનો ડંખથી જખમી થયું છે; એક તરફથી પોતાનાં દુઃખથી અને બીજી તરફ પારકાં દુઃખથી, જેનો પ્રાણ જર્જરિત થયો છે, મનુષ્યનું દુઃખ શાથી દૂર થાય ? એ પ્રશ્નની મીમાંસા જેના જીવનની મહાન સમસ્યા છે, સર્વ પ્રકારના બન્ધનથી છુટવું તે જ માત્ર જેના જીવનનું લક્ષ્ય છે તેણે શું વિવાહની સાંકળમાં બંધાવું જોઇએ ?" ફરી એક દિવસે વિચાર કર્યો કે, "હૃદય, મન સર્વસ્વ નહિ આપું તો, નરનારીની દુર્ગતિ કેમ દૂર થશે ? આરમાં વિસ્મૃત નહિ થાઉં તો જીવનમાં મ્હારાથી પ્રેમ શું થશે ? મ્હારો આત્મા તો એક જ છે, તે હું કેટલાને આપું ? પૃથિવીને આપું ? કે કોને આપું ?" છેલ્લે એક દિવસ ઉંડા વિચારમાં નિમગ્ન થઇ બેઠા હતા, એટલામાં તેના સર્વ અંધકાર અને સંશય જતા રહ્યા. અને જીવનું કર્તવ્ય શું છે ? તે તેણે નક્કી કર્યું. નિશ્ચય કર્યો કે "સંસારમાં તો હું રહીશ—પણ તેથી મુક્ત રહીશ (!) જો સઘળા માણસો સંસાર છોડી ચાલ્યાં જાય તો સૃષ્ટિનો પણ ધ્વંસ થાય. વનમાં જઇને ધર્મનું પાલન કરવું એ તો સહજ છે. ગૃહી થઇને ધર્મનું પાલન કેવી રીતે થાય ? તે મ્હારા જીવનમાં દેખાડીશ. સંસારના માણસોને ધર્મ પાલનનો માર્ગ શોધી ન આપું તો, કરોડો નરનારીના ઉદ્ધારનો બીજો માર્ગ શો ? લોકને શિક્ષણ આપવું આવશ્યક છે. પંકજતો કીચડમાંજ ઉછરે, અને પાણીમાંજ શોભે. માટે મારે વિવાહ તો કરવો જોઇએ." આવી રીતનો નિશ્ચય કરી તેણે સાતમે દિવસે જવાબ આપ્યો.

§ કોલિયન વંશમાં આ સમયે સુપ્રબુદ્ધ રાજા હતા કે નહિ ? તે સંશયાત્મક વાત છે, પરન્તુ એ વંશની કન્યા સુભદ્રા ઉર્ફે યશોધરા સાથે બુદ્ધનું લગ્ન થયાની વાત અશ્વઘોષ કવિ પણ સ્વીકારે છે. કૃષ્ણ કુમારમિત્ર આથી જૂદું કહે છે; તે તો કોલિયન વંશના દંડ પાણિની રાજાની કન્યા ગોપા; જે મહામાયા દેવીના ભાઇની દીકરી થતી હતી, તેની સાથે વિવાહ થયો હતો એમ કહે છે.

(જુઓ રા. ના. દે. કૃત ભાષાન્તર પૃષ્ઠ ૨૬.)

સિદ્ધના પરિણીત અંતઃપુર વિહારમાં એવો શૃંગારરસ વર્ણવ્યો છે, કે શૃંગારરસને ખોટો ગણનારા પણ અશ્વઘોષ કવિની શૃંગારરસપરત્વેની કસોટીને કાંઇ પણ દૂષણ લગાડી શકતા નથી. ગૂઢ શૃંગારથી, ભાર પૂર્ણરસથી, લાલિત્યથી

રાજપુત્રનું લક્ષ જતાં, ચર્ચામાં કાંઇક ફેર પડયો હતો. અને તે તેની તરફ તાકીને જોતો હતો. અમને જણાય છે કે એ કન્યા જેવી બીજી કોઇ પણ રુપવતી અને ગુણી કન્યા છે નહિ; તેથી તેની સાથે રાજપુત્રનો વિવાહ કરી આપવો ઠીક છે."

સેવક જનોએ, આમ વિદિત્ કીધેલું સાંભળી રાજાને મોટો હર્ષ થયો, અને તુરતજ કોળી સંસ્થાનિક સુપ્રબુદ્ધ રાજા પાસે, તેની કન્યા સમ્બન્ધિ માગણી મોકલાવી, આ સંસ્થાનિક, રાજાએ આ પ્રમાણે પ્રત્યુતર આપ્યું કે "આપણા ક્ષત્રિયકુલનો એવો પરિપાક છે, કે આપણી કન્યા જેને આપવાની હોય તેના અંગમાં ઇતર સર્વ તરુણ ક્ષત્રિય વીર કરતાં અધિક બલ અને યુદ્ધ કૌશલ્ય છે, એવી આપણને ખાત્રી થવી જોઇએ; પરન્તુ આપના પુત્ર માટે લૌકિક રીતે હું જે કાંઇ સાંભળું છું તેથી કરીને એમ સમજાય છે, કે તેના અંગમાં આ કસોટી લાવવાવાળા ગુણો પ્રથમથી જ વૃદ્ધિને પામેલ નથી. કારણ, કે તે પોતાના મહેલની અંદર સદોદિત વિચારમાં જ બેસી રહે છે. આવી સ્થિતિ મધ્યે મારી કન્યાના સ્વયંવરની યોજના કરી, કન્યાને વરવા ઇચ્છનારા તરુણ ક્ષત્રિય વીરોને બોલાવતાં; તે સઘળાના પર સરસાઇ દેખાડી આપી, મારી કન્યાને વરવાનું સામર્થ્ય સિદ્ધાર્થના શરીરમાં છે ? એવું હું ધારતો નથી. આથી કરીને આપે કરેલ માગણીનો આગ્રહ આપે છોડી દેવો મને તો ઠીક જણાય છે."

સુપ્રબુદ્ધનું આવું કહેવું સાંભળી રાજા મોટા વિચારમાં પડી ગયો, પણ પછી રાજપુત્ર પાસેથી આશ્વાસન મળવાના લીધે, તે સુપ્રબુદ્ધના કહેવા પ્રમાણે કબૂલ થઇ, ચારે બાજુએ એવો ઢંઢેરો ફેરવવા લાગ્યો, કે, સિદ્ધાર્થ રાજપુત્રના મનમાં સુપ્રબુદ્ધની કન્યા સાથે વિવાહ કરવાનું છે, તો તે કન્યાને વરવા ઇચ્છનારા એકંદર તરુણ ક્ષત્રિઓએ, આજથી સાત દિવસ

---

અને શબ્દ માધુર્યથી ધણીના ભોળા વાંચનારના મનને રીઝવતો પ્રસાદ પરંપરા આપ્યો જ જાય એજ ખરો શૃંગાર. નાના મોટા સર્વના મનમાં અપૂર્વ ભાવ ઉત્પન્ન કરી, ઉંડા અંતરમાં પ્રીતિના બીજ સાથે અનન્ય અભિલાષ ઉત્પન્ન કરે તેજ ખરો શૃંગારરસ કહેવાય છે. અશ્વઘોષ કવિ શૃંગારરસનું આ પ્રકારે જ વર્ણન કરે છે. કાલિદાસના શૃંગાર કરતાં, આ શૃંગાર અમને તો વધારે પ્રિય લાગે છે. વળી કાવ્ય પણ બુદ્ધદેવ જેવા ધર્મપ્રવર્તકને ઉદ્દેશીને લખાયું છે, એટલે શૃંગારરસ ત્યાંતો શુદ્ધ અને ઉંડાણમાં જ રહેલો શોભે છે. ઉપમામાં, શબ્દ સંયોજનમાં, અને ક્રમાનુક્રમ ચાતુર્યમાં પણ અશ્વઘોષ કવિ, કાલીદાસ, માઘ, અને ભારવી વગેરે આપણને બહુ પરિચીત કવીઓથી જાય તેવો નથી. આ બુદ્ધ, ચરિત એ સર્વે કવિઓની પૂર્વે—એટલે પાંચ છ સૈકા પૂર્વે બનેલું હોવાથી આપણને વધારે આશ્ચર્ય ઉત્પન્ન કરે છે. કાલિદાસની પહેલાંના ભાસ, અને હર્ષ શિવાય કોઇ કવિની વાણી આટલી સરળ અને માધુર્ય પૂર્ણ જોવામાં આવતી નથી, એટલે અશ્વઘોષને આપણે જેટલું માન આપીએ તેટલું થોડું છે. રઘુ અને ઇંદુમતિના વિહાર પ્રસંગ જેવું જ, સર્વાર્થસિદ્ધ અને રાણીયશોધરાના વિવાહનું વર્ણન અશ્વઘોષે કરેલું છે. તેમાંથી બે ત્રણ ટુકા નિચે આપીએ છીએ:—

સુધી દરવિલે ઠેકાણે આવવુ અને પોતાના અગના યુદ્ધ કલાદિક ગુણ બતાવના આ પ્રકારે કરતા જેની બીજા તમામ પર સરસાઈ સાબિત થશે, તેને એ કન્યા મળશે" એકત્ર થયેલ સર્વ તરુણોએ પોતાના અગના કૌશલ્યની અને બલની કસોટી કરી, પરન્તુ એ સર્વમા સિદ્ધાર્થે જ જય મેળવ્યો અને સુપ્રબુદ્ધની કન્યાનો વિવાહ પણ તેની સાથે થયો, ઓગણીશ વર્ષની ઉમ્મરે પોતાના મામાની કન્યા સાથે બુદ્ધે લગ્ન કર્યું આથી કુમારના સ્વાતન્ત્ર્ય પગમા બેડી જડાઈ, જે પક્ષી અનત આકાશમાં સ્વચ્છન્દે વિચરણ કરતું હતુ તે હવે એક પિજરામા પૂરાયુ

વિવાહ થયા પછી ઓગણત્રીસ વર્ષની ઉમ્મર પર્યન્તમા સસાર સુખના અનુભવ સિવાય, અન્ય કાઈ પણ જાણવા લાયક હકીકત સિદ્ધાર્થ સમ્બન્ધે ની નહિ મળી આવવા વિષેનો તેના ચારિત્ર્ય નિરૂપકોનો ઉલ્લેખ છે *

( આગળ ચાલુ )

---

* બુદ્ધના સસારસુખના અનુભવ માટે અશ્વઘોષ કવિ ઘણુ સુન્દર બાનીમા વર્ણન કરે છે

अथापरं भूमिपतेः प्रियोऽयंसनत्कुमार प्रतिमःकुमारः
सार्धतयाशाक्य नरेन्द्र वध्वा शच्या शहस्राक्ष इवाभिरेमे

× × × × × ×

हर्म्येषु सर्वर्तु सुखाश्रयेषु
कलैर्हिचामीकर बद्धकक्षे र्नारीकराग्राभिहतैर्मृदंगैः
वराप्सरोनृत्यसमैश्चनृत्यैः कैलासवत्तद्भवनरराज
वाग्भिःकलाभिर्ललितैश्चहारै मदैः सखेलैर्मधुरैश्चहासैः
तं तत्रनार्योरमयाबभूवुः

× × × × × ×

ततश्चकामाश्रय पंडिताभिः स्त्रीभिर्गृहीतो रतिकर्कशाभिः

( જુઓ ગુજરાતી તારીખ ૨૦ મે-૯૪ નો, બુદ્ધદેવચરિતનો લેખ )

# ન્યાય *

## વ્યાપ્તિ ખંડ

### પ્રકરણ ૪

( અનુસંધાન ગત વર્ષ પૃષ્ઠ—૩૮૨ થી )

### કાર્ય કારણને અવશિષ્ટ રૂપે બતાવવાની ક્રિયા

#### અવલોકન અને પ્રયોગ

૧ કારણતાનો વિચાર કરવામાં એક સંયોજન અને અસરોના જુદાનો વિચાર કરવાનો પ્રાપ્ત થાય છે એમાંના કેટલાક કાર્ય કે કારણ સાથે સબંધ રાખે છે કેટલાક નથી રાખતા

એક દૃષ્ટાન્ત જ વિચારીએ સારી આરોગ્ય શરીર સ્થિતિવાળો કોઈ પુરુષ પરદેશમાં જઈ વસે છે, ને ત્યાં કોઈ નવો ધંધો લેઈ બેસે છે ધીમે ધીમે એનું શરીર બગડવા માડે છે એવી રીતે શરીર બગડે તેનું કોઈ કારણ હોવું જોઈએ આપણે એમ માનીએ કે જો માણસ એના મૂળ સ્થાનમાં અને મૂળ ધંધામાં રહ્યો હોત તો એને કશું થાત નહિ, તો સ્પષ્ટ જ છે કે એના શરીરમાં વિકૃતિ થવાનું કારણ એનો નવો નિવાસ અને નવો ધંધો તેજ હોવા જોઈએ આ નવા સંબંધમાંના કારણ અનેક હોઈ શકે હવા વધારે શીત કે ઉષ્ણ હોય, પાણી ભારે કે હલકું હોય ઇત્યાદિ તેમ જ નવો ધંધો પણ પ્રથમના ધંધા કરતાં જુદી જાતનો હોય આવા અનેક કારણમાના કેટલાક ખરેખરા કારણ હોય અને કેટલાક ન પણ હોય ત્યારે પ્રશ્ન એ જ છે કે ખરા કારણ કીયા છે? આખા સંયોજનમાંથી ખરા વ્યાપારવત્ કારણ (કરણ) કીયા છે? બધું કાઢી નાખતાં ખરા કારણ રૂપે અવશેષ શું રહે છે?

આજે દૃષ્ટાન્ત આપ્યું તે વ્યાપ્તિનિર્ણયનો સારામાં સારો પ્રસંગ છે, પણ સાધારણ રીતે તો અમુક અમુક શક્તિ—ઉષ્ણતા, શીત, વિદ્યુત્ આદિ—ની માણસના શરીર ઉપર શી અસર થાય છે તેજ નક્કી કરવાનું હોય છે એ બધાને જુદી જુદી અસર કરવાની શક્તિ છે, પણ જે પ્રસંગનો આપણે વિચાર કરીએ છીએ તેમાં એમાંના કેટલાક અસર કરે છે, કેટલાક નથી કરતા, તો જે ખરા અસર કરનાર છે તેની જ શોધ કરવાની છે

અસાધારણ કારણ તે કરણ એમ પણ આપણે કહેલું છે કેટલાક એમ પણ કહે છે કે વ્યાપારવાળું જે કારણ તે કરણ ઉભયે રીતે જોતાં દરેક બનાવતા અનેક પ્રસંગ, સામગ્રી, સંયોજન, આદિમાંથી જેના વ્યાપારને લીધે અથવા જેના અસાધારણ સંબંધથી કાર્ય ઉપજતું હોય તે જ કરણ કહેવાય એને જ અત્ર કારણ કહીએ છીએ વ્યાપ્તિનિર્ણય ત્યારે

* ર રા મણિલાલનો એક અપ્રસિદ્ધ અપૂર્ણ ગ્રંથ

થાય કે જ્યારે આવું કારણ હાથ લાગે. પ્રત્યેક બનાવનાં અન્ય સહકારી માત્રને દૂર કરતે કરતે જે અવશેષ રહે, જેના વિના તે બનાવ અથવા કાર્ય બને જ નહિ, તે કારણ. આ ક્રિયાને જ કાર્ય કારણને અવશેષ રૂપે બતાવવાની ક્રિયા કહીએ છીએ.

૨. આવો અવશેષ નક્કી કરતા પૂર્વે આપણે મનમાં જ આખા પ્રસંગનું પૃથક્કરણ કરી જોઇએ છીએ.

આવશ્ય પ્રસંગોને અનાવશ્યક પ્રસંગોથી જુદા પાડી અવશેષ રહે તેનો નિર્ણય કરવાનો છે એટલે આપણે કોઇપણ કાર્યના પ્રસંગમાત્રનો પૃથક્ પૃથક્ વિચાર કરીએ છીએ, અને પ્રત્યેક પ્રસંગને પણ તેના સાદામાં સાદા રૂપે અવલોકીએ છીએ. કોઇનું શરીર બગડ્યું, અમુક દેશમાં રહ્યાથી બગડ્યું, તો તે ઉપરથી આપણે તનમાં જ પ્રથમે એ બનાવના પ્રસંગોનો વિચાર કરવા માંડીએ છીએ. તે દેશની હવા કેવી છે તે જોતાં ઉષ્ણત્વ, શીતત્વ, વિકૃતિ, સ્વચ્છતા, ઇત્યાદિ ઉપર લક્ષ જાય છે. એ માણસ કેવો ખોરાક લે છે તેનો વિચાર પણ આવે છે; તેનો ધંધો, તેની પ્રકૃતિ, તેની ટેવ, તેના મનની સ્થિતિ, એ આદિ વાર્તા પણ દૃષ્ટિ બહાર રહેતી નથી. આવા બધા પ્રસંગનો વિચાર કરવામાં જો પૃથક્કરણ યથાયોગ્ય કરતાં આવડે તો અવશેષ શોધવાની સારામાં સારી પદ્ધતિ પણ વ્યર્થ જાય છે. આવું પૃથક્કરણ કરવાની શક્તિનો આધાર, તે સમયે, પૃથક્કરણ કરનારને જે જ્ઞાન હોય તે ઉપર રહે છે. છેલ્લા સૈકાને આરંભે ન જણાયલી એવી હવાનાં તત્ત્વ વિષેની વાત આજ આપણે જાણીએ છીએ એટલે હવામાં કોઈ પણ ફેરફાર થાય તો અવશેષની પદ્ધતિથી તેનાં કારણ શોધી લેવા જેટલું પૃથક્કરણ કરવાની આપણને શક્તિ છે.

૩. અવશેષ પદ્ધતિ અનુસાર આવશ્યક અને અનાવશ્યકનો વિભાગ કરવામાં યોગ્ય માર્ગ એ છે કે પ્રસંગાન્તર કરી જોવાં.

મનમાં જ પૂર્વ અને ઉત્તર અવયવોનો વિભાગ પાડી દીધા પછી એટલું જ જોવાનું બાકી રહે છે કે કીયા પૂર્વાવયવને કીયા ઉત્તરાવયવ સાથે સંબન્ધ છે. વારંવાર એમ બને છે કે પૂર્વાવયવ અથવા ઉત્તરાવયવ અથવા ઉભય અનેક હોય છે એટલે ખરા નિયત સંબંધવાળાં યુગ્મો શોધી લેવાં એ કામ આપણે ભાગ આવે છે. આ નિર્ણય કરવા માટે જ્યાં અન્ય પ્રકારનો પ્રસંગ હોય, અન્ય પ્રકારનું સંયોજન હોય ત્યાં અવલોકન કરવાની અપેક્ષા રહે છે. એમાંથી એમ નક્કી કરી શકાય છે કે અમુક પૂર્વાવયવ કે ઉત્તરાવયવનો અભાવે કેવી સ્થિતિ થાય છે. આનું જ નામ "પ્રસંગાન્તર કરી જોવાં" એમ કહેવાય છે.

પ્રસંગાન્તર વિલોકવાનો સમય અવલોકનથી આવે કે પ્રયોગથી આવે. અવલોકન અને પ્રયોગ વચ્ચે જે ભેદ છે તે, બહુ જરૂરનો નથી, તેમ ખરેખરો મૂલગત પણ નથી; પરંતુ જાણવા યોગ્ય છે. અવલોકનમાં અમુક પ્રસંગ આપણે **શોધી** લેઇએ છીએ; પ્રયોગમાં અમુક પ્રસંગ આપણે **ઉપજાવી** લેઇએ છીએ. જે નિર્ણય થાય તેનો આધાર તો તે નિર્ણય કરાવનાર પ્રસંગના સ્વરૂપ ઉપરજ રહે છે, અમુક રીતે—અવલોકનથી કે પ્રયોગથી—તે નિર્ણય પ્રાપ્ત કર્યો એથી કશો ફરક પડતો નથી આમ હોવાથી ઉભયે રીતિ વારંવાર પ્રયોજનીય છે.

પ્રયોગથી પ્રસંગ બનાવી લેવાય એટલુંજ નથી, પણ આપણે જેવા જોઇએ તેવા પ્રસંગાન્તર પણ સાધી શકાય છે એ મુખ્ય લાભ છે. ત્રીજો લાભ એ છે કે અમુક કાર્ય આપણને જાણીતી એવી સામગ્રી થકી ઉપજાવી શકાય છે, એટલે કીયા તત્ત્વનો કેટલો ભાગ કાર્યોત્પત્તિમા છે તે સહજે સમજવામા આવતાં કારણતાનો નિર્ણય સુતર રીતે બની જાય છે પ્રયોગનો અતિવિશાલ ઉપયોગ રસાયન, અને પદાર્થ વિજ્ઞાન શાસ્ત્રમાં કરવામાં આવે છે ચેતનશાસ્ત્ર, શારીરશાસ્ત્ર, વ્યવહારશાસ્ત્ર, તે સર્વમાં તે નિરૂપયોગી નથી, પણ ત્યા અમુક મર્યાદા પર્યંતજ પ્રયોગને અવકાશ છે, તે પાર નથી

કોઇએક કાર્યનાં કારણનો નિર્ણય કરવામા પ્રયોગ ક્ષણવારતો કશા કામમા આવી શકતો નથી અમુક કારણ ઉપરથી પ્રયોગ કરીને કાર્યનો નિર્ણય કરી શકાય, પણ કાર્ય ઉપરથી કારણનો પ્રયોગ કેમ બને ? ઉષ્માને કારણ માની તેના પ્રયોગ કરી જોતા કેવા કેવાં કાર્ય થાય છે તે કહી શકાય, પણ એકાદ ઉકળના પાણીના દબ્બારૂપ કાર્યનું કારણ પ્રયોગથી શી રીતે કઢાય ? એવે સ્થાને એમ કરવું પડે છે કે ગમે તે એક કારણ ધારવુ,—તો પછી એ ધારેલા કારણના પ્રયોગથી કેવા કાર્ય થાને જોઇ શકાય, એમ એમ જુદાં જુદાં ધારેલાં કારણના પ્રયોગ જોતે જોતે જ્યારે, આપણી દૃષ્ટિ આગળ જે કાર્ય હોય તેના જેવુંજ કાર્ય નીપજે, ત્યારે તે કાર્ય નીપજાવનારે કારણના વિદ્યમાન કાર્યના કારણરૂપે કહી શકાય

ત્યારે કારણતાનો નિર્ણય કરવાની વા ઉભય રૂપે વિલોકવી જોઇએ. કારણ આપેલુ હોય તો કાર્ય શોધી લેવુ—કાર્ય આપ્યું હોય તો કારણ શોધી લેવુ—પરતુ આ ઉભયેનુ પ્રયોગદ્વારા જે સમાધાન આવે ને તો એકનુ એકજ જાણવુ—અર્થાત્ ગમે તો કારણથી કાર્યનો વિચાર કરવો હોય કે કાર્યથી કારણનો કરવો હોય તો પણ અમુક કારણથી પ્રયોગ કરી જોવા એજ એક માર્ગ છે.

જગતના અનેકાનેક પ્રસગોને સૂક્ષ્મ દૃષ્ટિથી વિલોકીએ તો પ્રત્યેક કાર્ય—બનાવ પ્રસગ—મા એવી અનેકાનેક વાતોનુ ગુફન હોય છે જે, તેમાંથી ખરા અવશેષ રૂપ કારણને પકડવુ અતિ કઠિન થઈ પડે છે, રસાયનશાસ્ત્રમા, ઉદ્ભિજશાસ્ત્રમા, પ્રાણીશાસ્ત્રમા શારીરશાસ્ત્રમાં સર્વત્ર આવા અનેકાનેક પ્રસગ મળી આવે છે. ચેતનશાસ્ત્રમા અને વ્યવહાર શાસ્ત્રમાંતો આવા ગુફનની સીમાજ નથી—ઘણીકવારતો કારણ ખોળતાં નિરાશ થઈ શોધ પડતો મૂકવો પડે છે. રાજ્યતત્ર પણ તેવોજ પ્રકાર છે. આ બધો વિચાર લક્ષમાં લેતાં અવશેષ પદ્ધતિનાં જે મુખ્ય સાધન અવલોકન અને પ્રયોગ તેનુ સ્વરૂપ બરાબર સમજવાની છે તેમનો ઉપયોગ કરતા આવડવાની કેટલી બધી અપેક્ષા છે તે સહજ સમજાશે. વ્યાપ્તિ નિર્ણયનો આધાર કારણના નિર્ણય ઉપર છે અને કારણના નિર્ણયનુ મુખ્ય સાધન અવશેષ પદ્ધતિ છે.

વ્યાપ્તિના નિયમાનુસાર કારણતાના સ્વરૂપનો નિર્ણય થાય તો તેમાંજ કાર્ય કારણને અવશેષ રૂપે શોધી લેવાનો નિયમ હાથ આવી જાય છે

---

(આગળ ચાલુ)

# દરેક વેદાન્તિને "અભેદ જ્ઞાન મંડળ" માં દાખલ થવાની શી જરૂર ?

( અનુસંધાન—પૃષ્ઠ—૩૨ થી. ) *

## રામાનુજાચાર્યનો વિશિષ્ટાદ્વૈત.

૨૫. ત્રણ પ્રકારની સૃષ્ટિ આ પ્રમાણે છેઃ—

(૧). પ્રાકૃત; અથવા ઉપર વર્ણવાયલા મહત્ અહંકારાદિના સરજનને મળતી સાધારણ પ્રકારની. દરેક મહાકલ્પના ( બ્રહ્માના જીવન સમયના ) પ્રારંભમાં એક વખત જ આ થાય છે.

(૨). દૈનંદિન; અથવા દરેક બ્રહ્મકલ્પના ( બ્રહ્માના દિવસના ) પ્રારંભમાં એક જ વખત થતી. ઉપર વર્ણવાયલી અસાધારણ સૃષ્ટિ સાથે આ મળતી આવે છે.

(૩). નિત્ય; અથવા કર્મનાં પરિણામાનુસાર નિત્ય ચાલતો સર્જન ક્રમ—જેવો કે સર્વ સ્થૂલ શરીરોનો જન્મ અને વિનાશ.

૨૬. દશ્યમાંથી અદશ્ય સ્થિતિમાં જગતનો ફેરફાર થવો તે પ્રલય. તેના ચાર પ્રકાર છે;—(૧) પ્રાકૃતિક; (૨) નૈમિત્તિક; (૩) નિત્ય; અને (૪) આત્યન્તિક.

૨૭. પ્રાકૃતિક પ્રલય એ કે જેમાં સર્વ જગત તેના વર્તમાનમાંથી બદલાઇને સુખી સ્થિતિમાં આવે છે તથા અદશ્ય પ્રકૃતિમાં વિલય પામે છે, જેમાં અને સત્વ, રજસ, તમસ નામના ગુણો વચ્ચે તકરાર રહેતી નથી અને તેથી કોઇ સૃષ્ટિ ક્રમ સંભવતો નથી બ્રહ્માના જીવન સમયના અથવા મહાકલ્પના અંતમાં એકવાર આ પ્રાકૃતિક પ્રલય થાય છે.

૨૮. દરેક બ્રહ્મકલ્પ અથવા બ્રહ્માના દિવસને અંતે એકવાર નૈમિત્તિક પ્રલય થાય છે. તેમાં ત્રણલોક ( સંયમ ડલ ) તેમની વર્તમાન સ્થિતિમાંથી મૂલતાત્વિક સ્થિતિમાં જાય છે—તેમાંના સર્વ પદાર્થો મૂલ તત્વોમાં વહેંચાઇ જતા હોવાથી.

૨૯. નિત્ય પ્રલય દરેક ક્ષણે થાય છે; મરણ જેવી વિનાશી સ્થિતિઓમાં પસાર થાય છે ત્યારે શરીરોનો જે ફેરફાર થાય છે તે તે છે.

૩૦. આત્યંતિક પ્રલય એ સ્થિતિ છે કે જેમાં જીવ અને જડ વચ્ચેનો સંબંધ છુટો થાય છે. જ્યારે અમુક જીવ મોક્ષ પામે છે ત્યારે આમ થાય છે.

૩૧. કોઇ અમુક ખાસ રૂપમાં જગતને સત્ય કહેવામાં આવતું નથી. એક ઘટ, એક ઝરણું, અમુક ખાસ પદાર્થ, એમ કહેવાના કરતાં કોઇ વિશેષ રીતે તે સત્ય નથી, દરેક પદાર્થ કે જેને રૂપ છે તે વિનાશ અને મૃત્યુને શરણે છે. અન્ય શબ્દોમાં, રૂપ વિનાશી છે.

* થીઑસૉફીસ્ટમાં આવેલા જી. કૃષ્ણશાસ્ત્રીના લેખને આધારે.

પરંતુ તેનો મૂલ આધાર યથાર્થ વસ્તુ તેમ નથી. સર્વ સ્થૂલ શરીરો નાશ પામે છે; યથાર્થ વસ્તુઓ માત્ર સૂક્ષ્મ અણુઓ છે, જેઓ સર્જાતા નથી તથા નાશ પામતા નથી; તથા તે સ્થિતિમાં અજ્ઞેય છે, પ્રલયમાં સત્વ, રજસ, તમસ, ત્રણગુણો ગતિરહિત હોય છે અને જ્યારે સૃષ્ટિ આરંભાય છે ત્યારે તેઓ ગતિવાન થાય છે, તથા જગત ફરીથી સરજાય છે. એક ઘટને ભાગી નાખવામાં આવે, અને તેના ટુકડાઓની ધૂળ કરવામાં આવે તો પણ તે ધૂલમાં સમાવેશ થવા પરમાણુઓનો વિનાશ કરી શકાતો નથી. આવા અર્થમાં જગત્ સત્ય છે.

૩૨. જીવાત્માના એક શરીરમાં પ્રવેશવાના કાર્યને જન્મ કહેવામાં આવે છે. તેના શરીરના ત્યાગને મૃત્યુ કહેવામાં આવે છે. અમુક સમય માટે એક શરીરમાં જીવાત્મા વસે છે તથા પછીથી તેનો ત્યાગ કરે છે, અને લાંબા અથવા ટુંકા સમય પછી અન્ય શરીરમાં પ્રવેશ કરે છે. તેના અન્ય શરીરમાંના ફેરફારને પુનર્જન્મ કહેવામાં આવે છે. જન્મ મરણ અને પુનર્જન્મની આવશ્યક્તા શરીરને છે કે જે વિવર્તાધીન છે, પરંતુ જીવને નથી કે જે પોતાની મેળે વિવર્તહીન છે.

૩૩. જો કે જીવાત્મા, અજડ, અનાદિ તથા શુદ્ધ છે, તો પણ તે જડના સંબંધમાં આવી શકે છે (શરીર ધારણ કરવા દ્વારા.) અને આ પ્રમાણે તેના કર્મદ્વારા સુખદુઃખને અધીન થાય છે. કારણ શરીરના સ્વરૂપમાં જીવાત્માના જડ સાથેના સંબંધમાં, તેમજ સુખદુઃખમાં કર્મ કારણ છે જન્મ, મરણ, પુનર્જન્મ તથા ઉપર વર્ણવાયલાં દરેક પ્રકારનાં શરીરોનું જનન કારણ કર્મ છે

૩૪. સારાં અથવા નરસાં જીવાત્માનાં ભાન સહિત કાર્યોનું પરિણામ કર્મ છે. ઇશ્વરને પ્રસન્ન કરે એવું જેનું પરિણામ હોય છે તે શુભકર્મ છે, અને તેને અપ્રસન્ન કરતું જે કાર્યનું પરિણામ હોય છે તે અશુભ કર્મ.

૩૫ પોતાના અજ્ઞાનદ્વારા જીવ કર્મ પેદા કરે છે; અજ્ઞાન દ્વિવીધ છે, (૧.) એક પદાર્થના ગુણોને અન્ય પદાર્થના ગુણો સાથે સમતોલ કરી નાખવા રૂપ. તથા (૨.) એક પદાર્થને અન્ય પદાર્થ સાથે સમતોલ કરી નાખવા રૂપ પ્રથમ ને અન્યથાજ્ઞાન તથા અન્યને વિપરીતજ્ઞાન કહેવાય છે.

૩૬. અવિદ્યાદ્વારા કર્મ આ પ્રમાણે પેદા થાય છે; જીવાત્મા પ્રથમ પોતાની સાથે શરીરને (જડને) ભ્રાંતિથી માને છે અને પછીથી શરીરના (જન્મ મરણાદિ જેવા) ગુણોને પોતાની જાતના હોય એમ ભ્રાંતિથી માને છે. આ અજ્ઞાનદ્વારા કામના, દ્વેષ, ક્રોધ આદિ પેદા થાય છે અને તેમની અસરદ્વારા જીવ કેટલાક કર્મોને અધીન થાય છે; (સારાં નરસાં કર્મના કારણરૂપ કર્મો.) વાસના અને અજ્ઞાનદ્વારા આ કર્મોને પેદા કરે છે. વળી રૂચિદ્વારા અન્ય વિવિધ પ્રકારના જડ સાથે જીવ સંબંધમાં આવે છે. જડ સાથેના આ સંબંધનું પરિણામ અજ્ઞાન છે, અને આ અજ્ઞાનદ્વારા કર્મજનિત થાય છે. આ પાંચ મૂ-

ન્ય બાબતોમાં એક ચક્રની માફક કોઇ પણ જાતના નિશ્ચિત પ્રારંભ વિના કર્મ પોતાનું કાર્ય કર્યા જાય છે:-(૧) અવિદ્યા. (૨) કર્મ. (૩) વાસના (૪) રૂચિ અને (૫) પ્રકૃતિ સંબંધ. આવા જ આશયથી, કર્મને તથા જડ સાથેના જીવના સંબંધને ( કારણ શરીરને ), નદીના પ્રવાહની પેઠે પ્રવાહાનાદિ-પ્રારંભવિનાનો કહેવામાં આવે છે, અને આ કંઈ કોઇ મધ્યકાલિન સમયે આવેતા નથી, પરંતુ પ્રલયમાં પણ જીવાત્મા સાથે સુપ્તસ્થિતિમાં અસ્તિત્વ ધરાવે છે; જ્યારે સૃષ્ટિક્રમનો અન્ય સમય આરંભાય છે ત્યારે તેઓ પુનઃજાગ્રત થાય છે તથા પૂર્વવત પરિણામો ઉપજાવે છે.

૩૭. ઇશ્વર, જીવાત્માને ખરાબ કર્મ કરવામાંથી અટકાવી શકતો નથી. ઇશ્વર વ્યષ્ઠિ વિષયક કારણ નથી પરંતુ સર્વ પદાર્થનું સામાન્ય કારણ છે અને તેટલા માટે વ્યષ્ઠિ વિષયક દૃષ્ટિ બિંદુથી તે સમ્પૂર્ણ રીતે નિષ્પક્ષપાતિ છે. અન્ય પાસા દરેક જીવ વ્યષ્ઠિતા પામેલો હોય છે અને તેથી પોતાનાં કર્મોના પરિણામને અધીન હોય છે.

૩૮. નર્કમાં તથા આ દુનિયામાં દુઃખ એ અશુભ કર્મનું પરિણામ છે. અમુક સ્થાનમાં નર્ક એ એક એવી સ્થિતિ છે કે જેમાં અશુભ કર્મની શિક્ષારૂપે અથવા પરિણામ રૂપે જીવાત્માને દુઃખ ભોગવવું પડે છે. તેનો શાશક યમ છે. જ્યારે તે નર્ક ભોગવે છે ત્યારે જીવાત્માને અમુક ખાસ શરીર હોય છે ( નારક શરીર અથવા યાતની દેહ.) અને સ્થૂલ દેહમાંથી છૂટા થયા પછી સૂક્ષ્મ દેહમાંથી તે પેદા થાય છે.

૩૯. શુભ કર્મોનું પરિણામ સ્વર્ગનો સુખોપભોગ છે; તથા આ દુનિયામાં સુખ પણ તેનું જ પરિણામ છે. અમુકસ્થાનોમાં ( ઉર્ધ્વ લોકોમાં સુખી સ્થિતિનું નામ સ્વર્ગ છે) જ્યાં જીવાત્મા દીલગીરી વિના સુખ અનુભવે છે તથા તે સમયે, સ્થૂલ શરીરમાંથી છૂટા થયા પછી સૂક્ષ્મ શરીરમાંથી પેદા કરેલું એક પ્રકારનું શરીર તે ધારણ કરે છે.

૪૦. ઉર્ધ્વ લોકો આ પ્રમાણે:-૧ ભુવર્લોક, પૃથ્વીથી ધ્રુવના તારા સુધીના વિસ્તારનો: ૨. સ્વર્લોક, સૂર્યથી ધ્રુવના તારા સુધીનો; ૩ મહર્લોક; ૪, જન લોક; ૫. તપલોક; ૬. સત્યલોક. આમાંના અંતીમ ચાર ધ્રુવના તારાથી તે બ્રહ્માંડના પર્યંતો સુધી વિસ્તરે છે; સામાન્ય રીતે આ લોકોને, સ્વર્ગ લોકો અથવા પુણ્ય લોકો કહેવામાં આવે છે.

૪૧. જ્યાં સુધી તેને તે સ્થિતિયોમાં લાવનાર કર્મ ચાલતું હોય છે, ત્યાં સુધી પ્રસંગાનુસાર જીવાત્મા સ્વર્ગ અથવા નર્કમાં રહે છે.

૪૨. પિતૃલોક, વિષ્ણુલોક તથા શિવલોક, ઉર્ધ્વલોકોના અમુક વિભાગો છે. આ એક કરતાં અન્ય અનેક બ્રહ્માંડો છે. દરેકમાં આ બ્રહ્માંડની પેઠે જ, સ્વર્ગ, નર્ક, સૂર્ય, ચંદ્ર આદિ ચૌદલોકનો સમાવેશ થાય છે. દરેક બ્રહ્માણ્ડ માટે બ્રહ્મા અથવા હિરણ્યગર્ભ હોય છે. દરેક આ બ્રહ્માંડની સદ્દશરીતિ અનુસાર નિયમાયાં જાય છે. બ્રહ્માના જીવન સમય અંતે દરેક બ્રહ્માંડ તેના મૂલતત્વોમાં લય પામશે ઘણાબ્રહ્માઓ થઇ ગયા છે. અને ભ-

ણુ થવાના છે. આવી જ રીતે કર્મ પણ અન્ય બ્રહ્માંડોમાં કાર્ય કરે છે. સર્વ બ્રહ્માંડો એકના એકજ સમયે પ્રલય પામતાં નથી. દરેકને અન્યના કરતાં જુદે જ સમયે તેનો પોતાનો પ્રલય હોય છે. દૃષ્ટાંત તરીકે આક્ષણે જ એક બ્રહ્માંડનો પ્રલય થતો હશે અન્યનો સૃષ્ટિક્રમ, આવિર્ભાવ આરંભાતો હશે, અને એ પ્રમાણે અન્યનું મહત્ અને અહંકાર સહિત અપંચિકૃત પંચમૂલતત્વોનાં બનેલાં સપ્ત આવરણોથી દરેક વિંટાયલું હોય છે. માટે દરેક બ્રહ્માંડ અન્યોન્યથી ભિન્ન છે, જેમ એક અંડ અન્યથી ભિન્ન હોય છે. તેમ. આ સર્વ બ્રહ્માંડોમાં વ્યાપક તથા શાશક એક ઇશ્વર (પરબ્રહ્મ) છે. મૂલ પ્રકૃતિમાંથી જ આ સર્વ બ્રહ્માંડોનો ઉદ્ભવ છે. મૂલ પ્રકૃતિ અનંત છે, તેના અનેક વિભાગોમાં સૃષ્ટિક્રમ ચાલ્યાં જાય છે, તથા સૃષ્ટિક્રમના તેમના યથાર્થ ક્રમમમાં અનેક બ્રહ્માંડો અસ્તિત્વમાં આવે છે. જ્યાં કંઇ પણ સૃષ્ટિક્રમ ચાલતો નથી એવા પ્રકૃતિના વિભાગોમાં, કંઇ પણ થતું નથી અને ત્યાં માત્ર ખાલીદિક્ હોય છે.

૪૨. જીવાત્મા, સ્વર્ગ અને નર્ક ભોગવ્યા પછી, તેણે જે શરીરમાં સ્વર્ગ નર્ક ભોગવ્યાં હોય છે તે શરીરનો ત્યાગ કરીને, તેના કાર્મીક આકર્ષણના આગળ પડતા પ્રમાણે તેને મળતું એક સ્થૂલ શરીર ધારણ કરે છે. અને તે મોક્ષ પામે તથા તે પ્રમાણે પુનર્જન્મના ફેરામાંથી છુટો થાય ત્યાં સુધી આ પ્રમાણે થયાં જાય છે. શુભ કર્મના પરિણામેથી સર્વ ઉર્ધ્વ લોકો ભોગવી શકાતા નથી. શુભકર્મની પ્રકૃતિ અને શ્રેષ્ટતા અનુસાર અમુક એક લોકમાં ઉપભોગ અનુભવવામાં આવે છે.

૪૪. હિરણ્યગર્ભ (બ્રહ્મા), રૂદ્ર, ઇન્દ્ર, અગ્નિ ઇત્યાદિના જેવા દેવો ઉર્ધ્વ લોકોમાં વસે છે. તેમાંના દરેકને પોતાનું ખાસ કાર્ય હોય છે; દૃષ્ટાંત તરીકે પ્રજાપતિઓદ્વારા હિરણ્યગર્ભ, સૃષ્ટિના કાર્યમાં ભાગ લે છે. મૂખ્ય દેવોમાંનો દરેક પોતાના અમુક એક લોકમાં રહે છે, જ્યાં તેના હાથ નિચેના અન્ય દેવો હોય છે. પરબ્રહ્મથી સ્વતંત્ર રીતે તેઓ પોતાનાં કાર્યો કરતા નથી. તે સર્વ પરબ્રહ્મને આધીન છે. આ દેવો સદા માટે રહેતા નથી. મહાકલ્પના (હિરણ્યગર્ભના જીવન સમયના) અંતે સર્વ દેવો પોતાનાં શરીરોનો ત્યાગ કરે છે તથા હિરણ્ય ગર્ભ સાથે મોક્ષ પામે છે. જે જીવોએ, ઇન્દ્રાદિ દેવોનાં સ્થાન પામવા જેટલાં શુભ કર્મ કર્યાં હોય છે, તેઓ અન્ય મહાકલ્પોમાં તેમનાં સ્થાન રોકે છે.

૪૫. મોક્ષના બે પ્રકાર છે: ૧. કૈવલ્ય અને ૨. બ્રહ્માનંદ. શ્રેષ્ઠ સુખની તેની યથાર્થ સ્થિતિમાં જીવનો ઉપભોગ તે કૈવલ્ય; પરબ્રહ્મના સ્વરૂપમાં જીવથી શ્રેષ્ઠ સુખનો ઉપભોગ તે બ્રહ્માનંદ, એટલે પરબ્રહ્મ જેવું સુખ ભોગવે છે તેવો ઉપભોગ, આને સાયુજ્ય પણ કહેવામાં આવે છે.

૪૬. જીવ અને પરબ્રહ્મનો લય, તે સાયુજ્ય નથી: એટલું તો કપારનું જો કહેવાયું છે કે જીવ પરબ્રહ્મ સાથે સંપૂર્ણ રીતે ઐક્યતા પામતો નથી; સાયુજ્ય એટલે શાસ્ત્રોમાં વર્ણવાયા પ્રમાણે પરબ્રહ્મના જેટલો બ્રહ્માનંદનો ઉપભોગ આમાં સાલોક્ય અને સારૂપ્યનો સમાવેશ થાય છે. સાલોક્ય એટલે એકજ ભુવનમાં સહવાસ હોવો તે; સારૂપ્ય એટલે, ઇશ્વરના સદૃશ શરીર અથવા રૂપહોવું તે, એ શરીર શુદ્ધ સત્વનું બનેલું હોય છે.

૪૭. મોક્ષ પામ્યા પછી, જીવ બંધાતો નથી. મોક્ષ અનંત છે, એમ કહેવાઇ ચૂકયું છે. જે મોક્ષ પામી ચૂકયાં છે તેમને જડના ગુણો અથવા કર્મને અધીન રહેવું પડતું નથી. પરંતુ દુનિયાનું ભલું કરવાની તેમને ઇચ્છા થાય તો, તેઓ દુનિયામાં અવતરે છે. આવા અવતાર પછી તેઓ પાછાં મોક્ષમાં પ્રતિનિવૃત્ત થાય છે, અને આવા અવતારોના સમયમાં પણ તેઓ જડ અથવા કર્મને અધીન હોતા નથી.

૪૮. પરમપદ (વૈકુંઠ લોક) નામના અમુક એક સ્થાનમાં ભોગવાતી સ્થિતિનું નામ મોક્ષ છે, જે શુદ્ધ સત્વનું બનેલું હોવાથી જડ નથી. તે સર્વે જડ સૃષ્ટિયોની પાર છે. કૈવલ્ય અને બ્રહ્માનંદ ઉભય પ્રકારના મોક્ષ વૈકુંઠ લોકમાં પરંતુ તેનાં જુદા જુદા વિભાગોમાં ભોગવી શકાય છે.

૪૯. જડ સાથેના સર્વે સંબંધોમાંથી જીવનું વિમોચન તથા શુભાશુભ કર્મોનો સંપૂર્ણ ક્ષય—એ મોક્ષ માટે આવશ્યક સાધનો છે. મોક્ષનો અક્ષરશઃ અર્થ બંધનમાંથી છુટકારો થાય છે જડ જગતનાં બંધનોની પાર પરમપદમાં જીવના પ્રવેશ પૂર્વે મેળવી શકાય એવાં આ સાધનો છે.

૫૦. મુક્તોના અને પરબ્રહ્મનાં ઉપભોગમાં લેશ પણ ભેદ નથી જો તેમ કરવાને યોગ્ય થાય તો સર્વે જીવો મોક્ષ પામી શકે.

૫૧. આ દુનિયામાંથી પરમપદ સુધીનો એક માર્ગ છે. તેને શાસ્ત્રોમાં અર્ચિરાદિ ગતિ અથવા દેવયાન કહે છે. જ્યારે મોક્ષ પામતા મનુષ્યનું મરણ થાય છે ત્યારે સુષુમ્ણા ઉલંધીને શરીરના હૃદયમાંથી મસ્તિકમાં બ્રહ્મરંધ્રમાં સૂક્ષ્મ શરીર સહિત જીવ જાય છે. બ્રહ્મરંધ્રદ્વારા સૌરકીરણો વડે સૂર્યમંડલમાં જીવ જાય છે. પછીથી સૂર્યમાંના એક શ્યામ ચિહ્નદ્વારા તે પરમપદમાં જાય છે. યોગદ્વારા મળેલા શ્રેષ્ઠ જ્ઞાનાનુસાર પરમપદ પ્રતિના માર્ગમાં જીવ નિયમાય છે. અર્ચિસ્, અહસ્, પૂર્વપક્ષ, ઉત્તરપક્ષ, સંવત્સર, આદિત્ય, ચંદ્ર, વૈદ્યુત, વરૂણ, ઇન્દ્ર, પ્રજાપતિનાં નામથી જાણીતા અતિવાહિકો વડે તથા મુખ્યત્વે કરીને અમાનવની (વિષ્ણુનાં એક અવતારની) સહાય વડે, જીવ આ પ્રકારે પરમપદમાં પહોંચે છે. અત્રે વર્ણવાયલા અર્ચિરાદિ, અમુક શુદ્ધ જીવાત્માઓ છે, અને સામાન્ય રાત્રી, દિવસ, માસ, વર્ષ, સૂર્ય ઇત્યાદિ નથી.

૫૨. મોક્ષ પામવાનાં ચાર સાધનો છેઃ—કર્મયોગ, જ્ઞાનયોગ, ભક્તિયોગ, અને પ્રપત્તિ. કર્મયોગ શાસ્ત્રોમાંથી તત્વજ્ઞાન (ચિત્, અચિત્ અને ઇશ્વર એ ત્રણ યથાર્થતાનું સત્ય જ્ઞાન) પામ્યા પછી પરિણામમાં કોઈ પણ જાતના સ્વાર્થ વિના કર્તવ્યોના (નૈતિક અને ધાર્મિક) આચરણ થવામાં તથા શ્રેષ્ઠ વિભુને હમેશાં દૃષ્ટિમાં રાખવામાં એટલે વિવિધ જાતનાં કર્મ (જપ, હોમ, યજન, દાન, તપસ આદિ) માં તેનું જ ચિંતન કરવામાં થાય છે. શાસ્ત્રોમાં આઠ અંગો સહિત વર્ણવાતો ધ્યાનાદિક ક્રમ જ્ઞાનનો યોગ છે. જ્ઞાનયોગ અને કર્મયોગ, આ ઉભયથી જીવાત્માની ઉપલબ્ધિ થાય છે, અથવા તેમાંના ગમે તો એકથી સ્વતંત્ર રીતે

થાય છે, અને આ ઉભય મોક્ષનાં (કૈવલ્ય અને બ્રહ્માનંદ ઉભય.) કારણો થઈ પડે છે. ભક્તિયોગને ઉપાસના નામથી પણ વ્યવહરવામાં આવે છે. પોતાના સમગ્ર જીવનમાં જરા પણ ભંગ વિના, વિવિધ ધર્મો તથા ગુણ સહિત પરબ્રહ્મના ચિંતવનમાં તથા સાથે સાથે જ સ્વશક્તિ અનુસાર ઉત્તમ રીતે પોતાનાં કર્તવ્યો કરવામાં તેનો સમાવેશ થાય છે. તેના સર્વ સિદ્ધાંતો સહિત જ્ઞાનયોગની મદદદ્વારા પણ આ ભક્તિયોગ અનુભવિ શકાય. ભક્તિયોગ પણ મોક્ષમાં ( કૈવલ્ય અને બ્રહ્માનંદ ઉભય ) પરિણમે છે. "હું પરબ્રહ્મ છું." એટલે મારો જીવાત્મા પરબ્રહ્મ છે, અથવા હું (જીવ) પરબ્રહ્મનો એક અંશ અથવા શરીર છું કે જેમાં અન્ય ઘણા ધર્મો તથા ગુણોનો સમાવેશ થાય છે, એવા પ્રકારે આપણે ભક્તિયોગમાં પરબ્રહ્મનું ચિંતવન કરવાનું છે. વેદાંતમાં ઘણા પ્રકારના ભક્તિયોગ વર્ણવવામાં આવ્યા છે, જેવા કે દહરવિદ્યા, અન્તરાદિત્યવિદ્યા, પ્રાણવિદ્યા, પુરુષવિદ્યા, મધુવિદ્યા, ઇત્યાદિ. (બત્રીસ). પરબ્રહ્મના ચિંતવનના સંબંધમાં તો આ વિદ્યાઓમાં કંઈ પણ વિરોધ નથી, પરબ્રહ્મના ધર્મો અને ગુણોના ચિંતવન સંબંધમાં જ વિરોધ પેદા થાય છે.

૫૩. પ્રપત્તિઃ—ઉપર વર્ણવાયલાં મોક્ષનાં અન્ય સર્વ સાધનોનો ત્યાગ કરીને નિચે પ્રમાણે, જ માત્ર ચિંતવન કરવામાં પ્રપત્તિનો સમાવેશ થાય છે. (૧) ત્રણ પ્રકારમાંથી કોઇ પણ અનુભવિ શકવાની પોતાની અશક્તિનું ચિંતવન. (૨) મરણ પર્યંત, રક્ષકરૂપે તેનામાં શ્રદ્ધા રાખીને તથા તેની મરજી વિરુદ્ધ કંઈ પણ કર્યા વિના, માત્ર એક જ ત્રાતારૂપે, સર્વ ધર્મો અને ગુણો સહિત ઇશ્વરનું ચિંતવન. આમાં ચિંતવન કરવાના ગુણો આ પ્રમાણે છેઃ જ્ઞાન, શક્તિ, બલ, ધન, વીર્ય, તેજસ, આનંદ, દમા, વાત્સલ્ય, સૌલભ્ય, સૌશીલ્ય. અને શાસ્ત્રોમાં વર્ણવાયલા અન્ય, ચિત, અચિત અને શરીરરૂપે વિશ્વ. ઇશ્વર સાથે સદા વસનાર લક્ષ્મિ સહિત, પોતાની ઇચ્છા શક્તિથી તેણે ધારણ કરેલા દિવ્યતનનું પણ ચિંતવન થવાની જરૂર છે.

૫૪. મોક્ષનાં આ ચાર સાધનો સર્વને સરખી રીતે લાગુ પડી શકતાં નથી. ઘણી જ માનસિક વૃદ્ધિવાળા પુરુષોને જ તથા જેમનામાં જ્ઞાનોદય થયો છે તેવાને જ, પ્રથમ ત્રણ એટલે કર્મયોગ, જ્ઞાનયોગ, ભક્તિયોગનો અનુભવ કરવામાં યોગ્ય ગણવામાં આવ્યા છે. જેમણે માનસિક વૃદ્ધિ તેમ જ આધ્યાત્મિક જ્ઞાન, કંઈ પણ મેળવ્યું નથી, હેતું તથા જેઓ મોક્ષનાં અન્ય પણ સાધનો સાધવામાં અશક્ત છે, તેવાને માટે પ્રપત્તિનો આશ્રય શોધવો યોગ્ય છે. આતો ગમે તે કોઈ અનુભવ કરી શકે, અને તે પણ નાત જાતના ભેદ વિના, ચાંડાલ હોય તો પણ ભલે, ગમે તો તે પોતાની મેળે અનુભવે, અથવા કોઇ યોગ્ય આચાર્ય તેને અનુભાવે.

૫૫. મોક્ષ પામવાનાં આ સાધનો અનુભવનારનામાં આ પ્રમાણે ગુણોની જરૂર છેઃ ૧. યોગ્ય આચાર્યદ્વારા મળેલું ચિત, અચિત, અને ઇશ્વરનું યથાર્થ જ્ઞાન. (૨) આ આચાર્ય પ્રતિ પ્રેમ. (૩) શાસ્ત્રોમાં શ્રદ્ધા. (૪) મોક્ષેચ્છા. (૫) વૈરાગ્ય અથવા ઐહિક સર્વ પ્રકારની કામના વાસનાઓનો વિનાશ. (૬) કર્તવ્યમાં ધ્યાન. (૭) શાસ્ત્રોનો અથવા કોઈ પણ ભાષામાં આધ્યાત્મિક સાહિત્યનો અભ્યાસ; કુસંગત તથા કોઇ પણ પ્રકારના સ્વાર્થનો ત્યાગ. શુભાશુભ ત્રણ પ્રકારનાં કર્મોનો ક્ષય કરી વિનાશ કરવામાં આ સાધનો શક્તિવંત છે.

એ ત્રણ પ્રકારનાં કર્મ, આ પ્રમાણે—૧. સંચિત, અન્ય કર્મની ગતિને લીધે કોઇ પણ પ્રકારનું પરિણામ લાવવાનો આરંભ નહિ કરતું કર્મ; ૨. પ્રારબ્ધ, ક્યારનાએ પરિણામ ઉપજાવવાનું આરંભી ચૂકેલું કર્મ; ૩. આગામિ, ભાવિમાં પરિણામ ઉપજાવનારૂં કર્મ, ભાવિ કાર્યોદ્વારા વર્તવાનું કર્મ; આ સાધનોનો અભ્યાસ આરંભાયા પછીનું. આ સાધનોદ્વારા, સંચિત કર્મનો ક્ષય થાય છે. પ્રારબ્ધ કર્મનો પરિણામ ઉપજાવ્યા પછી ક્ષય થાય છે; અને આગામિ કર્મનો કોઈ પણ પ્રકારનું પરિણામ લાવતા પૂર્વે આ સાધનોદ્વારા ક્ષય કરી શકાય છે

૫૭. અમુક જન્મમાં આ સાધનોનો અભ્યાસ કરતો પુરૂષ તેજ જન્મના અંતે મોક્ષ પામશે કે કેમ, એનો આધાર તેના પ્રારબ્ધ કર્મની પ્રકૃતિ ઉપર રહે છે; પ્રારબ્ધ કર્મને લીધે જ મનુષ્ય એક જન્મમાંથી અન્યમાં ખેંચાયાં જાય છે; પ્રારબ્ધ ગતિ કરતું બંધ થાય છે. ત્યારે એક મનુષ્ય મોક્ષ મેળવી શકે છે; ગમે તો આ એક અથવા અનેક જન્મના અંતે થાય. પરંતુ પ્રપત્તિનો આશ્રય લીધેલો મનુષ્ય તે જન્મના અંતે સર્વ કર્મનો ક્ષય કરે છે તથા પછીથી મોક્ષ પામે છે. જ્યારે અમુક મનુષ્ય મોક્ષ પામવા યોગ્ય થાય છે ત્યારે સંચિત તદ્દન બંધ થાય છે. આગામિ ગતિહીન થાય છે તથા પ્રારબ્ધ પોતાનાં પરિણામો સાથે અસ્તિત્વ ધરાવતું બંધ થાય છે. આ પ્રમાણે કર્મનો, જડ સાથેના સંબંધના કારણનો આ ચાર સાધનોદ્વારા અંત આવે છે

૫૮. મોક્ષ પામવા માટે આ સાધનોનો, હિરણ્યગર્ભ, મહાદેવ, તથા અન્ય દેવદેવીઓ જેવાં કે શક્તિ આદિના ધ્યાનમાં ઉપયોગ થઈ શકશે નહિ, કારણ કે આ દેવો બ્રહ્મ, પરમાત્મા, અથવા ઈશ્વર નથી. **શુભ કર્મોદ્વારા મેળવેલી અમુક શક્તિયોવાળા તથા દરેક વાતમાં બ્રહ્મનાં આધીનમાં વર્તતા તેઓ તો માત્ર જીવાત્માઓ છે.** મોક્ષ માટેના ચિંતવનમાં આવશ્યકતા ધરાવતા ધર્મો અને ગુણોનો તેમનામાં સમાવેશ થતો નથી. તેઓ કર્મ અને જડને અધીન હોય છે, તેથી અમુક મનુષ્યનાં કર્મનો સંપૂર્ણ ક્ષય કરવામાં તેઓ તદ્દન અશક્ત છે, અથવા જીવને જડમાંથી સંપૂર્ણ છૂટો કરવામાં, તથા તેમના જ જેવાં બંધનોમાં સપડાયેલા જીવાત્માઓને સંપૂર્ણ સુખ આપવામાં તેઓ તદ્દન અશક્ત છે. તેટલા માટે માત્ર એક શ્રેષ્ઠ વિભુ, એક યથાર્થતા, વિશ્વનિદાન, સર્વ ધર્મો અને ગુણોનું કેન્દ્ર, સદા લક્ષ્મિ સાથે વર્તતા, સર્વ વ્યાપક, સર્વજ્ઞ, સર્વ શક્તિમાન અનેક નામોથી વ્યવહરાતા, જેવાં કે વિષ્ણુ, વાસુદેવ, નારાયણ, એજ માત્ર એક દેવનો દેવ છે કે જેના દ્વારા મોક્ષ પામી શકાય, તથા તેજ એક સર્વ જીવાત્માઓનો રક્ષક છે.

( આગળ ચાલુ. )

ઉપતંત્રી.

## સાર-સંગ્રહ.*

**“ પુષ્પ પરાગની પેઠે વિચારો એક મગજને છોડી અન્યમાં ભરાય છે. ”**

ઑકટોબર માસના માઇન્ડ નામના માસિકમાં તંત્રી નીચે પ્રમાણે લખે છે:—“ સારે ... તો મૂખ્ય વાત એ છે કે, આપણી આસપાસની સૃષ્ટિ સાથેના સં- ... અહીં આપણે બરોબર જાળવીએ છીએ, આપણો તેની સાથે શો ... સંબંધ છે? ઇશ્વર સાથે, જ્ઞાતિભાઇઓ સાથે, આપણો કેવા પ્રકારનો સંબંધ છે? જીવન વિશેના અનેક મહાન્ પ્રશ્નોમાંના આ કેટલાક છે. આપણે પ્રથમ ઇશ્વર સાથેના સંબંધનો વિચાર કરીએ.

સંબંધ અને પરિવર્તન.

જીવાત્માને આપણે વિવર્તાધીન ચેતનરૂપે વર્ણવીએ છીએ; એટલે દરેક જીવાત્મા મહાન્ વિશ્વાત્મા સાથે તત્વથા એક જ છે. સર્વ સંભાવ્યતાઓ, સમગ્ર ગુણ સમૂહ જીવાત્મામાં છે—ઇશ્વરી પ્રેમ, ઇશ્વરી જીવન; ઇશ્વરી શક્તિ, જે જે કાંઈ ઇશ્વરમાં છે તે સર્વ, માનવ જીવાત્મામાં પ્રવેશે છે તથા જીવાત્માદ્વારા અને માનવના જીવનમાં ઇશ્વર પ્રદર્શિત થવાનું શોધે છે.

જ્યારે આપણામાં ઇશ્વરી ગુણો પ્રદર્શિત કરવા માગીએ છીએ સારે વ્યક્તિ વાચક જીવાત્મા, વિશ્વાત્મા સાથે ભાન પૂર્વક સંબંધમાં આવે છે, તથા જીવાત્માના પરમાત્મા સાથેના અભેદનો અનુભવ કરવા માંડીએ છીએ—શ્રદ્ધામાં, હેતુમાં, પ્રેમમાં અભેદમય, આપણું આત્મામય જીવન અનુભવાતાં જ માત્ર આપણે જીવવાનો પ્રારંભ કરીએ છીએ; સાર પછી જ આસપાસની સૃષ્ટિમાં આપણે જીવનૈક્ય જોવા માંડીએ છીએ. આપણને માલૂમ પડે છે કે, સર્વ પદાર્થો અન્યોન્ય સાથે સંબંધમાં જોડાયલા છે, તથા દરેક વિભાગ સાથે આપણી જાતે પણ સંબંધમાં છીએ. આપણાં પોતાનાં જીવનો તથા અન્ય લોકોનાં જીવનો વચ્ચે લેશ પણ ભેદ નથી, એમ આપણને સંપૂર્ણ અનુભવ થાય છે. આપણો પડોશી તે આપણી જાત જ છે. આપણ સર્વ અન્યોન્યના સંબંધિઓ છીએ. મહાન્ સંપૂર્ણતા સાથે દરેક વ્યક્તિ જેટલો સંબંધ રાખે છે તેના પ્રમાણમાં જ તે સમગ્રને ઉપયોગી નિવડે છે.

માનવ જાત સાથે આપણે કેવા પ્રકારનો આપણી જાતનો સંબંધ યોજીએ છીએ, એ વાત ઉપર કેટલો બધો આધાર છે એ આથી સ્પષ્ટ થાય છે. અન્યને માટે કંઇ કરવામાં તમારી જાત તથા પરમેશ્વર માટે તમે કંઈ કરો છો. જો જીવનને આવી રીતે અવલોકવામાં આવે તો સર્વ વિરોધો તથા સર્વ માઠી લાગણીઓ, સમગ્ર દુષ્ટ અને દયાહીન શબ્દો દૂર પળે, તથા જેમ આપણે શરીરના કોઇ અવયવનો દોષ કાઢતા નથી તેમ અન્યમાંથી દોષ શોધવાનો વિચાર પણ આપણે વધારેવાર કરીશું નહિં જો શરીર નબળું પડશે

* થીઑસોફીસ્ટ ઉપરથી.

હોય અથવા રોગી થયું હોય તો તે નબળાઇ અથવા રોગને આપણી ઉત્તમ સંભાળ અને વિચારદ્વારા દૂર કરીએ છીએ. આપણી આસપાસના લોકના સંબંધમાં શું તેમ વર્તવાની જરૂર નથી ?

* * *

માયાળુ વિચારોનો વિચાર કરવાની તથા માયાળુ શબ્દો બોલવાની જો તમે ટેવ પાડશો તો થોડા સમયમાં જ દુનિયામાં સર્વ માયાળુ પ્રકૃતિના લોકો સાથે તમારા મનનો સંબંધ જોડાશે, અને એક ખરાબ શબ્દ કરતાં સારો શબ્દ વાપરવો તમારે માટે સહેલ થઇ પડશે. કાર્યમાં પણ આમ જ થાય છે. આનું કારણ એમ છે કે, તમારા જીવનમાં પ્રેમી વિચારોનું સમગ્ર બલ ઉભરાતું હોય છે. જો તમને તનદુરસ્ત તથા મજબુત થવાની મરજી હોય તો આટલો વિચાર ગ્રહણ કરો: "મારે તનદુરસ્ત તથા દૃઢ બાંધના થવું જોઇએ, એ યથાર્થ છે. પરમેશ્વર મારા જીવનનું પ્રભવસ્થાન છે; તેનામાં જ હું જીવું છું, ગતિ કરૂં છું તથા અસ્તિત્વ ધરાવું છું. પરમેશ્વરથી ભિન્ન મારૂં કોઈ જીવન નથી; તેજ મારૂં બલ અને સહાય છે તથા સર્વ મારૂં છે કારણ કે તે પરમેશ્વરનું છે." જો તમારા મનને આવા વિચારમાં જ પ્રવર્તાવશો તો સર્વ દૃઢ આનસો સાથે ક્રમે ક્રમે તમે સંબંધ સ્થાપતા જશો તથા તમારા વિચારો શરીરસંપત્તિ તથા શાંતિથી ભરપૂર રહેશે."

આ સંબંધમાં જ આટલું અનુભવવું ઉપયોગિ થશે કે **પરમેશ્વરના નિયમો જ માત્ર તેના પ્રેમને આપણા પ્રતિ વહેવાના માર્ગો છે**, તેથી આપણા જીવનના નિયમોને બુદ્ધિપૂર્વક અધીન થવાથી જ નિરામયતા જળવાઇ રહે છે.

**ઉપતંત્રી.**

---

## સ્વીકાર.

(૧) **कलापीनोकेकारव**—પ્રકાશક, રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટ. બી. એ. (ભાવનગર—દરબારી છાપખાનું કિં. રૂ. ૨-૮-૦.)

(૨) **કાવ્યમાધુર્ય**—સંગ્રહ કરનાર, રા. રા. હિંમતલાલ ગણેશજી અંજારીઆ બી. એ. (સમાગજી હાઇસ્કુલ. ગોંડલ કાઠીઆવાડ કિં. રૂ. ૧-૪-૦).

(૩) **ખુદાની મુલાકાત**—તરજુમો કરનાર, રા. રા. ફરામજી મંચેરજી આબેદજી. (થીઓસોફીકલ સોસાઇટી મુંબાઈ).

આ ગ્રંથો અત્યંત આભાર સહીત સ્વીકારીએ છીએ, અવલોકન આગળ ઉપર.

**ઉપતંત્રી.**

# સાવધાન ! સાવધાન ! સાવધાન !

આશા છોડી બેઠેલા દરદીઓ સાજા થયા છે

## મદનમંજરી

તોહી સુધારી વિય વધારી શક્તિ આપે છે કેઇ પણ કારણથી જુતા વીર્યને અટકાવી નપુંશકપણાનો નાશ કરે, નીરોગી વાપરે તો આયુષ્યમાં વધારો કરે છે

**રમણવીલાસીની**—વીર્યવાન અને વીલાસી પુરૂષોને સ્ત્રી સંગમાં સ્તંભન કરી આનંદ આપે છે કીંમત ગોળી ૧૬ નો રૂ ૧) પોસ્ટેજ જુદુ

**નપુશકત્વારીઘૃત**—આ દવા લગાડવાથી હસ્ત કર્મથી થયેલા પુરૂષના ગુપ્ત ભાગની શીથીલતા, વક્રતા નસોની કમજોરી, વગેરે દુર થઇ પરીપૂર્ણ શક્તિ પ્રાપ્ત થાય છે

**મેહમર્દનચુર્ણ**—ફક્ત ત્રણ વખતજ લેવાથી પેશાબમાં થતી બળતરા એકદમ શાન્ત થાય છે અને વીસે જાતના પ્રમેહ તેના થોડીજ મુદતના સેવનથી નાશ પામે છે કી. તોલા ૧૦ નો રૂ ૧) એક, પો૦ જુદુ

**મોતીનો સુરમો**—આંખના તમામ દરદો મટાડે છે ફક્ત અમીરાતોને માટે ઘણો તોલા ૧ ના રૂ ૧૦ અને તોલા ૧ નો રૂ ૧। સવા, પો૦ જુદુ

**અગત્યની સુચના**—અમારી દવાઓનું મોટું વેચાણ જોઇ તેની નકલો ઘણા લોક કરવા લાગ્યા છે તો તેવા લોકોની મોટી મોટી જાહેર ખબરોથી ન ઠગાતા અસલી કોણ અને નકલી કોણ તે જોવા મેહેરબાની કરશો વળી જણાવવું જોઇએ કે અમારૂં કુટુંબ વૈદક તરીકે લગભગ બસો વરસ થયા પંકાયેલું છે

**રાજવૈદ્ય નારાયણજી કેશવજી,**
માલેક—આયુર્વેદોદય ઔષધાલય જામનગર

---

## જામનગરમાં અમારે ત્યાં વંશ પરંપરાથી બનતો આવેલો સાચા મોતીનો સર્વોત્તમ સુરમો

### નેત્રોના લાખો દરદીને આરામ થએલો

રોગી અને નિરોગી બન્નેને લેવા લાયક શુદ્ધ સાચા મોતીનો સુરમો—શોર્ટ સાઇટ (ટુંકી નજર) અને આંખમાં સદૈ છારી વાળે મેલનું વધવું તથા માઠી આંખવાળા માણસે દમેશ આંજે તો આંખના તેજમાં વધારો કરી નવા પેદા થતા દરદને અટકાવે છે તેમજ આ સુરમો આંજનારને ચશ્માની જરૂર પડતી નથી વળી રતાંધળા આંધારા થતા તેને નાબુદ કરે છે આ સુરમો તમામ જાતના દરદો જેવા કે—તાધળાપણ, આંખની ગરમી, આંખનું દુખવું, તાવ, મેલ ઝાંખ પડતી આંખ્યાળાથી આંખનું જવું, પાંપણોનું ખરવું, પાણીનું ઝરવું આંજણીનું વારંવાર થવું, ટુંક મુદતમાં પડતા ફુલા, નજલા વીગેરે દરદોનો આ સુરમો જડમુળથી નાશ કરે છે તેમજ વધું વાંચવાથી તથા ધુમાડાથી અને દારૂ ચીજત હજારો ઈલાજથી રોગી થઈ ગયેલી આંખોને આ સુરમો વધારે ફાયદો કરે છે, તથા મુળ સ્થિતિમાં લાવે છે વધુ રોગની કિંમત તથા ગુણ સરખા જ છે એક તોલા સુરમો ઓછામાં ઓછો બાર માસ ચાલશે. તોલા એકની કીંમત રૂ ૧–૮–૦ પોષ્ટેજ જુદુ

**વોરા હસાજી મુસાજી સુરમાવાળા મુ. જામનગર**

આદ્ય દ્રષ્ટા
એક 'અભેદમાર્ગ-પ્રવાસી'
મહાનિષ્ઠ મણિલાલ,' નડિયાદ.

# સુદર્શન.

તંત્રી—
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ. એમ. એ. એલ. એલ. બી.
ઉપતંત્રી—
માધવલાલ નાનુભાઈ દ્વિવેદી.

(ધર્મ-ગૃહ-સાહિત્ય-આદિ વિદ્યા અને તત્સબંધી વિચાર.)

"सत्यं परं धीमहि"—भागवतम्

[ પુસ્તક ૧૯. અંક ૩-૪. ] ( માસિક. ) [ ડીસેમ્બર-જાનેવારી. ૧૯૦૩-૪ ].

વિષયાનુક્રમ પૃષ્ઠાંક.



અમદાવાદ
"ધી અમદાવાદ યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ," કંપની લીમીટેડ.

# સુદર્શન.

( ધર્મ-શુદ્ધ-સાહિત્ય-આદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

"सत्यं परं धीमहि"—भागवतम्.

[ પુસ્તક ૧૯. અંક ૩. ] ( માસિક. ) [ ડીસેમ્બર. ૧૯૦૩ ].

આદ્ય તંત્રી 'પ્રિયંવદા'-'સુદર્શન' સ્વ. મણિલાલ નભુભાઈ

વાર્ષિક લવાજમ —ટપાલ ૭—

—તંત્રી— પ્રો. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ, એમ. એ. એલ્. એલ્. બી.


## દોસ્ત કે દુશ્મન ?

( મળેલું. )

( ગેઝલ. )

તમે સહુ દોસ્તછો પ્યારા, અગર કે દુશ્મનો મ્હારાં ?
અગર છો દોસ્તના દોસ્તો, બતાવો શું સગાં મ્હારાં ?
બનાવું મંદિરો મ્હેલો, લગાવો આગ તો તેમાં,
બચાવો આગમાંથી સૌ, મદદગારો બનો મ્હારાં.
બિછાવું ગુલ બિછાનાંહું, નખાવો ધૂળ તો તેમાં,
વળી બાગો બગીચાઓ, બનાવો આવીને મ્હારાં.
ગુલાબોની હવાઓમાં, નચાવું બુલબુલો પ્યારાં;
અચાનક આવીને ફોડી, ફૂડાવો ચશ્મ બે મ્હારાં.
બનાવી આંધળા મુજને, ઉડાવો ગુલચમન ત્યાં ત્યાં,
નવા દીદાર બક્ષીને, અજબ ખેલો બતાવો સૌ.
ગુલાબી આ શરાબીના, પીવાડો પ્રેમથી પ્યાલાં,
બનાવી મસ્ત નીશામાં, ઉડાવો સાંથકી મ્હારાં.
પગે જંજીર પહેરાવી, પુરાવો કેદખાનામાં,
બની યારો જીગરના સૌ, ભગાડો આવીને મ્હારાં.

જલદ કાતેલ લોંકાવી, જીગરમાં ખૂન ન્હેવાડો.
દવા દારૂ લગાવાને, હકીમો તો બનો મ્હારાં,
રયાસત ફૂલ ફૂલા લાવી, જમાવો દોલતે દુનિયા,
હજારો મૂલ હાકેમી, અપાવો આવીને મ્હારાં.
મુંજાની માશૂકો લાવી, ગવાડો ગીતડાં પ્યારાં,
મને આશક બનાવીને ચુમાવો ગાલતો મ્હારાં.
બતાવીને તમાશાઓ, રમાડો રંગમાં પ્યારાં,
અચાનક સર્વ દફનાવી, રડાવો જીંદગી ભર આં.
લિબાસે ખૂદ ફકીરોનો, પહેરાવી મ્હને પ્યારાં,
ફકીરોની ફકીરીમાં, ભમાવો મોજમાં મ્હારાં.
રહો છે ખાકનો જામો, બદનપર આ હવે મ્હારાં,
ભલે દુશ્મન અગર દોસ્તો, ગમે તે હો હવે મ્હારાં.

હીરા.

---

## રાજયોગ.

( અનુસંધાન—પૃષ્ટ ૮ થી ) *

---

### माया अने तेनुं कार्य.

शक्ति द्वयंहि मायायाः विक्षेपावृत्ति रूपकं ।
विक्षेप शक्ति लिंगादिब्रह्मांडांतं जगत्सृजेत् ॥ १३ ॥
सृष्टि र्नाम ब्रह्मरुपे सच्चिदानंद वस्तुनि ।
अब्धौ फेनादिवत्सर्वे नामरुप प्रसारणम् ॥ १४ ॥
अंतर्दृग्दृश्योर्भेदं बहिश्च ब्रह्म सर्गयोः ।
आवृणोत्यपराशक्तिः सासंसारस्य कारणं ॥ १५ ॥
साक्षिणः पुरतोभातं लिंगं देहेन संयुतम् ।
चितिच्छाया समावेशाज्जीवः स्याद् व्यावहारिकः ॥ १६ ॥
अस्य जीवत्वमारोपात्साक्षिण्यप्यवभासते ।
आवृत्तौतु विनष्टायां भेदे भाते पयातितु ॥ १७ ॥

* રા. રા. મણિલાલના અંગ્રેજી ગ્રંથને આધારે.

तथा सर्ग ब्रह्मणोश्च भेदमावृत्य तिष्ठति ।
याशक्तिस्तद्वशात् ब्रह्म विकृतत्वेन भासते ॥ १८ ॥
अत्राप्या वृत्तिनाशेन विभाति ब्रह्म सर्गयोः ।
भेदस्तयोर्विकारः स्यात्सर्गेन ब्रह्मणि क्वचित् ॥ १९ ॥
अस्ति भाति प्रियंरूपं नामचेत्यंशपंचकं ।
आद्यत्रयं ब्रह्मरूपं जगद्रुपंततो द्वयं ॥ २० ॥
खवायवाग्निजलोर्वीषुदेवतिर्यङ्नरादिषु ।
अभिन्नाः सच्चिदानंदाभिद्येते रूप नामनी ॥ २१ ॥

**भावार्थ** ।—સમસ્ત પ્રપંચનું મૂલ કારણ, સચ્ચિદાનંદ બ્રહ્મને આશ્રય રહેલી, અનિર્વચનીય માયાની વિક્ષેપ અને આવરણ નામની બે શક્તિ છે.—૧૩.

જેમ મહાસાગરને વિષે ફીણ, તરંગ તથા બુદ્‍બુદ વિગેરે ભિન્નભિન્ન નામરૂપનું આરોપણ થાય છે, તેમ વિક્ષેપ શક્તિ સચ્ચિદાનંદ બ્રહ્મસ્વરૂપમાં નામ રૂપનું આરોપણ કરે છે, તેને સૃષ્ટિ કહે છે—૧૪.

જેવી રીતે અંતઃકરણવિષે દૃગ (સાક્ષી—ચિત- આત્મા), તથા દૃશ્ય (મન વિગેરે)નો ભેદ છે, તેવી રીતે બ્રહ્મ જગતમાં બ્રહ્મ અને સૃષ્ટિનો ભેદ છે; તે બીજા ભેદને માયાની આવરણ શક્તિ આચ્છાદિત કરે છે. તે આવરણ શક્તિ સંસારનું કારણ છે.—૧૫.

આત્માના પ્રતિબિમ્બના બળથી સાક્ષીરૂપ આત્માની પાસે કર્મ કરવાને લીધે સ્થૂલ દેહ સાથે સંયુક્ત થયેલો લિંગ દેહ સામાન્ય વ્યવહારાર્થે જીવરૂપ મનાય છે; અને તે વ્યાવહારિક જીવ કહેવાય છે.—૧૬.

આ વ્યાવહારિક જીવનો જીવત્વ આરોપવાથી, અને તેજ આવરણ શક્તિએ કરેલા અન્યોન્યઅધ્યાસથી, સાક્ષીરૂપ તથા દૃગરૂપ એવા પ્રત્યગાત્માને વિશે જીવપણું પ્રકાશ પામે છે. તે આવરણ શક્તિ જ્યારે જ્ઞાનના પ્રકાશથી નાશ પામે છે, ત્યારે વ્યાવહારિક જીવ અને દૃગ પ્રત્યગાત્માની વચ્ચે જે ભેદ જણાય છે; તે ભેદ પણ નાશ પામે છે.—૧૭.

જે આવરણ શક્તિ સૃષ્ટિ તથા બ્રહ્મના ભેદને આચ્છાદિત કરી રહેલી છે, તે આવરણ શક્તિના બલથી બ્રહ્મ અનેક વિકારને પ્રાપ્ત થયેલો હોય એમ લાગે છે.—૧૮.

અહિયાં પણ આવરણશક્તિ નાશ પામવાથીજ, જે બ્રહ્મ અને સૃષ્ટિ વચ્ચેનો ભેદ દેખાય છે; તે ભેદ તે બેમાંથી નામરૂપાત્મક સૃષ્ટિ વિશે રહેલા વિકારને લીધે છે, પરંતુ બ્રહ્મમાં તેવો કંઇ પણ વિકાર નથી, એ સ્પષ્ટ છે.—૧૯.

જગતના પદાર્થ માત્ર સામાન્ય વ્યવહાર પક્ષે જોતાં, પાંચ અંશથી પ્રકાશ પામે છે—અસ્તિત્વ ( સત્ ), પ્રકાશત્વ ( ચિત્ ), પ્રેમસ્થાનત્વ ( આનંદ ), રૂપ અને નામ; પાંચ અંશોમાં પહેલા ત્રણ અંશો ( સચ્ચિદાનંદ ) બ્રહ્મરૂપ છે; અને અવશિષ્ટ બે સૃષ્ટિરૂપ છે.—૨૦.

આકાશ, વાયુ તેજ, જલ અને પૃથ્વી—એ પાંચ મહાભૂતો ( પદાર્થ માત્રની સામાન્ય સ્થિતિ )માં, તેમજ દેવ, પશુપક્ષી, અને મનુષ્ય વિગેરે નાના પ્રકારની સૃષ્ટિમાં સત, ચિત્ અને આનંદ એક રૂપે રહેલા છે, પરંતુ તેઓ સર્વમાં માયાની બન્ને શક્તિના બલથી રૂપ અને નામ ભિન્ન ભિન્ન રૂપે રહે છે.—૨૧.

**ટીકા** ।—લિંગદેહની તથા સર્વ પ્રકારના સમગ્ર અશ્રેયની પ્રકૃતિ સમજાવીને, હવે ગ્રંથ કર્તા લિંગદેહ તથા સર્વ દૃશ્ય પ્રપંચનું કારણ પણ સમજાવે છે. ક્રમવિકાસ ની આગળની સ્થિતિએ પ્રકૃતિનું અન્ય નામ માયા છે, તથા સદા અભેદ સર્વ વ્યાપક ભૂમીમાં ભેદ ઉત્પન્ન કરતી ભ્રાંતિનું સૃજન કરે છે. જડનું ઉદ્યોગિ સ્વરૂપ માયા છે, વિશ્વવ્યાપક ચિત્માં વિવર્તદ્વારા તે તેમ થયું છે; અને તેની બે ભિન્ન કાર્ય શક્તિઓ છે. તેની વિક્ષેપ શક્તિ મૂલ વિવર્તને અનંત ગુણ વધારી મૂકે છે તથા તેની આવરણ શક્તિ, આ વિવર્ત દ્વારા થયલા મિથ્યા ભેદોને આવરણથી છાઇ નાખતી હોય એમ લાગે છે, અને આ પ્રમાણે એક અર્થમાં તેમને સિદ્ધ કરે છે અથવા અંતકાલ સુધી લંબાવે છે. ત્યારે તો વિશ્વવ્યાપક ચિતના માયાદ્વારા થતા અનંત વિવર્ત કરતાં કંઈ વિશેષ અર્થ વૃદ્ધિક્રમના નિયમથી સૂચવાતો નથી. તે તો માત્ર એક નામ અને રૂપની ઇંદ્ર જાલ છે, મૂલ પદાર્થ તો સદા તેનો તેજ રહે છે. આવી રીતેજ ખરેખર દૃષ્ટા અને દૃશ્યનો ભેદ ( જે યથાર્થ રીતે ભેદ નથી. ) આંતરમાં ઉપસ્થિત થાય છે; તથા તેજ પ્રમાણે વ્યષ્ટિ અને વ્યષ્ટિ વચ્ચેનો ભેદ—સમગ્રમાં ( બ્રહ્મમાં ) બાહ્ય સૃષ્ટિમાં આ પ્રમાણે જડનું તે સ્વરૂપ કે જેમાં ચિત્ શક્તિ પોતાની મેળે વેદ્ય સ્વરૂપમાં સ્પષ્ટ જણાય છે તેને લિંગ-દેહ કહેવામાં આવે છે, પરંતુ પ્રથમથી કહેતા આવ્યા છીએ તેમ તે પોતાની જાતે કાર્ય કરવાને અસમર્થ છે. તેટલા માટે તે પોતાની જાતે એક યોગ્ય રૂપ સાથે જોડાય છે, તથા તેની સાથે સંપૂર્ણ ઐક્ય ભાવ પામે છે. આ સંયુક્ત સ્વરૂપને સામાન્ય વાતચિતમાં જીવ કહેવામાં આવે છે. જે જે પદાર્થ વસ્તુ છે; તે જીવ છે, એક વ્યષ્ટિ છે, કારણ કે જેને પોતાનો લિંગ-દેહ તેમજ સ્થૂલ દેહ ન હોય એવું કંઈ પણ અસ્તિત્વ ધરાવતું નથી. એ પ્રમાણે જ્યારે વિવર્ત, વ્યક્તિત્વ અથવા જીવમાં પરિણમે છે, ત્યારે બ્રહ્માને પણ એક જીવ રૂપેજ સ્વીકારવામાં આવે છે, તથા સઘળા સગુણ ઇશ્વરવાદી ધર્મોમાં આમજ માનવામાં આવે છે. માયાની આવરણ શક્તિને લીધેજ ભૂમાનું ઐક્ય અનુભવી શકાતું નથી તથા આ અનુભવના અભાવે તેની વિક્ષેપ શક્તિ દ્વારા મૂલ વિવર્તની વૃદ્ધિજ કર્યા જાય છે. જ્યારે **અજ્ઞાન,** અવિદ્યા વિગેરે વિવિધ નામોથી ઓળખાતી આ શક્તિ ( આવરણ ) નો વિનાશ થાય છે ત્યારે સર્વનું ઐક્ય અનુભવાય છે, તથા શ્રેય આનંદ અનુભવાય છે. ત્યારેજ ચિત્તમાંથી સર્વ ભેદ દૂર થાય છે. એકવાદ રૂપે એક ટુંકું, અનુભવગમ્ય પ્રથક્કરણ અમે આપીએ છીએ: પ્રકૃતિમાંના

કોઈ પણ વ્યક્તિ વિષયક સત્ય અથવા પદાર્થનું પૃથક્કરણ કરી જુઓ. તમને શું માલૂમ પડશે? તમે જુઓ છો કે તે છે, તથા અસ્તિત્વમાં ગુહ્ય અથવા. પ્રકટરીતે ચિત્ શક્તિ ગર્ભિત હોય છે. વળી આ ઉભયથી ત્રીજાનું સંયુન થાય છે, આનંદ અથવા કશું નહિ તો. એક એવી સ્થિતિ કે જે દુઃખાભાવમય છે, નહિ તો તે પદાર્થનું અસ્તિત્વજ સંભવે નહિ. પૃથક્કરણના અન્ય બે વિભાગો પદાર્થનું રૂપ તથા નામ છે કોઇ પણ અન્ય પદાર્થનું અથવા સમગ્ર જોવાતા પદાર્થોનું પ્રથક્કરણ કરો. પ્રકૃતિમાં સર્વત્ર સત, ચિત, અને આનંદ, એક સ્વરૂપેજ છે, તેમને વિવિધ સ્વરૂપો આપનાર માત્ર રૂપ અને નામ છે. સર્વે પદાર્થો, તેમના પ્રથમ ત્રણ સાર રૂપ ગુણોમાં એકજ છે; માત્ર અસત્ય નામ અને રૂપના સંબંધમાંજ તેમનું ઐક્ય નથી. એટલું અનુભવો કે દશ્ય સદા એકજ છે, અસત્ય દૃષ્ટિ બહુ વિધ છે, અને તેથીજ દ્વૈત ભાવ તથા દુઃખના કાલ્પનિક કારણની ઉપસ્થિતિ છે. તેટલા માટે અનુભવગમ્ય રાજયોગનો તૃતીય નિયમ શિષ્યને યોગ્ય જ્ઞાનદ્વારા ભેદના ગંધને દૂર કરવાનું તથા આ પ્રમાણે માયાની આવરણ શક્તિને શાંત પાડવાનું ઉપદેશે છે.

( આગળ ચાલુ. )

ઉપતંત્રી.

---

## વિચાર સંક્રમણ.

( મળેલું )*

કાંઇપણ દૃશ્ય સાધન કે સંબંધ વિના, આપણે આપણા વિચાર બીજા મનુષ્યોમાં પ્રેરી શકીએ છીએ, આપણી વિચારસૃષ્ટિ બીજાના મનમાં ઊતારી શકીએ છીએ, વિચાર સંક્રમણ થઈ શકે છે; આ વાત સાંભળતાંજ કેટલાકને હાસ્ય ઊપજે છે, કેટલાકને શંકા થાય છે, અને કેટલાકને લાગે છે કે, જો એમ હોય તો, આપણાથી પણ એમ બની શકવું જોઇએ; અને એમ વિચારી તેઓ પ્રયોગ કરવા ઇચ્છે છે. જેઓ કૂપમંડુક પેઠે પોતાના મર્યાદિત જ્ઞાનનેજ જ્ઞાનની પરિસીમા માની બેઠા છે, અને તેથી તે મર્યાદાની બહારનું બધું વ્હેમ, જૂઠું, ઢગાઈ માને છે તેમને હસવું આવે છે. જેઓને પોતાના અજ્ઞાનનું કાંઇક ભાન છે, અને જેમને પાશ્ચાત્ય વિદ્યાના સંસ્કાર થએલા છે તેઓને શંકા થાય છે. અને જેઓ માને છે કે જ્ઞાનાબ્ધિ નિસ્સીમ છે, વ્યક્તિમાત્રનું જ્ઞાન મર્યાદિત છતાં, તેની એ મર્યાદાનો વિસ્તાર વધારી શકાય છે, અને જેમને પાશ્ચાત્ય વિદ્યાના ઊત્તમ સં-

---

* લેખક—રા. રા. પ હ. મંહેતા.

ઉત્પાદક વ્યાપારનું સાધન છે, અને કારણ દેહ એ ભાવગમ્ય વિચાર ઉત્પાદક મનોવ્યાપારનું સાધન છે.

મનસ્ અને આ બે દેહ-ઉપાધિ-એ બધું મળી જે થાય છે તેને આપણે સામાન્ય રીતે મન કહીએ છીએ. વિકાસ ક્રમની જે ભૂમિકા આજ આપણે પ્રાપ્ત કરી છે તે ભૂમિકામાં, આપણા મનોવ્યાપાર ઇન્દ્રિયગમ્ય વિષય સંબંધી હોવાથી તથા કારણદેહ આપણામાંના ઘણામાં હજી માત્ર બીજાત્મક અવસ્થામાં હોવાથી, સામાન્ય રીતે જ્યાં મન એ શબ્દ વપરાય છે ત્યાં મનસ્ અને મનોમય દેહ એ બેનોજ સમાસ થાય છે.

આ મન પણ કાંઈ જ્ઞાતા નથી. જેને ઉપનિષદોમાં વિજ્ઞાનાત્મા કહ્યો છે તે જીવ એક એવું સત્ત્વ છે કે જે આ મનને પોતાના એક સાધન રૂપે વાપરે છે; આ જીવની મન એ એક ઉપાધિ છે. અને એ વિના અન્ય ઉપાધિઓ પણ એને છે. એ ઉપાધિઓ જે સ્થુલ અને સૂક્ષ્મદેહો છે.* આ સર્વ ઉપાધિથી જીવનાં સાધન પ્રકાર માત્ર છે.

આ પ્રત્યેક દેહ અમુક અમુક પ્રકારનાં દ્રવ્યોનો બનેલો છે. તેમજ એ પ્રત્યેક દ્રવ્ય પણ એકજ પ્રકારનું હોતું નથી,* અર્થાત્ એ પ્રત્યેક દ્રવ્યમાં પણ સ્થૂલ સૂક્ષ્માદિ અવાન્તર ભેદ છે. એટલે કોઈપણ બે જીવોના સ્થૂલ દેહો સ્થૂલ લોકના દ્રવ્યના બનેલા હોવાથી તેટલે અંશે તે બેમાં સમાનતા છે, છતાં એ લોકનાં દ્રવ્યનાં જે જુદા જુદા પ્રકારનાં દ્રવ્યનાં તે બધાં બનેલાં હોય છે, તે પ્રકારોની ન્યૂનાધિક્તાને લઈને તે બેમાં વિષમતા છે. આ પ્રમાણે જેમ જુદા જુદા જીવો કાંઈ વિશિષ્ટતાને લઇને તેઓ એક બીજાથી જુદા હોય છે, તેમજ તેમનાં સાધનોમાં પણ વિશિષ્ટતા હોય છે. આ જુદા જુદા પ્રકારના વૈષમ્યનો સમાસ સંસ્કાર વિશેષ કે અધિકાર ભેદ એ શબ્દોમાં થઈ જાય છે.

અહિં સુધી આપણે મન શું છે તે જોયું, તથા તેની જ સાથે જીવ તથા તેની ઉપાધિઓને લઇને અધિકાર ભેદ શું છે તે પણ કાંઇક અંશે જોયું. હવે મનોવ્યાપારનું સ્વરૂપ જોવું જોઇએ.

શક્તિમાત્રનું સ્ફુરણ સ્પન્દ દ્વારા થાય છે; ક્રિયામાત્ર સ્પન્દાત્મક છે. પ્રકાશ, ઉષ્ણતા, ધ્વનિ, વિદ્યુત્ આદિ સર્વે સૂક્ષ્મવાયુના સ્પન્દ પ્રકારો છે. સૂક્ષ્મવાયુમાં જે સ્પન્દ થાય છે તેની ગતિના બાંધ કે ચાંચલ્યની અમુક અમુક મર્યાદા ક્રમનાં આ સર્વે નામ છે. એકજ શક્તિ જ્યારે સૂક્ષ્મવાયુ દ્વારા સ્ફુરે છે ત્યારે તેના સ્પન્દની ગતિ અમુક મર્યાદામાં થાય છે ત્યારે તે ઉષ્ણતા કહેવાય છે, એજ ગતિ જ્યારે કોઇ અન્ય મર્યાદામાં થાય છે ત્યારે તે વિદ્યુત્ કહેવાય છે. એથીજ વળી એ સ્પન્દ અને શક્તિથી તે તે સૂક્ષ્મવાયુનાં નામ પડેલાં છે, જેમકે ઉષ્ણતા વાહક સૂક્ષ્મવાયુ, વિદ્યુત્ વાહક સૂક્ષ્મવાયુ વિગેરે એજ પ્રમાણે વિચાર વાહક સૂક્ષ્મવાયુ પણ છે.

---

* જુઓ પુરાણી પ્રજ્ઞા.

વિચારનો પ્રથમ ઉદ્ભવ શી રીતે થયો તે જોવાનું અહિં કાંઈ પ્રયોજન નથી. પણ વિચાર કરવાની શક્તિ પ્રાપ્ત થયા પછી વિચાર કેવા ક્રમે ચાલે છે તે સમજી લેવું જરૂરનું છે.

વસ્તુ દર્શન કેવી રીતે થાય છે તે વિષે વિજ્ઞાનભિક્ષુ પોતાના યોગ સાર સંગ્રહમાં કહે છે કેઃ—

બુદ્ધિનો અગ્રરૂપ બુદ્ધિવૃત્તિ ઇન્દ્રિયદ્વારા કોઈ બાહ્ય વિષયના સંબંધમાં આવી (સંયોજાઈ) તદાકાર પરિણામને પામે છે. જેમ કોઈ ધાતુનો રસ મૂષિકાના આકારનો થાય છે અથવા કોઈ બીબામાં રેડવાથી તેના જેવો આકાર ગ્રહણ કરે છે તેમ. આમ વિષયાકાર પરિણામને પામેલી બુદ્ધિવૃત્તિ પુરૂષને વિષે પ્રતિબિંબિત થાય છે. આનેજ દ્રષ્ટાનું વૃત્તિસારૂપ્ય કહે છે.

અહિં, બાહ્ય વિષય, બુદ્ધિવૃત્તિ, અને દ્રષ્ટાનું વૃત્તિસારૂપ્ય, એવો ક્રમ કહ્યો છે. મનનું જે સ્વરૂપ આપણે જોયું છે તે પક્ષે વિચાર કરતાં આ વાર્તા સ્પષ્ટ સમજાશે. જ્યારે કોઈ ઇન્દ્રિયને બાહ્ય વિષય સાથે સંબંધ થાય છે ત્યારે તે ઇન્દ્રિયમાં સ્પન્દ થાય છે. એને ઐન્દ્રિય સ્પન્દ કહે છે. એ ઐન્દ્રિય સ્પન્દ સૂક્ષ્મવાયુદ્વારા થાય છે, અને ત્યાંથી એવાજ સ્પન્દ સૂક્ષ્મભૂતદ્વારા સૂક્ષ્મદેહપર થાય છે. સૂક્ષ્મદેહમાં બુદ્ધિનો સમાસ થાય છે. વળી સામાન્ય રીતે મન, બુદ્ધિ, ચિત્ત આદિ ભેદ જોવામાં આવે છે; પણ એ કાંઈ વસ્તુ ભેદ નથી પણ માત્ર ધર્મભેદ જ છે; અર્થાત્ એક જ ઇન્દ્રિયના ક્રિયાભેદે એ પ્રકારાન્તર માત્ર છે. તેથી બુદ્ધિવૃત્તિને ચિત્તવૃત્તિ પણ કહે છે. આમ જેને ઉપર બુદ્ધિવૃત્તિ કહી છે તે, સૂક્ષ્મદેહના સ્પન્દ છે. સૂક્ષ્મદેહમાં સ્પન્દ થયા કે જેને આપણે મનોમય દેહ કહ્યો છે તેમાં પણ સ્પન્દ થાય છે. આને મનસ્પન્દ કહે છે. આ મનસ્પન્દને પરિણામે મનોમય દેહમાં માત્ર બાહ્ય વિષયનું પ્રતિબિંબજ પડે છે એમ નથી પણ તેનાં કેટલાક અણુઓની તે બાહ્ય વિષયના આકારની મનોમય મૂર્તિ ઘડાય છે. આજ બુદ્ધિવૃત્તિનો વિષયાકાર પરિણામ. એ જ જીવકૃત સૃષ્ટિ. આવી મનોમય મૂર્તિઓ ગમે એટલી ઉત્પન્ન થાય છતાં જ્યાં સુધી એ મૂર્તિ દ્રષ્ટા–જીવના સંબંધમાં આવતી નથી ત્યાં સુધી તેને તે જેની મૂર્તિ હોય છે તે બાહ્ય વિષયનું જ્ઞાન થતું નથી. એ મૂર્તિ જે મનોમય સ્પન્દથી ઉપજી છે તે સ્પન્દની ક્રિયા જીવ–દ્રષ્ટા–પર થાય છે, અને તેથી તે મૂર્તિ દ્રષ્ટામાં પ્રતિબિંબ પામે છે, ત્યારે તે બાહ્યાર્થનું જ્ઞાન તેને થાય છે. જે સ્પન્દદ્વારા મનોમયસ્પન્દ દ્રષ્ટાપર ક્રિયા કરે છે તેને સંવિત્ સ્પન્દ કહે છે. બાહ્યાર્થ સાથે સંબંધ થવાથી તદાકાર પરિણામને પામેલી બુદ્ધિવૃત્તિને અહિં આપણે પ્રતિબિંબિત કહેલી છે; પણ તે કરતાં પણ એમ કહેવું વિશેષ યોગ્ય છે કે દ્રષ્ટા તેટલો કાલ તદ્રૂપ થાય છે. આ બતાવવા માટે એને દ્રષ્ટાનું વૃત્તિ સારૂપ્ય કહ્યું છે.

બાહ્ય વસ્તુના સાક્ષાત્કારનો ક્રમ આ પ્રમાણે, બાહ્ય વિષયનો સ્પર્શ, ઐન્દ્રિય સ્પન્દ, મન સ્પન્દ, અને સંવિત્ સ્પન્દ એ રીતે છે.

પણ આ પરથી એમ સમજવાનું નથી કે સંવિદ્ સ્પન્દ થવા માટે બાહ્ય વિષયની

આવશ્યકતા છે, અથવા બાહ્ય વિષયના સાન્નિધ્યમાંજ 'સંવિત્ સ્પન્દ' સંભવે છે? ચિત્તનો સ્વભાવ જ એવો છે કે, પ્રત્યેક ક્ષણે તે અનાત્મ પદાર્થ સાથે તાદાત્મ્ય પામે છે અને પછી તરત જ પાછું એ તાદાત્મ્યનો તે નિષેધ પણ કરે છે; અર્થાત્ ચિત્ત સ્વભાવ જ એવો છે કે, તે, અનાત્મ વસ્તુ જ "હું છું" એમ માને છે, અને તે તરત જ પાછું "એ હું નથી" એમ પણ માને છે. 'આ હું છું' એ રૂપ તાદાત્મ્ય એ રાગ છે, અને "આ હું નથી" એ દ્વેષ છે. એ રાગદ્વેષ, આકર્ષણ વિકર્ષણરૂપ છે. એને જ સ્પન્દ પણ કહે છે. આવા ચેતઃ સ્પન્દ સ્વતઃ, બાહ્ય પદાર્થની અપેક્ષા વિના પણ ઉઠે છે. એ ક્રિયા મનોમય દેહમાં થઈ તેમાં તેને અનુરૂપ સ્પન્દ થાય છે, અને તેને પરિણામે મનોમય મૂર્તિ ઘડાય છે. આ મનોમય મૂર્તિને સ્થૂલરૂપ પણ આપી શકાય છે. પણ તે કેમ થાય છે તેનો વિચાર કરવાની અહિં કાંઈ જરૂર નથી. અહીં તો માત્ર એટલું જ ધ્યાનમાં રાખવાનું છે કે ચિત્તના સ્પન્દ સ્વતઃ બાહ્ય સ્પર્શ વિના પણ થાય છે.

વિચારનું સ્વરૂપ હવે આપણને સમજાશે. આંતર સ્પર્શથી કે બાહ્ય સ્પર્શથી મનોમય દેહના કોઈક અંશનો તદાકાર પરિણામ થઈ, એ સ્પર્શ તથા તેના પરિણામનો સંબંધ સમજવો, તેનો વિવેક કરવો, તેના સમવિષમતા સમજવા, અને એ પરથી સાર અસાર નિર્ણય કરવો, એ સર્વ વિચારના અંગ છે. સર્વાંગ સંપૂર્ણ વિચારને સંકલ્પ કહીએ છીએ.

(અપૂર્ણ.)

---

## શ્રી ગૌતમબુદ્ધ.

(ગયેલું)*

(અનુસંધાન પૃષ્ઠ ૫૯ પર થી)

બુદ્ધના સંસાર ત્યાગ માટે અશ્વઘોષકવિ अहंपुनर्भीविक्लवो जराविपद्व्याधि भयं विचिंतयन्। लभेनशांतिं न धृतिं कुतो रतिं निशामयन् दीप्तमिवाग्निना जगत् ॥ १ ॥ જરા, વિપત્તિ, અને વ્યાધિથી ઉત્પન્ન થનાર ભયનીવાત જ્યારે મારા મનમાં આવતી, ત્યારે હું બ્હીકથી ગાભરો બની જતો. આ જગત દુઃખ રૂપ અગ્નિવડે વ્યાપ્ત થયેલું જોઈ મને શાંતિ કે ધૈર્ય પ્રાપ્ત થતું નથી, ત્યારે મને કેવી રીતે સુખ સમ્પાદન થશે?" આ પ્રમાણે કહે છે જે અક્ષરશઃ સત્ય છે.

---

* લેખક.—રા. રા. મધુકર.

**વિહાર યાત્રા.** સિદ્ધાર્થ રાજપુત્રને સંસાર સુખની સર્વે પ્રકારે યોજના કરી આપવાને; શુદ્ધોદન રાજાએ એક સુન્દર મંદિર બંધાવી આપ્યું. રાજપુત્ર ઘણો વખત આ સ્થળેજ કહાડતો હતો. રાજાએ પોતાના પુત્રને પરદુઃખ નજરે પડતાં ઉદ્વિગ્નતા પ્રાપ્ત થાય છે, માટે તેની દૃષ્ટિએ લુલા, લંગડા, આંધળાં, પાંગળાં, રોગી, દરિદ્રી લોકો નજરે ન પડે, એવી વ્યવસ્થા કરી રાખી હતી. એક સમયે જનસ્થિતિ વિલોકવાની સિદ્ધાર્થને ઇચ્છા થવાથી રાજાએ, એવો ઢંઢેરો ફેરવ્યો કે, "કોઇ પણ રોગી, બેડોળ, કદરૂપ; હિનાંગ, લુલા, લંગડા, આંધળા, રક્તપીત, તથા બીજા જુગુપ્સા ઉત્પન્ન થાય, તેવા વ્યાધિથી પીડાતા, વૃદ્ધ, શોકગ્રસ્ત, અનુત્સાહી અને ટુંકામાં જેને જોતાં સહજગ્લાનિ કિંવા દુઃખ ઉત્પન્ન થાય તેવા, અને જોગી, જતિ, કે વિરાગીએ રાજપથનો ત્યાગ કરવો; એટલુંજ નહિ પરન્તુ કુમારની વિહાર યાત્રાને માર્ગે ગમે તેમ થાય તો પણ શબને લેઇ જવું નહિ." આવી વ્યવસ્થા થઇ રહ્યા પછી સિદ્ધાર્થ રથમાં બેઠો. કુમારને વિહાર યાત્રાએ જતો જોઇ નાગરિકો નાના પ્રકારનાં વસ્ત્રો પહેરી, અભિવંદન કરવા લાગ્યા, સ્ત્રીઓ પોતાનાં કામો પડતાં મુકી હર્ષોત્ફુલ્લ વદને આવી ઉભી. આ પ્રસંગના આનંદ બોધનું વર્ણન કરતાં અશ્વઘોષકવિ લખે છે કે,

ताःस्त्रस्त कांची गुणविघ्निताश्च सुप्तप्रबुद्धाकुल लोचनाश्च ।
वृतांत विन्यस्त विभूषणाश्च कौतूहलेनापि भृता परीयुः ।
प्रासादसोपानतलप्रणादैः कांचीरवैर्नूपुर निस्वनैश्च ॥

* * * * *

कासांचिद्रासांतुवरांगतानां जातत्वराणामपि सोत्सुकानां ।
गतिगुरुत्वाज्जगृहुर्विशालाः श्रोणीरथाःपीनपयोधराश्च ॥
वातायनेभ्यस्तुविनिःसृतानि परस्परोपासित कुंडलानि ।
स्त्रीणां विरेजुर्मुखपंकजानि सक्तानिहर्म्येष्विव पंकजानि ॥

કુમારની સ્વારી જનસ્થિતિ અવલોકતી ચાલી જાય છે. આવા અવલોકનમાંથી બુદ્ધે એવું તત્વ શોધી કહાડ્યું કે, "મનુષ્યો જે પ્રકારે સુખી જોવામાં આવે છે, તે પ્રકારે ખરેખરો સુખી નથી. આ જગતમાં વાસ્તવિક સુખ કદી મળવાનુંજ નથી." આમ જનસ્થિતિ, અને સૃષ્ટિનું સૂક્ષ્મ અવલોકન કરતાં સંસાર અસાર છે, એવું તેના મનમાં વારંવાર આવતું. બુદ્ધના મનમાં સંસાર પ્રતિ નિર્વેદ દૃઢ, થવાનાં કારણ તરિકે અનેક વાતો, પૃથક્ પૃથક્ ચારિત્ર્ય નિરુપકો તરફથી જણાવવામાં આવે છે. ‡ પરન્તુ નિચેનાં કારણો તેની વૃત્તિ ફેરવવાને પુરતાં માનવા લાયક છે.

---

‡ બુદ્ધને સંસારપર તિરસ્કાર છુટવાના કારણ તરિકે કૃષ્ણકુમારમિત્ર બન્દિઓનો ઉદ્દેપશ સૂચવે છે.
(જુઓ રા. ના. દે 'વાળું' ભાષાન્તર પૃષ્ટ ૩૫ થી ૩૯)

૦ કુમારના સુવાના ઓરડા પાસે આવી, બન્દિઓ રાત્ર પુરી થવા આવવાના લીધે,

**વૃદ્ધ પુરુષ દર્શન.**

अ

એક સમયે રાજપુત્રના મનમાં નગર પ્રદક્ષિણા કરવાનો વિચાર થવાથી, તેણે રાજાની આજ્ઞા માગી. કુમારની સ્વારી જે રસ્તે થઇને જવાની હતી, તે રસ્તાપર કોઈ પણ વિપિન્ન સ્થિતિ વાળા માણસને આવવા દેવા નહિ; એવો રાજાએ હુકમ ફેરવ્યો. સિદ્ધાર્થ રથમાં બેસી પ્રમોદકાનનમાં જતો હતો, ત્યારે તમામ સ્થળે આનંદજ દૃષ્ટિએ પડ્યો. જગતમાં ઇશ્વરીઇચ્છાની પ્રતિકૂળ કોઈ થઇ શકયું નથી. રાજપુત્રની સ્વારી નીકળ્યાને ઘણો વખત થઈ જવાથી ગભરાયલો એક વૃદ્ધ પુરુષ પોતાની લાકડીને ટેકાવીને ચાલતો, જરાને લીધે ધોળી પૂણી જેવા થઇ ગયેલા કેશથી કૃશ થઇ ગયેલા, તથા હાડ માત્ર રહેલા દેહથી વિરુપ લાગતો, સર્વ અંગમાં મલિન થઈ રહેલ છે, જેના હાથ પગના અવયવો જોવાથી માત્ર હાડ ચામડી જણાય છે, જેના તમામ દાંતો પડી જવાથી આંખો અને ગાલ પણ બેસી ગયેલ છે, જેની આંખો ઉંડી ઉતરી ગઇ છે, જે અંગને સ્વાધિન રાખવાને અશક્ત છે, જે પોતાનો એક પગ ઉપાડી બીજા પગને સ્થિર કરતાં મહાકષ્ટથી કપાળપરની ચામડી ચડાવી દઇ કષ્ટ પ્રદર્શિત કરે છે, અને વારંવાર પ્રયત્ન કર્યા છતાં, લાકડીપર આધાર રાખ્યા છતાં પણ કમરમાંથી જે કંપના લીધે લચી પડેલ છે, એવો એક પુરુષ બુદ્ધ પ્રત્યે કહે છે, કે "મારા દીન અપંગપર દયા કરી મને કાંઇ પણ આપ. હું માત્ર હવે બે ચાર દિવસના વાસ્તેજ આ સંસારનો સોબતી છું." એવું આક્રંદ કરી કહે છે, ત્યાંતો સેવકો આ જરાગ્રસ્ત પુરુષને એક બાજૂએ કરે છે, તેને અટકાવી." એ વૃદ્ધ પુરુષને ત્યાંજ રહેવા આપો." એવો બુદ્ધે હુકમ કર્યો. બુદ્ધ આ જરાગ્રસ્ત પુરુષને જોઇને ચકિત થઈ ગયો. કેમકે આટલી ઉમ્મર સુધી તેણે એક પણ વૃદ્ધ પુરુષને જોયો નહિ હતો. વૃદ્ધ પુરુષની અતિદીન દશા જોઈ, રાજપુત્રના હૃદયમાં પ્રેમવૃત્તિ ઉદ્દભવતાં, પોતાના સારથી છંદકને પ્રશ્ન કર્યું કે, **कएषभो सूत नरोभ्युपेतःकेशैःसितैर्यष्टिविषक्तहस्तः** ધોળા કેશ વાળો અને લાકડી ઝાલીને ચાલતો આ માણુસ સરખો કોણ જણાય છેરે ? " સારથીએ ગંભીરપણે ઉત્તર આપ્યું કે, " હે દયાળુ રાજપુત્ર ! આ વૃદ્ધ પુરુષ છે. રુપ અને બળને

---

કુમારને નિદ્રામાંથી જગાડવા આ પ્રમાણે પ્રભાતિયાં ગાવા લાગી. " આ ત્રિભૂવન, જરા, વ્યાધિ, અને દુઃખથી પ્રજ્વલિત્ છે. મરણાગ્નિથી પ્રદિપ્ત છે. અને અનાથ છે. કુંભમાં પકડાયલા ભ્રમરની પેઠે મૂઢ જગત્ કોઇ રીતે એના હાથથી બચી શકતું નથી. આ ત્રિભૂવન, પૂનેમના અભ્ર જેવું અનિત્ય છે. આ જગતમાં જન્મ, અને મૃત્યુ નાટકશાળાનાં નટ જેવાં છે. ગિરિમાંથી નિકળતી વેગવતી નદિની માફક જલદી જનારું માનવ જીવન, આકાશમાંની વિજળીની પેઠે હમણાં આવે છે, ને પાછું હમણાં જતું રહે છે. આ સંસારમાં અજ્ઞાનવશ મનુષ્યો મૂઢ થઇ કુંભારના ચક્રની પેઠે સર્વદા ફરે છે. જેમ મૃગ પ્રલુબ્ધ થઇ પારાધીની જાળમાં ફસી પડે છે, તેમ આ જગત્‌માં માણુસો સુંદરરુપ, મીઠા શબ્દો, મનોહર સુગંધ, મધુર રસ, અને સ્પર્શના સુખમાં મોહ પામી જાળમાં ફસી પડે છે. મૃત્યુ, પરમવૈરી અને ભયનું કારણ છે. વાસના ઘણા શોક અને ઉપદ્રવનું મૂળ છે. અને ભવતૃષ્ણા, લતાનો આશ્રય છે વાસના, પાણીમાં પડેલું પ્રતિબિમ્બ ચન્દ્ર અને ગીરીશિખરસમ ક્ષણ સ્થાયી છે. વાસના, માયા મરીચિની પેઠે ક્ષણસ્થાયી છે. પાણીના પરપોટા અને સમુદ્રના ફીણ જેવી છે. જ્ઞાનીઓ એને મિથ્યા પરિકલ્પનાથી ઉત્પન્ન થયેલી સમજે છે.

હરનારી, બુદ્ધિનો નાશ કરનારી, અને મહા પીડા ઉત્પન્ન કરનારી, મનુષ્યને અશક્ત અને પરાધિન બનાવી દેનારી (આ) જરાવસ્થા, આ વૃદ્ધ પુરુષને આવેલી છે. યૌવનના મદમાં નાજુક નૌતમ રુપવતી નગીનાની સાથે વિહાર પણ ખેલ્યા હશે, તેનીજ શક્તિનો અત્યારે પાત થઈ જઈ, તેની સર્વ વૃત્તિ ક્ષીણપણાને પામી છે. રાજકુમાર! માનવ જીવન બાલક વયમાંથીજ તરુણ અને વૃદ્ધ થાય છે. અને વૃદ્ધ થતાં આ દુષ્ટ જરાએ પહોંચતાં આવી દશાને આધિન બને છે. આનો આયુષ રુપી સ્નેહ સંપૂર્ણ થવાની તયારીમાં છે, અને પ્રાણ જ્યોતિ પૂર્ણ થવાની ધામધુમના વાજીંત્રો વાગે છે, તેથીજ તે કહે છે કે, "હું બે ચાર દિવસનો આ સંસારનો મેમાન છું." વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થયે મનુષ્યની આવી દશા થાય તેમાં કાંઈ નવિન નથી." છંદકના આવા કહેવાથી રાજકુમારના મનમાં જૂદી અસર થઇ અને "અરે આશું! હું આ પણ જાણતો નથી! મનુષ્યની આવી દશા થાય છે? આવો મનમાં વિચાર કરી આશ્ચર્ય ચંકિત મને સારથી પ્રતિતે કહે છે કે "પણ આ વૃદ્ધપણું બીજાને પ્રાપ્ત થવું હશે ખરૂં? આના જેવી સ્થિતિ લક્ષાવધિ મનુષ્યો મધ્યે કોઈનીજ થતી હશે?" છંદકે પ્રત્યુત્તર આપ્યું. "કુમાર! આના તૂલ્ય બીજા જનોની પણ અવસ્થા થવાની; તેમાં કાંઈ કુળધર્મ કે રાજધર્મ નથી. જરા, જગતના પ્રત્યેક જીવનનું યૌવન નાશ કરે છે. આપ, આપના પિતા, માતા વગેરે સર્વ જરાને આધિન છે, કોઈ તેનાથી છુટી શકે તેમ નથી."

"મને અને મારી પત્નિ યશોધરાને; તેમજ મારાં બીજાં સમ્બન્ધીઓને પણ જરાવસ્થા કોઈ દિવસ ભેટવાની ખરી કે?" બુદ્ધે આશ્ચર્યતાથી પૂછયું.

છંદકે શાંતતાથી કહ્યું "હા, મહારાજ."

---

પ્રથમ જે શરીર સુંદિર હોય છે, તે જ્યારે જરા, વ્યાધિ, અને દુઃખથી શ્રીહિન થાય, ત્યારે મૃગ જેમ સુકી નદિને છોડી ચાલ્યો જાય છે, તેમ મનુષ્ય એનો પરિત્યાગ કરે છે..........વૃક્ષ ઉપર વિજળી પડયા પછી જેવી ઝાડની હાલત જોવામાં આવે છે, તેવી જિર્ણ માણસની પણ હતશ્રી થતાં દેખાય છે. એટલા માટે હે મુને! આ જરાના હાથથી છુટવાનો ઉપાયયોજો. જરા, નરનારિને શોષી લે છે; પંકનિમગ્ન પુરુષની પેઠે સર્વજનો પોતાનાં વિર્ય, પરાક્રમ, અને વેગ, જરા ગ્રસ્ત થતાં ખુએ છે; જરા સુરુપને વિરુપ કરે છે; જરા તેજ અને સુખનું હરણ કરે છે; જરા, સર્વ પરિભવ કારિણી બળ વિર્ય અને સૌન્દર્યને હરનારી છે; એટલા માટે હે મુને! આ જગતને જરા વ્યાધિગ્રસ્ત જોઇ શીઘ્રએના દુઃખથી દૂર થવાનો ઉપદેશ આપો.

જેમ નદિના સ્રોતમાં પડી ઝાડનાં પાંદડાં ફૂળ વિચ્છિન્ન થઇ જાય છે, તેમ આ ભવ સંસારમાં પડતાં આપણો પણ પ્રિય દ્રવ્ય અને પ્રિયજન સાથે સર્વદા વિચ્છેદ થાય છે. અને કોઇની સાથે કોઇનો ફરીને મેળાપ થતો નથી.—કોઇ પાછું આવતું નથી.—સર્વનું મરણ થાય છે.—પતન થાય છે.—સર્વની પતનકાળની ક્રિયા થાય છે. મૃત્યુએ સર્વને વશીભૂત કર્યા છે, પરન્તુ કોઇ મૃત્યુને વશ કરી શકતું નથી. જેમ નદિનો સ્રોત લાકડાંને તાણી જાય; મગર જેમ જળ વિહારી જીવોનો; ગરુડ જેમ ઉરગનો, મૃગેન્દ્ર જેમ ગજનો, અગ્નિ જેમ

આ સાંભળી સિદ્ધાર્થના મનમાં વિરાગ ઉત્પન્ન થવાથી તે વિચાર કરવા લાગ્યો કે "શાશ્વત સુખ કહીએ તેવો આ જગતમાં કોઇએ દૃષ્ટિગોચર થતું નથી. પ્રીતિનો પણ એક દિવસ નાશ થવાનો છે; અને દુર્વહ વાર્દ્ધક્ય પ્રાપ્ત પણ થવાનું. પરંતુ પ્રતિક્ષણે આયુષ ક્ષય થવાથી જીવિત કષ્ટમય બનશે, ત્યારે અશાશ્વત સુખ અને ક્ષણભંગુર જીવિતની આશામાં મારે શું થવાનું હતું; શા વાસ્તે કષ્ટ પેદા કરી લેવું ? *

---

તૃણાધિ અને પ્રાણિઓનો ગ્રાસ કરે છે, તેમજ મૃત્યુ પણ સેંકડો પ્રાણીને ગળી ક્ષયાં. માટે તમે આવા દોષ પીડિત જગતનો ઉદ્ધાર કરવા, પૂર્વે કરેલા વિચારોનું સ્મરણ કરો. આજ કર્તવ્ય કરવાનો યોગ્ય વખત છે.

* બુદ્ધના આ સમયના આમેશા વિચારો વિષે અશ્વઘોષ આ પ્રમાણે કહે છે. "આપણી પણ છેવટ આવી જરાવસ્થાને પહોંચવાની દશા થવાની છે, એમ જાણતા છતાં પણ આ લોક આવા વિનોદમાં અને કપટ સંસારમાં આનંદથી મહાલે છે. ધિક્કાર છે આ જરા પરિણામવાળા વિષને આનંદરૂપે સમજનારા સંસારીઓને ! આ કેટલું બધું અજ્ઞાન ! પ્રત્યક્ષ જોવા છતાં પણ જીવલોક, કેવા મોહમાં અંધ થઇ ગયેલો છે, કે સ્મૃતિ, રૂપ, બળ, અને પરાક્રમને હરનારી, તથા અત્યન્ત દુઃખ પેદા કરનારી, આવી વૃદ્ધાવસ્થાને જોઇ વિરામ પામતો નથી. જે જન્મ્યું કિંવા ઉત્પન્ન થયું, તે સર્વને જરા-જિર્ણાવસ્થા તો આજ નહિ તો કાલ અને કાલ નહિ તો કરોડો વર્ષે પણ આવવાનીજ. ત્યારે આ પ્રપંચ અને ઉપાધિ શું કરવાને માટે રાખવી જોઇએ ? કાંઇ નહિ. આ દેહ અત્યારે ગમે તેવો રૂપાળો અને સુંદર છે, પણ કાળે કરીને તે સત્ત્વ રહિત તથા વિરૂપનો થવાનોજ. ત્યારે આ બધી ઉપાધિનું મારે હવે શું પ્રયોજન છે ? જ્યારે કોઈ કાળે જરા આવવાની છે, ત્યારે ઉદ્યાન ભૂમિ પ્રત્યે પ્રેમ થવો અશક્ય છે.

(જુઓ ગુજરાતી તા. ૧૦ જાન્યુ ૨૪ નો બુદ્ધચરિતનો અંક)

× રા. ના. હે. વાળા ભાષાન્તરમાં આ માટે આવો ઉલ્લેખ છે. પૃષ્ટ ૪૦ થી ૪૩ સુધી.

"સિદ્ધાર્થે જોયું કે હું તો દહાડે દહાડે ઘોર સંસારી થતો જાઉં છું. માયાની દુરૂચ્છેદ્ય વેદના—જાળ મ્હારા હૃદયમાં પ્રસરી રહી છે. આમોદ અને આહ્લાદોને વિષવત્ હું જાણતો હતો, તેજ મારા આનંદનાં કારણ થયાં છે. માટે હવે વધારેવાર કરવી નહિ જોઇએ. દુઃખના જતાંજ વિષવૃક્ષનું મૂળ ઉખેડવું જોઇએ. આવો વિચાર કરી ફરી નિર્જન અરણ્યમાં જઇ ધ્યાનમાં પ્રવૃત્ત થયો. ધ્યાનની અદ્ભૂત શક્તિથી તેની માનસિક આંખો ઉઘડી ગઇ. સંસારમાં ધીરે ધીરે વિરક્તિ જણાવા માંડી. તેણે જોયું કે, આ સંસાર સર્વે અનિત્ય છે. કાંઇ પણ ચિરસ્થાયી છેજ નહિ. આ જીવન લાકડાના કકડા પરસ્પરથી અગ્નિના તણખા નિકળે તેવું છે. પ્રજ્વલિત થઇનેજ તે નિર્વાણ પામે છે. કોઇ પણ જાણતું નથી કે, આ જીવન ક્યાંથી આવે છે ? અને પાછું ક્યાં ચાલ્યું જાય છે ? ... જેને મેળવ્યાથી માણસ શાંતિ મેળવી શકે છે, એવી આ અનિત્યતાની અંદર નિશ્ચય કોઇ પદાર્થ મેળવી, હું મનુષ્યની સમક્ષ નવો પ્રકાશ લાવી શકું. જો હું મુક્ત થાઉં તો, બીજાને પણ મુક્તિનો માર્ગ દેખાડી શકું. આવા વિચારોથી બુદ્ધ સર્વદા મસ્ત રહેતો."

**રોગ ગ્રસ્ત પુરુષ દર્શન (ચ)** રાજ પુત્રને એક સમય ફરવા જવાનો વિચાર થયો, તેથી તેણે પોતાના પિતાની આજ્ઞા માગી. સિદ્ધાર્થ જ્યારે ફરવા નિકળે ત્યારે પ્રથમના જેવોજ બન્દોબસ્ત રાખવાને માટે આદેશ થતો હતો. જગતમાં ઇશ્વરની ઇચ્છાનો કોઇ અનુરોધ કરનાર નથી. દેવલોક, જીવ લોકનો ઉદ્ધાર માટે આવા પ્રયત્નો આદરેજ છે. સિદ્ધાર્થે આ પ્રસંગે પોતાના પિતા પાસે એવી અરજ ગુજારી કે, "જનોની વાસ્તવિક સ્થિતિ કેવા પ્રકારની છે ? તે નિહાળવાનું મારા મનમાં હોવાથી, પૂર્વની પેઠે મારી નજરે દુઃખ અને વિપત્તિ નહિ પડવા આવવાની વ્યવસ્થા આ વખતે કરશો નહિ." બુદ્ધનું આવું કહેવું સાંભળી રાજાએ વિચાર કર્યો કે, "આ પ્રમાણે પુત્રને નગરમાં ફરવાની પરવાનગી આપવાથી કદાચ તેના મનપર; પૂર્વે થયેલ પ્રતિકૂળ અહનષ્ટ પણ થવા સમ્ભવ છે." તેથી રાજાએ સિદ્ધાર્થને રજા આપી. તે વ્યાપારીનો વેષ ધારણ કરી સારથી છંદકને સાથે લેઈ નગર ચર્યા જોવા નિકળી પડ્યો. આ સમયે સર્વ પ્રકારના લોકોમાં ભળી જઈ નિરનિરાળા રીત રિવાજ, અને વ્યાવહારિક પ્રકારોનું અવલોકન કર્યું. સિદ્ધાર્થની દૃષ્ટિ, આત્મનિરીક્ષા કરતાં, જલદરથી મોટા પેટવાળા, દોરડી જેવા, માંસ રહિત, અને અસ્થિચર્માવશેષ મહેસ એવા શુષ્ક પાતળા અને જેના ઉપર રગેરગ દેખાતી હતી એવા હાથપગવાળા, પીળી અને બાહેર નિકળેલી બેડોળ આંખો વાળા, ફીકા અને સોજા આવી ગયેલા ગાલને લીધે વિચિત્ર લાગતા મુખવાળા, અત્યન્ત વ્યાધિથી ખરી પડેલ વાળવાળા, અને ક્ષણે ક્ષણે 'અરરર બાપરે ! !', એવા હાય પોકાર પાડનારા રોગી મનુષ્ય પ્રતિ પડી. આ રોગી બુદ્ધ પ્રતિ કહેવા લાગ્યો કે, "પૈસા

---

રાણી યશોધરા એક વખત રાત્રે સૂતી છે, તેવા વખતે અરધી રાત્રી ગયા પછી તેને સ્વપ્નની અંદર આવા ભાવ જોવામાં આવ્યા. "પૃથિવી કંપે છે, ઝાડ તોફાનના લીધે ઉખડી પડે છે, સૂર્યચન્દ્ર જ્યોતિષ્ક મણ્ડલ આકાશમાંહીથી તૂટી પડે છે, દક્ષિણ હાથમાં મુકુટ વિધ્વંસ થયો છે, હાથપગપરથી પહેરેલાં વસ્ત્રો ખસી ગયાં છે, મુક્તાહાર તૂટી ગયો છે, સૂવાનો પલંગ જમીનપર પડી ગયો છે. સુંદર રાજછત્રનો દંડ ભાગ્યો છે, ભર્તાના અલંકાર, પોશાક, અને મુકુટ બિછાનાની પાસે રોળાય છે, તારાઓ જમીનપર ખરે છે, સુંદર અન્ધકારમય થઇ રહ્યું છે; રત્ન જડિત જાળીઆં ભાગી ગયાં છે, મહાસાગર ઉછળે છે." આવા પ્રકારના ભાવયુક્ત સ્વપ્ન, જ્યારે કોઈ અવનવો બનાવ બનવાનો હોય, ત્યારેજ આવે છે. રાણી યશોધરાએ પોતાનો સ્વપ્ન વૃત્તાંત બુદ્ધને વિદિત કીધો. જેના પ્રત્યુત્તરમાં તે આ પ્રમાણે તેનું સમાધાન કરે છે. પૂણ્યાત્માજ આવું સ્વપ્ન જૂએ છે. તું સર્વની પૂજિતા થઇશ. શત્રુ કલેશના વિનાશનું કારણ થઇશ. હું સર્વનું દુઃખ દુર કરવામાં આ જીવન અર્પણ કરીશ. પૃથિવીમાં લાખો માણસો મહા કલેશથી જિર્ણશીર્ણ છે કોઈ પણ તેની દુર્ગતિપર નજર કરતું નથી. હું મનુષ્યનું મહા દુઃખ જોઇને હવે સંસાર સુખમાં મગ્ન રહેવા ચાહતો નથી. અનિત્ય સુખ ભોગવવું, એ મ્હારી ઇચ્છા નથી. ધરતીમાં સૂવાનું બિછાનું, અને પહાડનાં શિખરો મ્હારા માથા તળેનો તકીઓ થાય, કુદરતી પાણીજ મારે પીવાને, અને વનનાં ફળજ મારે ખાવાને બસ થાય. નરનારી મારાં ભાઈ બેન, અને પશુ પક્ષી મારાં બન્ધુજન **જીવનના મહાન્ વૃત્તમાં તું મ્હારી મદદગાર થા."**

પાત્ર મનુષ્ય મને સ્હાય કર. મને હાથ આપી ઉભો કર. અરે મારાપર દયાકર. તું જો મને સ્હાય નહિ કર તો આજ હું મારે ઘેર નહિ પહોંચી શકું."

આવું આક્રંદ સાંભળી સિદ્ધાર્થ ત્યાં ઉભો રહ્યો. જે બાજૂથી આધ્વનિ આવતો હતો તે તરફ વળ્યો. જ્યાં તેની નજરે પૂર્વની પેઠેજ, રોગગ્રસ્ત મનુષ્ય જોવામાં આવ્યો. ઘેર જવાના ઇરાદાએ તે ઉઠવા જતો હતો, પણ પુનઃ અથડાઈને જમીનપર પડ્યો. આવી તેની હૃદયદ્રાવક અવસ્થા જોઈ રાજપુત્રનું હૃદય પીગળાઇ ગયું. અને તે પોતે રોગી પાસે દોડી આવ્યો. "અરે ! મારા બાન્ધવ, તને થાય છે શું?" સિદ્ધાર્થના આ પ્રશ્નનું પ્રત્યુત્તર, રોગી માણસ આપવાને અશક્ત હતો. કેમકે તને અતિશય શ્વાસ ચડવાથી વારેવારે કષ્ટ પામતો હતો. આવું જોઇને સારથી પ્રત્યે સિદ્ધાર્થ કહે છે કે, "કેવી પીડા થતી હશે કે જેથી આ માણસ ઉઠી પણ શકવાને અશક્ત છે? અરે ! આ આવો શ્વાસોચ્છ્વાસ ચલાવે છે, અને કેમ બોલી શકતો નથી? "સારથીએ કહ્યું કે," સૌમ્ય ! આની પાછળ જે જબરો વ્યાધિ પડ્યો છે, તે આ મનુષ્યના શરીરમાં વિકોપત્વને પામેલ છે. ધાતુ પ્રયોગજ એવો દુઃખ કરે છે. તેનાંથી ઇન્દ્ર સરખા પણ છૂટી શકતા નથી. જણાય છે કે, આ રોગથી આનો ઘણું કરીને અંત આવશે."

સિદ્ધાર્થ સારથી પ્રત્યે કહેવા લાગ્યો, "આને જેવો આ રોગ થયો છે, તેવોજ બીજાને થવાનો સમ્ભવ છે કે કેમ? વળી આવા અન્યભયંકર રોગ મનુષ્યને યતા હશે ખરા !"

છંદક બોલ્યો; "મહારાજ, આ, અને એવાજ પ્રકારના બીજા નાના રોગો મનુષ્યને પીડા કરનારા છે. તેનાથી મુક્ત રહેનાર કોઇ નથી. જગતમાં સર્વ મનુષ્યો આવા વ્યાધિઓથી પીડિત્ રહે છે. કાંઇ આ પુરુષજ વ્યાધિગ્રસ્ત છે એમ નહિ ધારશો. રાજા અને રંક, તેમજ તપસ્વીઓને પણ વ્યાધિ થાય છે જ. અને તે વ્યાધિના પ્રમાણમાં પીડાય છે.

"શું મનુષ્યો વ્યાધિને ન કળી શકે ખરા !" રાજ પુત્રે કહ્યું.

"જેમ સર્પ મનુષ્યની દૃષ્ટિએ પડ્યા વિના ડંસે છે; વ્યાઘ્ર મારીનાંખવાવાસ્તે ટાંપેલો રહે છે; તેમ વ્યાધિની પણ કાંઈ ખબર પડતી નથી." સારથીએ પ્રત્યુત્તર આપ્યું.

"ત્યારે તો સર્વ માણસોને રોગનો ખરેખરો ભય હશે?"

"તમામને આની ભીતિ તો ખરીજ."

"આવું છે ત્યારે હું સુખરૂપણું, અને એવાજ સુખના દિવસો હમ્મેશાં રહેશે, એવી ખાત્રી તો કોઇને છેજ નહિ, ના?"

"આવી કોઇ પણ ખાત્રી આપી શકતું નથી."

"આવા રોગો થકી થનારી વેદના વડે મનુષ્ય અસહ્ય બની જાય, કિંવા બીજી

રીતે જીવન કષ્ટમય થાય અથવા જરાવસ્થાથી કે દુઃખથી કાયા જર્જરિત થઇ ગઇ હોય, તો તેનું છેવટ પરિણામ શું થતું હશે ?"

"તે મૃત્યુ પામે."

સારથીના આ શબ્દો સાંભળતાં કુમાર ચકિત થયો. અને પૂછવા લાગ્યો કે "આટલું છતાં જનો, સંસારમાં સુખથી મહાલે છે કેમ ?" *

પ્રેતદર્શન. (ક) રાજા શુદ્ધોદને, સિદ્ધાર્થને ફિરવા બાહેર જવાની ત્રીજીવાર આજ્ઞા આપી. માર્ગમાં સચીવોએ ઘણો સારો બંદોબસ્ત રાખ્યો હતો. પરંતુ જ્યાં કુમારની સ્વારી અર્ધો માર્ગ કાપી પસાર થઇ કે, પ્રભુ મરજીથી એક પ્રેત તેજ માર્ગે થઇને જતું તેના જોવામાં આવ્યું આ પ્રેતને લાકડા સાથે બાંધી, તેને ચાર માણસો ઉપાડી નદિ તીરે લેઈ જતા હતા. કુમારે પ્રેતની દહન વિધિ નિહાળી. આ સમયે મૃત મનુષ્યના સંબંધી જનનો દુઃખદ પોકાર, અને તેના દેહની મરણોત્તર થયેલી અવસ્થા જોઇ, તે અત્યન્ત ખિન્ન થયો. જ્યારે મરણ પામેલો મનુષ્ય જીવતો હતો, ત્યારે તેની કેવી દશા હતી ? અને મૃત્યુ થયા પછી તેની કેવી દશા થઇ ? આ વિષે કુમારના મનમાં અનેક પ્રકારના તર્કો ઘોળાવા લાગ્યા. તેને એમ સમજાયું કે, "મનુષ્ય પોતાની જીવિત અવસ્થામાં પોતાના દેહ, વિત્ત, અને સ્ત્રીપુત્રાદિ માટે અભિમાન રાખી શકે, પણ અન્તે તો સર્વને છોડી આ રીતે વિનાશ પામવાનોજ. એ કેટલી ઘોર આપત્તિ !" આમ વિચાર કરી છંદકને કહ્યું કે " આમ પ્રત્યેક માનવ પ્રાણીના જીવનનો અન્ત આવે છે શું ?" સારથીએ કહ્યું " આ રીતે છેવટ સર્વને મરવાનું છે, તેમાં કાંઈ પણ ભૂલ થનાર નથી. મનુષ્ય પોતાના દેહનું ગમે તેટલું જતન કરે, તોપણ અન્તે તેના દેહની ખાત્રી પૂર્વક રાખ થવાનીજ. મરવું એ સમગ્ર જીવસૃષ્ટિ કોઈ કાળે ચૂક તેમ નથી" છંદકનું આવું કહેવું સાંભળી સિદ્ધાર્થે પોતાનો રથ મંદિર તરફ પાછો ફેરવવાનું કહી કહ્યું કે," મેં આજે જે કાંઈ જોયું અનુભવ્યું છે, તેથી મારાં નેત્રો ફરી ગયાં છે. હવે મને લોક સ્થિતિનું અવલોકન કરવાની ઇચ્છા નથી. †

---

* સિદ્ધાર્થના આના માટે આવા વિચારો, અશ્વઘોષ કવિ જણાવે છે.

"પ્રજામાં આવો રોગ ભય છે, છતાં પણ તે સંસારમાં સુખથી મ્હાલે છે, એમ સાંભળતાં મને ખેદ ઉત્પન્ન થાય છે. તે સાથે વળી આ લોક કેવો અજ્ઞાન છે ? તે જાણતાં આશ્ચર્ય થાય છે. નિરોગી, આવા રોગીને જોઈ તેનું ઉપહાસ્ય કરે છે. ખરેખર, લોક; માયામાં અજ્ઞાનપણે અંધ થયેલાજ લાગે છે."

ગુજરાતી તા. ૧ જુલાઇ ૧૯૦૪.

## સાર—સંગ્રહ.

"પુષ્પપરાગની પેઠે વિચારો એક મગજને છોડી અન્યમાં ભરાય છે." *

**કેલવણીની સુધરેલી રીતિયો.** સર. જૉન. કાકબર્નના કેલવણીની રીતીયોના લેખનો એક અંગ્રેજી દૈનિક પત્રમાંથી આર્ય પત્રીકાએ ઉતારો કર્યો છે, જેમાંથી નીચેના કીમતિ વિચારોનો સંગ્રહ કરીએ છીએઃ—

પરંતુ બરોબર નિયમોથલી તથા યોગ્ય રીતે કેળવાયલી માત્ર ઉદ્યોગિતાજ, જ્ઞાનનો એક યથાર્થ ઉદેશ નથી; માનવ મનમાં જ્ઞાનને પ્રવેશવાના એક દ્વારરૂપે પણ ઉદ્યોગિતા છે. માટે જ્ઞાનના સંબંધમાં ઉદ્યોગિતા કાર્ય અને કારણ ઉભયરૂપે અસ્તિત્વ ધરાવે છે. જ્ઞાન મેળવી શકવાનાં માત્ર સાધનો જ્ઞાનેન્દ્રિયો સંસ્કારોની ફક્ત નિર્મલ આંહકો નથી, એટલું યાદ આવતાં આ નવાઇ જેવું લાગતું નથી. ઇન્દ્રિય જ્ઞાનની કહેવાતી રીતિમાં ઉદ્યોગિતાના તત્વનો વિશાલતાથી સમાવેશ થાય છે. માત્ર અવયવો દ્વારાજ આપણને રૂપ, દૂરત્વ, વજન તથા ગતિનું ભાન થાય છે. અવયવકાર્યની મદદદ્વારા, "જોવું, અવલોકવું, સાંભળવું, મનન કરવું, સ્પર્શવું કાર્ય કરવું થાય છે. દરેક કહેવાતો માનસ—વાચક સારી રીતે જાણે છે તેમ વિચારની સાથે સાથેજ લક્ષમાં પણ ન આવે એવો તથા તદન અદ્રશ્ય અવયવ સંકોચ હોય છે.

જ્ઞાન આપવામાં સ્નાયુ સંસ્થાથી બજાવાતા અગત્યના ભાગના સ્વીકાર દ્વારા કેલવણી-

---

‡ પ્રેત દર્શન માટે અશ્વ ઘોષના બુદ્ધ દેવ ચરિતમાં આવો સંવાદ છે. ગુજરાતી. તા. ૧ જુલાઇ ૯૪ "પ્રરે આ ચાર માણુસ થકી ઉચકાયલો અને જેની પાછળ કેટલાંક માણુસો રોતાં, કકળતાં, તથા હાયપીટ કરતાં જાય છે, એવો આ કોણ છે? આ શું છે? સારથીએ કુમારને ઉત્તર આપ્યું" દેવ! ચાર માણુસથકી ઉચકાયલો માણુસ મરી ગયો છે. તે બુદ્ધિ, ઇન્દ્રિય, પ્રાણુ, અને ગુણ રહિત છે. તેને કાંઈ સંજ્ઞા નથી. તેનો પ્રાણુ જવાથી તૃણમય કાષ્ટરુપ થઇ રહેલું શબ છે. આ માનવ દેહ આવો અનિત્ય છે. જ્યાં સુધી પ્રાણ છે, ત્યાં સુધી સહુ તેનું છે. પ્રાણુ જતાં, દેહ નકામો, અને વ્યર્થ છે. પ્રાણુ ગયા પછી વ્હાલામાં વ્હાલા સ્નેહીઓ, એ કાષ્ટરુપ દેહને બાંધી રુંધી શ્મશાનમાં લેઇ જાય છે. અને ત્યાં તેને કાષ્ટની માફક ખોરીખોરીને બાળી મુકે છે. આ દીન મુખથી રોતાં, અને કકળતાં સ્ત્રી, પુરુષો શ્મશાન સુધી શોક કરતાં તેને લેઇ જાય છે. મનુષ્ય માત્રની આખરે આ મરણ દશા આવે છે, અને એ કાંઇ એક મનુષ્યનોજ ધર્મ નથી. પણ સર્વ પ્રજાનો આ પ્રમાણે અન્ત આવવાનો છે. હીન—ભાગ્ય, મધ્યમ પંક્તિના માણુસ, રાજા એ સર્વ આ પરિણામેતો એકજ માર્ગે જવાના છે. આનું નામ વિનાશ, કાળ, મૃત્યુ અન્ત વગેરે કહવાય છે." સારથીના વચનપર વિચાર કરતાં બુદ્ધને આ પ્રમાણે ભાસ્યું." અહો! આશ્ચર્ય છે. છેવટ આ મૃત્યુ અવનાર છે, એમ જાણવા છતાં પણ જેમ ભયજ ન હોય તેમ માનતો આ લોક તો અનેક પ્રપંચમાં, પ્રમોદમાં, રંગમાં, રાગમાં, દ્વેષમાં, વિલાસમાં, અને સ્વાર્થમાં આનંદ પામી રહેલો છે!! અહો! અજ્ઞાન!"

ની રીતિયોમાં ઘણોજ ફેરફાર થયો છે પૂર્વે શિષ્યને જ્ઞાનના નિર્મલ આહકરૂપે સ્વીકારવામાં આવતો હતો, પ્રબલ ભાવ તો ફક્ત શિક્ષકને માટેજ હતો, અને જો તે થોડામાં થોડી વિરહતા સહિત પોતાના શિષ્યના કર્ણ અને અક્ષિયોને બોલાતાં તથા લખેલા શબ્દોદ્વારા ઘેરી લેવાને શક્તિવાન્ થતો હતો તો તે પોતાની જાતને ભાગ્યશાલી માનતો હતો."બુદ્ધિ" શબ્દનો યથાર્થ અર્થ દૃષ્ટિમાંથી દૂર થયો હતો. અવ્યવસ્થિત રીતિએ અર્પાતા વિષયોથી સ્મરણ શક્તિને ભરી નાંખવામાં આવતી હતી તથા તેમને મેળવીને અમુક પ્રકારના ક્રમમાં ગોઠવતા મનસૂના પ્રબલ અંશોની તત્પરતાનો લેશ પણ હિસાબ ગણવામાં આવતો નહિ. જીરવાય નહિ તેવી તથા અયોગ્ય વસ્તુને વિસ્મરવાની રમત—ભૂમિની સુખમય કલા ન હોત તો, નિશાલનું પ્રાચીન સ્વરૂપ ગુંચવાયલી બુદ્ધિયો તથા અનિશ્ચિત ઇચ્છા શક્તિયોના એક સંપૂર્ણ કારખાનારૂપે નિવડત.

ઉપયોગી નિવડતી દરેક નિશાલના અભ્યાસ ક્રમમાં હસ્ત અને અક્ષિની ક્રમિક કેલવણીને ચિરસ્થાયી સ્થાન મળ્યું છે, અને તેથી અવલોકન શક્તિ પ્રબલ થતી જાય છે તથા સ્વચ્છતા અને કુશલતા વૃદ્ધિ પામતી જાય છે એટલુંજ નહિ પરંતુ બુદ્ધિ વિષયક આહક શક્તિ પણ વૃદ્ધિ પામતી જાય છે કે જેથી પુસ્તકોમાંથી જ્ઞાન મેળવવાની શક્તિ પ્રણીજ વધે છે. જ્યારે આ નવીન રીતિયો પ્રાચારમાં આવી હતી ત્યારે એમ માનવામાં આવતું કે કાર્ય ગૃહને ( work-shop. ) ભણવાના ગૃહ સાથે એક ઉપયોગી અનુબંધરૂપે સ્વીકારી શકાશે, પરંતુ એ નવીન પ્રચાર એટલો બધો વિજયવંત નિવડયો છે કે, કેટલાંક દૃષ્ટાંતોમાં તો નિશાલના કાર્ય ક્રમમા દિવસના બે વિભાગ પાડવામાં આવ્યા છે, જેમાંનો અડધો ભણવાના કામમાં યોજાય છે. તથા બીજો અડધો કાર્યગૃહ, પ્રયોગશાલા ( Laboratory ) તથા બાગમાં રોકવામાં આવે છે. અભ્યાસ ક્રમના વધારાથી બોજો વધી પડવાના પરિણામની ભીતિ દૂર થઇ છે, તેથી તેનો ખરેખર પુસ્તક કાર્યમાંથી અવકાર દાયક છૂટ મળે છે, સર્વ વિષયોને શિખવવાની નવીન રીતિયોની પેઠે તે કંઇ એટલા બધા નવા વિષયો નથી, તેથી કાર્યગૃહના યુક્તિ પૂર્વક સંમિશ્રણ દ્વારા અભ્યાસ ક્ષેત્રનો વિસ્તાર થતો નથી, પરંતુ ક્યારનીએ રોકાવલી તથાપિ અયોગ્ય રીતે ખેડાયલી વિશેષ કેળવાયલી ભૂમિ પૂરી પાડે છે. પાઠો માત્ર વાંચવામાં આવતા નથી પરંતુ લક્ષ દેવામાં આવે છે, શિખવામાં આવે છે, તથા ઉંડા ઉતરી વિચારવામાં આવે છે અને આ પ્રમાણે કેળવાયલું જ્ઞાન દૃઢ થાય છે. આથી કેલવણીની આવશ્યકતા પૂરી પડે છે, વિજયની તેથી કોઇ પણ થોડી રીતે નહિ, અને આ માર્ગમાં ઉભય હેતુનું ઐક્ય સચવાય છે.

ઇન્દ્રિયોની સૌંદર્યનું ભાન થવાની તથા ઇચ્છા શક્તિની યથાર્થ પસંદ કરવાની કેલવણી પણ શિક્ષણના મુખ્ય વિભાગ છે, અને ઉપયોગિતાદ્વારાના શિક્ષણથી જેટલું આમ થઇ શકે છે તેટલું અન્ય માર્ગે થઇ શકતું નથી તથા માત્ર તેના દ્વારાજ મગજ અને હૃદયની કેલવણીની ઇચ્છિત વાત પાર પડે છે.

ફરીથી પણ વળી હિંદુ સ્ત્રીજ હતી. પોતાની મા, પોતાની બહેન, પોતાની પત્નીના પોતાના પ્રયત્નો વિરૂદ્ધના દઢ વિરોધને લીધે, કેળવાયલા હિંદુનું પુરૂષત્વ તથા કેળવાયલી બુદ્ધિ વારંવાર થાકી ગયાં હતાં. તર્કના પ્રયત્નો ઉપર લાગણીનો આ એક યથાર્થ વિજય હતો—બુદ્ધિ ઉપર પ્રેમનો વિજય.

*

* *

**અનિવાર્ય ફેરફાર.** પરંતુ પાશ્ચાત્ય કેળવણીએ હિંદુ ધર્મના છેલ્લામાં છેલ્લા કિલ્લામાં થોડાં વર્ષથી પોતાની મેળે પ્રવેશ કરવાનો પ્રારંભ કર્યો છે. હિંદુ સ્ત્રીઓમાં તેણે ક્રમે ક્રમે પોતાનો માર્ગ શોધી કાઢયો છે. અને જેમ કેટલાક સમય સુધી તેની બુદ્ધિને છાઇ લેતા પૂર્વ અને પશ્ચિમના વિચાર સમૂહના સંઘટ્ટમાંથી એક હિંદુ પુરૂષ ક્રમે ક્રમે ઠેકાણે આવતો જાય છે તેમ હિંદુ સ્ત્રી પ્રથમ વાર તેની અસર નીચે આવે છે. આપણા આગળ પડતા સુધારકોની હિંદુસ્થાનની સ્ત્રીઓને કેળવણી આપવાની બુમ ઘણાં વર્ષોથી સંભળાતી આવે છે. ને નવીન કેળવણી પાશ્ચાત્યરીતિ અનુસાર થવાની હતી. પાશ્ચાત્ય કેળવણીથી પુરૂષ વર્ગમાં એટલાં બધા સંતોષ કારક પરિણામ આવ્યાં છે કે તેથી તેટલાં જ સંતોષકારક પરિણામ સ્ત્રી વર્ગમાં પણ તેનો પ્રસાર થતાં આવવાં જ જોઇએ. જે એકને બંધ બેસતું છે તે અન્યને પણ હોવું જ જોઇએ. જો પશ્ચાત્ય કેળવણીથી પુરૂષ વર્ગમાં જાગૃતિ થઇ છે તેમ હિંદુસ્થાનની સ્ત્રીઓમાં પ્રજાત્વ રૂપ સ્વાભિમાનની લાગણી જાગ્રત થવાની હોય તો આપણે તેને ખુશીથી આવકાર દેવો જોઇએ. પરંતુ જો તેનો ઉદ્દેશ હિંદુ સ્ત્રીઓને હિંદુત્વહિન કરી નાંખવાનો હોય તો તો તેમને તેનાથી તેમનાં તથા દેશના માટે દૂર રાખવી એજ ઉત્તમ છે. જો કેલવણીનો ઉદ્દેશ માત્ર બુદ્ધિનેજ કેળવવાનો હોય, જો કેળવણીનો ઉદ્દેશ મનુષ્યને તેની અધમ પ્રકૃતિના ખાસ ચુચુ સ્વાર્થની પાર ચઢાવવાનો ન હોય તો અમે એટલું હિંમત પૂર્વક કહી શકીએ છીએ કે, આપણી બાલાઓની કેલવણી માટે આપણા મધ્યમાં આજ કાલ ઉભી થયલી સ્કુલો અને કાલેજોમાંથી એક હિંદુ બાલાને જે કેલવણી મળવાની આશા રાખી શકાય તેના કરતાં પ્રાચીન હિંદુ ગ્રહની કેલવણી ઘણીજ શ્રેષ્ઠ હતી. પાશ્ચાત્ય વિચારોના પ્રવેશ પૂર્વેનાં હિંદુગૃહ બંધારણમાં યુવાન હિંદુ બાલાના જોવામાં, તેની મા, દાદી, કાકી આદિનો નિઃસ્વાર્થ તથા આત્મભોગમય ગળાતાં સાક્ષાત જીવનોના ઉપદેશો આવતા. ગ્રંથોના પાત્રોમાં ભાવનાત્મક ચરિત્રોમાં જેવા સદ્‌ગુણો આપણે દેખીએ છીએ તેવાં ગત જમાનાની હિંદુસ્ત્રીઓ ભાન વિના અને તેટલા માટે કોઇ પણ જાતના ડોળદમામ વિના અનુભવતી હતી. જે અનુભવાતું હતું તે માટે તેમને પૂછવામાં આવતાં કદાચ કારણું પણ તેમનાથી આપી શકાતું ન હતું. જે સદ્‌ગુણોનો તેમનાથી ઉપયોગ થતો હતો તેનાં ન્યાયની વાણામાં કહેવા માગીએ તો તેમનાથી નામ પણ આપી શકાતાં ન હતાં, પરંતુ આવી ટેવથી તેમની પ્રકૃતિ જે શ્રેષ્ઠતા પ્રાપ્ત થતી હતી તેના ભાન વિનાજ તેમનાથી તેમનો ઉપયોગ

થતો હતો. પરંતુ સ્વનાભોગની તથા અન્ય પ્રતિ સંપૂર્ણ ભક્તિની, ઇશ્વર તુલ્ય ચારિત્ર બાંધવામાં અસર થતી હોય તો, ઝનાનાના શાંત આવાસોમાં તેમની આસપાસ તથા તેમની સાથે સુદ્ધા આ અસર થયાં કરતી હતી. તેટલા માટે પ્રાચીન સમયના બંધારણવાળું હિંદુ ગૃહ, માનવ ચારિત્રને પરમાત્માના સમિપને સમિપ લાવતા સ્વાત્મભોગ અને ભક્તિનાં ઉપદેશો હિંદુસ્ત્રીઓને આપવાની એક શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ નિશાલરૂપ હતું. પરંતુ આધુનિક સમયે આપણા ચારિત્રમાં સ્વાભિમાનનો અંશ જાગ્રત કરવાની ઘણીજ જરૂર છે કે જેથી આપણામાં પ્રજાકીય સ્વાભિમાન જાગ્રત થવા પામે અને આ પ્રજાકીય સ્વાભિમાન, હિંદુ પુરૂષ ઘણા જ દુઃખદાયક ભોગે ખરીદવાને શક્તિવાન થયો છે. વેળાસર જો આપણે ચેતીએ તો સ્ત્રીઓના સંબંધમાં આ ભોગને દુર કરી શકીએ. આપણી સ્ત્રીઓને કેળવવાને આપણે ઉત્સુક છીએ. પ્રજાકીય માર્ગો ઉપર તે કેળવણીનો આધાર હોવા દ્યો; ટુંકામાં તેને નાશ કારક ન થવા દ્યો. લાગણી, ભાવના, પ્રેમનો વિનાશ ન થાય તેમ તેમને બુદ્ધિની કેળવણીમાં રોકાવા દ્યો. અને સર્વ ઉપરાંત, પુરૂષ વર્ગના સંબંધમાં થયું છે તેમ તે કેળવણીનો માત્ર પુસ્તક શિક્ષણમાંજ સમાસ થવા ન દ્યો.

* *

## માનસિક સ્થિતિઓની આરોગ્યમાં અસર.

ડૉ. કારના "મેડીકલ ટૉક" નામના પત્રમાં માનસિક અને નૈતિક આરોગ્યના સંબંધમાં નિચેના ઉત્તમ વિચારો જોવામાં આવે છેઃ—

માનસિક અને નૈતિક શક્તિયો ઉપર સ્થૂલ શરીરના આરોગ્યનો ઘણો આધાર છે. તમારી દીર્ઘ કાલની પીડા શી છે તેનો કંઇ હિસાબ નથી. જો તમે માનસિક અને નૈતિક સ્થિતિમાં સારા થાઓ તો એકઠા થયેલા સર્વ ડાક્તરો કરી શકે તેના કરતાં તમે વિશેષ કર્યું છે.

તમને કોઇ માટે ધિક્કાર છે ? તમને કોઈ પ્રતિ કંઇ ઇર્ષ્યા છે ? તમને કોઇ માટે વેર અથવા દ્વેષ છે ?

કોઇના પ્રતિ આવી લાગણીઓ રાખવા માટે તમને ગમે તેટલા ઉશ્કેરવામાં આવ્યા હોય તોપણ તે સર્વ તમારામાં વાસ કરશે ત્યાં સુધી તમે કદાપિ સારા થવાના નથી. જ્યાં સુધી તમે આ દુનિયામાં કોઇનું ખોટું ઇચ્છિ શકો એવું એક પણ હશે ત્યાં સુધી તમારી સ્થૂલ પીડાનો એકાદ ઉપાય શોધી કહાડવાનો તમે વ્યર્થ પ્રયત્ન કરશો. તમારો ધિક્કાર, શક્તિનો હમેશાં નકામો ઉપયોગ કરે છે. તેથી પ્રાણશક્તિના આધાર નબળા પડે છે તથા પોષક રીતિયોમાં બગાડો કરે છે.

તમને કોઇ માટે ઇર્ષ્યા છે ? તમે તમારા જીવનમાં ઇર્ષ્યાને કોઇ પણ સ્વરૂપમાં પ્રવેશવા દીધી છે ?

જો તેમ હોય તો, પુષ્ટિકારક ખોરાકથી, તેમજ યોગ્ય કસરતથી, તેમજ વૈદકના નિયમોને સખ્ત રીતે પાળવાથી, કશાથી પણ, તે ખોટ પૂરાશે નહિ. એક ત્રણ કરતાં પણ ઘણી ઝડપથી ઇર્ષ્યા પ્રાણ શક્તિને ચૂશી લે છે. એક દુષ્ટ, વ્રણની માફક તેતો જીવના હૃદયને કોતરી ખાય છે.

તમારે તમારી જાતની અંદર પણ ગૃહ–સ્વચ્છતા જાળવવાની છે. તમે સારા થાઓ તે પૂર્વે તમારે ઇર્ષ્યા, તીરસ્કાર, દ્વેષનો ત્યાગ કરવાનો છે. તમને કોઈ અવયવની ન ઘટે એવી પીડા થઈ હોય તો પણ આવી બાબતોને દૂર કરવાથી તમારા સુધરવામાં અદ્ભૂત ચમત્કાર થયા જશે.

ઉપતંત્રી.

---

# નૂતન પ્રક્રિયા.

## અવલોકન—પ્રકાર.

( મળેલું )*

આજ કાલ અભ્યાસમાં જ્ઞાન શબ્દ બધે વપરાવા માંડયો છે. વ્યવહારમાં સર્વ સ્થળે, પછી અધ્યયનમાં હો કે વ્યાપાર વાણિજ્યના ધંધામાં હો, શાસ્ત્રમાં કે કળા ચાતુરીમાં પણ એક અવાજે કહીએ તો, ચાલે કે જ્ઞાન બધે વિસ્તાર પામ્યું છે. ખેડૂતના ધંધામાં બુદ્ધિ ખીલવાની જરૂર છે એમ કહેવાતાં ખેડૂત વર્ગને કૃષિજ્ઞાન આપવું જોઇએ એવો બોધ સંભળાય છે; વેપાર રોજગારમાં પ્રત્યેક વેપાર સંબંધી શાસ્ત્રનું જ્ઞાન થયા પછી, તે વેપારના ખરા ઉપયોગને સમજાય, તથા તેનો પ્રયોગ વધારે સફળ થાય, એ બોધ થયા કરે છે; કલા હુન્નર પણ દેશમાં લાવવા તેમાં તે તે કલા તે તે હુન્નરની પૂર્ણ શાસ્ત્રીય રીતે માહીતી મેળવ્યા પછી દાખલ કરાય તો સમૃદ્ધિ સેહેલથી તેમજ ત્વરાથી આવી શકે એ ઉપદેશ વચન ત્રીજી પાસા કાનને અથડાય છે.

આ બધું વ્યવહારિક થયું; પરંતુ પરમાર્થ જ્ઞાનમાં પણ નવી રીતે બુદ્ધિને કેળવવાની આવશ્યકતા છે એમ મનાયેલ છે. પારમાર્થિક જ્ઞાન વ્યવહારોપયોગી શી રીતે થાય એટલે પહેલાં તો સાધારણ બુદ્ધિવાળો માણસ તે શી રીતે સમજે તેમજ પશ્ચિમ દેશની વિદ્યા મેળેલા પણ પશ્ચિમની વિજ્ઞાનની પ્રક્રિયાઓને આધારે શી રીતે પૂર્વના તત્ત્વજ્ઞાનનાં સિદ્ધાંતો સમજાવે, એ ઘડી કાઢવામાં ઘણાં મગજો ગુંચાઇ ગયેલાં જોવામાં આવે છે; તેવે સમયે આ નીચેના બે બોલો સાર્થક નહિ તોપણ અનર્થકારી કે અઘટિત નહિ થઇ પડે.

---

* લેખક રા. રા. શંભુપ્રસાદ શિવપ્રસાદ. મહેતા. બી. એ.

ધર્મનાં તત્ત્વો અને વિજ્ઞાનવાદમાં અત્યંત ભેદ નથી એ તો સિદ્ધ થયેલી વાત છે. એમ કહીએ તો ચાલે કે જ્યાં જડમાં આવીને શૂન્યવાદી કે પદાર્થ વિજ્ઞાનવાદી અટકે તે કરતાં એક પગથીઉં ઉંચે જઈ ચૈતન્યવાદી વધારે સ્પષ્ટ તર્ક લગાવી સંદેહ કે વિભ્રમ હોય તે ટાળવા તત્પર થાય છે. એવી સ્થિતિ છે તો આપણે કેટલાંક પૂર્વ તરફની પ્રક્રિયામાં સમજાવેલી અને તત્વજ્ઞાનની કેટલીક બાબતો એ રીતે બીજા ચશ્માંથી જોઇએ તો શું અવલોકન થાય છે તે તપાસીએઃ—

સંસારનું સ્વરૂપ માત્ર, અવિદ્યાથી ઉત્પન્ન થયેલ કામ વિકાર અને તેને આધારે રહેલ ક્રિયા—ફળ—ઉપભોગને લીધે અનાદિ કાળથી વહ્યું આવતું જોવામાં આવે છે એવો

સિદ્ધાંત કોઇ પણ સ્થળે વાંચવામાં આવે છે. "બ્રહ્મ" એ નામરૂપ ઇત્યાદિ ઉપાધિ કે ગુણોથી રહિત છે. માત્ર સત્તા સર્વવ્યાપક શુદ્ધ આત્મા, જ્ઞાન આત્મા તેનું સ્વરૂપ સમજાયું છે. પરંતુ એ આસંતિકી સત્તા કે જે ગુણ માત્રથી રહિત તેને જ્યારે અવિદ્યાનું અંધકાર પાડલો દીધા પછી જોઇએ તોજ દરેક આંખે સંસારનું રૂપ પ્રકાશ પામે છે. માત્ર એક તેજોમય શાંત ગોળા તરીકે અથવા સર્વવ્યાપક સત્તા શાંત સ્વરૂપે પ્રકાશ પામતી સર્વત્ર સાક્ષાત્કાર કરાય તો ભેદ જતો રહી મુક્તિ મળે. આ પ્રમાણે પ્રત્યક્ષ જોયા પછી વર્તનપણ તેવુંજ થવું જોઇએ. અર્થાત્ ભેદ જવાથી "આ હું, આ તું, આ મારૂં, આ તારૂં" એ બધું ટળી જાય છે અને કામ વિકાર વાસના ઇત્યાદિ ક્ષય થતાં જઇ ધીમે ધીમે નાશ પામે છે; એટલે કાળ ક્રમે પછી છેવટ બધી અવિદ્યા જવાથી સર્વ કર્મનો નાશ થયાથી પ્રત્યેક વ્યક્તિ, જે મુમુક્ષુ હોય તેનેજ—બ્રહ્મપદ પ્રાપ્ત થાય છે.

હવે આ બધો વાગ્વ્યવહાર શું? ખરૂં જોતાં તો વાણી કે મન ત્યાં વર્ણન કરવા સમર્થ નથી; તેને સમાન રીતે અગોચર વિષય છે. પરંતુ કાંઇક એ દ્વારા પ્રયત્ન કરવામાં આવેતો તે તદ્દન નિષ્ફળ નહિં જાય. બ્રહ્મ એ માત્ર સત્તા (Potentiality)—સર્વ શક્તિ, સર્વ જ્ઞાન તેને માયા અથવા અવિદ્યા રૂપી આવરણ છવરાવી દે છે તેથી સંસારની ઉત્પત્તિ. હવે માયા એ એક શક્તિ છે કે જે સર્વ વસ્તુઓને ક્રિયા કરાવે છે એ ગુણત્રયની સામ્યાવસ્થા માની, પછી સંસારના સાર ત્રિગુણવડે સૃષ્ટિ બંધાય છે એમ ગણવું પડે છે. જ્યાં જ્યાં ત્રણ વસ્તુઓનો સમાહાર ત્યાં ત્યાં પછીના કવિ વર્ગમાં પણ આ શક્તિનું ખરૂં સ્વરૂપ મનાયું છેઃ—

**देवानां त्रितयं, त्रयी हुतभुजा शक्तित्रयं त्रिस्वरा, त्रैलोक्यं त्रिपदी, त्रिपुष्करमथ त्रि ब्रह्मवर्णास्त्रयः । यत्किंचित् जगतित्रिधा नियमितं वस्तु त्रिवर्गादिकं, तत्सर्वं त्रिपुरेति नामभगवत्यन्वेतिते तत्त्वतः ॥**

તો હવે આ માયા—અવિદ્યા—એ ક્રિયા શક્તિ કહીએ તો અયોગ્ય નહિં ગણાય. કારણ કે અવિદ્યા વડે બધા સંસારની ઉત્પત્તિ; અને તેમજ ક્રિયા શક્તિ—Kinetic Force

Moving Energy—પાશ્ચાત્ય વિજ્ઞાનમાં પણ ગતિ આપનારી શક્તિ ગણાઈ છે. હવે સર્વત્ર પ્રસરેલ, બ્રહ્માંડમાં સર્વ ગતિ—શક્તિનો સમૂહ અવિનાશિત; અને ગમે એટલાં ભિન્નભિન્ન રૂપે શક્તિનો આવિર્ભાવ થયા છતાં એ શક્તિ, છેવટે એટલીને એટલી, ચય, અપચય, કે કોઇ રીતની હાનિ લાભ થયા વિના રહેલી છે કે જેને વિજ્ઞાનમાં Conservation of Energy કહેવામાં આવે છે. એ વળી અનાદિ, અવિચ્છિન્નધારાએ રહેલી છે; પરંતુ તેનો અંત આવી શકે એમ છે. તે ક્યારે કે જ્યારે અવિદ્યાનો અત્યંત નાશ સદ્‌જ્ઞાનથી પ્રાપ્ત થાય ત્યારેજ. અર્થાત્ જ્યારે Conservation of Energy બરાબર પૂર્ણ રીતે સમજાય, સાક્ષાત્કાર થાય અને તે પ્રમાણે પ્રત્યેક મુમુક્ષુ સંસારમાં આચરણ રાખી વર્તે ત્યારે મારૂં કે તારૂં મટી જાય. બધે એકજ શક્તિ વ્યાપી રહી છે, તે અવિચ્છિન્ના ધારા, ચય અપચયથી દૂર છે. અને અનંત છે; તે સામ્યાવસ્થા અર્થાત Potentiality કે બ્રહ્મ.

વળી આ શક્તિ ના ત્રણ ગુણોનો તપાસ કરતાં સત્ત્વ, રજસ્ અને તમસ્ એ પણ સમાનતા ધરાવનાર છે. રજસ્ ને *Repulsion*, તમસને *Attraction*, અને સત્ત્વને એ બન્નેનો શુદ્ધ નિયામક ગુણ તરીકે લેખવા જોઇએ. આ શબ્દ આ ગુણોના નામ તરીકે ધટાવતાં આપણા ગ્રંથોના શ્લોકો કે વાક્યો આધાર તરીકે ટાંકવામાં પ્રકૃત વિષય માટે નિર્માણ કરેલ સ્થળનો સંકોચ થવાના ભયથી એ પ્રમાણે કરવું અનુચિત ગણ્યું છે. અણુઓ તથા પરમાણુઓ આખા બ્રહ્માંડમાં ગતિ—શક્તિથી પ્રેરિત થયેલાં છે તેને એક બીજાની સાથે સહજ આકર્ષણ—અપકર્ષણ ઈત્યાદિ નિરંતર થયા કરે છે. તેમજ તે અણુ અને પરમાણુનાં બનેલ એવા સર્વ પદાર્થો અવ્યક્ત બ્રહ્મથી માંડીને તે સ્તંબપર્યંત સર્વેને ગતિ-શક્તિ પ્રેરણા કરી ચલાવે છે, ત્યારે નિરંતર આકર્ષણ—અપકર્ષણ ઈત્યાદિ પામ્યા કરે છે. **भ्रामयन् सर्वभूतानि यंत्रारूढानि मायया !** એવું શ્રીમદ્ ભગવદ્‌ગીતાનું પણ વચન છે. પ્રત્યેક વસ્તુ જાતના ગર્ભમાં, અંતરમાં, અંતર્ગત હૃદયમાં, હૃદયાકાશમાં આ શક્તિ વસેલી છે તે પ્રથમ સામ્યાવસ્થા, અર્થાત, પ્રથમ તો બ્રહ્મ, વ્યક્તિમાં પણ રહેલ; પરંતુ પછીથી અવિદ્યાને જોરે એટલે આ શક્તિને જોરે, સંસારની સરણિમાં પડવાથી, ક્રિયાશક્તિની પ્રેરણા થવાથી, એ સ્થળે માયાના આવરણ વાળું બ્રહ્મ વસ્યું એમ કહેવાય છે. એનો અર્થ માત્ર એટલો જ કે શુદ્ધ બ્રહ્મ નહિ પરંતુ અપર બ્રહ્મ કે અવિદ્યાથી વિંટાયેલ બ્રહ્મ, એટલે પ્રત્યેક વ્યક્તિ, કે જેને સંસારી બનવું પડયું. એજ અવિદ્યાના આવરણનો વિજ્ઞાન કે ખરા જ્ઞાન વડે નાશ થાય ત્યારે સંસારમાંથી મોક્ષ મળે; અર્થાત, શુદ્ધ બુદ્ધિએ એવું સમજાય, નિશ્ચય થાય, સાક્ષાત્કાર થાય કે સર્વ વ્યાપક ગતિ—શક્તિ એક જ અવિચ્છિન્ન ધારા પ્રવાહ ચાલ્યો આવે છે, અને તે ક્રિયા કે ગતિરૂપે હોય ત્યારે જ માત્ર ભેદ ઉત્પન્ન થાય છે કે જેને નામરૂપ આપી અવિવેકપણે જુદાં મનાય છે. ખરૂં જોતાં તો એક જ નિર્ભેદક સામ્યાવસ્થા જેને Potentiality કહે છે તેજ છે. હવે આ સામ્યાવસ્થા, ક્રિયા-શક્તિ રહિત એટલે માત્ર સત્તા અને જ્ઞાન-પ્રકાશરૂપે રહેલ સર્વવ્યાપક એકપદાર્થ નિરંતર, અતિદૃઢ ધ્યાન કરી જોવાનો અભ્યાસ રાખ્યા વિના સમજાવો કે સાક્ષાત્કાર કરવો ઘણો મુશ્કેલ છે. માટે જ એ વિષય અગાધ ગણ્યો છે; માટેજ એને સહુ કોઈ મહદ્યાસવડે પ્રાપ્ત કરાય એવો માને છે; માટેજ એ ખરૂં જ્ઞાન છે; એને માટેજ એ જ્ઞાન મોક્ષપ્રદ કહેલું છે.

એ પ્રમાણે બધી ગતિ-શક્તિનો આવિર્ભાવ થયેલ જ્યાં ત્યાં સમગ્ર બ્રહ્માંડમાં જોવામાં આવે છે ત્યાં ત્યાં ભેદ વિચિત્ર રહેલા છે એ ખરૂં; અને પ્રાકૃત જનની દૃષ્ટિએ એમ ન આવે એવું પણ ન કહેવાય કારણ કે ખરા મનન અને તેનું જ વારંવાર ધ્યાન ધર્યા વિના સમજવું કે બુદ્ધિમાં ઉતરવું પણ મુશ્કેલ છે. ગતિ-શક્તિનો સમગ્ર સરવાળો બાંધી એક જ સ્વરૂપે ભેદ માત્રનો નાશ કરી, સામ્યાવસ્થા માત્ર એકાકાર અવિચ્છિન્ન તેજઃ પુંજ તરીકે બુદ્ધિમાં પ્રકાશ કરાવવી એ કેટલું વિષમ છે? પ્રથમથીજ સહુકોઈની બુદ્ધિમાં, દૃષ્ટાંત તરીકે લઇએ તો—સત્યવાદી પુરૂષ ને સત્ય-એ બેમાં ભેદ અથવા એકથી બીજાને પૃથક્ કરી જોવાની ટેવ પડી હોય છે. "સત્ય" કે સાચા બોલવાપણું" એ શબ્દનું ઉચ્ચારણ થતાં જ તેના વિશેષણો ખ્યાલમાં આવે છે; અને તે ગુણ તથા વિશેષણો જેનામાં છે એવું વિશેષ્ય દૂર કરીને, માત્ર ભાવ વાચક શબ્દ "સત્ય" એટલે ગુણોનો સમૂહ-એ તો મહાશ્રમ વડે આણવાની ટેવ પડ્યાથીજ આવી શકે છે. હવે આવું ગુણોના સમૂહવાળું ભાવવાચક નામ કે જે અન્ય શબ્દનું છે તો પછી નિર્ગુણ, નિરાકાર, સમાન સ્થિતિ, નહિં ઉચું કે નહિં નીચું, નહિં ઉભું કે બેઠું, નહિં ઉત્તર કે દક્ષિણ, નહિં પૂર્વ કે નહિં પશ્ચિમ એવું આ સર્વ બ્રહ્માંડનું કાળ અને દિશાનો નાશ કરી સર્વત્ર વ્યાપી રહેલ એકાકાર જ્ઞાન-પ્રકાશ શી રીતે કલ્પી શકાય. એમાં વ્યવહાર આડો આવે છે. એ દુઃખ વ્યવહાર પરંપરાએ દીધેલ છે. જો એવો વ્યવહાર દૂર કરી માત્ર જ્યાં જ્યાં આ વિષયનું અધ્યયન થાય એવાં પુસ્તકો વાંચી, અભ્યાસ, સતત મનન કર્યા કરી, તેનુંજ દૃઢ ધ્યાન ધરાયું જાય તો, પછી લાંબે કાળે અવિદ્યાનો અત્યંત નાશ થઇ વિદ્યા કે જ્ઞાન-પ્રકાશ કેવળ સ્વરૂપે રહે.

આ થાય તોજ બંધ છૂટી મોક્ષ મળે. અર્થાત્ બંધે કે જે આ ક્રિયા-શક્તિના ધરમાં છે અને જે ભેદ દૃષ્ટિથી જ ઉત્પન્ન થાય છે તે ભેદ દૃષ્ટિ ટળી જાય, તો "મારૂં તારૂં" મટી જાય. સુખ દુઃખ વિગેરે દ્વંદ્વનો નાશ થાય. કારણ કે તેથી એમ સમજાય કે સર્વત્ર એકજ સ્વરૂપ છે; તેમાં પછી હું કોણ ને તું કોણ. બધે શક્તિનો છેવટે સામ્યાવસ્થામાં, ભેદ વિભેદ મળ્યા પછી સરવાળો એક જ બાંધવાનો છે. એક વસ્તુ જગત્માંહે મારે રહિ તોપણ શું, અને તારે રહી તોપણ શું ? એતો બધો મિથ્યા ભ્રમ છે; એ પ્રમાણે સમાધાન કરવાની મનને લાંબા અભ્યાસથી ટેવ પડે છે. વળી અહિં હિંદુસ્થાનમાં રહ્યા તોપણ શું, અને અમેરિકામાં ગયા અને ત્યાં મૃત્યુ થયું તોપણ શું ? કારણ કે એ સર્વ વાતો માત્ર ક્રિયા-શક્તિની કરેલી છે. અણુને પરમાણુના એક સમૂહથી બંધાયેલ એક વસ્તુ તોડી એટલે તેને મૃત્યુ આવ્યું ગણાય છે; પરંતુ એ તૂટીને ગઇ છે ક્યાં ? આજ બ્રહ્માંડમાં. બ્રહ્માંડ સર્વત્ર સમગ્ર એકજ સ્વરૂપ છે. બીજું કાંઇ નથીઃ **एकमेवाद्वितीयम्! नान्यदत्र किंचिदस्ति ॥** આનું નામ નિર્ભયસ્થાન-મોક્ષપદ.

આ પ્રમાણે પરમાર્થ તત્ત્વ સમજી; ખરૂં રહસ્ય ઠસાવી, જ્ઞાનનો પૂર્ણ ચૂંટડો ઉતારી પોતાના વર્તનમાં બધા કામમાં આચરણ રાખે ત્યારે તે યોગી. આમાંથી ભ્રષ્ટ થવું ન જોઇએ. એ પ્રતીતિ સદૃઢ રહેવી જોઇએ. એજ બોધ ગીતામાં છે, એજ બોધ ઉપનિષદનું રહસ્ય છે; એજ અધ્યાત્મ વિદ્યાનું તત્ત્વ છે.

હવે બીજી રીતિથી આજ વાતનું અવલોકન કરીએ: કઠવલ્લીમાં* કહ્યું છે કે: આ સર્વ જગત્ સામ્યાવસ્થા—જ્ઞાન પ્રકાશમાં પ્રથમ કંપે છે, ગતિ લે છે અને બહાર સંચાર કરી, ચેષ્ટા પામે છે, જે પદાર્થ, હાલ પણ પદાર્થ વિજ્ઞાનમાં સ્થિરતાએ પ્રથમ રહેલ હોય તેને ગતિમાં આવતા ફેલાવવા માટે જ્યારે બલ વપરાય છે, ત્યારે તે પ્રથમ દર્શનમાં પદાર્થનો કંપ જોવામાં આવે છે અને તે Initial State કે પ્રાથમિક અવસ્થા કહીએ તો ચાલે. સાથે સાથે સમજાવવા તક લઇએ તો એમ કહેવું પ્રાપ્ત થાય છે કે Inertia એ જે શક્તિનું એક રુપાંતર છે તે આપણા વેદાંતમાં ઉપદેશ કરાયેલ પ્રારબ્ધ ખાધે પુરવારવો, એની સાથે મેળ મેળવાય. જ્યારે જ્ઞાન, ખરૂં તત્વ સાક્ષાત્કાર કર્યું ત્યારે પછી જન્મ મરણનો ભય ટળી જાય છે; પરંતુ શેષ રહેલ પ્રારબ્ધ કર્મનો ક્ષય થવા દીધા પછી મોક્ષ મળે. એટલે કે આત્યંતિક મોક્ષ પ્રાપ્ત કરવો, એટલે આત્યંતિક ગતિ—નાશ અથવા જગત્—નાશપ્રાપ્ત કરવો, એ વાત થયા પહેલાં કાંઈક ગતિ શક્તિ સ્થિર થતે થતે પણ ભાવ બજવે છે, ને જેમ પ્રારંભ અવસ્થામાં તેમજ અંતની અવસ્થામાં પણ કંપ રહે છે, અને એ કંપ રહે છે, અને એ કંપ બંધ થયા પછીજ આત્યંતિક સ્થિતિ—સામ્યાવસ્થા—પ્રાપ્ત થાય છે. જગતની આદ્યે શું હતું કે શી રીતે શરૂઆત થઇ એ વધારે સ્પષ્ટ અને વિસ્તારવાળું કહેવાની આ સ્થળે આવશ્યકતા હતી એટલું ચર્ચાઇ ગયું છે એટલે અધિકની જરૂર નથી. પરંતુ એટલું વિવેચન કરવું ઉચિત છે કે: તેજ: પુંજ—વિજ્ઞાન—ઘન સ્વરુપ કે જે બ્રહ્મ તે સ્થિર હતું, અને સામ્યાવસ્થાએ રહેલ એટલે કે નિર્ગુણ, નિરંજન, નિરાકાર. તે વખતે આકર્ષણ અપકર્ષણ વિગેરે એકે અસ્તિત્વમાં આવ્યા નહતા. આ કલ્પના પરંપરાની સરણિએ પ્રાપ્ત થઇ છે. હવે જ્યારે તેમાં સૃષ્ટિ માટે ગતિ થઇ ત્યારે તે ગતિ થયા પૂર્વે માંહેનાં અણુ પરમાણુઓને પ્રેરિત કરવામાં આવવાથી આકર્ષણ વિગેરે સત્વ રજસ્, તમસ્ ગુણો થયા; તે વડે નવી નવી ક્રિયા ઉત્પન્ન થઇ; તે વડે નવા નવા સમૂહો કે જેમાંથી સૂક્ષ્મ, સૂક્ષ્મમાંથી સ્થૂલ અને મહત્ એ પ્રમાણે ઘટમાળ, જગદ્રચનાની સરણી બંધાય છે.

આમાં એક દ્રષ્ટાંત લઇ જોઇએ:—

જ્યારે એક પાણીથી ભરેલા પોહોળા વાસણમાં સ્થિરતા બને એટલી જામવા દઇ પછી જરા ધીમેથી ગતિ આપતા સ્પષ્ટ જણાશે કે આદ્યે કંપ ઉત્પન્ન થાય છે. અને પછીથી પાણીનાંઅણુ પરમાણુમાં ગતિ—શક્તિ સ્વચ્છ દર્શન થાય એ પ્રમાણે પ્રેરણા કરી રહે છે, એ ઉપર જ વળી જોઇએ તો:

शक्तिकुंडलीनीतिविश्वजननव्यापारबद्धोद्यमां ।
ज्ञात्वेत्थंनपुनस्पृशंतिजननीगर्भेऽर्भकत्वेनराः ॥

---

*कठोपनिषद्।—यदिदं किंचजगत्सर्वं प्राणएजतिनिःसृतम् निर्गतसत्प्रचलतिनियमेनचेष्टते ॥ આ નિયમ પ્રકૃતિના સંબંધમાં અર્થાત્ ગતિ—શક્તિના જે જે નિયમો તેને વશવર્તી સંસારના સર્વ પદાર્થો છે. સૂર્યચંદ્ર ઇત્યાદિ સર્વની ગતિ અને અનેક અન્ય ક્રિયાઓ—Nature or Energy—Conservation of Energy આનેજ આધારે રહેલી છે.

માયા—ક્રિયાશક્તિ-ગતિ-સામર્થ્ય-એનો પ્રભાવ એવો છે કે એક કુંડાળાકૃતિનું, તેજો ગોલક. પ્રકાશપુંજ રૂપે રહેલ પદાર્થ-બ્રહ્મમાં અંતઃપ્રવેશ કરી વિશ્વરંજન કરવામાં વ્યાપૃત થાય છે આ રીતે સૃષ્ટિ પ્રકાર છે. એટલે કે સર્વ વિશ્વમાંહિની વસ્તુઓ ભિન્ન ભિન્ન કરનાર આ ગતિ-શક્તિ છે; સ્થિરતા, સામ્યાવસ્થાનો ભંગ એ કરે છે. પરંતુ એમ જોવુ હોય કે આ વ્યાપાર માત્ર મૂળપ્રકૃતિનો છે અને સ્વાભાવિક હોવાથી એ રીતે ચાલ્યા કરે છે, કે જેથી જગતમાં મોહ બંધાય નહિ; અને મારૂં તારૂં કરવાપણું રહે નહિ. કારણ કે અહિં જે જે છે તે તે અહિં ને અહિં, નાશ થાય એક સ્વરૂપે તો બીજુ સ્વરૂપ ધારણ કરીને પણ અહિંજ રહેવાનું છે. નાશ પામવો એટલે પદાર્થ વિજ્ઞાનવાદી પણ કહેશે કે પદાર્થો અત્યંત નાશ પામી શકતા નથી. અને પામી શકે પણ શી રીતે ? નાશ થઇને કયાં જાય ? ધારો કે એક રૂપૈઓ એક સ્થળેથી ઘા કરી ફેંકી દેવાયો; તો તે જયાં પડે ત્યાં વિશ્વમાં રહ્યો કહેવાય વળી, ધારો કે તેને કચરી દાબી યા બાળી ખાખ કરી, સ્વરૂપનો અંત આણ્યો. તો પણ શું ? એ રૂપૈઆના રૂપમાંથી નિસરી રાખના રૂપમાં ગયો. પરંતુ રાખ કયાં રહી ? એજ પ્રમાણે ધન, વાડી, કરિ, રાજ્ય, પુત્ર, કલત્ર, મિત્ર, પશુ, ગેહ, દેહ સર્વ પદાર્થોનું એક સ્વરૂપ ફરી બીજુ સ્વરૂપ ધારણ કરાયું તો શું હાનિ કે લાભ ? માત્ર અવિદ્યાથી કેમ પાશમાં પડી મિથ્યા મોહ આવ્યો એટલે આ બધું "મમત્વ" થી રંગાયેલું બન્યું; અને આસક્તિ વધી આવા કારણથીજ સંસાર નીસરણિ પ્રાપ્ત થાય છે. અને આ માન્યતા નાશ થાય એટલે અવિદ્યા ટળી જાય, શુદ્ધ જ્ઞાન પ્રકાશ તેજ કરે તો પછી પોતાના દેહમાં પણ એજરૂપે અનાસક્તિ ઉપજે. પરિપૂર્ણતાનો ગુણ બ્રહ્મને લગાડયો છે તે ઉપર કહેલી સમજણને લીધે જ, એમ ગણી લેવું ( Self-Sufficient ) તે વળી અવ્યય અર્થાત્ વ્યય—અપચય, વધ—ઘટ, હાનિ-લાભ વિનાનું કહેલ છે, તેનું કારણ પણ એજ કે જે સર્વ બ્રહ્માંડ રહેલું છે તેમાં વધે કયાં ને ઘટે કયાં ? અને પુરાણું એવું વિશેષણ પણ લગાડાય છે તેનો અર્થ પણ એજ રીતે થવો જોઇએ કે આ પ્રમાણે પ્રકૃતિનો ક્રમ ચાલ્યો આવે છે તે ઘણા લાંબા કાળનો છે. એમ કહેતાં તો કાળની અવધિ મૂકાય, માટે તે તો સનાતન જ છે. માત્ર ગતિ શક્તિની પ્રેરણા થઇ ત્યારે જે ભેદ થયો તેનો અંત આવી શકે, માટે કાળની અવધિ તેને એટલે અંશે અર્પણ કરી શકાય કે સામ્યાવસ્થા, સ્થિતિ સ્વરૂપનો સાક્ષાત્કાર કરાય છે તે જ્ઞાનથી અને સત્ય જ્ઞાનથી આ અવિદ્યાનો નાશ થાય છે. તે શિવાય બ્રહ્મ તો સનાતનજ છે. પાશ્ચાત્ય વિદ્યામાં પણ સૂર્ય મંડળ જેવા નાના વિભાગનો સૃષ્ટિપ્રકાર ખગોળ વેત્તા- Laplace (લાપલેસ) જેવાએ આ રીતેજ માન્યો છે એક તેજ પુંજ, સતત ભ્રમણ શીલગણો કે સતત ભ્રમણ કરતો એવો આદિ હોવો જોઇએ, જે અત્યંત ઉષ્ણ હોઇને અત્યંત તેજનો પદાર્થ ભ્રમણ કરતે કરતે દૂર કેટલાંક ટીપાં ઉડાડતો જતો હતો કે તેમાંથી આપણી પૃથ્વી બની આ વિષયનું આપણે કાંઇ કામ નથી; પણ આપણા ઉપયોગમાં આ વાતમાંથી માત્ર એટલુંજ લેવાનું કે એવો એક તેજ:પુંજ જોયો કે જે આપણે ઉપર બ્રહ્મના અર્થમાં ઘટાવવા પ્રયાસ કર્યો.

હવે પ્રત્યેક વ્યક્તિએ પોતાને આ સર્વ વ્યાપકબ્રહ્મમાંથી ભિન્ન ગણવો ન જોઇએ, એ વાત સ્પષ્ટ છે. જ્ઞાન વડે અવિદ્યાનો નાશ કરવો જોઇએ, એટલે આ પ્રમાણે ખરેખર સમજીને જ્યારે ગતિ-શક્તિ, ક્રિયા-સામર્થ્ય રહિત આખા બ્રહ્માંડને માનીએ, મોહ મટાડી,

કામ માત્ર દૂર કરીએ ત્યારે ક્રિયા-શક્તિ બુદ્ધિમાંથી ટળી જઈ એક સ્વરૂપે આખી આ સામ્યાવસ્થા સાક્ષાત્કાર કરવી; તે સામ્યાવસ્થા જ્ઞાન-પ્રકાશ હોઈને, એટલું એનો ધ્યાનમાં સામર્થ્ય રહેલું છે કે પ્રત્યેક વ્યક્તિને પણ અંતરાત્મામાં પ્રકાશ અનુભવાશે. એમ થવાથી પોતે પહેલો સાક્ષાત્કાર કરતાંજ એ તેજઃપુંજ પૂર્ણ રીતે પ્રત્યક્ષ જોશે તે એવી રીતે કે જે જે મિથ્યા મોહોત્પાદક દેહમાં પ્રકાશ બહાર આવવાનાં કે પ્રકાશના કિરણોને પ્રસરવાનાં દ્વારો છે ત્યાંથી ત્યાંથી પોતાનો અનુપ્રકાશ બહારવર્તાશેઃ—

नानाछिद्रघटोदरस्थितमहादीपप्रभाभास्वरं ।
ज्ञानंयस्यतुचक्षुरादिकरणद्वाराबहिःस्पंदते ॥
जानामीतितमेवभांतमनुभात्यैतत्समस्तंजगत् । तस्मैश्रीगुरु॥*

આ તેજઃ પુંજનું જ સામ્યાવસ્થાનું સતત ધ્યાન સદૃઢ રીતે કર્યાથી કાલાનુક્રમે આ-સ્થિતિએ પોહોંચ ત્યારે આત્યંતિક દુઃખ નિવૃત્તિ થઈ મોક્ષ પ્રાપ્ત થાય.

આમાં કોઈ રીતે, કર્મ સંન્યાસ કે પ્રવૃત્તિવાદ, કે જ્ઞાનકર્મસમુચ્ચયવાદ કે એ વિ-ષયો ચર્ચવા આવશ્યકતા રહેતી નથી. કારણ કે બ્રહ્માંડમાં સર્વ જે જ્યાં છે તે ત્યાં ને ત્યાં તો ન જ રહે, કારણ ગતિ-શક્તિની પ્રેરણા સતત થયા કરે છે; પરંતુ એ લાભ-હાનિ નથી એમ માનવામાં આવે, અને સર્વ બ્રહ્માંડમાં જે કાંઈ મારૂં તારૂં કરવાની વસ્તુ છે તે બધી અહિંને અહિંજ છે, અહિં તહિં કાંઈ નથી, તો પ્રવૃત્તિ માત્ર થયા કરે એટલી વખત આજ રીતિએ દૃઢતા ધ્યાનૈકાગ્રતા રાખી વર્તવામાં જો આવે તો એ ખરૂં જ્ઞાન અને એથી મોક્ષ નિશ્ચયપૂર્વક સમજવો.

હવે આ એક વિષય તો થયો. પણ એજ રીતે વળી બીજા વાદ બીજી પ્રક્રિયાઓ ચર્ચામાં આવી શકે. દૃષ્ટાંત તરીકે; "ॐ" એ શબ્દનો સ્પષ્ટાર્થ અને વિવેચન કરતાં ઘણી વખત જોઈએ. પરંતુ આધુનિક પ્રવૃત્તિઓ આ માર્ગે વહે છે એમ માની આ વિ-વેચન કરેલ છે તો તેમાં વિમાર્ગે કે ઉન્માર્ગે જવાયું હોય તો એ સુધારવાની યાચના કરવાના ઉદ્દેશથી છેવટની ચાર લીટીઓ લખવી જરૂરની માની છે.

બીજી રીતે અને એજ વિષયને તપાસતાં માલુમ પડે છે કે આદ્ય, ચૈતન્યમાંથી દેહ બંધાણી; શુદ્ધ-જ્ઞાન-પ્રકાશમાંથી સ્થૂલ સ્વરૂપો રચાયાં; અને એ રીતે પદાર્થ-વિજ્ઞાનનું સિદ્ધાંત પણ જોવામાં આવેછે. આપણા વેદાંત સુત્રોમાં કહ્યાપ્રમાણેઃ जीवाद्दष्टात्तुजगत् । મૂળ ચૈતન્ય કે જે આદ્યે સામ્યાવસ્થામાં હતું તેને કાંઈ વિકાર કે આકાર ન હતો અને જે કેવળ સત્તા સ્વરૂપ તેજઃ પુંજ હતો, તેમાંથી જગત્ નિર્માણ થયું. જ્ઞાન એજ પ્રકાશ છે. સર્વ કે ગમે તે બીજો વ્યવહારિક દૃષ્ટિથી જ્ઞાનનો દૃષ્ટાંત લઈએ પરંતુ અંધકારનો નાશ કરનાર પ્રકાશ એટલે પ્રકાશ જ્ઞાન સ્વરૂપ મનાય આ તો માત્ર તારતમ્યભાવ વાળા

---

*कथंनुतद्विजानीयांकिमुभातिविभातिवा ॥ कठोपनिषदः

વ્યવહારિક પદાર્થોનું દષ્ટાંત છે, પરંતુ સમગ્ર જે જે કાંઇ આ બ્રહ્માંડ છે તે સર્વેનો ખ્યાલ કરતાં સહજ લાગે છે કે તે બધો પુંજ તિમિરનો હોય તો તો સામ્યાવસ્થામાં સૃષ્ટિ વિધિ જ્ઞાન શી રીતે કલ્પી શકાય, એ તો તર્કને પણ વિરૂદ્ધ થઇ પડે. ત્યારે જ્ઞાન પ્રકાશ સર્વત્ર વ્યાપક એવું જ હોવું જોઇએ ખ્રીસ્તી ધર્મતત્ત્વ કે પીથેગોરાસ વિગેરેના ઉપદેશ તત્ત્વો તપાસતાં એજ જણાય છે કે જેણે જેણે તિમિર સંઘાત માન્યો છે તેને સૃષ્ટિ પ્રક્રિયા માટે અલગ જ્ઞાતા કલ્પવો પડ્યો છે, અને પદાર્થ વિજ્ઞાનના નૂતન શોધોમાં પણ એ સ્પષ્ટ સિદ્ધ થયેલી છે કે પ્રત્યેક ગર્ભમાં ગર્ભ સ્વરૂપ જેમ જેમ વૃદ્ધિ પામતું જાય છે તેમ તેમ તે વૃદ્ધિ તેના જ્ઞાન આધારે પ્રસર્યા કરે છે. જ્ઞાન પ્રકાશ કે ચૈતન્ય જે શબ્દ યોગ્ય લાગે તે રાખીને આગળ તપાસીએ તો જણાય છે કે ગર્ભમાં પણ ચૈતન્યને લીધેજ ધીમે ધીમે હાથ, પગ, આંખ, નાક, મોહો, માથું ઇત્યાદિ ચૈતન્ય અર્થાત વિધિજ્ઞને લીધેજ ખીલવા માંડયું. એ વિધિજ્ઞની સાથે આગલા જન્મના—अविद्याकामकर्मभूतसमुदायाचिकीर्षा કર્મને આધારે ઇચ્છા હોય છે તેને અનુકૂળ આખીલવટ માત્ર વલ્યા કરે છે, એજ ભાવાર્થમાં મુંડકઉપ૦ માં પણ કહેલ છે કે;—तपसा चीयते । અર્થાત.

उत्पत्तिविधिज्ञयतया; इदं जगद्बीजंउच्छूनतांगच्छति
पुत्रमिवपिताहर्षेण ॥

એટલે કે આ સર્વ જગત રૂપી બીજ ઉપસે છે, સુણે છે અને એ ઉપસવું કે એ સુણવું તે અંકુરરૂપે ઉદ્‌ભવ માટે છે બીજની અવસ્થા બદલાઇ નથી હોતું પણ અંકુરની અવસ્થા ધારણ કરવામાં આવા મોટા તેજઃપુંજનો આકાર પ્રથમ ઉપસી આવતો જણાઇ પછી અંકુરતામાં પ્રગટ થાય છે. આ રીતે ઝાડની ઉત્પત્તિમાં જોવામાં આવે છે એમ સાંભળવામાં આવે છે. એ રીતે કુદરતમાં, મૂળપ્રકૃતિના સૃષ્ટિ-વિધ યમાં સર્વત્ર અનુભવ એક સરખો થાય તો પછી નિર્વિવાદ છે કે ઉપરનું સિદ્ધજ ગણવું પડે. આ સૂણવું વિગેરે ક્રિયા સામ્યાવસ્થામાં નથી થતી પરંતુ આ વખતે ક્રિયા—શક્તિ પોતાનો પ્રભાવ વર્તાવવા મંડી ગયેલ હોય છે. આ વખત:

यादेवी सर्वभूतेषुक्षांतिरूपेणसंस्थिता । નથી હોતું પણ : यादेवीसर्वभूतेषु क्रियारूपेण संस्थिता હોય છે ॥

# કલહ કાળે લોક વિચાર.

અને

## પરિણામો.

(મળેલું)*

સતશાસ્ત્રજ્ઞાતાઓનો એવો અભિમત હતો જે, અધર્મ કાળે કલહયુગ પ્રવર્તશે લોક દૃષ્ટિ અનાત્મવસ્તુ ભણી આકર્ષાશે; અશાન્તિરુપી અગ્નિ હૃદયમાં પ્રજ્વલિત થશે, અને તેથી થતાં દુઃખ દુર્નિવાર થશે. એ, સઘળું કથન આજે સત્યરીત્યા દૃષ્ટિગોચર થાય છે. સાંપ્રતકાળ એ કલહયુગ છે; અધર્મકાળ છે. આત્મ ભણીની શ્રવણ અને મનન વૃત્તિ અનાત્મ ભણી વળેલ છે, જાગૃદાવસ્થાથી માંડી સુષુપ્તિકાળ પર્યન્ત ઇંદ્રિયજન્ય સુખ માણવા અનુકુલ ઇચ્છાઓ હૃદયની અંદર સ્ફુરીત થાય છે. કોઇને શ્રવણની તો કોઇને દર્શનની; કોઇને સુસ્વાદની તો કોઇને સૌગંધની; કોઇને ગમનની; તો કોઇને રમણની ઇત્યાદિ અનેક તૃષ્ણાંકુરો સ્ફુરીત થાય છે.

પ્રાતઃકાળથી તે સંધ્યા પર્યન્ત સંસાર વ્યાપારમાં રહી, અનેક વિધ અસત્યો બોલી (કેટલેક સ્થળે તો વિશ્વાસઘાત પણ કરી) કાર્ય સાધક મનુષ્યને દક્ષતા અર્પાય છે.

છેતરવામાં ચાતુર્ય મનાય છે; અનેક પ્રલાપોમાં પાણ્ડિત્ય વિચારાય છે; કપટમય ભાષણોમાં મહત્ત્વ ગણાય છે; કાન્તાઓના સુકોમળ અંગોને નાના પ્રકારના રંગીન સુવસ્ત્રો વડે ભૂષિત કરી, તેમની જોડે શૃંગારિક પ્રેમમય કથાલાપ કરતાં ગમન કરવામાં આનન્દની પરિસીમા મનાય છે. સુખ સૌ પ્રેમદાઓમાં જ દૃષ્ટિ ગોચર થાય છે. બુદ્ધિ કામના કુસુમશરને શરણ થઈ ગઇ છે. આજ્ઞા કેવળ અંગનાઓની જ પળાય છે. પિણ્ડને પોષવામાં રંચ પણ સંકોચ રખાતો નથી. પરંતુ સર્વસ્વ નષ્ટ થતું હોય છતાં પોતાનો સ્વાર્થ સધાતો હોય તો તેમ કરવામાં જરા પણ આનાકાની થતી નથી. પરને ગમે તેટલું દુઃખ થતું હોય; ગમે તેવી દયા જનક સ્થિતિયે હોય છતાં પણ જો પોતે સુખમય સ્થિતિમાં રમણ કરતો હોય તો દુઃખ અને દયાપર દુર્લક્ષજ છે. પરને અસંતોષ આપી સુખમય જીવન ગાળવામાં રંજ પણ હૃદય સશોક થતું નથી. પરને દુખાંબ્ધિમાં ડુબાડી આનન્દમય હૃદયે સુહૃદયોમાં મળી જઇ વિવિધ બીભિત્સ નિન્દ્ય વાર્તાલાપો કરવામાં યત્કિઞ્ચિત મન ગ્લાની પામતું નથી: વૃદ્ધ, પૂજ્ય અને શુભેચ્છક બહાવેતાઓનો સદુપદેશ શ્રવણ ગોચર થતો નથી. અને જ્યાં એ થતો હશે ત્યાં એ શ્રવણેન્દ્રિયો બહેર મારી ગઇ હશે. શાસ્ત્રાજ્ઞા અનભિજ્ઞો વાસ્તે મનાય છે; ધર્મ કેવળ ધતીંગરૂપે ગણાય છે; અને તેની અવગણના કરનાર સુધારકો કહેવાય છે: ધર્માજ્ઞાનું ઉલ્લંઘન કરી સ્વતન્ત્ર પણે ચાલનારાઓ વિદ્વાનમાં ખપે છે; ધર્મને ગૌણત્વ અર્પિ, નીતિને પ્રધાન પદના શિખરાન્તે મુકી ચાલનારો મનુષ્યો વન્દનિય થઈ પડયા

---

* લેખક—રા. રા. પ્રવાસી.

છે. પુત્રને, ધર્મ અને તિર્યરૂપ જનક જનનીની અવગણના કરવામાં જરા પણ અધર્મ દૃસ્યમાન થતો નથી. વડિલ અને કનિષ્ટ બન્ધુઓનો પરસ્પર ધર્મ વિનષ્ટ થયો જણાય છે. રક્ષણીય જનોનાં રક્ષણ પ્રત્યુત ભક્ષણ થતું પ્રત્યક્ષીકરણ થાય છે નિર્બળપરે પરિબળ કેર વર્તાવતો જણાય છે. ન્યાયનો અન્યાયમાંજ વ્યય થતો દૃષ્ટિ ગોચર થાય છે. આ સર્વ સામાજીક વિચારણા પાશ્ચાત્ય ગૃહ વિચારણા ;વિલોકીશું તો ત્યાં પણ એથી અધિકતર અવિચારી અને અધમ જોઈશું. સ્ત્રી વર્ગને વિલોકતાં પુત્રવધુને શ્વસુરગૃહ અણગમતું લાગે છે; તેનો પરિહાર કર્કશ લાગે છે. સાસુ શૂકના જેવી લાગે છે; જેઠાણી ઝગડો કરવા યોગ્ય લાગે છે; દેરાણી દેણના જેવી લાગે છે; નણંદ નિન્દાયુક્ત લાગે છે. તેમજ વળી સાસુઓને પુત્ર વધુઓ વધ કરવા યોગ્ય લાગે છે; નણંદ ને ભોજાઇ ભોજ્ય જેવી લાગે છે. તનયપત્નિ કરતાં તનયા અધિકતર વ્હાલી લાગે છે; પ્રપૌત્ર કરતાં દોહિત્ર વિશેષ પ્રિય લાગે છે. પુરૂષ વર્ગમાં પણ પિતાને તનય કરતાં તનયાપતિ અધિક આદરણીય અને પ્રિય હોય છે. તેમજ તનય પણ કુટુમ્બવત્સલતા ત્યાગી,—માતાની વાત્સલ્યતા પિતા પ્રત્યેની પૂજ્યબુદ્ધિ; પ્રિય બ્હેનીનું પ્રેમાળપણું અને હેતાળ ભ્રાતાનું હેત્સ્લીપણુ એ સર્વને તેઓ પરેથી ઉત્થાપિ પોતાના હૃદયમાં સંકોચી—પોતાનો સઘળો પ્રેમ પત્નિ પ્રત્યે ઢોળી નાંખતો જણાય છે; અને એ પ્રેમે સ્વબન્ધુ કરતાં પત્નિ બન્ધુ પરે વિશેષ મમતા જણાતી લાગે છે; પ્રિય બ્હેની કરતાં પત્નિ બ્હેનીનું કાર્ય સત્વર થતું લાગે છે. માતા કરતાં સાસુનું માન વિશેષ જણાય છે. સંક્ષેપમાં કહીએ તો એજ કે ગૃહમાં માત્ર પ્રીય પ્રિયામાં વૈષયિક પ્રેમ સંબન્ધનું પરિબળ અંતિમ સ્થાને હોય છે. અને એથી જ કલહરૂપ બીજ પ્રથમેથીજ વાવેલાં હોય છે ને તે સમયે વૃક્ષરૂપે પરિણમે છે. સ્વાર્થમયતાના પરિબળે પારલૌકિક દિવ્યપ્રેમ કે જેની ગૃહમાં તેમ સમાજમાં ઘણી આવસ્યકતા છે તે નષ્ટ પ્રાય થઈ ગયો છે. અને એ નષ્ટ પ્રાય થયેલા પ્રેમે ગૃહ અને સમાજને અધમાવસ્થાએ પહોંચાડ્યાં છે. પતિ પત્નિ વચ્ચેનો પ્રેમ; મિત્ર મિત્ર વચ્ચેનો સ્નેહ; પરિજનો વચ્ચેનો સંબન્ધ; અને વડિલોને કનિષ્ટો વચ્ચે પરસ્પર પૂજ્ય અને સ્નેહ ભાવ, એ સર્વ અપૂર્વ ભાવનાઓની અદૃસ્યાવસ્થા માત્ર સ્વાર્થમયતા અને વિષયાભિલાષોનું પરિબળ છે. જેમ સ્વાર્થમયતા અને વિષયાભિલાષોને લીધે ઐહિક સુખથી વઞ્ચિ થઇ અધમાવસ્થાએ પહોંચાય છે તેમ જ પઞ્ચત્વ પામ્યા પછી પણ પારલૌકિક સુખથી વઞ્ચિત થઇ અનેક દુખ જન્ય સંતાપોના ભોગ થઇ પડાય છે. પ્રાણાન્ત સમયે જે ક્ષણે જીવાત્મા સ્થૂલ શરીરને ત્યજે છે તેજ ક્ષણે એ ઉભય વસ્તુઓની અતુલ લાલસાના કારણે કામરૂપશરીર બંધાઇ જાય છે. એને રહેવાનું સ્થાન, મલિન વાસનાઓમાંથી ઉત્પન્ન થતા અશુદ્ધ સત્વોથી ભરપુર હોય છે, અને એનો નિર્વાહ પણ એ મલીન સત્વો વડે થાય છે. જેને લોક વ્હેમરૂપે પણ ભૂતાવસ્થા* અને

---

* આધુનિકકાળે એ અવસ્થા માટે કેટલાકોને હાસ્ય તો ઉપજશે કિંતુ એ કેવળ અજ્ઞાન જન્ય દૃષ્ટિ છે. દૃશ્ય સૃષ્ટિ છે તેમ અદૃશ્ય પણ સૃષ્ટિ છે, ને જેવો નિયમ અત્રપરિવર્તે છે તેવો ત્યાં પણ પરિવર્તે છે. દૃષ્ટિ દોષ સિદ્ધ જ છે. ઘોર અંધકારમાં દૃષ્ટિ મર્યાદા વચ્ચે પડેલી વસ્તુ માનવજાતિમાં પ્રદર્શિત થઇ શકતિ નથી પરંતુ પાશવ જાતમાં તે થઇ શકેછે. આનું કારણ દૃષ્ટિદોષ શિવાય અન્ય છે? માનવદૃષ્ટિથી અદર્શનિયછે વાસ્તે એ વસ્તુ નથી એમ કહેવું એ કેવળ અજ્ઞાન અને મૂર્ખતાજ છે.

અસદ્ગતિ કહે છે તેનું સત્ય સ્વરૂપ આ છે. કામરૂપ–ભૂત શરીર પારદર્શક, અદૃશ્ય; સૂક્ષ્મ પરમાણુંઓનું બનેલું હોય છે; અને અભિલાષાઓના આકર્ષક બળે સ્થિત રહેલું હોય છે. એ અભિલાષાઓ પરિપૂર્ણ થતાં એ શરીરનો ધ્વંસ થઇ જાય છે. એ ધ્વંસ થતાંની વારએથી સૂક્ષ્મતમ બીજા પરમાણુંઓથી બીજું શરીર બની જાય છે; એ પણ અભિલાષાઓના બળે પરંતુ હવે એ અભિલાષાઓ નિઃસ્વાર્થિક અને પરમાર્થિક હોય છે; કોઈ પર પ્રેમી દિવ્ય જીવનમાંથી સ્ફુરતી હોય છે, જેથી એ સ્થિતિ દુઃખ જન્ય નથી હોતી કેવળ સુખજન્ય હોય છે; નિર્ભય અને અનવચ્છિન્ન આનન્દમય હોય છે. સદ્ગતિ તે આજ. હિન્દુઓમાં શ્રધા પૂર્વક શ્રાધાદિક વિધિઓ, મરણ પામેલાઓની સદ્ગત્યર્થે કરવામાં આવે છે તેનો શુભ હેતુ એ અભિલાષાઓને પરિપૂર્ણ કરવાનો હોય છે. અને એ હેતુ પણ કેવો સકારણ છે તે સ્પષ્ટ જણાઇ આવશે કારણ વાસનાજન્ય પરમાણુંઓમાં જેવી વાસના હોય તેવું તેમાં આસ્વાદન હોય છે જેથી પરમાણું પૈપક વાસના જન્ય કામશરીરને તેનો આસ્વાદ જણાય છે. એ આસ્વાદ વડે પરિપૂર્ણ થતી તેની અભિલાષાઓ ક્ષીણ થતી જાય છે. અને એ ક્ષીણ થતાં સુધી કામરૂપ કિંવા અસદ્ગતિ હોય છે. પણ એ ક્ષીણ થઇ ગયા પછી કામરૂપ શરીર પલટી દિવ્યરૂપ થાય છે. શ્રાદ્ધાદિક વિધિ પ્રતિ તિરસ્કાર બતાવી તેને વ્હેમરૂપે ગણી હસી કહાડવામાં કેટલી અનિષ્ટતા છે તે આથી સુસ્પષ્ટ જણાઇ આવશે અને એ સ્વાર્થી બ્રાહ્મણપણ્ડિતોના યોજેલાં છે એ ધારણા પણ અસત્ય લાગશે. સત્ય છે કે ઘણી અભિલાષાઓ શ્રાદ્ધાદિક વિધિઓથી પરિપૂર્ણ થાય છે; પરન્તુ વૈષયિક ભોગેચ્છાઓ પૂર્ણ થઈ શકતિ નથી. એ ઇચ્છા સફળ કરવા, જ્યાં મલિન કૃત્યો થતાં હશે ત્યાં તે જશે. અને તેઓથી થોડે દૂર રહી, કૃત્યો કરનારના મલિન હૃદયમાંથી શ્વાસ પ્રશ્વાસદ્વારા નીકળતી મલિન વાસનાના પરમાણુઓમાં ભોગ રસ રહેલો હોય છે તેનો ભોગ કરશે. અને આવી રીતે તેની ભોગ તૃષ્ણા મટી ગયા સુધી તેને આવા અશુદ્ધ, મલિન અને અધમ સ્થાનોમાં ભટકવું પડશે. અને પોતાની અધમ અભિલાષોનાં ફળ પામશે. વળી ક્વચિત જ્યારે એ કૃત્ય કરનારાઓ અસંત મોહાન્ધ થઇ એમાં જ ઉંડા ડુબેલા હોય છે ત્યારે એ ભૂત–કામરૂપ–શરીર તેઓમાંના એકમાં પ્રવેશ પામી જાયછે અને તેઓને અધિક મોહાન્ધ બનાવી અધોગતીએ પહોંચાડે છે. હરી ! હરી ! શી દુરદશા; શો અધપાત. મન્મથનું સામ્રાજ્ય જીવાત્માને કેવી અધોગતિએ પહોંચાડે છે ! એ મન્મથને મારવા, તેના સામ્રાજ્યની અંદર ન્યૂનતા કરવા આર્યશાસ્ત્ર પુનઃ પુનઃ પ્રબોધે છે; પરન્તુ દુર્ભાગ્યે એ પ્રબોધ પ્રતિ દુર્લક્ષજ હોય છે, એ અધોગતિ અને દુઃખનો દયાર્દ્ર હૃદયે વિચારતાં હૃદય કમ્પે તો છે પરન્તુ દીર્ઘ રીતે વિલોકતાં તેઓના પ્રાદુર્ભવમાંથી વિશ્વસ્થનિયમ ફલિત થાય છે. ગુરુ આપણને ઉપદેશશે જે, આ માર્ગ પ્રતિ તમારે ગમન કરવું નહિં, છતાં એ સદુપદેશની અવગણના કરીને પ્રતિગમન કરીશું તો ગુરૂ શું કરશે ? દંડતાડન કરશે. ત્યારે જાણો જે પ્રથમ તે સદુપદેશને અવલમ્બી તેના પ્રતિગમન કર્યું નહોત તો દંડ તાડનરૂપ દુઃખ સહેવું પડત ? નહિં જ. પણ જ્યારે અનવલમ્બીત થયા ત્યારેજ એ દંડ તાડનરૂપ દુઃખ સહેવું પડયું. પ્રભુ શાશ્વત શાસ્ત્રદ્વારે એવીજ રીતે ઉપદેશે છે. પણ તેને અમાન્ય ગણી વિપરીત માર્ગે ચાલનારને તાડનરૂપ આવુંજ દુઃખ સહેવાવે છે, કે જેથી અન્ય સમયે તે માર્ગને તજી તેના પ્રતિ ગમન ન કરે અને તેનો જીવાત્મા અધોગતિએ જતાં અટકે. ગૃહ, સમા-

# સેન્ટ્રલ હિંદુ કૉલેજ, કાશીક્ષેત્ર.

( જવાબદારી વિનાનાં મનુષ્યોએ કૉલેજ વિશે ફેલાવેલા ખોટા આક્ષેપોના પ્રતિઉત્તરરૂપે નિચેના પત્રો લખવામાં આવ્યા છે તથા હિંદુસ્થાનનાં ઘણાં પત્રોમાં પ્રસિદ્ધ પણ થઈ ચુક્યા છે. આપણાં ભાઇબંધ ગુજરાતી પત્રો, આ સર્વનો અથવા આમાંના કેટલાક ભાગનો પોતાનાં પત્રોમાં ઉતારો કરી, પોતાના જ્ઞાતિ ભાઇઓનાં મનમાંથી આ કૉલેજ વિશેના ભ્રમ ભરેલાં વિચારો દૂર કરવાને પ્રયત્ન પરાયણ થશે, એમ સંપૂર્ણ આશા રાખીએ છીએ. )

( ૧ )

હિંદુસ્થાનના દક્ષિણ વિભાગમાંથી મારૂં ફગશાંજ કાશીમાં આવવું થયું છે, તથા પાયોનિયરમાં અમારી કૉલેજ વિશે ચાલેલો પત્ર વ્યવહાર મારા વાચવામાં આવ્યો છે. તમારા સમકાલીન પત્રના નામ વિનાના ચર્ચાપત્રીઓએ મારા નામનો છુટથી ઉપયોગ કર્યો છે, માટે તે બાબતનો ખુલાસો કરવાની મને રજા લેવા દો.

હિંદુસ્થાનમાં, મારા આવ્યા પછી થોડા સમયમાં (૧૮૯૩), મને અવલોકનથી માલુમ પડ્યું કે, અંગ્રેજી ભણેલા હિંદુસ્થાનવાસીઓ અને હિંદુધર્મવચ્ચેના છુટાછેડાદ્વારા ક્રમે ક્રમે હિંદુ ધર્મનો વિનાશ ન થવા દેવો હોય તો, હિંદુસ્થાનના યુવકોમાં વૃદ્ધિ પામતી નાસ્તિકતા અને જડવાદપરાયણતાને પહોંચી વળવાને ઉગ્ર પ્રયત્નોની આવશ્યકતા છે. હિંદુ ધર્મ વિશેના મારા વિચારો પ્રમાણે, આવશ્યક સુધારાઓના સ્વાભાવિક નેતાઓ રૂપે કાશીક્ષેત્રના પંડિતો પ્રતિ મેં મારી દૃષ્ટિ દોડાવી અને મર્હુમ સુપ્રસિદ્ધ રાવ બહાદુર પ્રમદદાસ મિત્રે પંડિતોની એક સભા એકઠી કરી અને તેમની તથા મારી વચ્ચેનું દુભાષીયાનું કામ તેમણેજ માયાળુપણે સ્વીકાર્યું. હિંદુ યુવકોની જરૂરીઆતો તેમના આગળ મેં રજુ કરી, અને તેમને મદદ આપવાનો આગ્રહ કર્યો. ટુંકામાં એટલું કહેવું બસ થશે કે દરેક સૂચનાને તેઓએ પોપટી પેરે આડકતરી રીતે ઉડાવી માંડી. સંપૂર્ણ ખિન્ન હૃદયે મેં સભાનો ત્યાગ કર્યો, તથા મને એમ લાગ્યું કે, યુવાન હિંદુસ્થાનને મદદ કરનારી કોઈ પણ સંસ્થાને તેઓ દોરવાના નથી તેમજ દોરી શકે એમ પણ નથી, તેથી એજ શ્રેષ્ટ છે કે તેમના વિના કાર્યનો પ્રારંભ કરવો. હિંદુ, હિંદુસ્થાનમાં કેલવણીની એક પજાકીય સંસ્થા કે જેથી હિંદુ બાળકોને પાશ્ચાત્ય કેળવણીમાં જે જે ઉત્તમ છે તેનું તથા સાથે સાથેજ હિંદુ શાસ્ત્રો ઉપર આધાર રાખતી ધાર્મિક અને નૈતિક કેલવણીનું જ્ઞાન થાય, એવા પ્રકારની સંસ્થા સ્થાપવાનાં અનુભવી પગલાં ભરવાનો અમારામાંનાં કેટલાકે નિશ્ચય કર્યો. આ હેતુ માટે અમે કાયદાપૂર્વક એક મંડલિ સ્થાપી તથા આ નવા માર્ગે અપાતા શિક્ષણના નિશાળના બે વર્ગો તથા કૉલેજના બે વર્ગો માટે માસિક ખર્ચની રકમ અમે અમારામાંથીજ ઉઘરાવીને એકઠી કરી; આ નાના મંડલમાં હિંદુ થીઓસોફીસ્ટો તથા પોતાના કાર્ય તથા જીવનનો દ્વારા હિંદુ ધર્મ પ્રતે પોતાનો ભક્તિભાવ દર્શાવી આપેલો એવા હિંદુ નહિ એવા

સત્યનો નિશ્ચય કરવાની જરા પણ મહેનત લીધા વિના, "અન્ય પંડિતે", યોગ્ય પુરૂષો સામે, અવિચારી રીતે સર્વ પાસા પાયા વિનાના આરોપો ફેલાવ્યા છે, એ દયાસ્પદ લાગે છે.

અમારા કાર્યની દિશા નિશ્ચિત રૂપે દર્શાવવાનું મને પૂછવામાં આવ્યું છે. અમે તદ્દન ધર્મવિમૂખતા તેમજ તદ્દન ધર્મઘેલછા, એ બેમાંના એકાદ સાથે અમારૂં એકીકરણ કરવા માગતા નથી, કારણ કે હિંદુસ્થાનની ઉન્નતિ એમાંના એકથી પણ થઈ શકે એમ અમારૂં માનવું નથી. પ્રાચીન હિંદુ ધર્મ કે જે સર્વ ધર્મો પ્રતિ સમાન દૃષ્ટિવાળો, વિશાલ મનવાળો, અન્યનો પોતામાં સમાવેશ કરવાવાળો, પ્રજ્ઞાવાન હતો, તદનુસાર હાલ વર્તીએ છીએ તથા ભવિષ્યમાં પણ વર્તવા માગીએ છીએ. અમે અમારી જાતનું કોઇ પણ પક્ષ સાથે એકીકરણ કરવા માગતા નથી, પરંતુ ઉચ્ચ ચારિત્રવાન હિંદુ ગમે તો તે ધર્મોન્મુખ વા ધર્મ વિમુખ હોય તોપણ જો તે ધાર્મિક અને નૈતિક ઉપદેશના આધાર રૂપ શ્રુતિ સ્મૃતિનાં પ્રમાણોને આધાર તરીકે સ્વીકારતો હોય તો, એવા કોઇ પણ હિંદુની સહાનુભૂતિને અમે આવકારદાયક ગણીશું. મારી સંપૂર્ણ ખાત્રી છે કે, એકજ વિભાગનો ધર્મ ચુસ્તપણાનો વાવટો ઉરાડવાને લીધે હિંદુસ્થાન ભડકી રહ્યું છે, કારણ કે શ્રુતિ અને સ્મૃતિ સર્વ પાસા સ્વીકારાય છે તોપણ, જીંદગીની રીત ભાતો, નિયમો, રૂઢિયો ભિન્નભિન્ન હોય છે, અને જે એક વાત કાશીક્ષેત્રમાં ધર્માચારરૂપ મનાય છે, તેજ ત્રાવણકોરમાં ધર્માચાર રૂપ મનાતો નથી. આધુનિક અને એકાદ વિભાગના હિંદુધર્મના આધાર ઉપર નહિ પરંતુ પ્રાચીન અને સર્વ માન્ય હિંદુ ધર્મમાં અમારો આધાર છે, અને તે પણ વિશાલતાથી સર્વનો સમાવેશ કરતા હિંદુ ધર્મના આશ્રયમાં છીએ, કે જે દરેક મત પંથ સંપ્રદાયનાં મનુષ્યોને ખુશીથી આવકાર આપે છે. હિંદુસ્થાનના દરેક વિભાગમાંથી અમારા વિદ્યાર્થીઓ અત્રે આવે છે તથા અમારા પ્રોફેસરો અને શિક્ષકોમાં પણ તેમજ હોય છે. તેમને તેમનાં કુટુમ્બો અને રૂઢિયોથી દૂર કરે એવા નજીવા એકજ વિભાગના નિયમો અમારાથી તેમની પાસે બળબળે પળાવી શકાયજ નહિ. દરેક પ્રકારના વિવિધ અભિપ્રાય ધરાવતા ખરા હિંદુઓને એકત્ર કરવા માટે અમારૂં અસ્તિત્વ છે, અને વિરોધ ઉત્પન્ન કરતી દિવાલો કે જે ક્યારનીએ અસ્પષ્ટ છે, તેમને પ્રબલ બનાવવાનું અમારૂં કાર્ય નથી. અમે હિંદુઓની એક એવી જાતિ બાંધવા માગીએ છીએ કે જે, મત પંથ કરતાં હિંદુ ધર્મમાં વિશેષ પ્રેમ રાખશે, બહિર્ આડંબર કરતાં ધર્મમાં વધારે પ્રીતિવાન થશે, દેખાડવાના વાક્પાંડિત્ય કરતાં સત્ય વિદ્યાનું વધારે પ્રેમથી સેવન કરશે, અમુક એક ઇલાકો, ઢોંગ અને દાવ પેચ કરતાં, દેશ, સત્ય તથા આબરૂ માટે વધારે પ્રેમ પામશે. સુધારાના શિખરે ચઢેલાઓ ધર્મચૂસ્તપણા માટે અમારો તિરસ્કાર કરે છે; ધર્મઘેલા પ્રાચીનો ધર્મવિમૂખતાને લીધે તિરસ્કાર કરે છે; આ ઉભય અંતનો તિરસ્કાર સ્પષ્ટ દર્શાવી આપે છે કે, અમે મધ્યમ પંથે પળીએ છીએ, અને તેજ શ્રેષ્ઠ માર્ગ છે. માત્ર આધીન હિંદુઓ એકત્ર થઇ શકશે, તથા એક પ્રબલજાત જમાવી શકશે, અને તેમાં પણ આવશ્યક બાબતોમાં ઐક્યતાથી તથા અનાવશ્યક બાબતોમાં સહનશીલતાથી વર્તશે.

અંગ્રેજી ભણેલા હિંદુઓની ધાર્મીક કેળવણીમાં જો પંડિતો તેમનું નિયામક રૂપેનું

યોગ્યસ્થાન લેશે તો મારા જેટલું અન્ય કોઇ પણ આનંદિત થશે નહિ, પરંતુ તેઓ તે ધારણ કરવાની દરકારવાળા નથી તેથી અમે તેમનાથી ઉપેક્ષિત કાર્યને ઉપાડી લીધું છે, તેમાં અમારો કોઈ પ્રકારનો દોષ નથી. અમારાથી બની શકે તેટલી ઉત્તમ રીતે આ કાર્ય અમે કરીએ છીએ, તથાપિ તેમાં નિઃસંશય ઘણી ખામીઓ રહી જતી હશે. જો તેઓ સલાહ આપશે, મદદ કરશે, નિવેદન કરશે તો, અમે તેમને સંપૂર્ણ આભાર તથા માન સહિત આવકાર આપીશું તથા માનનું સ્થાન પણ તેમને સ્વાધીન કરીશું. જો અમારા કાર્યથી તેઓ માનભરી સ્પર્ધા માટે જાગ્રત થયા હશે તો તે પણ ઉત્તમ છે. શ્રેષ્ટ મનુષ્યોને, પોતે કંઇ પણ કર્યા વિના અમારા કાર્યમાંથી માત્ર છીદ્રાન્વેષણ કરીને નહિ પરંતુ ઉત્તમ પ્રકારે કાર્ય કરી બતાવીને અમને માર્ગ બતાવવા દો.

એની. બીસેન્ટ.

પ્રેસીડન્ટ બોર્ડ ઓફ ટ્રસ્ટીઝ,

સેન્ટ્રલ હિંદુ કોલેજ, કાશીક્ષેત્ર

(૨)

સાહેબ,

સેન્ટ્રલ હિંદુ કોલેજ સામે જે એક તકરાર ઉઠાવવામાં આવે છે, અને જેનો ખુલી રીતે મીસીસ. બીસેન્ટ પોતાની જાતે જવાબ આપી શકતાં નથી, અને જો તેઓ કદાચ એમ કરે તો, અત્યાર સુધીમાં અમારે વિશે કેટલાક વિભાગોમાં જે ગેરસમજ પ્રસરવા પામી છે તેમાં ઘણી વૃદ્ધી થઇ પડે એમ હોવાથી, આપના પત્રમાં તેનો પ્રત્યુત્તર આપવાની હું રજા લઉં છું

સેન્ટ્રલ હિંદુ કોલેજના સંબંધમાં એવો બાધ લેવામાં આવે છે કે, અંગ્રેજમાં જન્મેલી એક વ્યક્તિ એ સંસ્થાનો નેતા છે, તથા આ વાત અને એ સંસ્થાના હિંદુપાયા વચ્ચે અમુક અસંબદ્ધતા લાગે છે. હું એટલોજ ઉત્તર આપું છું કે આ અસંબદ્ધતા, અંગ્રેજ પ્રજા આ ભૂમિની રાજ્યકર્તા પ્રજા છે, તથા અંગ્રેજ અધિકારીઓ હિંદુ અને મુસલમાન કાયદાઓને પ્રવર્તાવે છે, એ અસંબદ્ધતાના કરતાં જરા પણ વધારે નથી. સામાન્ય લોકોત્સાહ, જાત અને દેશ માટેનો યથાર્થ પ્રેમ અને તદનુસાર નાયકત્વની શક્તિ, કાર્યોત્પાદન શક્તિ, ઐક્યનો સહાનુભૂતિનો, એકઠા જમાવી રાખવાનો જુસ્સો, જુદા જુદા અને તેટલા માટે અસહકારક રીતે કાર્ય કરતા મંડળની નિયામક શક્તિ, એ સર્વનો, હિંદુ પ્રજાનો એક સમૂહરૂપે વિચાર કરતાં હવે તો ઘણાં સૈકાં થયાં તેમનામાંથી વિનાશ થયો છે, એ સર્વ તેના હાથમાંથી જતું રહ્યું છે એ એક ખાસ સત્ય વાત છે, તથા તેને આ-

થતાં આત્મા પરકાળે વિધમાન રહે છે, જો કે પરકાળે આત્મા શું અવસ્થાએ રહે છે તે સબધે અનેક મતભેદ છે છતાં પણ દેહાતિરિકત, દેહ સ્થિત આત્મા વિનાશ શુન્ય-અમર એને તો ઉપર જણાવેલા બીજા ધર્મો પણ સ્વિકાર કરે છે.

આ તત્વના મુખ્ય વિરોધી વૈજ્ઞાનિકો છે. તેઓનું માનવું એમ છે કે શરીરાતિરિકત બીજું કાઈ નથી શરીરાતિરિકત આત્મા જુદો છે તે વિષયે કાંઇ પ્રમાણુ નથી.

વર્તમાન સમયે વૈજ્ઞાનિકો મહા સમર્થ છે પૃથ્વીના સઘળા ધર્મો એક બાજુએ અને વૈજ્ઞાનિકો બીજી બાજુએ સમર્થ પ્રતિસ્પર્દ્ધિપણુ કરી રહ્યા છે. તેઓના પ્રચંડ પ્રતાપે પૃથ્વીના સઘળા ધર્મોને જરા હઠવું પડયુ છે છતાં પણ વિજ્ઞાન કરતા ધર્મની મહત્તા ઉત્કૃષ્ટ મનાએલી છે બીજી બાજુએ ધર્મની મહત્તા તરફ જ ધ્યાન આપીને વિજ્ઞાનનો આપણે પરિત્યાગ પણ કરી શકતા નથી મતલબ કે ધર્મ પણ સત્ય અને વિજ્ઞાન પણ સત્ય છે. હવે આ જગ્યાએ આપણે એટલુ વિચારવાનું છે કે દરેક પક્ષમાં કેટલું સત્ય સમાયેલું છે. જ્યારે આપણા નવિન સુધારકો તરફ આપણુ ધ્યાન ખેંચાય છે ત્યારે તો આપણે જાણી શકીએ છીએ કે તેઓ વિજ્ઞાન શીખેલા હોય કે ન હોય પણ તેઓની શ્રદ્ધા ધર્મ કરતા વિજ્ઞાન પક્ષે વધારે જોઇએ છીએ વિજ્ઞાનના પરિણામે રેલવે ટેલીમાફ સ્ટીમર વગેરેના વ્યહવારે કરીને નાણાની પ્રાપ્તી છે માટે તેઓના મતે તો વિજ્ઞાન જ શ્રેષ્ટ છે. જ્યારે વર્તમાન સમય શિક્ષિત સંપ્રદાય જ બહુધા આ પત્રના વાંચક છે તો વિજ્ઞાન આત્મવાદનો જે જે પ્રતિવાદ કરે છે તેનો વાસ્તવીક વિચાર થવો ઉચિત છે.

આ વિચારે પ્રથમ એ જ સમજવુ જરૂરનું છે કે હાલ આત્માની વ્યાખ્યા શી રીતે થાય છે અને હિંદુઓ આત્માને કેવા સ્વરૂપમા સમજે છે.

હિંદુ દાર્શનિકો આત્માને આ પ્રમાણે સમજે છે अहं प्रत्यय विषयाहम्पद्रे प्रत्यय लक्षितार्थः। અર્થાત "હુ" કહેતા જે સમજાય-વાસ્તવિક જે 'હું' તે જ આત્મા. આ સબધી કાંઈક વિશેષ ખુલાસો આપેલો ઉપયોગી ગણાશે

હું દુઃખ ભોગવુ છું પણ હુ જે દુઃખનો ભોકતા તે કોણ? બાહ્ય પ્રકૃતિ ભિન્ન બીજુ કાંઇ તો તારી ઇંદ્રિય ગોચર નથી. તુ કહે છે કે "હુ બહુ દુખ ભોગ કરૂ છુ, અથવા ઘણો સુખી છું" પણ હું તો એક મનુષ્ય દેહ સિવાય બીજી કાંઈ પણ એવી સામગ્રી તારામાં જોઈ શકતો નથી કે જેને વાસ્તવિક રીતે "હું" કહેવાને તુ વાજબી હો. તારો દેહ અને દૈહિક પ્રક્રિયા એટલું જ માત્ર હું તારામાં જોઈ કે સમજી શકૂ છુ ત્યારે શું તારા આ દૃષ્ટિગોચર દેહને જ સુખ દુઃખનો ભોકતા સમજુ ?

તારૂ મૃત્યુ થતાં તારો આ દેહ તો પડી જ રહેવાનો પણ તે વખતે તો તેનાં સુખ દુઃખ ભોગવવાના કાંઈ પણ લક્ષણુ જણાતા નથી વળી વિચાર કરી જો કે હમણાં તને કોઈ અપમાન કરે તો તારા આ દશ્ય દેહને તો કોઈ રીતનો વિકાર થયેલો દેખાય

તેમના વિના ચાલે તેમ નથી પણ હું ખાસ ભાર મૂકીને સ્પષ્ટ કહેવા માગું છું કે, તેના નહિ તેમ છતા પણ તું દુખી તો થવાનો જ આ ઉપરથી સમજી શકાય છે કે તારો દેહ તો સુખ દુખનો ભોગવનાર નથી પણ તે ભોગવટો કરનાર કોઈ સ્વતન્ત્ર છે અને તેજ ખરી રીતે ' તું " જેને " હું " કહી શકે પણ આ જે તારો દૃશ્ય દેહ તે તો " તું " નહિ જ

આ પ્રમાણે સઘળા જીવોનું સમજવુ આ ઉપરથી જાણી શકાય છે કે આ જગતનો કાંઇક અંશ ઇંદ્રિય ગોચર છે, જ્યારે કાંઇક અંશ અનુમેય માત્ર છે પણ ઇંદ્રિયગોચર નથી અને સુખ દુખનો ભોક્તા છે જે સુખ દુખનો ભોક્તા તેજ આત્મા આ રીતે એક સ્થૂળ વ્યાખ્યા ઠીક થવાથી આપણી ચરચાને આગળ વધારવી

આત્મતત્વ વિષયે આટલી સ્થૂળ વાતનો સ્વીકારતો ખ્રિસ્તિ વગેરે સૌ ધર્મ કરે છે, પણ તે ઉપરાંત એક ઘણી જ સૂક્ષ્મ અને અતિ ચમત્કારી વાત તો ફક્ત હિંદુ ધર્મમાં જ છે ત્યાં સુધી હજી બીજો કોઇ પણ ધર્મ આવી શકયો નથી, આજ તત્વ અતિ ઉન્નત ઉદાર અને વિશુદ્ધ છે જેના ઉપર વિશ્વાસ માત્રથી જ મનુષ્ય જન્મ સાર્થક થાય છે હિંદુ સિવાય બીજી કોઈ જાતિ એ મહત્વનો અનુભવ લઈ શકી નથી જે જે કારણોએ કરીને હિંદુ ધર્મ આ જગતમાં અન્ય સઘળા ધર્મો કરતાં શ્રેષ્ઠ છે તે કારણોમા આ એક ગુરૂત્તર કારણ છે એ તત્વ હવે આપણે જોઇએ

આત્મા તો સૌને છે તુ જયારે મારાથી ભિન્ન છે ત્યારે તારો આત્મા મારાથી ભિન્ન જ છે પણ ભિન્ન હોવા છતા પ્રકૃત રૂપે ભિન્ન નથી વિચાર કરે કે બહુ સંખ્યામાં ખાલી પાત્રો પડેલા છે તે સઘળાઓની અંદર આકાશ તો છે જ એક પાત્રાભ્યંતરસ્થ આકાશ પાત્રાંતરસ્થ આકાશથી તો ભિન્ન જ છે પણ પ્રથક હોવા છતા પણ સઘળા પાત્રસ્થ આકાશ જાગતિક આકાશનો જ અંશ છે પાત્રો ભંગ થતા વાત જ કોઇ પણ જાતનું પાર્થક્ય રહેતુ નથી સઘળા પાત્રસ્થ આકાશ જાગતિક આકાશથી અભિન્ન છે એ પ્રમાણે ભિન્ન ભિન્ન જીવગત આત્મા પરસ્પર પ્રથક હોવા છતા પણ જાગતિક આત્માનો અંશ છે દેહ બંધન વિમુક્ત થતાં જ જાગતિક આત્મામા વિલિન થાય છે એ જગદાત્માને હિંદુ દાર્શનિકો પરમાત્મા કહે છે જીવ દેહસ્થાઈ આત્મા જયાં સુધી પરમાત્મામાં વિલિન ન થાય ત્યાં સુધી તેને જીવાત્મા કહે છે

હવે આ જીવાત્મા શુ નશ્વર કહેવાય? દેહનો ધ્વંસ થતાં શુ તેનો ધ્વંસ થયેલો ગણાય? તેનો સહેલો ઉત્તર એટલો જ છે કે જે અવિનશ્વરનો અંશ તે કદી નશ્વર ગણાય જ નહિ જો જાગતિક આકાશ અવિનશ્વર હોય તો ભાંડસ્થ–પાત્રસ્થ આકાશ પણ અવિનશ્વર જ છે જો પરમાત્મા અવિનશ્વર છે તો તદંશ જીવાત્મા પણ અવિનશ્વર જ છે

આ જ હિંદુ ધર્મનું ચમત્કારી રહસ્ય છે, બીજો કોઈ પણ ધર્મ આ અત્યુત્તમ તત્વના પડછાયામાં પણ આવી શકયો નથી. આપણે પાછળ જોઈ શકીશું કે આના કરતાં

ઉન્નત તત્વ મનુષ્ય જાત કે તત્વોની અંદર બીજું નથી. પ્રાચિન ઋષિઓ કહી શકે છે કેઃ—"અમે કદી બીજું કાંઈ પણ ન કરતાં ફક્ત આટલી વાતનો જ જો પૃથ્વીમાં પ્રચાર કરી શક્યા હોત તો તેટલાથી જ અમે સઘળા મનુષ્યોની ઉપર આસન મેળવવાને યોગ્ય થઈ શકતે." વાસ્તવિક રીતે આ તત્વની આલોચના કરનારાઓની મનુષ્ય મધ્યે ગણના કરવી તે ઉચિત નથી પણ તેઓને દેવતા કહેવાની ઈચ્છા થાય છે.

હવે આપણે બીજી બાજુએ જોઈએ. વૈજ્ઞાનિકો આ સંબંધે શું કહે છે, તેઓ કહે છે કે મૂળમાં આત્માના અસ્તિત્વનું જ પ્રમાણ નથી. પ્રમાણ વગર કોઈ વાતનો સ્વિકાર કરવો કર્ત્તવ્યથી ઉલટું છે. જ્યાં આત્માના અસ્તિત્વનો જ સ્વિકાર નથી ત્યાં આત્માની અવિનાશીતા, જીવાત્મા, પરમાત્મા, વગેરે વાતોનું વધારે મૂલ્ય નથી. એ શ્રેણીના એક જગદ્ વિખ્યાત લેખકની આત્માના અસ્તિત્વના સ્વિકાર માટે જે જે આપત્તિ છે તે વિશદરૂપે સમજાવી છે. વાંચનારાને ઇચ્છા હોય તો The Essay on Religion નું પાનું ૧૯૭ મું વાંચવું એ ઉપરથી વાંચનારાને જણાશે કે એ વિચારનું તાત્પર્ય એટલું છે કે આત્માના અસ્તિત્વનું પ્રમાણ નથી એટલે તેનું અસ્તિત્વ અસિદ્ધ છે. તે સિવાય એ તકરાર દ્વારા આત્માનું અનસ્તિત્વ સાબીત થતું નથી: આત્મા નથી એમ તો મી. મીલ, કે બીજું કોઇ પણ કહી શક્યું નથી ઉપરના વિચારોથી આત્માનું અનસ્તિત્વ સિદ્ધ થતું નથી તે તો મીલ પોતે જ લખી ગયો છે.

જડવાદીની સઘળી તકરારો આ જગ્યાએ ઉડી ગઇ ગણાય પણ તેનાથી આત્મવાદીઓ જયી થઇ ગયા તેમ પણ નથી. પ્રથક આત્મા નથી અથવા તે નાશવંત છે એમ કહેવાનો કોઇનો અધિકાર નથી એટલું સાબીત થયું પણ આત્મા એક સ્વતંત્ર પદાર્થ છે અને તે અવિનાશી છે એવું સાબીત થયું નથી. તું કહે છે કે આત્મા એક સ્વતંત્ર પદાર્થ છે અને તે અવિનાશી છે એનું પ્રમાણ શું?

હજારો વર્ષો થયાં પૃથ્વીની સઘળી સભ્ય જાતીની અંદર આ પ્રમાણ સચવાઇ રહેલું છે પણ વૈજ્ઞાનિકોએ તેને અપ્રચુર કહી ઉડાવી દીધેલું છે. વૈજ્ઞાનિકો સત્યવાદી અને પ્રમાણ સંબંધે સુવિચારક છે તેમાં તો કાંઇ શક નથી. એવું છતાં પણ તેઓ જડવાદીપણાને શા માટે વળગી રહ્યા છે તે પણ આપણે જાણવું જોઈએ.

એ સમજવા પહેલાં સમજવું જોઇએ કે પ્રમાણ એટલે શું? જે દ્વારાએ કોઇ પણ વિષયનું જ્ઞાન જન્મે તેજ તેનું પ્રમાણ છે. હું આ પુષ્પ જોઈ શકું છું, એમ બોલતાં જાણી શકાય છે કે, પુષ્પ છે પ્રત્યક્ષ દૃષ્ટિ જ. આ ઠેકાણે પુષ્પના અસ્તિત્વનું પ્રમાણ છે. મેં ઘરમાં સુતાં સુતાં મેઘ ગર્જના સાંભળી તેનાથી જાણી શકાય છે કે આકાશમાં મેઘ છે આ ઠેકાણે મેઘ મારા પ્રત્યક્ષનો વિષય નથી. પણ મેઘની ધ્વની મારા પ્રત્યક્ષનો વિષય છે. પ્રત્યક્ષ ભાવ હોવા છતાં પણ મેઘ વિષયક જ્ઞાન જન્મવાનું કારણ પૂર્વોક્ત પ્રત્યક્ષ પાસે અનુમાન છે જ્યારે જ્યારે આ પ્રમાણે ગર્જના ધ્વની સાંભળતાં આકાશ પ્રતિ જોયું છે ત્યારે ત્યારે આકાશે મેઘ દેખાએલ છે.

આ પ્રમાણે બે જાતના પ્રમાણો આપણને જણાએલાં છે (૧) પ્રત્યક્ષ. (૨) અનુમાન. આર્ય પ્રજાએ બીજાં પ્રમાણોનો પણ સ્વિકાર કરેલો છે તે આપણે પછી જોઇશું પણ વૈજ્ઞાનિક અથવા જડવાદીઓ બીજા કાંઈ પણ પ્રમાણને સ્વિકારતા નથી. અનુમાન સંબંધી પણ તેઓનો એજ મત છે કે જે જે અનુમાનો પ્રત્યક્ષ મૂલક નથી તે અનુમાન અસિદ્ધ અથવા એ રૂપ અનુમાન હોઈ શકે નહિ આવું જડવાદીઓનું માનવું છે આ તત્વની મીમાંસા માટે યુરોપીઅનોએ એક અતિ વિચિત્ર અને મનોહર દર્શન શાસ્ત્ર તૈયાર કીધેલું છે પણ તેનું સવિશેષ ઓળખાણ આપણે અન્ય પ્રસંગે આપીશું.

અત્યારે એ તો જરૂર કબૂલ કરવું પડશે કે આત્મા ક્યારે પણ કોઇના પ્રત્યક્ષનો વિષય તો થએલ જ નથી. શરીર પ્રત્યક્ષ પણ શરીરસ્થ આત્માની પ્રત્યક્ષતા નથી. શરીર વિમુક્ત આત્માને કોઇએ ક્યારે પણ પ્રત્યક્ષ જોયેલો નથી. જે પ્રત્યક્ષનો વિષય નથી તેના સંબંધમાં પ્રત્યક્ષ મૂલક અનુમાન પણ હોઈ શકે નહિ એટલું જ નહિ પણ આત્મા સિવાય બીજા કોઈ પણ પદાર્થ સંબંધે મનુષ્યનું પ્રત્યક્ષ જાત કોઈ પ્રકારનું જ્ઞાન નથી કે જેનાથી આત્માના અસ્તિત્વનું અનુમાન કરી શકાય એ પ્રમાણે જે સઘળાં પ્રમાણો આ દેશે કે યુરોપમાં તૈયાર થયેલાં છે તે વિચાર કરતાં ટકી શકતાં નથી મતલબ કે આત્માના અસ્તિત્વ સંબંધે કાંઈ પણ પ્રમાણ નથી.*

તેટલા માટે જ વિજ્ઞાન, આત્માને શોધી શકતું નથી, તેની જ્યાં સુધી શક્તિ છે ત્યાં સુધી સંધાન કીધું છતાં વિજ્ઞાન આત્માને શોધી શક્યું નહિ; શા માટે નહિ શોધી શક્યું ? આ પ્રશ્ન અવશ્ય ઉત્પન્ન થઇ શકે છે તેનો જવાબ એટલો જ છે કે વિજ્ઞાનની તેટલી હદ સુધી ગતી શક્તિ નથી. જેની જેટલી શક્તિ તેનાથી તે કરતાં વધારે જઇ શકાતું નથી. દરીઆમાં ડુબકી મારનાર કમરે દોરડું બાંધી દરીઆમાં ડુબકી મારે છે પણ દોરડીની

* સઘળા દેશોમાં સાધારણ લોકોનું એવું માનવું છે કે મરણ પામેલા માણસનો છૂટો થયેલો આત્મા કોઇ કોઈ વખતે બીજા માણસો જોઈ કે અનુભવી શકે છે. દેહ મુક્ત આત્મા આ પ્રમાણે મનુષ્યના અનુભવમાં આવતાં અવસ્થા વિશેષે તેને ભૂત પ્રેતના નામે ઓળખે છે. વૈજ્ઞાનિકો કહે છે કે આ સઘળું ચિત્તના ભ્રમનું પરિણામ છે જેમ દોરડીમાં સર્પનું ભાન થાય છે તેમ અને એ ભ્રમજ્ઞાનેજ આ દેશના લોકો આત્માના સ્વાતંત્ર્યે વિશ્વાસ રાખે છે. પણ વર્તમાન સમયે યુરોપ અને અમેરિકામાં "સ્પીરીચ્યુએલીઝમ" તત્વનો ફેલાવો થતાં એ પ્રેતતત્વજ વિજ્ઞાનની એક શાખા થઈ પડેલી છે, અને Crookes, Walace વગેરે પ્રસિદ્ધ પ્રસિદ્ધ વૈજ્ઞાનિકોએ વિષયનાં સઘળાં પ્રમાણો એવી બારીકીથી તપાસીને નિયમસર એકઠાં કીધાં છે કે સામાવાળાને બહુ વિચારમાં ઉતરી જવું પડયું છે આ બાબત અનેક વાદ પ્રતિવાદ ચાલે છે જો કે પ્રેત પ્રત્યક્ષનું યાથાર્થ્ય હજી વૈજ્ઞાનિકોએ સ્વિકાર્યું નથી. એટલે તેને આત્માના અસ્તિત્વનાં પ્રમાણ તરીકે આ ઠેકાણે પણ ગણેલ નથી. એટલું જ નહિ પણ આવા પ્રકારનાં પ્રમાણો ઉપર ધર્મના બંધારણનું સ્થાપન કરવું વાજબી નથી. કારણ ધર્મ કોઇ વિજ્ઞાન—Science નથી તેનું બંધારણ તો તે કરતાં પણ દઢ રીતે સ્થાપિત થવું જોઇએ.

## હિંદુઓની સામાન્ય ભાષા.

લગભગ આખા હિંદુસ્થાનમાં એવી ફરીઆદ સાંભળવામાં આવે છે કે, દરેક પ્રજાને પોતાની કહી શકાય એવી અમુક ખાસ ભાષા હોય છે, પરંતુ દીલગીરીની વાત છે કે હિંદુસ્થાનને એવું કંઇ પણ નથી કે જેને તેની પ્રજાકીય ભાષાનું નામ આપી શકાય. વળી એવી પણ ફરીઆદ કરવામાં આવે છે કે, આ વિનાશકારક ઉપેક્ષાદ્વારા અશુભ પરિણામોનો સમૂહ ઉભરાઇ જાય છે અને તેમાં આધુનિક હિંદુસ્થાનમાં પ્રજાકીય જીવનની સામ્પ્રત દુ:ખદાયક ખોટ એક મુખ્ય છે.

ભાષા અને ધર્મ, પ્રજાતના સામાન્ય સંબંધ રૂપે છે, કારણું કે પ્રજાકીય જીવનના દ્રશ્ય બંધારણમાં ધર્મ કરતાં ભાષા જરા પણ થોડો અગત્યનો ભાગ બજાવતી નથી. આનું દ્રષ્ટાન્ત દૂર ખોળવા જવું પડે એમ નથી. જર્મની, નજીવાં અર્ધ સ્વતંત્ર રાજ્યોમાં વહેંચાઇ ગયલું હતું તથા વિવિધ જાતના લોકોથી વસાયલું હતું, એ કંઇ ગત સૈકાનો એક આકસ્મિક બનાવ નથી, પરંતુ સમગ્ર દેશમાં સામાન્ય જર્મન ભાષા પ્રચલિત થવાથી, દેશાભિમાની જર્મનોની દ્રઢ ખંત, તેમનું આધુનિક જર્મન સામ્રાજ્યમાં એકીકરણ કરવામાં વિજયવંત નીવડી છે; તે સામ્રાજ્ય, શકિતમાં, વિદ્યામાં, ધાર્મિક સમભાવમાં અને યથાર્થ કહેતાં બાગોએ તો વિદ્યાકલાની આગળ પડતી દરેક પ્રતિતીમાં, પાશ્ચાત્ય પ્રજામાં અગ્રસ્થાન ધરાવે છે. થોડાંક વર્ષોના અરસામાં ભાષાના ઐક્યથી જ આવો ઝગઝગતો વિજય પ્રાપ્ત કરી શકાયો છે. પરંતુ હિંદુસ્થાનમાં તો સ્થિતિ તદ્દન વિચિત્ર છે, અનેક સામાજીક વિપ્લવો તથા ઉથલ પાથલ કરી નાખનારા પ્રયત્નો પછી પણ અત્રે તો ધર્મનું ઐક્ય જળવાઇ રહ્યું છે. દેશના ઘણા ઉત્સાહી ભક્તો, હિંદુસ્થાનનો પુનરોદ્ધાર કરવાના હેતુથી, અન્ય મહાન્ ખોટ પૂરી પાડવાને હાલમાં આતુર છે,—ભાષાના ઐક્યની. પરંતુ આવા પ્રસંગોમાં ઘણી વખતે થાય છે તેમ જ્યાં રોગ ઉંડો મૂળ ઘાલી બેઠો હોય છે તથા ડોકતરો ઘણા હોય છે ત્યાં સૂચવવામાં આવતા ઉપાયો ઉપરચોટીઆં તથા ઉતાવળીયાં હોય છે. હિંદુસ્થાનની પ્રજાકીય ભાષા વિષે, કેટલાક હિંદીના પક્ષમાં છે, થોડા ઉર્દુના પક્ષમાં છે, ગણ્યા ગાંઠ્યા ગુજરાતીના પક્ષમાં છે, અને ઘણો ખરા તો અંગ્રેજીના પક્ષમાં પણ છે, વળી કેટલાક એવો આગ્રહ કરે છે કે જો ભાષાની સામાન્યતા હાલ તુરતમાં સંભવિ શકે એમ ન હોય તો, મૂળાક્ષરોની સામાન્યતા સ્થાપવી અત્યંત જરૂરની છે. અનેક વકતાઓ અને લેખકો આ દર્શાવાયલી અંતીમ દિશામાં કાર્ય કરી રહ્યા છે.

ઇતિહાસના પૂર્વકાલિન સમયથી સર્વ હિંદવાસીઓ એક અને તેના તેજ ધર્મને સંપૂર્ણ સામાન્યતાથી અનુસરતા આવ્યા છે તથા અમિત જેવા ચળકતા અક્ષરોથી ઇતિહાસ પણ પૂરાવો આપે છે કે, ઘણા લાંબા સમય પર્યંત તેમનામાં ભાષા પણ સામાન્ય હતી. એ વાત લક્ષમાં લેતાં હાલના જમાનામાં હિંદુસ્થાનના એક વિભાગના બાશંદે અન્ય વિભાગના ભાતાથી શા માટે અજાણ્યાં રહેવું જોઇએ? શું તેઓ પ્રાચીન હિંદુસ્થાનના પવિત્ર ઋષિયોના એકજ વંશમાંથી પોતાના મૂળનો સંબંધ ગોઠી કાઢતા નથી તથા શું

તેઓ ભારદ્વાજ કશ્યપ તથા અન્ય વિખ્યાત પૂર્વજોના વંશજો છીએ એમ કહેવામાં ગર્વ ધરાવતા નથી?—શું તે સુવિખ્યાત પૂર્વજોની સામાન્ય ભાષા દેવવાણી નહતી? શું એક સમયે સંસ્કૃત ભાષાને તેમના વિચારો દર્શાવવા માટે તદ્દન સંપૂર્ણ ગણવામાં આવતી ન-હતી? જો આમ નહતું તો, એકાદ આધુનિક તથા અલ્પ સ્થાયિ ભાષાને પ્રજાકીય રૂપે ગણવાની યોગ્યતા વિષે બરોબર વિચાર કરવાની જરૂર છે. અમરભાષા, ગ્રીક અથવા લાટીન ભાષાની પેઠે મરણ શરણ થઈ છે, એ કહેવું તદ્દન અવાસ્તવિક નથી?* લગ્ન વિધિ, દત્ત વિધાન, અને એવાં અન્ય સામાજીક કર્તવ્યોમાં હજુ પણ શું કાર્યકારીણી ભાષાનું સ્થાન ધરાવતી નથી? પોતાની જાતે હિંદુ, જૈન, બ્રહ્મો—આર્ય-પ્રાર્થના સમાજી અથવા બૌદ્ધ કહેવરાવતા દરેકના પંથનો વિસ્તાર કરનાર તથા પક્વ બનાવનાર, ટુંકામાં કહેતાં મા-ર્ગીઓ તો સંસ્કૃત વિના અન્ય ભાષા છે?—જ્યારે આવા અને એના જેવા ઉલટા સુલટા પ્રશ્નો મનમાં ઉભરાઇ જાય છે ત્યારે સમગ્ર સમાજનું હિત ઇચ્છનારાઓના સંસ્કૃત કરતાં અન્ય ભાષાને સામાન્ય રૂપે સ્થાપવાના પ્રયત્નો અમને તો તદ્દન ક્ષણભંગુર લાગે છે. આવા પ્રસંગોમાં, કાશીક્ષેત્રના મિત્ર ગોષ્ઠિ મંડલને આધુનિક ભૌતિક વિજ્ઞાનની (સાયન્સની) શોધોના પ્રકાશવડે તેની ખોડ ખાંપણોને સુધારાદ્વારા તથા તેના અખૂટ ભંડારમાં તેમનો સમાવેશ કરવાદ્વારા સંસ્કૃત ભાષાનો પુનરોદ્ધાર કરવાના કાર્યમાં ધન્યવાદ આપવો ઘટે છે.

લલિત મોહન મુખોપાધ્યાય.

(સેન્ટ્રલ હિંદુ કૉલેજ મેગેઝાઇન.)

---

*લંડનની યુનિવર્સીટી કૉલેજના સંસ્કૃત પ્રોફેસર, ઈ. જે. રેપસન, કે જેઓ પ્રાચીન સિક્કાના સંબંધમાં પણ એક મોટા આધાર રૂપે ગણાય છે, તેમણે નવમી ફેબ્રુઆરીને દિવસે રોયલ એશિયાટીક સોસાયટી આગળ વિદ્વત્તાપૂર્ણ નિબંધ વાંચતા, દૃઢતાથી આવા વિચારને ટેકો આપ્યો હતો કે, સંસ્કૃતને જીવતી પરંતુ "મરેલી" ભાષા રૂપે ગણવાની નથી, મધ્ય કાલિન યુરોપમાં લાટિન ભાષાના તદ્દન ટીકા વિષયક તથા કૃત્રિમ પુનરોદ્ધાર રૂપે નહિ પરંતુ પ્રાચીન હિંદુસ્થાનમાં પ્રથમમાં પ્રથમ જણાયલી ભાષાના હકદાર વારસ રૂપે છે, જે અન્ય મહાન્ ભાષાઓના ઇતિહાસમાં માલૂમ પડે છે તેમ યથાક્રમ વૃદ્ધિ પામી છે......—પ્રો. રેપસને સમગ્ર વિષય વિચારના પરિણામ રૂપે એવી ખાત્રી થતી જણાવી કે, વૈયાકરણી-ઓની મહેનતદ્વારા નિશ્ચિત સાહિત્ય વિષયક સ્વરૂપમાં સંસ્કૃત ભાષા ગોઠવાયા પછી, સૈકો સુધી ઉત્તર હિંદુસ્થાનના મોટા ભાગમાં શિષ્ટ પુરુષોની ભાષા રૂપે તે ગણાવા લાગી.

પાયોનીયર, માર્ચ ૧૧—૧૯૦૪.

ઉત્તમાંગમાંથી આવી મધ્યમાંગમાં રહી પાછું ઉપવીત કનિષ્ઠાંગ સુધી પોહોંચે છે. આમાં પણ વૈદકીય નિયમનું અનુકરણ હોય એમ ભાસે છે; પરંતુ તેમાં ઉંડા ઉતરવામાં વિષય નીરસ થઈ જાય એ બીતિ પ્રાપ્ત થાય છે. તો પણ એટલું કહેતાં હરકત નથી કે ઉપવીત ધારણ કરાય છે તે ડાબા ખભા ઉપર થઈ, નીચે હૃદેશ નજીક થઈ, પાછું જમણા પાસા સુધી પોહોંચી લટકે છે. આ ઉપરથી માત્ર એટલું સિદ્ધ થાય છે કે વાત, પિત્તને કફને વિરૂદ્ધ ભાવ ન થાય અને સમભાવે વર્તે એમ રાખવાના ઉદ્દેશથી આ પ્રમાણે જનોઈ ધારણ કરવાની રીતિ ગ્રહણ થઈ હશે; સમષ્ટિનાં સૂર્ય, ચંદ્ર વાયુ એનાં અહર્નિશ વહ્યા કરતાં તત્વો વ્યષ્ટિનાં તેજ પ્રમાણે કામે લાગેલ તત્વો સાથે-પિત્ત, કફ, વાત—સાથે સંબંધ ધરાવે છે, અને એક બીજાને અનુકૂલપણે વર્તવું એ જ પ્રકૃતિનો નિયમ છે એમ જાણે ઉપવીત પોતે જ સુચવતું હોય નહિ એવી તે ધારણ કરવાની ક્રિયા અને રીતિ બ્રાહ્મણોએ પસંદ કરી હોય એમ લાગે છે.

હવે અર્ઘ્ય આપવાની ક્રિયા પાણી વડે થાય છે તેનું કારણ શું હશે ? પાણી જ કેમ, અને બીજો કોઈ પાર્થિવ આદિ પદાર્થ પસંદ ન કર્યો ? સૂર્ય તેજ; સૂર્યમાંથી વેહેતા પ્રાણતત્વને વ્યષ્ટિ સમષ્ટિમાં આવ જા કરવા માટે વચ્ચે જે આકાશનો માર્ગ છે તે આવરણ રૂપી છે; અને તેમાંથી પાર્થીવ પદાર્થ આવ જા નજ કરી શકે એમ પદાર્થ—વિજ્ઞાનની સહાય વિના પણ સામાન્ય સમજથી પ્રત્યેક મનુષ્ય કહેવા સમર્થ છે. વળી જળને ઉપર ચઢવાની નીચે ઉતરવાની હરેક ક્રિયા કરવાનું વરાળ ઇત્યાદિદ્વારા સહેલ થાય છે તે આપણે સર્વે જાણીએ છીએ.

ત્યારે વાયવીય કેમ નહિ ? એ પ્રશ્ન સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય છે. પણ તેનું તો સમાધાન માત્ર એટલું જ છે કે વાયુ સ્થિર નથી અને એટલો અસ્થિર છે કે તેમાં આવાહન કરી તેના અર્ઘ્ય આપવા ધાર્યા હોય તો પણ તેનાથી ધારેલી અર્થ સિદ્ધિ થઈ શકતી નથી. અને તેથી ઉલટું જળ તો કરેલ આવાહન, ખેંચી ગાંઠે ધારણ કરાવેલ પ્રાણ તત્વ એ બધાંને પોતાના અનુસંધાનમાં સ્થિર રાખે છે. આ સ્થિરપણું જો કે આત્યંતિક નથી તો પણ વાયુના અસ્થિરપણા આગળ જોઇએ તેવું છે. વળી એમ શંકા ધરાવાય કે પાર્થીવ દ્રવ્ય તો વધારે સ્થિર છે તો તેનું સમાધાન એમ કરવું યોગ્ય લાગે છે કે સમનું આકર્ષણ નહિ પણ પરાકર્ષણ; અને વિષમનું આકર્ષણ થાય છે; તે અનુસાર પૃથ્વીનું બનેલ મનુષ્ય સૂર્યને અર્ઘ્ય આપતાં વિષમ જળની સહાય લે છે. અને પૃથ્વી ઉપર જે સૂર્યની રશ્મિઓ અસર કરે છે તેથી ભિન્ન અસર જળ ઉપર કરે છે એ વાત સુસિદ્ધ છે.

હવે આ વિષય લાંબો કરવો યોગ્ય ન લાગવાથી વળી પ્રસંગોપાત્ત કોઈ બીજે અવસરે એનું વધારે સ્પષ્ટીકરણ કરી બતાવવા ધારણા છે.

# પૂર્વનું જ્ઞાન.

(ભાષાંતર.)*

## ૧

### આત્મજય.

બલવાન પુરૂષ કરતાં જલદીથી ક્રોધી નહિ થનાર મનુષ્ય ઉત્તમ અને નગર જીતનાર પુરૂષ કરતાં, આત્મા ઉપર જય મેલવનાર ઉત્તમ છે.

Prov. XVI. 32.

મનુષ્ય પોતાની જાતને વ્હાલી ગણતો હોય તો તેણે તેની જાતની લક્ષપૂર્વક તપાસ રાખવી.

પ્રથમ તો મનુષ્યે પોતાની જાતને જ યોગ્ય વરતુ તરફ દોરવવી.

અને પછી બીજાને ભલે શીખવે. આ રીતે સુજ્ઞ પુરૂષ દુઃખી થશે નહિ.

જે પ્રમાણે મનુષ્ય બીજાને વર્તન કરવાને શીખવે તેજ પ્રમાણે જો પોતે વર્તન કરે તો પોતે આત્મસંયમી હોઈ, બીજાને વશ રાખી શકે. કારણ કે સ્વાત્મ સંયમ અતિદુષ્કરછે.

આત્માજ આત્માનો નિયંતા છે. બીજો કોણ નિયંતા હોઈ શકે?

યોગ્ય મનુષ્યનેજ લભ્ય એવા નિયંતાને, સંપૂર્ણ રીતે આત્મસંયમથી, મનુષ્ય પ્રાપ્ત કરી શકે.

મનુષ્ય પોતેજ દુષ્ટ કર્મનો કર્તા છે તેમજ વળી ભોક્તા છે.

દુષ્ટ કામને બંધ રાખનાર તેમજ પોતાની જાતને પવિત્ર બનાવનાર પણ મનુષ્યજ છે. મનુષ્ય પોતાની મેળેજ પવિત્ર અથવા અપવિત્ર થઈ શકે. બીજાને પવિત્ર બનાવવાને કોઈ પણ શક્તિવાન નથી.

બીજાના મહાન્ ધર્મને (ફરજને) વાસ્તે પણ મનુષ્યે સ્વધર્મનો ત્યાગ કરવો નહિ. પોતાના ધર્મને જાણીને મનુષ્યે સ્વધર્મપ્રતિ અહર્નિશ ધ્યાન રાખવું.

જો એક મનુષ્ય રણસંગ્રામમાં સહસ્ર મનુષ્યને સહસ્રવાર જીતે અને બીજો મનુષ્ય આત્મા ઉપર જય મેળવે તો બીજો મનુષ્ય સઘળા જીતનારામાં શ્રેષ્ઠ છે.

* લેખક—રા. રા. મણિલાલ નથુભાઈ દોસી, બી. એ.

ઉત્તમાંગમાંથી આવી મધ્યમાંગમાં રહી પાછું ઉપવીત કનિશંગ સુધી પોહોંચે છે. આમાં પણ વૈદકીય નિયમનું અનુકરણ હોય એમ ભાસે છે; પરંતુ તેમાં ઉંડા ઉતરવામાં વિષય નીરસ થઇ જાય એ ભીતિ પ્રાપ્ત થાય છે. તો પણ એટલું કહેતાં હરકત નથી કે ઉપવીતધારણ કરાય છે તે ડાબા ખભા ઉપર થઇ, નીચે હૃદેશ નજીક થઇ, પાછું જમણા પાસા સુધી પોહોંચી લટકે છે. આ ઉપરથી માત્ર એટલું સિદ્ધ થાય છે કે વાત, પિત્તને કફને વિરૂદ્ધ ભાવ ન થાય અને સમભાવે વર્તે એમ રાખવાના ઉદેશથી આ પ્રમાણે જનોઈ ધારણ કરવાની રીતિ ગ્રહણ થઈ હશે; સમષ્ટિનાં સૂર્ય, ચંદ્ર વાયુ એનાં અહર્નિશ વણા કરતાં તત્વો વ્યષ્ટિનાં તેજ પ્રમાણે કામે લાગેલ તત્વો સાથે-પિત્ત, કફ, વાત—સાથે સંબંધ ધરાવે છે, અને એક બીજાને અનુકૂલપણે વર્તવું એ જ પ્રકૃતિનો નિયમ છે એમ જાણે ઉપવીત પોતે જ સુચવતું હોય નહિં એવી તે ધારણ કરવાની ક્રિયા અને રીતિ બ્રાહ્મણોએ પસંદ કરી હોય એમ લાગે છે.

હવે અર્ધ્ય આપવાની ક્રિયા પાણી વડે થાય છે તેનું કારણ શું હશે? પાણી જ કેમ, અને બીજો કોઈ પાર્થિવ આદિ પદાર્થ પસંદ ન કર્યો? સૂર્ય તેજ; સૂર્યમાંથી વહેતા પ્રાણતત્વને વ્યષ્ટિ સમષ્ટિમાં આવજા કરવા માટે વચ્ચે જે આકાશનો માર્ગ છે તે આવરણ રૂપી છે; અને તેમાંથી પાર્થિવ પદાર્થ આવ જા નજ કરી શકે એમ પદાર્થ—વિજ્ઞાનની સહાય વિના પણ સામાન્ય સમજથી પ્રત્યેક મનુષ્ય કહેવા સમર્થ છે. વળી જળને ઉપર ચઢવાની નીચે ઉતરવાની હરેક ક્રિયા કરવાનું વરાળ ઇત્યાદિદ્વારા સહેલ થાય છે તે આપણે સર્વે જાણીએ છીએ.

ત્યારે વાયવીય કેમ નહિં? એ પ્રશ્ન સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય છે. પણ તેનું તો સમાધાન માત્ર એટલું જ છે કે વાયુ સ્થિર નથી અને એટલો અસ્થિર છે કે તેમાં આવાહન કરી તેના અર્ધ્ય આપવા ધાર્યો હોય તો પણ તેનાથી ધારેલી અર્થ સિદ્ધિ થઈ શકતી નથી. અને તેથી ઉલટું જળ તો કરેલ આવાહન, ખેંચી ગાંઠ ધારણ કરાવેલ પ્રાણ તત્વ એ બધાંને પોતાના અનુસંધાનમાં સ્થિર રાખે છે. આ સ્થિરપણું જો કે આત્યંતિક નથી તો પણ વાયુના અસ્થિરપણા આગળ જોઇએ તેવું છે. વળી એમ શંકા ધરાવાય કે પાર્થિવ દ્રવ્ય તો વધારે સ્થિર છે તો તેનું સમાધાન એમ કરવું યોગ્ય લાગે છે કે સમતું આકર્ષણ નહિં પણ પરાકર્ષણ; અને વિષમનું આકર્ષણ થાય છે; તે અનુસાર પૃથ્વીનું ખ નેલ મનુષ્ય સર્વને અર્ધ્ય આપતાં વિષમ જળની સહાય લે છે. અને પૃથ્વી ઉપર જે સૂર્યની રશ્મિઓ અસર કરે છે તેથી ભિન્ન અસર જળ ઉપર કરે છે એ વાત સુસિદ્ધ છે

હવે આ વિષય લાંબો કરવો યોગ્ય ન લાગવાથી વળી પ્રસંગોપાત્ત કોઈ બીજે અવસરે એનું વધારે સ્પષ્ટીકરણ કરી બતાવવા ધારણા છે.

# પૂર્વનું જ્ઞાન.

( મળેલું. )*

૧

## આત્મજય.

બલવાન પુરૂષ કરતાં જલદીથી ક્રોધી નહિ થનાર મનુષ્ય ઉત્તમ અને નગર જીતનાર પુરૂષ કરતાં, આત્મા ઉપર જય મેલવનાર ઉત્તમ છે.

Prov. XVI. 32.

મનુષ્ય પોતાની જાતને વ્હાલી ગણતો હોય તો તેણે તેની જાતની લક્ષપૂર્વક તપાસ રાખવી.

પ્રથમ તો મનુષ્યે પોતાની જાતને જ યોગ્ય વસ્તુ તરફ દોરવવી.

અને પછી બીજાને ભલે શીખવે. આ રીતે સુજ્ઞ પુરૂષ દુઃખી થશે નહિ.

જે પ્રમાણે મનુષ્ય બીજાને વર્તન કરવાને શીખવે તેજ પ્રમાણે જો પોતે વર્તન કરે તો પોતે આત્મસંયમી હોઈ, બીજાને વશ રાખી શકે. કારણ કે સ્વાત્મ સયમ અતિદુષ્કરછે.

આત્માજ આત્માનો નિયંતા છે. બીજો કોણ નિયંતા હોઈ શકે?

થોડા મનુષ્યનેજ લભ્ય એવા નિયંતાને, સંપૂર્ણ રીતે આત્મસયમથી, મનુષ્ય પ્રાપ્ત કરી શકે.

મનુષ્ય પોતેજ દુષ્ટ કર્મનો કર્તા છે તેમજ વળી ભોક્તા છે.

દુષ્ટ કામને બંધ રાખનાર તેમજ પોતાની જાતને પવિત્ર બનાવનાર પણ મનુષ્યજ છે, મનુષ્ય પોતાની મેળેજ પવિત્ર અથવા અપવિત્ર થઈ શકે. બીજાને પવિત્ર બનાવવાને કોઈ પણ શક્તિવાન નથી.

બીજાના મહાન્ ધર્મને (ફરજને) વાસ્તે પણ મનુષ્યે સ્વધર્મનો ત્યાગ કરવો નહિ. પોતાના ધર્મને જાણીને મનુષ્યે સ્વધર્મપ્રતિ અહર્નિશ ધ્યાન રાખવું.

જો એક મનુષ્ય રણસંગ્રામમાં સહસ્ત્ર મનુષ્યને સહસ્ત્રવાર જીતે અને બીજો મનુષ્ય આત્મા ઉપર જય મેળવે તો બીજો મનુષ્ય સઘળા જીતનારામાં શ્રેષ્ઠ છે.

---

* લેખક—રા. રા. મણિલાલ નથુભાઈ દોસી, બી. એ.

બીજા સઘળાં મનુષ્યો ઉપર જય મેળવવા કરતાં આત્મા ઉપર જય મેળવવો તે શ્રેષ્ઠ છે. આત્મજય મેળવનાર અને સંયમમાં રહેનાર પુરૂષના જયને, દેવ, ગાન્ધર્વ, અને બ્રહ્મા સાથે માર (કામદેવ) પણ પરાજયના રૂપમાં ફેરવી શકે નહિ.

શારીરિક ક્રોધથી ચેતતો રહે. અને ત્હારા શરીર ઉપર જય મેળવ. શારીરિક પાપનો ત્યાગ કર અને ત્હારા શરીરથી સદ્ગુણી જીવન ગાળ. વાચિક ક્રોધથી ચેતતો રહે અને ત્હારી વાણી ઉપર જય મેળવ. વાચિક પાપનો ત્યાગ કર, અને ત્હારા મન ઉપર જય મેળવ.

માનસિક પાપનો ત્યાગ કર, અને ત્હારા મનથી સદ્ગુણી જીવન ગાળ.

જે સુજ્ઞ પુરૂષો પોતાના શરીર, વાણી અને મન ઉપર જય મેળવે છે તેઓ જ ખરેખર સંયમી છે.

ધમ્મપદ.

જે મનુષ્ય કોઈ પણ વસ્તુ ઉપર આધાર રાખતો નથી, જે સ્વતંત્ર છે અને ધર્મ સમજીને જેને જન્મ અથવા મરણની ઇચ્છા નથી, અને ઇન્દ્રિય જન્ય સુખની જેને આશા નથી તેને જ હું શાંત ગણું છું તેને કોઈ પણ બંધન નથી, તેણે ઇચ્છા ઉપર જય મેળવ્યોછે.

પૂરાભેદ સૂત્ત.

ઇચ્છા ઉપર જય નહિ મેળવનાર મનુષ્યને, નગ્નપણું જટાધારીપણું ભસ્મ, ઉપવાસ, ભૂમિશય્યા, ભસ્મ વિલેપન, અથવા તો નિશ્ચળ આસન પવિત્ર બનાવવાને અશક્ત છે.

જે, સુશોભિત વસ્ત્ર પહેરવા છતાં પણ શમ ધારણ કરે છે, શાંત છે. સંયમી છે, જીતેંદ્રિય છે, પવિત્ર છે, અને અન્ય પુરૂષના દોષ તરફ દ્રષ્ટિ રાખતો નથી તેજ ખરેખર બ્રાહ્મણ છે, યતિ છે અને સાધુ પુરૂષ છે.

ધમ્મપદ.

જેણે, નિત્ય દમનથી, આત્મજય મેળવ્યો છે તેણે ફક્ત આ જયથી એટલો તો મોટો જય મેળવ્યો છે કે સઘળા મનુષ્ય ઉપરનો જય, આ જયને જરા પણ વધારી શકે તેમ નથી.

આત્મા આત્માનો નિયંતા છે. બીજો કોણ નિયંતા હોઈ શકે. જે પોતાની જાતનો સ્વામિ થયો છે તે સઘળા બંધનને તોડી નાંખે છે.

૨.

## અપકારને બદલે ઉપકાર.

અશુભનો નાશ કરતો નહિ પણ અશુભ ઉપર શુભથી જય મેળવ. (Prov. XII. 21)

જે મનુષ્ય ક્રોધનો ત્યાગ કરે તો ત્હેની નિદ્રા શાંતિ યુક્ત હોય છે. જે મનુષ્ય ક્રોધનો ત્યાગ કરે તો તે કદાપિ દિલગીર થતો નથી.

"ક્રોધ ઉપર જય મેળવવાના કરતાં કોઈ પણ ઉત્તમ વસ્તુ નથી."

આ કઠીન દ્રષ્ટાંત બરોબર છે કારણ કે અગ્નિથી દગ્ધ થયેલા મનુષ્યની માફક ક્રોધને દુઃખ અનુસરે છે.

પોતાનો શત્રુ ક્રોધી થવા છતાં જે મનુષ્ય શાંત રહે છે તે પોતાને તેમજ બીજાને મહાન્ ભયથી બચાવે છે.

જેઓ નિયમને[1] જાણતા નથી તેઓ, આ પ્રમાણે પોતાને અને પારકાને વાસ્તે ચાલનાર મનુષ્યને હલકી રીતે મૂર્ખમાં લેખે છે.

જે મનુષ્ય ક્રોધ કરવાના પ્રસંગે ક્રોધ કરે તે પાપી છે.

પણ જે મનુષ્ય, તે સમયે ક્રોધથી વિમુખ રહે છે, તે મહાન્ જય પ્રાપ્ત કરે છે.

"જે મનુષ્ય ધિક્કારનાર મનુષ્ય પ્રતિ ધિક્કારની દ્રષ્ટિથી જુએ છે તેને શાંતિ મળતી નથી.

પણ ધિક્કારનાર મનુષ્યની સાથે ( સહન શીલતાથી ) સમભાવથી વર્તે છે તેને શાંતિ મળે છે."

આમાં જ ધર્મભાવના સમાયલી છે.

આપણને ધિક્કારનારને નહિ ધિક્કારીને આપણે સુખમાં રહીએ છીએ,

આપણને ધિક્કારનાર મનુષ્યની વચ્ચમાં આપણે ધિક્કારથી વિમુખ રહીએ છીએ.

લોભી મનુષ્યની વચ્ચમાં પણ લોભથી મુક્ત થઈ આપણે ખરેખર સુખથી રહીએ છીએ.

લોભી મનુષ્યની વચ્ચમાં પણ લોભથી વિમુખ આપણને રહેવા દો.

કોઈ પણ ચીજ ઉપર મારાપણાનો દાવો કરતા નથી તો પણ ખરેખર અમે સુખમાં રહીએ છીએ. ( કોઇ પણ ચીજ ઉપર મમતા નથી તો પણ ).

જય ધિક્કારને ઉત્પન્ન કરનાર છે. કારણ કે જીત મેળવનાર દુઃખી છે. જેણે જય અથવા હારનો ત્યાગ કર્યો છે તે સંતોષી મનુષ્યજ સુખી છે.

મનુષ્યને ક્રોધનો ત્યાગ કરવા દો, તેને અભિમાન છોડવા દો. તેને સઘળા બંધન ઉપર જય મેળવવા દો. જે મનુષ્ય નામ અને રૂપને વળગીશે નથી, અને જે કોઈ પણ વસ્તુને પોતાની ગણતો નથી તેના ઉપર કોઈ પણ પ્રકારનાં દુઃખ આવી પડતાં નથી.

તેજ ખરો સારથી કહેવાય કે જે ચાલતા રથની માફક ચઢતા ક્રોધને રોકી રાખે છે. બીજા તો માત્ર લગામ ચલાવનાર જ કહેવાય.

મનુષ્યને પ્રેમથી ક્રોધ ઉપર જય મેળવવા દો. શુભથી અશુભ ઉપર જય મેળવવા દો, ઉદારતાથી લોભી ઉપર અને સત્યથી અસત્યવાદી ઉપર જય મેળવવા દો.

કોઈ પણ મનુષ્ય સાથે અપ્રિય રીતે બોલતા નહિ. એ રીતે બોલાયલા પુરૂષો તને

તેવી જ રીતે જવાબ આપશે, ક્રોધમાં બોલાયલી વાણી દુઃખદાયક છે.

ઘાને બદલે ઘાજ ખમવા પડશે. - ધમ્મપદ.

---

૧ ( નિયમ-આંતર્ સ્વભાવનો નિયમ-નમ્ર પ્રત્યુત્તર ક્રોધને દૂર કરે છે. )

જે બીજાને મારે છે તેને માર ખાવો પડશે, જે બીજા તરફ ઇર્ષ્યા બતાવે છે તે (બીજા તરફથી) ઇર્ષ્યા જ જોશે.

"તેણે મને ગાલ દીધી; મને માર્યો, મને હરાવ્યો, અને મને લુંટયો."

આવા વિચાર મનમાં રાખનારના ધિક્કારનો કોઈ દીવસ અંત આવશે નહિ કારણ કે **કદાપિ પણ ધિક્કાર ધિક્કારથી અટકતો નથી ધિક્કાર પ્રેમથી જ નાશ પામે છે**– આ એક પુરાણો મહા નિયમ છે.

## (૩) મનોનિરોધ અને મનની કેળવણી.

જ્યારે પ્રજ્ઞા ત્હારા હૃદયમાં પેસશે અને જ્ઞાન આત્માને પ્રિય લાગશે.

ત્યારે વિવેક ત્હારૂં રક્ષણ કરશે, અને બુદ્ધિ તને સાચવશે. Prov. ii. 10, 11.

સકલ ઉદ્યોગથી ત્હારા હૃદયનું રક્ષણ કર. કારણ કે જીવનના સઘળા મુદ્દાઓ તેમાંથી ઉદ્દભવે છે. Prov. IV. 23.

આપણી હાલની સ્થિતિ આપણા વિચારનું પરિણામ છે.

તે આપણા વિચાર ઉપર બંધાયલી છે, અને આપણા વિચારનીજ બનેલી છે.

જો મનુષ્ય દુષ્ટ વિચારથી બોલે છે અથવા વર્તે છે તો, રથને દોરનાર બળદના પગને અનુસરનાર ચક્રની માફક દુઃખ તેને અનુસરે છે.

જો મનુષ્ય પવિત્ર વિચારથી બોલે છે અથવા વર્તે છે તો મનુષ્યની સાથે જ જતી તેની છાયાની પેઠે, સુખ તેને અનુસરે છે.

જેઓ અસત્યમાં સત્ય, અને સત્યમાં અસત્ય વસ્તુનો આરોપ કરે છે, તેઓ કદાપિ પણ સત્ય વસ્તુને પ્રાપ્ત કરતા નથી, પણ ખોટી ઇચ્છાઓને અનુસરે છે.

જેમ ખરાબ રીતે સંચાયેલા છાપરામાં વરસાદ રસ્તો કરે છે તેમ નહિ વિચાર કરતાં મનમાં વિકારો જોરથી માર્ગ પ્રાપ્ત કરે છે.

જેમ બાણાવળી પોતાના તીરને સરલ બનાવે છે, તેમ સુજ્ઞ પુરૂષ, પોતાના ધ્રુજતા અને અનિયમિત વિચાર, જેમનું રક્ષણ કરવું, તેમ જ નિરોધ કરવો દુષ્કર છે તેમને સરલ બનાવે છે.

જેનો નિરોધ કરવો અતિ દુષ્કર છે, જે તરંગી છે, પોતાની મરજી આવે ત્યાં દોડે છે તેવા મનને કેળવવું એ સારૂં છે, કેળવાયેલું મન સુખ આપે છે.

સુજ્ઞ પુરૂષે પોતાના વિચારોનું રક્ષણ કરવું જોઇએ- કારણ કે તેઓ અદૃશ્ય, કપટી, અને મરજી આવે ત્યાં દોડનારા છે. સુરક્ષિત વિચારો સુખ આપે છે.

જે નુકશાન, એક ધિક્કારનાર પુરૂષ પોતા તરફ ધિક્કાર રાખનાર પુરૂષને કરે અને જે નુકશાન, શત્રુ શત્રુને કરે, તેના કરતાં ખરાબ રીતે દોરવાયેલું મન વધારે નુકશાન કરે છે.

માતા પિતા અને અન્ય સ્વજનો જે લાભ કરે તેના કરતાં સારી રીતે કેળવાયેલું મન વધારે લાભદાયક છે. ધમ્મપદ.

જો તમે તમારા વર્તનમાંથી મનનું કાર્ય (હેતુ) દૂર કરો તો શારીરિક ક્રિયા માત્ર સડી ગયેલા કાષ્ઠવત્ છે. તેટલા માટે મનને નિયમિત બનાવો અને શરીર તો તેની મેળે સિદ્ધ માર્ગે જશે. Fo-sho-hing-tsan-king

અભણ મનુષ્ય આખલાની માફક વધે છે. તેનું શરીર વધ્યા કરે છે, પણ તેનું જ્ઞાન વધતું નથી.

(ચારે બાજુએ કેળવણીની જરૂર બતાવનારૂં નીચેનું વાક્ય જુના સત્રોમાં વારંવાર મહાવ્યાધિ નામના પુસ્તકમાં-મળી આવે છે.)

શુદ્ધ આચારની સાથે જોડાયેલી સમાધીના આનંદનું ફલ મહાન્ છે તેમજ લાભ પણ મહાન્ છે.

સમાધિના આનંદની સાથે જોડાયલી બુદ્ધિનું ફળ મહાન્ છે તેમ જ લાભ પણ મહાન્ છે.

બુદ્ધિની સાથે જોડાયેલું મન વિષયાસક્તિ, ભવિષ્યજીવન, માયા અને અજ્ઞાનરૂપ મહાન્ અપાયથી મુક્ત થાય છે.

૪ ( એક ચિત્તતા એકાગ્રતા )

જે કામ કરવાનું આવી પડે તે તારા બળથી કર Eccles IX. 10.

એકાગ્રતા, અમૃતત્વ પ્રાપ્ત કરવાનો માર્ગ છે, અને પ્રમાદ મૃત્યુનો માર્ગ છે. જેઓ એકાગ્ર ચિત્તવાળા છે તેઓ મરતા નથી, પણ જેઓ પ્રમાદી છે તેઓ ક્યારનાએ જાણે, મરી ગયા હોય તેમ દેખાય છે.

આ વાત સંપૂર્ણ રીતે સમજીને જેઓ એકાગ્રતામાં વધેલા હોય છે, તેઓ તેમાં આનંદ મેળવે છે. આવા સુજ્ઞ, વિચારવંત, દૃઢ અને સતત મહાન્ શક્તિઓ ધરાવનારા પુરૂષો, ઉચાંમાં ઉંચા સુખરૂપ નિર્વાણને પ્રાપ્ત કરે છે.

જો કોઇ એકાગ્ર ચિત્તવાળો પુરૂષ, પોતાની જાતને જાગૃત કરે, જો તે પ્રમાદી ન હોય, તેનાં કાર્ય પવિત્ર હોય, તે ડહાપણથી વર્તે, તે સંયમી થાય, અને જો તે નિયમ પ્રમાણે આચરણ કરે ( આચાર પાળે ) તો તેની મહત્વતા વધશે. સુજ્ઞ પુરૂષો એકાગ્રતાને એક શ્રેષ્ટ રત્નની માફક લેખે છે. પ્રમાદી પુરૂષોમાં એકાગ્ર અને આળસુઓમાં જાગૃત એવો ડાહ્યો મનુષ્ય થાકી ગયેલા ઘોડાને પાછળ મુકીને સરતમાં દોડનાર ઘોડાની માફક આગળ વધે છે. પોતાનું કર્તવ્ય મનુષ્યે બજાવવું જોઇએ. તેણે તે કાર્ય ઉત્સાહથી હાથમાં ધરવું જોઇએ.

પ્રમાદી પંથીજન પોતાના વિકારોની રજ વધારે ને વધારે ફેલાવે છે. ધમ્મપદ.

પ્રમાદ તે રજ અને મેલ છે, અને અતિશય પ્રમાદ મનને અપવિત્ર બનાવે છે.

એકાગ્રતાથી અને જ્ઞાનથી સત્પુરૂષે હૃદયમાં ખુંચેલું ("પીડા કરતું") તીર ખેંચી કાઢવું જોઇએ.

ઉત્થાનસૂત.

એકાગ્રતાથી મનુષ્ય (સંસારરૂપી) સમુદ્રમાંથી ઉગરે છે અને શ્રદ્ધાથી નદીમાંથી ઉગરે છે, એકાગ્રતાથી દુઃખ દૂર થાય છે અને જ્ઞાનથી મનુષ્ય પવિત્ર થાય છે.

મનુષ્યે શુભકાર્ય પ્રતિ પ્રવૃત્તિ કરવી જોઇએ અને પોતાના વિચાર અશુભમાંથી દૂર રાખવા જોઇએ; જો મનુષ્ય ખરી વસ્તુ આનંદથી કરે છે તો તેનું મન અશુભમાં આનંદ મેળવે છે.

ધમ્મપદ.

ઉઠ બેઠો થા, નિદ્રામાં (આળસમાં) શો લાભ છે?—આલસ તે અપવિત્રતા છે, પ્રમાદ તે પણ અપવિત્રતા છે, એકાગ્રતાથી અને જ્ઞાનથી શોકશંકુનું ઉન્મૂલન કર.

ઉત્થાનસૂત.

## (સર્વ જીવતાં પ્રાણિ પ્રતિ દયાધર્મ, ભૂતદયાધર્મ).

તું મારતો નહિ Ex. XX. 13.

તેં કહ્યું કે તારી જાતિને છાજે તેવી, અને કીર્તિવંત ફલ લાવી આપે તેવી આહુતિ ધર્મને સારૂ આપવાને તૈયાર થા, પણ બીજાને દુઃખ આપીને મળતા ફલની મને ઈચ્છા નથી. ભવિષ્યમાં મળનારા ફળની ઇચ્છાથી એક નિરપરાધી પ્રાણીનો ભોગ આપવો તે, જોકે ફલ શાસ્વતું હોય તો પણ, દયાર્દ્રહૃદયના સજ્જનને વાસ્તે અયોગ્ય કાર્ય કહેવાય, ત્યારે જો ફળ અનિત્ય હોય તો તે કાર્ય વિષે શું કહેવું (તે સમજાતું પડતી નથી)!

અને જો કે ખરો ધર્મ આત્મસંયમ, નૈતિક વ્યવહાર અને વિકારોના અભાવરૂપ વર્તનના તદ્દન જુદા નિયમમાં સમાએલો ન હોત તો પણ જ્યાં શ્રેય બદલો પ્રાણિવધ કરવાથી મળે તેમ દર્શાવવામાં આવે છે તેવા યજ્ઞ નિયમને અનુસરવું તે યોગ્ય ગણાય નહિ.

બીજાને દુઃખ દેવાથી, દુનિયામાં ને દુનિયામાંજ મળતા સુખને, સત્પુરૂષ અને દયાળુ હૃદયનો પુરૂષ ધિક્કારે છે ત્યારે આપણાથી અદ્રશ્ય અને બીજી દુનિયામાં જેતે મળવાનું હોય તો કેટલું ધિક્કારને પાત્ર થાય. જે મનુષ્ય એકસો વર્ષ સુધી મહિને મહિને હજાર યજ્ઞ કરે છે તે જે મનુષ્ય પ્રાણી માત્ર તરફ માયાળુ છે અને દયા બતાવવાને પ્રયત્ન કરે છે તેને સોલમે ભાગે પણ નથી.

અશ્વઘોષનું બુદ્ધચરિત.

જે મનુષ્ય અહર્નિશ કુરાનામના ઘાસની ધારની અણી વતી ખાય છે તે જીવતાં પ્રાણી ઉપર દયા બતાવનારને સોળમે ભાગે પણ નથી.

સઘળા મનુષ્ય શિક્ષાથી કંપે છે; સઘળા મનુષ્ય મૃત્યુથી બીહે છે. યાદ રાખો કે તમે પણ તેમના સરખાજછો અને તેટલા માટે વધ કરતા નહિ અને કરાવતા પણ નહિ. સર્વે મનુષ્ય શિક્ષાથી કંપે છે, સર્વ મનુષ્ય જીવનને ઇચ્છે છે; યાદકર કે તું પણ તેમના સરખોજ છે અને તેથી વધ કરતો નહિ અને કરાવતો પણ નહિ.

પોતાના સુખને શોધતો જે મનુષ્ય સુખનીજ લાલસા રાખતાં પ્રાણીને શિક્ષા કરે છે અથવા મારે છે તેને મરણ પછી સુખ મળશે નહિ.

( હિતોપદેશમાં પણ આના જેવોજ શ્લોક છે જેનો અર્થ નીચે પ્રમાણે છે. જેમ પોતાની જીંદગી પોતાને વ્હાલી છે તેમ પારકાની જીંદગી તેને વ્હાલી છે. આ પ્રમાણે બીજાની સાથે પોતાને સરખાવી સજ્જનો સર્વ પ્રાણી પ્રતિ દયા બતાવે છે. )

જે મનુષ્ય બીજાને દુઃખ દેઇને પોતાને વાસ્તે સુખ મેળવવાને ઇચ્છે છે તે મનુષ્ય, ધિક્કારની ( જાળમાં ) બંધનમાં ગુંથાઇને, કદાપિ પણ ધિક્કારથી મુક્ત થશે નહિ.

ધમ્મપદ.

જેવી રીતે માતા પોતાની જીંદગીના જોખમે પણ પોતાના બાલકનું, એકના એક બાલકનું રક્ષણ કરે છે, તેમ દરેક મનુષ્યે સર્વ પ્રાણી તરફ મૈત્રી ભાવના ખીલવવી જોઇએ.

દરેક મનુષ્યે, સઘળા જગત પ્રતિ; ઉંચે, નીચે, સર્વ બાજુએ નિરંતર ધિક્કાર વિના તેમ વૈર વિના શુભેચ્છા ખીલવવી જોઇએ.

મૈત્તાસૂત્ત.

ધર્મશાસ્ત્રો કહે છે "દરેક પ્રાણિ તરફ દયાળુ અને પરોપકારી થાં, જગતમાં શાંતિ ફેલાવ, જો કોઈ પણ વધ્યવસ્તુ તારા જોવામાં આવે તો તારો ( હૃદય) આત્મા કૃપા અને દયાથી પીગલવો જોઇએ.

Sha-mi-lui-yes-lis.

સર્વેજીવતાં પ્રાણીપ્રતિ મારા હૃદયને પ્રેમાલ બનાવવા ઇચ્છુંછું.

Fo-pen-hing-tish-king.

દરેક પ્રકારના જીવતાં પ્રાણીનું દુઃખથી મારે રક્ષણ કરવું જોઇએ.

ધમ્મિક સુત્તમાંથી ગૃહસ્થ ધર્મ વિષે નીચે પ્રમાણે કહેલું છે.

આ દુનિયામાં મજબુત અને નબળા સઘળા પ્રાણીને ઇજા કરવાનું બંધ કરીને જીવતા પ્રાણીનો તેણે વધ કરવો નહિ અને બીજા વધ કરનારને અનુમોદન આપવું નહિ.

Ta-chvang-au-king.

( બીજાં ત્યાગ કરવા લાયક પાપ આ છે–ચોરી, અબ્રહ્મચર્ય, અસત્ય નિશો ચડે તેવા પ્રવાહી પદાર્થનું સેવન; અને મોજમજાની જીંદગી).

મનુષ્યે માતપિતાનું આજ્ઞાંકિત રીતે પોષણ કરવું જોઇએ અને ઉચ્ચ પ્રકારનો વેપાર કરવો જોઇએ.

મનુષ્ય પોતાને હાથે વધ કરે, અથવા બીજા પાસે વધ કરાવે અથવા વધનું કાર્ય ખુશીથી જુએ ( તો તે સઘળાં પાપ છે કારણ કે ) તે સઘળાનો મહાન્ નિયમમાં પ્રતિષેધ છે; અને બીજી ઘણી ચીજો જેનું એક પછી એક લેઈ વર્ણન કરવું મુશ્કેલ છે તેનો મહાન્ નિયમમાં પ્રતિષેધ છે. sha-me-lti-i-yao-lis.

## ખરા બ્રાહ્મણના (અધ્યાત્મિક શિક્ષકના) સદ્દગુણો અને શિષ્યોની કેળવણી વિષે.

મુખમાં પેસતી ચીજ (ખાવામાં આવતી વસ્તુઓ) મનુષ્યને અપવિત્ર બનાવતી નથી. પણ જે વસ્તુઓ મુખમાંથી નીકળે છે તેઓ હૃદયમાંથી આવે છે અને તેઓ મનુષ્યને અપવિત્ર બનાવે છે.

કારણ કે હૃદયમાંથી, દુષ્ટ વિચાર ખુન (વધ) વ્યભિચાર, જારકર્મ, ચોરી, જુઠી સાક્ષી અને નિંદા નિકળે છે. આજ વસ્તુઓ મનુષ્યને અપવિત્ર બનાવે છે. પણ (ધોયાવગરના અપ્રક્ષાલિત હસ્તથી ખાવું તે મનુષ્યને અપવિત્ર બનાવતું નથી.) Lath. XV. 11-18-20.

જેવી રીતે ભ્રમર પુષ્પમાંથી રસ ગ્રહણ કરી, પુષ્પને, તેના રંગને અથવા તેની ગંધને ઈજા કર્યાવિનાં જતો રહે છે તેવી રીતે સાધુ પુરૂષે ગ્રામમાં રહેવું જોઇએ.

સાધુ પુરૂષે અન્ય પુરૂષના દૂષણ અથવા કરવાનું નહિ કરવારૂપ અને નહિ કરવાનું કરવારૂપ તેમના પ્રતિ પાપ નહિ પણ પોતાના દુષ્ટ કાર્ય અને પ્રમાદ પ્રતિ દ્રષ્ટિ રાખવી જોઇએ.

જે મનુષ્ય કહ્યા પ્રમાણે આચરતો નથી તેનાં સુંદર વચન, રંગમય પણ સુગંધ વિનાના સુશોભિત પૃષ્પતુલ્ય છે.

પણ કહ્યા પ્રમાણે આચરનારનાં સુંદર અને ફલદાયક વચન, રંગમય સુગંધ યુક્ત અને સુશોભિત પુષ્પ તુલ્ય છે.

ધમ્મપદ.

જન્મથી મનુષ્ય શુદ્ર થતો નથી, જન્મથી મનુષ્ય બ્રાહ્મણ થતો નથી, પણ કાર્યથી મનુષ્ય શુદ્ર થાય છે તેમજ કાર્યથી મનુષ્ય બ્રાહ્મણ થાય છે.

વાસલસૂત્ત.

( અપૂર્ણ ).

# પ્રવીણ સાગર વિષે ખબર.

સ્વસ્થાન શ્રી રાજકોટના નામદાર ઠાકોર સાહેબ શ્રી મેહેરામણજીએ સર્વ વિદ્યાલય હિંદી ભાષામાં એક પ્રવીણ સાગર નામનો સર્વોત્તમ ગ્રંથ બનાવ્યો છે; તેની બે આવૃત્તિ બે ધણીઓ તરફથી જુદી જુદી છપાઇ છે. પરંતુ તે જોઇએ તેવી શુદ્ધ છપાઇ નથી ને સુધારીને શુદ્ધ છપાવવા માટે બીજાઓને છપાવવાના આપેલ હક રદ કરીને રાજકોટ સ્ટેટ તરફથી કાયમને માટે મને એકલાનેજ હક મળ્યો છે તેથી સર્વ સદ્‌ગૃહસ્થોને સવિનય વિનંતિ કરું છું કે હવે પછી તે ગ્રંથ કોઈ છાપશો અથવા છપાવશો નહીં; કેમકે તે ગ્રંથ હવે મારેજ છપાવવાનો છે અને મને રાજકોટ સ્ટેટ તરફથી જે હક મળેલ છે તેની નકલ સર્વેને જાણ થવા માટે નીચે પ્રગટ કરું છું.

લિ. ગોવિંદ ગીલાભાઇ.

હજુર ઓફીસ
નં ૭૧૫

રાજકોટ સ્ટેટ તરફથી મળેલી હકની નકલ.

## શેરો.

આ સંસ્થાનના નામદાર ઠાકોર સાહેબના વડવા ઠાકોર સાહેબ શ્રી મેહેરામણજી સાહેબે સંવત ૧૮૭૮ ના વર્ષમાં હિંદી ભાષામાં પ્રવીણ સાગર નામનો ગ્રંથ રચેલો છે. તેની ગુજરાતી ભાષામાં ટીકા કવિ ગોવિંદ ગીલાભાઇએ કરેલી છે. સદરહુ ગ્રંથ છપાવવાની પરવાનગી પ્રથમ અમદાવાદના રહીશ કવિ દલપતરામ ડાહ્યાભાઇને સ્ટેટ તરફથી આપવામાં આવી હતી અને ત્યાર પછી માજી મેનેજર મિ. મોતીચંદ તુલશીના વખતમાં સને ૧૮૯૨ ની સાલમાં અમદાવાદના રહીશ પાઠક હરીશંકર કરૂણાશંકરને સદરહુ પરવાનગી સ્ટેટે આપેલી હતી. સદરહુ ગ્રંથને સુધારીને નવી આવૃત્તિ કાઢવાની પરવાનગી કવિ ગોવિંદ ગીલાભાઇએ તા. ૧૫-૩-૦૪ ની અરજીથી માંગતા આ ગ્રંથની ગુજરાતી ટીકા તેમણે પોતેજ કરી છે, તથા પોતે કવિ હોઈ કવિતાની ખુબી, અર્થ તથા રહસ્ય વધારે સારી રીતે પીછાની શકે, અને સદરહુ ગ્રંથની વૃદ્ધિ તથા શોભામાં વધારો કરી શકે તેમ છે. તેથી આ ગ્રંથની નવી આવૃત્તિ સુધારી શુદ્ધ છપાવવાની તેમને પરવાનગી આપવામાં આવે છે. અને તે શિવાય બીજા કોઇને અદ્યાપી પર્યંત હક આપેલો હોય તો તે આ ઉપરથી રદ કરવામાં આવે છે. માટે હવે સદરહુ ગ્રંથની નવી આવૃત્તિ કવિ ગોવિંદ ગીલાભાઈ વિના બીજા કોઇએ છપાવવી નહીં;

ખબર તથા તે મુજબ અમલ થવા આ શેરાની એક નકલ કવિ ગોવિંદ ગીલાભાઇ તરફ તથા એક નકલ પાઠક હરિશંકર કરૂણાશંકર તરફ મોકલવી. તા. ૨૩ એપ્રેલ, સને ૧૯૦૪

(સહી) G. N. Land.
મેનેજર રાજકોટ સ્ટેટ.

ખબર તથા અમલ થવા માટે રા. કવિ ગોવિંદ ગીલાભાઇ તરફ રવાના.
તા. ૨૫ મી એપ્રેલ સને ૧૯૦૪
(સહી) G. N. Land.
મેનેજર રાજકોટ સ્ટેટ.

# ઘેલછા ઉત્પન્ન કરે એવાં દરદો

જ્ઞાન તંતુની નબળાઇ, ઉશ્કેરાતેજક ભાગોનું અશક્તપણું, નાશ, અભ્યાસ કરવાનો તેમજ કંઇ પણ કામ કરવામાં અણગમો નાશ, શરીરનું ઘસાઈ જવું, નબળાઇથી આંખોના તેજમાં ઘટાડો વગેરે વિષે જો બેદરકારી રાખવામાં આવે તો તેથી માણસો છેવટે ઘેલા બની છે પણ એ દરદો મટાડવાનો તેમ તે થવા દેવાનો માત્ર એટજ ઉપા અને તે આતંક નિગ્રહ ગોળીઓ

નબળા બાંધાના માણસોના શરીર દૃઢ કરવા, પેસાબ વખતે થતા ધાતુના દરદને મટાડવું, નપુંસક જેવા બનેલા પુરૂષોને ખરૂં પુરૂષત્વ એ આ આતંક નિગ્રહ ગોળીઓના ખાસ ગુણો છે સંસાર સુખ લો અશક્ત થએલાઓએ એ ગોળી અવશ્ય ઉપયોગમાં લેવી જોઇએ

## આતંક નિગ્રહ ગોળીઓ

ઉપર જણાવેલા પોતાના ખાસ ગુણો ઉપરાંત, નબળી પડેલી પાચન ક્રિયાને સુધારી સારી ભૂખ લગાડે છે, દસ્તની કબજીયતને કાપી નાખે છે, સ્ફૂર્તિ લાવે છે, જુવાનીને ટકાવી રાખે છે, પ્રમેહ તથા અજીરનો નાશ કરે અને શરીરને તમામ તંદુરસ્ત બનાવે છે

કિંમત ૩૨ ગોળીની ડબી ૧ નો રૂ. ૧

વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી

આતંક નિગ્રહ ઔષધાલય

હેડ ઓફીસ—જામનગર—કાઠિયાવાડ

બ્રાંચ ઓફીસો

| બ્રાંચ નં ૧ | બ્રાંચ નં ૨ | બ્રાંચ નં ૩ | બ્રાંચ નં ૪ | બ્રાંચ નં ૫ |
|---|---|---|---|---|
| મુંબઈ | કલકત્તા | પૂના—સીટી | વડોદરા | અમદાવાદ |
| કાળબાદેવીરોડ | હેરીસનરોડ | બુધવારપેઠ | રાવપુરા | ગીચીરોડ |

# કામશાસ્ત્ર.

આ ઉપયોગી પુસ્તકની આજ સુધીમાં જુદી જુદી ભાષામાં કુલ બે લાખ નવ્વર હજાર નકલો ફેલાઇ ચૂકી છે એની અંદર જુવાનીમાં થતી ભૂલોનું બયાન કરવાનું સાથી તેથી બચવાના રસ્તાઓ બતાવવાની સાથે શરીરના સુખના ખાસ સાધનો બાબત આવ્યા છે જે મગાવે તેને ટપાલ ખર્ચ પણ અમારે શિર રાખી મફતજ મોકલ આવે છે

વૈદ્ય શાસ્ત્રી મણિશંકર ગોવિંદજી

આતંક નિગ્રહ ઔષધાલય

જામનગર—કાઠિયાવાડ

સ્થાપક
સ્વ. 'ભદ્રમાર્ગ-પ્રવાસી'
પ્રસિદ્ધ મણિલાલ નભુભાઈ.

# સુદર્શન.

આચાર્ય આનંદશંકર બાપુભાઈ ધ્રુવ. એમ. એ. એલ. એલ. બી.
—ઉપતંત્રી—
નર્મદાશંકર નભુભાઈ દ્વિવેદી.

( ધર્મ-ગૃહ-સાહિત્ય-આદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

"सत्यं परं धीमहि"—भागवतम्.

[ પુસ્તક ૧૯. અંક ૫-૬. ] ( માસિક. ) [ ફેબ્રુઆરી-માર્ચ ૧૯૦૪ ].

વિષયાનુક્રમ — પૃષ્ઠાંક.



---

અમદાવાદ
ધી અમદાવાદ યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ, કંપની લીમીટેડ.

આદ્ય કર્તા
શ્રેષ્ઠ 'અભેદમાર્ગ-પ્રવાસી'
પ્રખ્યાત મણિલાલ નભુભાઈ.

# સુદર્શન.

તન્ત્રી—
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ,
એમ. એ. એલ. એલ. બી.
ઉપતન્ત્રી—
માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

( ધર્મ-ગૃહ-સાહિત્ય-આદિ વિદ્યા અને તત્સબન્ધી વિચાર. )

"सत्यं परं धीमहि"—भागवतम्.

[ પુસ્તક ૧૯. અંક ૫. ] ( માસિક. ) [ ફેબ્રુઆરી. ૧૯૦૪ ].

## સખીને સાંત્વન.

( મળેલું. )

ગઝલ

સખી! તવ ભાગ્યમાં નહિ તે તને મળશે શાનું?
સહેવું જે રહ્યું તારે અરે મટશે શાનું? સખી!

કદિ ક્રોડ ઉપાયો કરી જડી લે જીગર સાથે,
પણ તારૂં નહિ તે નહિ રહે, પછી રોકવું શાનું? સખી!

મનમાં ભરેલું તે બધુ થયું નાશ પલ માંહિ,
આંખ્યો દટાઈ આંસુમાં, રોવું રહ્યું શાનું? સખી!

જે જે હતું તે તેં ગયું, રહ્યું એકલું આંસુ,
એ આંસુ સૂકાઈ જતાં, લ્હોવું રહ્યું શાનું? સખી!

તારાં સુકોમલ-ફૂલડાં નહિ એક પણ ખીલ્યાં,
સહુએ સૂકાયાં ઉગતાં, જોવું રહ્યું શાનું? સખી!

આશા નિરાશા થઈ બધી, ઉંડા નિસાસામાં,
દિલડું બળી થયું ખાક, હા! મ્હાવું રહ્યું શાનું? સખી!

દુનિયા થઈ વેરાન ને સંસાર સમશાન,
જીવતાં મૂઆં જગમાં હવે મરવું રહ્યું શાનું? સખી!

સમશાનની લઈ રાખ અંગેઅંગમાં ચોળી,
ખાકી બન્યાં એ ખાકમાં, ખોવું રહ્યું શાનું? સખી!

હીરા.

---

## આત્મ-વિનિમયનું શાસ્ત્ર.*

આ વિચારના પ્રવર્તકો, તેને "નવીન વીચાર" ના નામથી ઉચ્ચ સ્થાન આપે છે, તોપણ તેમનામાંના જેઓ સ્પષ્ટવક્તાઓ છે, નિખાલસ હૃદયના છે તેઓ તેની તદન પ્રાચીનતા કબુલ કરવાને તૈયાર છે. હિંદુ પંડિતોમાં, પતંજલિએ "યોગ સુત્રો" ક્યારે યોજ્યાં એ અત્યંત વાદવિવાદનો વિષય છે તોપણ એટલું ખાત્રીથી કહી શકાય કે તે ઈ. સ. પૂ. ૩૦૦ વર્ષ પહેલાં થયો નથી અને ઘણું ખરું તો તે, તે પછીનાં વર્ષોમાં થયો હોય એમ સંભવે છે. આ પ્રાચીન તત્વવેત્તાના વિચારનો મૂલ આધાર, " નવીન વિચાર " ના પ્રવર્તકોના વિચારના મૂલ આધાર સાથે મળતો આવતો હતો. તે આગ્રહ પૂર્વક મનના દ્વૈવિધ્યતો અંગિકાર કરે છે, તથા એમ દર્શાવવા માગે છે કે માનવ ઈચ્છાશક્તિમાં એક એવી શક્તિ છે કે જેને જો કેળવવામાં આવે તો માનસિક તથા સ્થૂલ શક્તિપો ઉપર તે સંપૂર્ણ સામ્રાજ્ય ભોગવી શકે. પતંજલિ માટે નક્કી કરી કાઢેલા વર્ષના ૨૦૦૦ વર્ષપૂર્વે ચીન દેશના તત્વશાસ્ત્રમાં મનના દ્વૈવિભાવને શ્રદ્ધાના એક નિયમ રૂપે ગણવામાં આવતો હતો.

### યોગ સૂત્ર અને ઉંડા શ્વાસપ્રશ્વાસ.

મારા ધારવા પ્રમાણે આ પુસ્તકનું એક અંગ્રેજી ભાષાન્તર પ્રચલિત છે, પરંતુ તે મારા જોવામાં કદાપિ આવ્યું નથી તેથી નીચેના ઉતારા માટે પૂર્વના સાહિત્યનો જીવનભર અભ્યાસ કરેલા મારા એક અંગ્રેજ મિત્રનો હું આભારી છું.

" યોગ-યુજ-જોડવું સંમેલન કરવું-એ ધાતુ ઉપરથી થયેલું નામ છે.

અંગ્રેજી-યોક, લાટિન-જુગમ.

---

* ટી. પી. ના વિકલિમાં આવેલો પ્રબુદ્ધ ભારતમાં અવતરાયલો—
ઉવીદ-હાઇટી મૂરેનો લેખ.

"તે હિંદુસ્થાનમાં ઘણી જ અગત્યની ગણાતી સ્થૂલ તથા આત્મિક કેળવણી વિષયક સંસ્થા છે. તેના બે પ્રકાર પાડવામાં આવ્યા છે.

"૧. ઇન્દ્રિયોના દમનદ્વારા માનસિકરીતિયોના નિરોધનો ઉદ્દેશ રાખતો હઠયોગ છે.

"૨. ઇચ્છાશક્તિના અભ્યાસદ્વારા સંપૂર્ણ આત્મ-સંયમ સ્થાપવાનો ઉદ્દેશ રાખતો રાજયોગ છે.

"આવા હેતુઓથી સ્થપાયલાં આ ઉભય દર્શનોમાં વિરોધ છે. તથાપિ તે ઉભયે મગજ (મનસ) અને ફેફસાંની રીતિયોમાં અન્યોઅન્ય અસર કરવાની વિચિત્ર વાતને સ્વીકારે છે.

"પરંતુ હઠયોગી પ્રાણના નિયમનવડે મગજદ્વારા મનસનો નિરોધ કરવા મથે છે. અને રાજયોગી ઇચ્છાશક્તિના અભ્યાસદ્વારા માનસિક તથા સ્થૂલ ઉભય નિરોધ સાધી શકે છે. હઠપ્રનાલિકા "ડાળીઓને કાપી નાખવા રૂપ" ગણાય છે, અને રાજયોગની પ્રનાલિકા "મૂળીયાંને પોષવા રૂપ" મનાય છે.

"માનસ-સ્થૂલ કેળવણીની આ સંસ્થાના પશ્ચાત સ્થિત શારીરકની યથાર્થ વાતો હદ પારની ઉપયોગીતાની છે. એમ દર્શાવવામાં આવ્યું છે. કે, જેમ ધીમો અને ઉંડો શ્વાસ, તેમ મગજ (મનસ)નું કાર્ય પણ ધીમું અને સ્થિર, અને સમગ્ર સંસ્થામાં અન્ય તંતુઓનો ઘસારો પણ થોડો-આ સર્વથી વિચાર અને ભાવની શાંતિ સધાય છે, અને આ પ્રમાણે આયુષ્ય પણ લંબાય છે. જુસ્સો કે જેથી, મગજ (મનસ) ઉશ્કેરાય છે તેથી શ્વાસપ્રશ્વાસ ટુંકા તથા શીઘ્ર થાય છે, તથા તેથી તંતુઓનો ઘણો જ ક્ષય થાય છે, તથા તેની ખાડા ટેકા રૂપે નિશાનીઓ મુખ ઉપર જણાઈ આવે છે. ઉંડો વિચાર કરનાર ધીમો અને ઉંડો શ્વાસ લે છે; શાંતિવાળો મનુષ્ય એજ એજ શ્વાસપ્રશ્વાસ લઈ શકે છે તથા છાતિમાં અમુઝણનો અનુભવ કરે છે; શંકામાં પડેલો મનુષ્ય ક્ષણવાર શ્વાસને અટકાવી રાખે છે. જુદા જુદા વર્ણ (રંગ) નો વિચાર કરતાં પણ શ્વાસની લખાઈમાં ભેદ પડે છે.

"યોગ સંસ્થાને સામાન્ય રીતે શક્તિના સદ-નિયોગની એક રીતિ કહી શકાય."

પોતાના આત્માનો વિનિમય કરવા પ્રયત્ન પરાયણ થતા મનુષ્યની સ્થિતિની આ છેલ્લા વાક્યમાં ઠીક વ્યાખ્યા કરવામાં આવી છે. શક્તિનું સદ્વિધાન સાધવાનો તેનો ઉદ્દેશ હોય છે, અને આજ કાલનાં ઘણાં ખરા પ્રાથમિક પુસ્તકોમાં, પ્રાણનો શ્વાસોશ્વાસ ઉંડો તથા નિયમિત લેવાની તેને સલાહ આપવામાં આવે છે, તથા આથી તેનો ઉદ્દેશ જલદીથી પાર પડે એવી સ્થિતિયો ઉત્પન્ન થાય છે.

## "નવીન વિચાર."

"The Heart of the Nw Thaught" નામના પુસ્તકમાં મિસ. વિલકોક્ષ પૃ—૮૩-૮૪, લખે છે કે,

"નિયમસર પળાયલા આ નિયમદ્વારા, શરીર સુંદર થાય છે, મનનો નિરોધ થાય છે તથા આત્માનો સંયમ સધાય છે; વળી વધારામાં સંપૂર્ણ આરોગ્ય પ્રાપ્ત થાય છે."

"શ્વાસ લેતી વખતે તમને જે જે ગુણો કેળવવાની ઈચ્છા હોય તેનો વિચાર કરો તથા શ્રદ્ધા પૂર્વક માનો કે તેમને તમે શ્વાસ સાથે ખેંચો છો. સપ્ત ગુણો પસંદ કરો: પ્રેમ, આરોગ્ય, ઉપયોગિતા, બહુ કરવાની શક્તિ, વિજય, સમૃદ્ધિ—ઘણી ખરી માનવ વાસનાઓનો આમાં સમાવેશ થઈ જાય છે..............થોડાક અઠવાડીઆં સુધી ચાલતા આવા દૃઢ નિયમના અભ્યાસદ્વારા, તમને જીવન વિશેષ સૌંદર્ય ધારણ કરતું માલુમ પડશે, તથા સ્થૂલ અને આત્મિક ઉભય રીતે તમારૂં બલ દશગણું વધશે."

ત્યારે તો આ "નવીન વિચાર" તેના મનસ્‌ના દૈધિભાવના વિચારને લક્ષમાં લેતાં થોડામાં થોડો ૪૦૦૦ વર્ષનો પ્રાચીન ઠરતો જાય છે તથા તેની કેટલીક ઘણીજ અગત્યની વિધિઓને લક્ષમાં લેતાં ૨૦૦૦ વર્ષનો જૂનો ઠરતો જાય છે. આને લીધે અવશ્ય કરી એ કંઈ ખાસ ગંભિરતાથી વિચારવા યોગ્ય નથી એમ નથી, પરંતુ આટલાં બધાં વર્ષોથી જણાયલો છે એ સત્ય વાતના આધારે નિખાલસ હૃદયે યુક્તિપુરઃસર અમે એટલું પૂછવાને શક્તિવાન થઈએ છીએ કે, જેમણે સૈકાંઓની વંશપરંપરાથી તેનો સત્ય અભ્યાસ કર્યો છે તેમણે પ્રાપ્ત કરેલાં પરિણામો સાથે તેના આધુનિક પ્રવર્તકોનાં પરિણામો કેટલાં મળતાં આવે છે આ પ્રમાણે ઉભા થતા સિદ્ધાન્તનું અનુક્રમે પૂર્વ દેશના અને પાશ્ચાત્ય દેશના તેના પ્રવર્તકોના હેતુઓનો વિચાર કર્યાવિના પ્રમાણિકતાથી અવલોકન થઈ શકે એમ નથી; પાશ્ચાત્ય તેમજ પૂર્વના મનુષ્યના ચારિત્રમાં પડતા વિશાલ ભેદને પણ લક્ષમાં રાખવાની જરૂર છે.

## પૂર્વ અને પશ્ચિમ.

હઠ અથવા રાજશાલાનો યોગી, સ્થૂલ દુઃખના સામે થવાને શક્તિવાન થતા કરતાં તથા ધ્યાનના પ્રદેશોમાં છુટથી પ્રવેશ પામવાનું શોધતા કરતાં, કંઈ પણ વિશેષ ઉત્તમ માગતો નથી. તે એક મહાન નૈતિક શોધક હોય છે, અને જેમ જેમ તે ઇન્દ્રિયજન્ય ઉદ્યોગિતાઓ તથા યથાર્થતાઓમાંથી પોતાની જાતને ખેંચી લઈ વધારે એકાગ્ર થતો જાય છે તેમ તેમ તે તેના શોધમાં વધારે સંપૂર્ણતાથી વિજય પામે છે. તેની મહાન ઈચ્છા, દુનિયા, તેના સુખ, તેનાં દુઃખ, તેનાં પ્રલોભનો પ્રતિ ગરી ઉપેક્ષાના જેવા થવાની હોય છે. તેને તો વિકસિત મનસ્‌ એક દુઃખોદધિ સમાન છે. તેનાં પાણીને ખાલી કરી નાંખવાનું સંકુચિત મનસ્‌નું સખત તથા એકજ કાર્ય છે અને તેની મદદ દ્વારા અનંત અજ્ઞાનરૂપ નદી ઓળંગે છે. હવે "નવીન વિચાર" આ અર્થથી તદન વિરૂદ્ધ અભ્યાસનો અંગિકાર કરે છે. ગંગા અને પ્રકાશક અમેરીકન બુદ્ધિરૂપી ઉત્પાદક ભઠ્ઠીમાંથી યોગસૂત્રને પસાર થવું પડ્યું છે, અને તેનો ઇચ્છાની શક્તિનો વાદ, રસ રહિત બનાવવાને બદલે ઉપયોગમાં લેવાવા માંડયો છે. તેનો કેટલી વિશાલતાથી ઉપયોગ થવાનો છે, એ વાત અજ્ઞાનીના મનસ્‌માં ઉતારી શકવી તદન અશક્ય છે. હાલ મારા આગળ છપાઇને પડેલાં પુસ્તકોમાંથી મળી આવતી "નવીન" વિચારની થોડીક સમજુતીઓ અવતરણથી એકઠી કરૂં છું.

"કશાથી આપણને અટકાવી અથવા બાધ કરી શકાય એમ નથી. આપણે જે કરવા ધારીએ તે કરી શકીએ તથા આપણે જેવા થવા માગીએ તેવા થઈ શકીએ"-"ધી હાર્ટ ઑફ ધી ન્યુથૉટ"—પૃ૯—૪૩.

"અન્ય કોઇની પણ મદદવિના આરોગ્ય અને શક્તિની સંપૂર્ણ પ્રાપ્તિ કરવી........ એક મનુષ્ય માટે તદન સંભવિત છે."—

"ધી લૉઑફ ધી ન્યુથૉટ."—પૃ૯—૨૭. વિલિયમ વૉલ્ટર ઍટકીનસન.

"તે નિંદ્ય અર્ધ પ્રાપ્તિને અધીન કરે છે, તથા ભયાનક દારિદ્રયને સદાની છેલ્લી સલામ કરે છે."-ઓલ્હુરનુદ્દર-"કૉન્સેન્ટ્રેશન" ઇત્યાદિ.

ઉપોદ્ઘાત.

"મનુષ્ય અથવા સ્ત્રીને...........આ આકર્ષક શક્તિ...........તેમનામાં, વિજય, પૈસો, કીર્તિ, શક્તિ, સુખ, આકર્ષવાને...........શક્તિવાન્ બનાવે છે."-એજન-પૃ-૬૬.

"દરેક સામાન્ય મનુષ્યનામાં એક એવું મનસ્ છે કે જે તેનો શ્રેષ્ઠ વૈદ્ય થઇ શકે."-પ્રસ્તાવના "માઈન્ડ પાવર." આલ્બર્ટ. બી. ઓલસ્ટન. "જ્ઞાન તંતુની અશક્તિથી પીડાતો દરેક રોગી હવે પોતાનો ખાસ વૈદ્ય થઇ શકે, તેનું નસિબ તેના પોતાનાજ હાથમાં છે.-પ્રસ્તાવના "વીલપાવર." આર. જે. એબાર્ડ.

## સાયન્સનું ઔત્સુક્ય.

એટલું સ્પષ્ટ છે કે જે અર્ધો ડઝન લેખકમાંથી અત્રે ઉતારા કરવામાં આવ્યા છે તેઓ વિવિધ ક્રમાનુસાર પ્રમાણભૂત મનાય છે. મીસીસ. વિલકૉક્ષને ઘણાખરા લોકો સતત ઉદ્યોગપૂર્વક કવિતા લખનારરૂપે જાણે છે, અને "આપણે જે જે ઇચ્છીએ તે આપણે કરી શકીએ તથા તેવા આપણે થઇ શકીએ." એ વાક્યને તેના પોતાના એક પવિત્ર અભિપ્રાય રૂપે ગણી લઇએ. મી. ડબલ્યુ. ડબલ્યુ. એટકીસનના પોતામાં શાસ્ત્રીય પ્રમાણરૂપ વજન બીલકુલ લાગતું નથી. પોતાની જાતને ઓ. હસ્નુદરના નામથી ઓળખાવતી સ્ત્રી વિશે ખાસ લખવાની જરૂર છે, અને તેના વિશે તેમ અલગ રીતે લખવામાં આવશે. મી. એ. બી. ઓલસ્ટન તથા મી. આર. જે. એબાર્ડ ઘણા જ વિશાલ વાચન વાળા પુરૂષો છે તથા જ્ઞાન આપવા યોગ્ય શક્તિવાળા છે.

દીલગીરીની વાત છે કે, સામાજીકઉત્સાહમાં ઘણીજ નિકટની અસર ઉપજાવે એવા લોકો સાયન્સ વેત્તાઓ નથી, અને આપણામાં હાલમાં પસરવા પામેલા "નવીન વિચાર" ના સાહિત્યના પર્વતની બેખડોમાં, સામાજીક બુદ્ધિને ઘણીજ ચમકાવી મારનારા ગર્વિત અજ્ઞાનથી પ્રવર્તાવાયલાખડકો છે. (તેના સમયના) આટલાંટિસ ખંડના વાસિઓના જ્ઞાનથી મોઝીઝ અજાણ્યો ન હતો, તથા "જો કોઈ પદાર્થ અથવા પરમાણુ સમૂહને,

ભીંત સામે ફેંકવામાં આવે તો તે પ્રતિઘાતના સમાન બલથી જ પાછો ફરશે" આટલા જ એ. હર્બર્ટઃ હરના વિચારોથી તેની સમાજને ઉપદેશવાની યોગ્યતા સંબંધે સ્પષ્ટ વિચારી શકાય છે! આ સ્ત્રીના શાસ્ત્રી અભ્યાસામાંથી, સંપૂર્ણ રીતે એક પેરેગ્રાફને ઉતારી લેવાની મારી લાલચને હું અટકાવી શકતો નથી.

"ખગોળવિદ્યાદ્વારા એટલું સાબિત થયું છે કે, આકાશગંગાં, તારાઓ અને દુનિઆઓનો એક વિશાલ પટો છે (જેમાંની આપણી સૂર્યમાલા કદ પરત્વેતો તેના કરતાં ઉતરતા વિચારની વાત છે) જે સતત પરિભ્રમણ કર્યા કરે છે, અને ગુરૂત્વાકર્ષણનું કોઇક અદૃશ્ય ઉદ્દ્ભવસ્થાન કે જેના ઉપર સમગ્રનો આધાર છે તેનાવડે તે નિયમમાં જાય છે. મારી સંપૂર્ણ ખાત્રી થઇ છે કે આજ "ઇશ્વર" છે—પીતા, અનહદશક્તિમાન્ એક ઇશ્વર."—"કોનસેન્ટ્રેશન."—૫—૬૮.

અજ્ઞાની સાહસનું બલ માનવ પ્રાણીને આથી આગળ કદાપિ ખેંચી ગયું નથી; પરંતુ તેનો ગર્વિત ઢોંગ, ભોળા દિલના લોકો ઉપર અદ્દ્ભૂત અસર ઉપજાવશે, અને આત્મવિનિયમના શાસ્ત્રથી જનસમાજના ઘણા વિભાગમાં ઉપજતી અસરતી ગણત્રીમાંથી એ. હર્બર્ટ. હરને છટકવા દેવી અમને બીલકુલ વ્યાજબિ લાગતું નથી.

## નિરાકરણીય વિવાદ-વિષય.

આટલે સુધી આપણે જોયું કે "નવીન વિચાર" સ્પષ્ટ રીતે પ્રાચીનમાં પ્રાચીન તત્વ શાસ્રો ઉપર આધાર રાખે છે; અશાસ્ત્રીય અને લાગણીથી ઉભરાઈ જતાં હૃદયોમાં તેણે એક વિચિત્ર ઉત્સાહને જન્મ આપ્યો છે; દારિદ્ર્ય, પાપ, તથા રોગ ઉપર તે સંપૂર્ણ વિજય પ્રાપ્ત કરશે, એવું આવા લોકોનું ભવિષ્ય કથન છે; ડાહ્યા, સાવધતાવાળા તથા કેળવાયલા અવલોકનકારોને પણ, આરોગ્ય અને ચારિત્રના સંબંધની તેની સંભાવ્યતાઓને લીધે ભારે અસર થઇ છે; તદ્દન મિથ્યા ચિકિત્સક માટે તેણે પ્રબલ પ્રલોભનોની વૃદ્ધિ કરી છે. આપણે જે કરવાનું રહે છે તે એટલું જ છે કે, આ શક્તિની યથાર્થ પ્રકૃતિની આપણે ખરી કીંમત કરવી, તથા તેનો ઉપયોગ કરનારનામાં શી અસર થાય છે તે અવલોકવું; વળી એટલું પણ કરવું આવશ્યક છે કે, ઘણા જ અગત્યના સત્યની સાથે મિશ્રણ કરેલાં, કલ્પના તથા મિથ્યાવાદ અને પ્રતારણાના સ્પષ્ટ જણાઈ આવતા વિષનાં છોતરાંને યથાર્થ વાતરૂપી ઘઉંથી છૂટાં પાડવાં.

આગળ ચાલતા પૂર્વે, મનના દૈહિભાવ વિશે આપણે બોલીએ છીએ ત્યારે તેથી શું સૂચવવા માગીએ છીએ, તેનો સ્પષ્ટ વિચાર ગ્રહણ કરવો આવશ્યક છે. એક નરનો ભાર

નો પર્વત, ઘણું જ ઉપયોગી દૃષ્ટાન્ત પુરૂં પાડે છે. તેના કદનો સંપૂર્ણ સાત અષ્ટમાંશ ભાગ પાણીની સપાટી નીચે છે. અવલોકનકારને આંખથી તેનો જેટલો વિભાગ દેખાય છે તેટલો તેના કરતાં તદન નજીવો છે. ભાન સહિત તથા ભાન રહિત મગજ (મનસ) સાથે પણ આવો જ કાંઈક પ્રકાર પ્રવર્તે છે. માનસિક રીતિયો કે જેમનું તેમની ક્રીયાના સમયમાં જે આપણને ભાન હોય છે, તેથી બુદ્ધિની યથાર્થ ક્રીયાઓ અને શક્તિયોના ઘણાજ નાના પ્રદેશનું આપણને જ્ઞાન થાય છે. એ માત્ર વાદવિવાદનીજ વાત નથી. પરંતુ હજારો અને લાખ્ખો દાખલાઓથી સાબીત થયલું શાસ્ત્રીય સત્ય છે કે જે, પાણીની સપાટી નીચે ડુબેલા બરફના પર્વત રૂપ મનસ છે-જેને શાસ્ત્રીય (સાયન્સના) શબ્દોમાં આપણે વિકસિત મનસ (Subliminal mind) કહીએ છીએ-તેને વિસ્મરણ થવું તદન અસંભવિત છે. ગમે તેવો માલવિનાનો એક પણ અનુભવનો બનાવ નથી કે જે તેના ભંડારમાં ભરેલો ન હોય, તથા તે આપણને સમયો સમય સ્મૃતિશક્તિના તેના ગુપ્ત ભંડારોનું ભાન કરાવ્યાં જાય છે.

## કશું ભુલી જવાતું નથી.

...ટી ઉપર રહેલા બરફના પર્વતના વિભાગ રૂપમનસ-સંકુચિત મનસ (Supraliminal mind),-એક કક્ષાકમાં એક હજારવાનો ભુલી જાય છે; દૃષ્ટાંત તરીકે, પદાર્થોની આકસ્મિક પ્રવૃત્તિમાં, તેમના આકાર અને રંગમાં, ભીડવાળી ગલીમાંથી જતા આવતા લોકોની મુખાકૃતિઓમાં, દૈવવશાત્ સાંભળેલી અથવા દરકાર વિના સાંભળેલી વાતોના ટુકડાઓમાં, સૌગંધોમાં, શબ્દોમાં, પ્રકાશ અને છાયાની અસરનાં પરિણામોમાં ઇત્યાદિ એવાં સર્વવાનાંમાં; પરંતુ એટલું તો આપણા સર્વના અનુભવમાં છે કે, આવી સર્વ વાતોથી આપણા જાણવા વિના પણ આપણા વિકસિત મનસની સ્મૃતિમાં ચિરસ્થાયી ચિહ્ન પડી રહે છે. આપણી કંઈ પણ સત્તા ચાલી શકતી નથી એવી સ્થિતિયોમાં આ ભૂત કાલના અનુભવો આપણા ઉપર પાછા ધસી આવે છે અને તે પણ એટલા બધા તાદૃશ હોય છે કે, જ્યારે આપણે તેમને આંતરૃભાનદ્વારા અવલોક્યા હતા ત્યારે તેમના ઉપર ભાનવાળા તથા અવિભાજીતધ્યાનપૂર્વક વિલોક્યા કર્યું હોત તોપણ તેઓ ભાગ્યેજ અપૂર્વ લાગ્યા વિના રહે છે.

## સ્મૃતિશક્તિનું સંગ્રહસ્થાન.

આ અદ્ભૂત સ્મૃતિશક્તિના સંગ્રહસ્થાનનો વિકસિત મનસ માત્ર જ ચિકિત્સક નથી. તે ઇચ્છાશક્તિના વ્યાપારોનું સૂચન કરે છે તથા તેમના ઉપર આધિપત્ય ભોગવે છે, તથા લાંબા અનુભવને લીધે શરીરને આચરતાં શિખવામાં આવેલા સર્વ વ્યાપારો ઉપર તે સામ્રાજ્ય ચલાવે છે. દૃષ્ટાંત તરીકે, જ્યાં સુધી હું આ ક્ષણે મારી જાતને સ્મરણ કરાવતો નથી ત્યાં સુધી મને ભાનપૂર્વક માલુમ નથી કે હું કાગળ ઉપર અક્ષરો પાડું છું, તથા સમયો સમય શાહીપાત્રમાં મારી કલમને બોળીને તાજી બનાવતો જાઉં છું. મારૂં સપાટી ઉપરનું (સં-

દૂષિત ) મનસ્, મારા વિષયમાં તથા તેને ઉત્તમમાં ઉત્તમ લાભપ્રદ રીતે દર્શાવનાના શબ્દો શોધવામાં તદન લાગેલું હોય છે.

## ટેવ.

આ એક યથાર્થ વાતની દિશામાં જ આત્મ-વિનિમયની સમગ્ર કીંમત જડી આવે છે. ભાનસહિત મનસ્, ટેવને યોજી કાઢવામાં લાગેલું હોય છે. વિકસિતમનસ્ તેનું પોષણ કરે છે. ચાર્લ્સરીડના પુસ્તકમાં એક ગર્ભિત અર્થ સૂચન કરતું વાક્ય મળી આવે છે; " એક કાર્યને વાવો અને એક ટેવને લણો. એક ટેવને વાવો અને એક ચારિત્રને લણો. એક ચારિત્રને વાવો અને ભાગ્યને લણો." સમગ્ર વિધિ પ્રોત્સાહન અને પુનઃ પ્રોત્સાહનની છે. તમે એક સમયે અમુક કાર્ય અથવા વિચાર કર્યાં છેઃ પ્રસંગ આવતાં, તે કદાપિ ન વિસ્મરતું, ન ઉંઘતું વિકસિત મનસ તમારી પાસે અનિવાર્ય રીતે તે કાર્ય અથવા વિચાર પુનઃ પ્રવર્તાશે. તમે જો આ લાલચને જરાપણ આનાકાની વિના તાબે થશો તો, તે વળી વિશેષ બલ સહિત પુનઃ પ્રવર્તશે. તમે તેને જાણી શકો તે પૂર્વે, કાર્ય અથવા વિચાર સતત પ્રવર્ત્યાં જશે. જાણે તમે એક નિમકહલાલ વેપારીને અમુક સમયે અમુક માલ પુરો પાડવાનું કહ્યું હોય, અથવા એક તેવા ચાકરને અમુક કામ કરવાનું કહ્યું હોય તેના સદૃશ જ તે છે. એક નિશાની કરતાં પણ તેનો સંબંધ વધારે ન હોય તો પણ તે વ્યક્તિવિષયક તથા ચારિત્ર વિષયક થઈ પડે છે; વિકસિત ઈચ્છાશક્તિ મગજના યોગ્ય કોષ્ટમાં પોતાનો અલ્પ સંદેશ પહોંચાડવાને ત્યાં હાજર હોય છે, અને તેના દ્વારા તરત જ વ્યાપારમાં સંબંધ ધરાવતા ગતિમાન જ્ઞાનતંતુઓ વ્યાપારમાં પ્રવૃત્ત થાય છે.

## એક નિમકહલાલ નોકર.

અનિવાર્ય સાહજીક રીતે હવે એટલુ સિદ્ધ થાય છે કે, જો તમે આ પ્રમાણે ભાન રહિત ટેવને કેળવી શકો તો ઇચ્છા શક્તિના પુનઃ પુનઃ પ્રવર્તતા વ્યાપાર દ્વારા ભાનસહિત એક ટેવ પણ કેળવી શકો. તે અચલ રક્ષકને તેના કાર્યમાં નિયોજો અને તમે તેના ઉપર તે કરશે એમ સંપૂર્ણ વિશ્વાસ રાખો. જો તમે તેને પ્રથમથી જ અમુક વ્યાપાર કરવાની ટેવ પાડી હશે અને હવે જો તમે તેની પાસે અન્ય પ્રકૃતિનો અમુક વ્યાપાર કરાવવા માગતા હશો તો તમારે તેના ઉપર સાવધાનીથી સખ્ત તપાસ રાખવી પડશે, નહિ તો તમે તેની પાસે જે અન્ય વ્યાપાર કરાવવા માગો છો તે નહિ પરંતુ પ્રથમનો જ વ્યાપાર ચલાવવું આળસ પડશે. તો પણ આટલું તો નિશ્ચિત છે;—તે તમને ભાન વિનાના મગજ વ્યાપારમાં લાવી મૂકશે, તમે તેને જે પદાર્થ લાવવાનું શિખવ્યું હશે તે અચૂક રીતે ખરો કરશે. તમારા રોજના ટેવાયલા સમયે તે તમને જગાડશે, અને જો તેને યોગ્ય અને સૂચક ઉપદેશો આપવામાં આવ્યા હશે તો તે પોતાની મેળે મિનિટે મિનિટ ખરૂં પડવાને પ્રયત્ન કરશે. તમે તેને તેના સ્થાનમાં રાખો ત્યાં સુધી, તે સર્વ નોકરો કરતાં ઘણો જ વધારે નિમકહલાલ તથા અધીન વર્તનાર નોકર છે, તથા તે આવો નિમકહલાલ તથા અધીન વ-

તેનાર છે તેથીજ સર્વ જુલમગારો કરતાં ઘણાજ વધારે નિર્દય તથા, ક્રૂર થવાની શક્તિ તેનામાં છે.

## પ્રથમ પગલું.

એ વાતમાં કોઈ પ્રકારની જરા પણ શંકા નથી કે, સારી ટેવોને કેળવવામાં અથવા નઠારી ટેવોને સુધારવામાં આ બોધવાળા ઉપગુરુ પાસે અદ્ભુત પ્રકારની સેવા કરાવી શકાય. એક ભૂલ અથવા દોષનું તેમ હોવાનું જ્ઞાન થવું એજ તેને સુધારવાનું પ્રથમ પગથીઉં છે. અચાનક આવી પડતી સ્વભાવની નબળાઈથી પીડાતાં મનુષ્યની કલ્પના કરો કે જેને તેમાંથી બચવાનો બરોબર સમય મળતો નથી; અને વળી તેને વિષે જ એવી ધારણા બાંધો કે, નબદવસ્થાના દરેક કલાકે તે પોતાના ઘડીઆળ સામે જોયાં કરે છે તથા પોતાના મન સાથે સંકલ્પ કરે છે, "એક કલાક માટે તો હું ક્રોધી થઇશજ નહિ" એક અથવા બે અઠવાડીઆંમાં જ કાર્ય તેમજ વિચાર ઉભયને તેણે સ્વતઃ પ્રવર્તતાં બનાવી મૂક્યાં હશે, અને એકાદ બે માસમાં તો જો તે ખરેખરો આગ્રહી હશે તો તેણે તેની નબળાઈ ઉપર ઘણે ભાગે વિજય પ્રાપ્ત કર્યો હશે. જો તે આ પ્રમાણે આગ્રહપૂર્વક સતત પ્રવર્ત્યાં જશે તો તેનું ઘરઘાલીને બેઠેલું ભૂત મગજ ઉપર ચઢી જતા લોહીના ધસારાને અટકાવશે, તથા ક્રોધી શબ્દોનું પૂર કે જેમનો તેમને આ પ્રમાણે અટકાવવાને પ્રયત્ન કરતાં પૂર્વે અત્યંત ખપ પડતો હતો, તેમને પણ અટકાવશે. સ્વનિરોધની અધીનતા માટે એક સ્વતઃ પ્રવૃત્ત જીજ્ઞાસાને બદલે, કોપનો હેતુ હોવા છતાં આત્મ-ભોગ માટે એક સ્વતઃ પ્રવૃત્ત જીજ્ઞાસા ઉત્પન્ન કરવી એ ઘણો સમય વીતતાં થઈ શકે એમ છે, તો પણ તે વાત ભાનસહિતઇચ્છાશક્તિના વારંવાર મળતા ટપકા વિના થઈ શકે તેમ નથી. એક અમૂલ્ય મદદ તમને મળી છે; પરંતુ પ્રારંભમાં સંકુચિતઇચ્છાશક્તિને તેના વિકસિત ભાઈ બંધને ઉદ્યોગિ રાખવાની જરૂર છે. જ્યાં સુધી હાથ ઘડીઆળના ઘુંમ્મ તરફ સ્વતઃ પ્રવૃત્ત ન થાય તથા વિચાર વિકસિતમનસ તરફ સ્વતઃપ્રવૃત્ત ન થાય ત્યાં સુધી તમારે વિસ્મૃતિમાં ઘણા ઉથલા ખાવા પડશે તથા ભાનસહિતમનસને ચંચલ તથા જાગ્રત રાખવું પડશે.

## ન છેતરાય એવી એક વસ્તુ.

તે મૂલાધાર રૂપ બુદ્ધિ કે જેને વિનતિ કરવામાં આવે છે તેની એક અગત્યની ખાસ ખુબીએ છે કે ઉંઘના વ્યાપારમાં પણ તે તેનો કાર્ય ક્રમ ચલાવ્યાં જાય છે, અને જો વિજયનો પ્રારંભના દિવસ પછી, ટેવનો ભોગ થઈ પડેલાના મનમાં વિજયની વાત યાદ રહેશે તો તથા પોતાની જાતને, દરેક ચોવીશ કલાકે પોતાનું કાર્ય સુંદર થતું જશે એવું વચન આપશે તો, તે વિચાર તેને મદદ રૂપે તથા ઉત્સાહક રૂપે માલુમ પડશે. પરંતુ એટલું હમેશાં યાદ રાખવાની જરૂર છે, પોતામાં કોઈ પણ જાતના નિશ્ચિત હેતુ વિનાના વિચારસ્વરૂપના માત્ર પુનરાવર્તનમાં, એક ઘણીજ ભયંકર ભીતિનો સમાવેશ થાય છે. ઘણા સારા અર્થ વાળાં-પરંતુ અજ્ઞાનપૂર્વક વિચારાયલાં તથા લખાયલાં-પુસ્તકોનાં પાનામાં તમને એવું જડી આવશે કે, તમે માત્ર શબ્દોને સ્વતઃપ્રવર્તી શકે એવા બનાવી શકો, અને જ્યારે તમે આમ કરશો ત્યારે શબ્દોથી સૂચવવા ધારેલી ઇચ્છા, મનમાં જાણે માત્ર પુનઃ પ્રવર્તતી હોય એવા

પરિણામ રૂપે મૂલ ધાલશો. સાધારણ અક્કલના પ્રકાશવડે જ એક દાણવાર આ વાતનો વિચાર કરો. કદાપિ ભૂલ ન ખાતા તથા ન બદલાતા પ્રકૃતિના નિયમથી સૂચવાયલી દિશાઓમાં તમે કાર્ય કરો છો. તમે તમારી મદદે એક ચેતનશાસ્ત્રવિષયક સલવાતને પ્રાર્થો છો. અને તમારી તે પ્રાર્થના, સૂક્ષ્મમાં સૂક્ષ્મ, ઘણીજ આદક તથા અધીન તમારી બુદ્ધિની શક્તિપ્રતિ હોય છે. તમે તેને છેતરવાનો પ્રયત્ન કરો છો,–તેને, સર્વ પદાર્થોથી પર—કશાથી ન છેતરાય એવી એક વસ્તુને અને તેને તમે માત્ર એટલું જ શિખવી શકો છો કે, તમે અર્ધા મનના અને આળસુ છો, તથા તમારો જાતને મહેનત બચાવવાની ઘણી વલણવાળા છો.

## પ્રકૃતિની એક યથાર્થ વાત.

"એક કાર્યને વાવો અને તમે એક ટેવ લણશો." પુનઃ પુનઃ બોલાતા એક શાબ્દિક સ્વરૂપમાં આળસુનું અને આત્માને છેતરનારનું એક કાર્ય વાવો, અને તમારે તે કાર્યની ટેવ અનિવાર્ય રીતે લણવી પડશે. (ભોગવવી પડશે.) નિશ્ચયનું દૃઢતાનું અથવા અર્ધદયાપાત્ર આશાનું એક કાર્ય વાવો, વાવ્યાં (પોષ્યાં) જાઓ, અને તમારે માટે મદદ પાસેજ છે. પરંતુ કોઈ પણ મિથ્યા ચિકિત્સકને અથવા જ્ઞાનનો ડોળ બતાવતા દંભિને તમને લલચાવીને એવું મનાવવા ન દેશો કે આ આત્મ–વિનિયમની વાતમાં કોઇ પણ પ્રકારનો બુદ્ધિ વિષયક કિમિયો છુપાઇ રહ્યો છે, તથા એક સવારના આરોગ્ય, સમૃદ્ધિ અને વિજયનો વિચાર કરવાથી તથા નાસાઓમાંથી શ્વાસપ્રશ્વાસ લેવાના પ્રભાવથી, "તમે ધારો તે કરી શકો તથા ધારો તેવા થઇ શકો." આત્મ–વિનિમય એક પ્રકૃતિની યથાર્થ વાત છે, અને તમે આનંદદાતા–ઉત્સાહક અથવા દીલગીરીકર્તા–નિરૂત્સાહક મનની સ્થિતિમાં તમારી જાતને કલ્પી શકો. આમાંથી ગમે તે એકને તમે ચિરસ્થાયી ભાવ રૂપે કેળવી શકો. ઇચ્છાશક્તિને સ્વતઃપ્રવર્તતી બનાવી શકાય એ યથાર્થ વાતની શોધ એટલી બધી પ્રાચીન છે કે તેને વિષે "નવીન વિચાર" રૂપે બણગાં ફુંકતા જવું એ અવિનયના વાસને દર્શાવે છે. તેમના ઘણા પહેલાંના પૂર્વગામિઓનાં નિરાકરણોની યથાર્થતા દર્શાવવા માટે આધુનિક પદાર્થવિજ્ઞાનને નવીન–ચેતન–વિદ્યાના શાસ્ત્રીઓએ ક્યારનીએ વિજ્ઞાપના કરી છે. પ્રકૃતિના વ્યાપારોના જ્ઞાનમાં તેમણે આપણને મદદ કરી છે, પરંતુ આથી વિશેષ તેમણે કંઇ પણ કર્યું નથી.

## સત્ય અને અસત્ય શક્તિ.

આ સંપ્રદાય કે જે બરોબર સમજીને અનુભવાતાં ઘણોજ કીમતી છે, તેના ઘણા જ ઉદ્યોગપૂર્વક શ્રેય ઉપજાવતા ઉપદેશો વિષે આપણે વિષય સમાપ્તિમાં વિચાર ચલાવીશું.

જેઓ એમ ઉપદેશે છે કે વિચારની ટેવો ભાન સહિત કેળવી શકાય તથા તેમની

વૃદ્ધિને ઇચ્છા શક્તિના હેતુપૂર્વક સ્વતંત્રવર્તવાદ્વારા ઘણીજ વધારી શકાય, તેઓ એવા એક વાદને ઉપદેશે છે કે, જે સત્ય તથા ઉપયોગી છે; પરંતુ જેઓ આ સાદી ચેતન શાસ્ત્રવિષયક વાતને આપણે પાછળ દર્શાવી આવ્યા તેવી હંમેશ વાતોથી (દૃષ્ટાંત તરીકે એક મનુષ્ય પોતાની જાતને અમુક સમૃદ્ધિવાન ગણેવાના પરિણામ રૂપ) રંગે છે તેમના વિષે થોડામાં થોડું કહેવા માગીએ તોપણ તેઓ દીલગીરી ભરેલી રીતે મગજશક્તિનો નિરર્થક ઉપયોગ કરાવે છે. તેમના એક આદેશનો નમુનો અત્રે આપણે વિલોકીએ:—

"પંચબિંદુ વાળો તારો મનસનું એક ઉત્તમ ચિહ્ન છે. આશરે બાર ઇંચ ચોરસ સારા જાડા કાગળના ટુકડા ઉપર તેને દોરવો જોઇએ; અને પાંચ બિંદુ આગળ નિચેના શબ્દો લખવા જોઇએ, દરેક શબ્દ દરેક બિંદુના સામે મૂકાવો જોઇએ: સદ્‌ગુણ, જ્ઞાન, સત્તા, સમૃદ્ધિ, કીર્તિ........................તૃતીય તત્વ સત્તા (શક્તિ) નું છે; તમારે માનસિક રીતે એટલું નિશ્ચિત કરતા જવું જોઇએ કે...............હું અનહદ સત્તાના ભાન વાળો છું....................ચતુર્થ તત્વ સમૃદ્ધિ છે. માનસિક રીતે નિશ્ચિત કરો કે...................પૃથ્વીના બધા નિધિ હક્કપૂર્વક મારી મિલ્કત છે. જે જે આશા હું કરૂં છું તેનો પ્રતિઉત્તર મળશે જ."—"ન્યુથૉટ", વૉ. ૧૨-૫-૭૭.

## શોધનાં પરિણામો.

હવે આથી વધુ તોફાન એ કે છે કે, આ મગજમાં કોહિવાણ પેદા કરે એવી વાત તે જાણે એક વાદનો ખાસ અગત્યનો ભાગ હોય એમ સમજાવવામાં આવે છે; આપણે એ વાતને સર્વથા સ્વીકારાયલા મનસના એક નિયમ ઉપર આધાર રાખતો જોઇ આવ્યા છીએ, તથા તે ઘણાજ યથાર્થ અને ઉપયોગી વ્યાપારોમાં લાભપ્રદ નિવડવાનો સર્વ સંભવ છે એમ પણ આપણને માલૂમ છે. બાલિશ અને વિનાશકારક વાતને, સ્વ-ઓજસ વિષેનો; મુગ્ધજનકશક્તિવિષેનો તથા સંદેશવાહકપ્રવાદ વિષેના મોહક વાક્યોના શણગાર વડે શણગારવામાં આવે છે. એક સ્વ-ઓજસ જેવો કંઇક પદાર્થ છે તથા અમુક ખાસ વ્યક્તિ વિષયક દૃષ્ટાંતોમાં તેમના સ્થૂલ બંધનોની પાર પણ તે વિસ્તરે છે, એ વાતની ઘણાં લાંબા સમયથી મારી ખાત્રી થઈ ચૂકી છે સાઇકીકલ રીસર્ચ સોસાયટી આગળના પોતાના છેલ્લા વ્યાખ્યાનમાં પ્રો. ઓલીવરલોજે એમ દાવો કર્યો હતો કે—હું મારી જાતે સંપૂર્ણ વિચારપૂર્વક માનું છું તેમ—ઇચ્છિત સંદેશવાહકવિધા (Voluntary Telepathy) ને હવે શાસ્ત્રીય રીતે સિદ્ધ થયેલી તથા સ્થપાયલી વાતરૂપે સ્વીકારી શકાય. સંસ્કારો-ભાવનાઓ-વિચારોની એક મનમાંથી બીજામાં અનિચ્છિત તથા ભાન વિનાની રીતે જવા આવવાની વાત તો ઘણા લાંબા સમયથી સ્વીકારાઈ ચૂકી છે, અને શાસ્ત્રના આ મોહક પ્રદેશમાં વિચિત્ર શોધોને પ્રકાશમાં લાવવાની તૈયારીનો સંભવ નજીકમાંજ છે, એ સંભવિત કરતાં પણ વધારે માનવા યોગ્ય છે. ઇચ્છિત સૂચના કરવાના સંબંધમાં મેસ્મરના હાથમાં સૂચના એક કણ કરતાં પણ વધારે ભાગ્યું હતું. આપણા માન્ચેસ્ટરના બ્રેઈડના અવલોકવામાં શોધના આ કઠિન ક્ષેત્રમાં નિશ્ચિત પરિણામો આવ્યાં છે, ત-

થી પછીના શોધકો તેને ટેકો આપતા આવ્યા છે. જેમ્સએરેલેએ હિંદુસ્તાનની સરકારના સર્જનની જગ્યાએ હતો ત્યારે સૂચનાદ્વારા જરાપણ શંકા વિના રોમિતા ચમત્કારો કરી બતાવ્યા હતા. માર્કિવસ ઓફ પુસિગરે, શોધનું કામ આગળ ચલાવ્યું હતું, અને લિબો, ચાર્કોટ તથા ડીફ્લ્યુંરીએ, જર્મની અમેરીકા અને ઇંગ્લેન્ડનાં આધુનિક શોધકોનાં ટોળાંઓ વિષે કંઈપણ બોલવાને માગીએ તોપણ, આપણે માટે સત્ય અને શોધની આખીને આખી વખારો ભરી મૂકી છે. મી. પોડમોરનું પ્રેતાવાહન વિદ્યા વિષેનું અવલોકન જડવાદપરાયણ હોવા છતાં, સ્વ–નિર્માણનાં અમુક સ્વરૂપોના સંભવની માન્યતા તરફ બેળે બેળે ખેંચી જાય છે. હાલમાં દરરોજ લંડનમાં કામ કરતા ડૉ. મીલને બ્રમવેલના નોંધાયલા અનુભવો અભ્યાસિને સંપૂર્ણ ઉપયોગના તથા સૂચક છે. પરંતુ જો આ પ્રમાણભૂત મનાતા શોધકોએ બધી કરતાં એક વાતનો પણ નિશ્ચિત નિર્ણય કર્યો હોય તો તે એક વાત એ છે કે, **સંદેશપ્રવર્તક અને સંદેશગ્રાહક વચ્ચે પ્રથમથી કોઇ પણ જાતનો આત્મિક સંબંધ સ્થાપ્યા વિના** એક વિચાર અથવા ભાવનાને વહન કરવાની ઇચ્છિતશક્તિ, સમગ્ર પ્રેતાવાહનના પ્રયોગોમાં કવચિત્‌જ જોવામાં આવે છે; હજુ સુધી પ્રેતાવાહનના પ્રયોગો જેવી રીતે અવલોકાયા છે ત્યાં સુધીનો આમજ જોવામાં આવે છે.

### અગમ્ય ઇચ્છાશક્તિ.

એ તો તદ્દન સ્પષ્ટ છે કે દરેક, હરિલાલ, માણેકલાલ, મોહનલાલને આ અદ્‌ભૂત શક્તિયોની બક્ષિસ આપવી એ સરલબુદ્ધિની હદને ઉલ્લંઘવા સમાન છે. તેમ તેટલુંજ આ પણ સ્પષ્ટ છે કે, જે માણસ ઉપર અસર ઉપજાવવાની ઇચ્છા હોય તેવાની સાથે કરી લીધેલો એક ખરેખરો કરાર, જો નિર્બલ મનસ્ ઉપર પ્રબલ મનસ્ અસર નહિ ઉપજાવતું હોય તો, તદ્દન અસરવિનાનો થઈ પડશે. એક વિજયવંત મનુષ્ય બીજા બધા સારા ગુણો કરતાં, પોતાની આસપાસ વિંટાયલી નિર્બલ ઇચ્છાઓની અસરોના શુદ્ધ રીતે સામે થવાની શક્તિના ગુણને લીધે તેવો હોય છે, તેમના સંસર્ગની દરકાર નહિ કરવાની તેના મનમાં મૂળ ઘાલીને બેઠેલી ટેવ હોય છે. દૃષ્ટાંત તરીકે પ્રિં. બિસ્માર્કના જેવો એક મનુષ્ય વિરોધી માનસિક સૂચનોની એક આખી સૃષ્ટિને પણ દૂર હઠાવી શકે; પોતાની જાતે તેના સંસર્ગમાં આવનારાં મનુષ્યો, તથા એને કદાપિ જોયો નથી એવાં મનુષ્યો, ઉભયની સૃષ્ટિને તે સરખી રીતે હઠાવી શકે છે.

### ખોટી માન્યતાઓ.

મેં એક હદ બહારનું દૃષ્ટાંત પસંદ કર્યું છે એમાં કંઈ વાંધો નથી, પરંતુ જે ઉત્તમોત્તમરૂપે સત્ય છે તે હિનભાવે પણ સત્યજછે. ઇચ્છાશક્તિ, પ્રાપ્તિની વાત હોવા કરતાં અ-

વશ્ય કરીને વિશેષ નૈસર્ગિક સ્વભાવની વાત છે. આત્મવિશ્વાસની કેળવણી સંભવિત છે. કોઈ નૈતિક તત્વ અથવા આપણા પોતાના ગુણની કેળવણી સંભવિત છે. પોતે જાતે દુર્નીવારછે, એવી શ્રદ્ધાના પોતાની જાત આગળ કર્યા કરેલા માત્ર **આવર્તન દ્વારા એક સામાન્ય મનુષ્ય સમગ્ર પ્રકૃત્તિને પોતાની ઇચ્છાશક્તિને આધીન કરી શકે એવો વાદ ખરેખરી રીતે કહેવા માગીએ તો અત્યંત મિથ્યા પ્રાલપ છે.** પોતાની જાતને કેળવતા કસરતી જુવાન અને તેમ નહિ કરતા જુવાન વચ્ચે માત્ર એકજ પસંદગી છે; પરંતુ ખાબોચીઆમાંનો દેડકો ગમે તેટલી મહેનતથી પોતાની જાતને ફુલાવ્યાં કરે તોપણ કદાપિ બીડમાં ચરતા બળદની સમાન થઈ શકવાનો નથી. પંચ બિંદુવાળા તારા નિચે પોતાની જાતને, " હું અનહદ શક્તિના ભાનવાળો છું, સર્વ પદાર્થો ઉપર મારૂં સામ્રાજ્ય ચાલે છે." એમ કહેતા મનુષ્યને બુદ્ધિ જે ઉત્તર આપે છે તે આટલોજ છે કે, **" તમે અલ્પબુદ્ધિવાળા મિથ્યાવાદિ છો, કદાપિ કોઇ માણસનામાં અનહદ શક્તિ ન હતિ તેમજ સર્વ પદાર્થો ઉપર તેનું કદાપિ સામ્રાજ્ય પણ ન હતું, અને તમે જે આવી મિથ્યા વાતનો વિચાર પણ કરી શકો છો તેમને પણ અન્યના કરતાં કંઇ પણ વિશેષ ભાગ્યેજ થઈ શકે તેમ છે " પૃથ્વીના ભંડારો ઉપર હું જે જે હુકમ કરીશ તેનો પ્રત્યુત્તર મળશેજ." એવા નિશ્ચયનો આપી શકાય એવો માત્ર ઉત્તર એટલોજ છે કે, " તમે મૂર્ખા છો. સર્વ અનુભવથી જે વિરૂદ્ધ છે એવું જાણો છો છતાં તમે તેને સાબિત કરતા જાઓ છો."**

## ઉતરીખાવાની જાહેર ખબરો.

સત્યનાં સાદાં સ્વરૂપોને વિચારની સમગ્ર અને સંપૂર્ણ યુક્તિયોરૂપે સ્વીકારવાને, સમૂહમાંના કેટલાક અત્યુત્સુકોએ સામાન્ય ભોળાપણાના ભોગે પણ ચપલ નવ પેન્સને(આનાને) દૂર કરવાને તૈયાર થવું જોઇએ. આત્મવિનિમયના સમગ્રવાદને જે સાધનોદ્વારા ઉપદેશવામાં આવે છે તે સ્પષ્ટ રીતે નિંદ્ય છે. આશરે દોઢેક વર્ષપર એવું બન્યું કે, અમેરિકન સાહસિકોએ ઇંગ્લેન્ડનાં માસિક તથા છાપામાં વિસ્તારથી વાવેલી જાહેરખબરોના પ્રત્યુત્તર આપનારા સોલસો પુરૂષોની વિશ્વાસુ વાતોથી હું જાણીતો થયો. મારી પાસે એક સમયે અમુક પ્રકારે લખાયલા પત્રોનો એક ઢગલો થયો હતો, તે બરોબર એક ફુટ ઉંચો, અને આમાંના દરેક ઘણી શરમ ભરેલી તથા અતિનિંદ્ય રીતે ખાનગી અને વિશ્વાસુ વ્યવહારરૂપે જણાવતો હતો. તેમાંના ઘણા પ્રથમથી છેલ્લે સુધી એક સરખા શબ્દોમાં લખાયલા હતા, તથા આમ પ્રારંભ હતો, " શુદ્ધ રીતે આ જાતોજાતનુંજ કથન છે. તે માત્ર તમનેજ લખવામાં આવ્યું છે અને તમારી પ્રતિષ્ઠા ઉપર વિશ્વાસ રાખીએ છીએ કે, અમારા વિશ્વાસને માન આપશો. " જાહેર ખબરોમાં એક એવી સ્પષ્ટ વાત છાપવામાં આવી હતી કે, " વિચિત્ર માનસિક શક્તિને " પ્રકાશતું તથા " જીવન જય " ની ખાત્રીથી વચન આપતું, તથા મફત વહેંચવા માટે માનવ જાતને હદ પારના ઉપયોગનું એક પુસ્તક છપાવવા માટે તથા મફત વહેંચવા માટે કોઈ પરોપકારી પુરૂષે અમુક જગ્યાએ ઉદાર રકમની ભેટ આપી છે. વળી એ ખબરમાં એમ સમાવવામાં આવ્યું હતું કે એ બક્ષિસ આપવાની

નકલો ખલાસ થઈ ગઈ છે, તોપણ એ પુસ્તકની નકલ અમે પચીશ ડોલર માટે પૂરી પાડીએ છીએ (કે જે તેમાં અજ્ઞાન અને મિથ્યા પ્રલાપનું યથાર્થ મિશ્રણ હતું તે નહોત તો પણ.) અથવા કોઉનની કીમતે મોંઘી પડત. દરેક મનુષ્ય આત્મ-વિનિમયનો અનુભવ કરી શકે, એવો તેના શાસ્ત્રનો આશય હતો.

## નિરાકરણો.

ઈંગ્લેન્ડમાં આત્મ-વિનિમયના લોકપ્રીય અભ્યાસની પક્ષમાં ધર્મયુદ્ધ પ્રવર્તાવવાની આ દિશા હતી, તથા આની આજ દિશાઓમાં આત્મવિનિમયનો હાલનો વિચાર, તેને પ્રવર્તાવવામાં લાગેલા શાસ્ત્રના કેટલાક નિઃશંક ઢોંગીઓથી પ્રવર્તાવાય છે. તમારી જાતના પૈસાના ગ્રહણ સાથે ઇશ્વરી ઇચ્છાને મેળવતી તેની તેજ નિર્દંભોક્તિ, પ્રથમ તેમજ અન્ય ઉભયમાં સરખી રીતે હોય છે. કેટલાક ઉત્સાહિ પ્રવર્તકો તેમની માન્યતાઓમાં જ ખરા હોય છે તથા તેઓ પોતાનો એવો બચાવ કરે છે કે તેઓ તો તેમના સત્ય વાત અને નિતિના ખુલ્લા વિરોધોમાં પણ સારૂં કરવા માગે છે. તેમના નકામા ઢગલામાંથી તારવી કહાડવા યોગ્ય એક સત્ય સહેલથી જુદુ પાડી શકાય એમ છે. તે એ છે કે, ચારિત્ર બંધારણમાં ઘણો શક્તિમાન તથા સહજમાં પ્રાપ્ત થઈ શકે એવો મિત્ર મનુષ્યની આજ્ઞામાં વર્તે છે. કોઈ પણ ઉત્સુક મનુષ્ય વિકસિત-મનસને જપાટામાં તથા ભાનસહિત સ્વતઃ પ્રવર્તતુ બનાવી શકે. માનસિક ટેવોના સંબંધમાં ઘણીજ સહેલાઈથી અને કીમતિ શેવા બળવતુ બનાવી શકાય; મૂલથી જેમની ઇચ્છાશક્તિ પ્રબલ નથી તેવાને માટે પણ તેની મદદદ્વારા માનવંત અને ઉચ્ચજીવન સંભવિત થઇ શકે છે. આનંદી સ્વભાવ, ધીરજ, ગાંભીર્ય, ઉત્સાહ, સમયપ્રવણતા, તેમના સર્વ સહવર્તિન્ ફાયદાઓ સાથે સર્વ મનુષ્યોના સંકેત અને આજ્ઞામાં છે. આત્મ વિનિમયના શાસ્ત્રનો યથાર્થ પ્રારંભ અને અંત તેજ છે, અને જે કંઈ પણ વાત તેની પાસેની કરવામાં આવે છે તે, મિસીસ. નિકબીને પ્રેમનુ "રોશની અને સુંદર પોશાકરૂપ" સ્વરૂપ બનાવતા ગાંઠની બાબા સમાન છે.

# જન્માંતરવાદ.

(અનેલું.)*

देहिनोऽस्मिन् यथादेहे कौमारं यौवनं जरा ।
तथा देहान्तरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ३-१३-भ. गी.

ગીતાનું પ્રથમ પ્રધાન તત્વ આત્માની અવિનાશીતા છે. જ્યારે આ સ્લોકથી બીજું પ્રધાન તત્વ જન્માંતરવાદ જણાયછે. જેવી રીતે આપણને આ દેહેજ અનુક્રમે કૌમાર યૌવન જરા ઇત્યાદી અવસ્થાન્તર પ્રાપ્તિ થાયછે, તેવીજ રીતે દેહના અંતે દેહાન્તર પ્રાપ્તિ (અવસ્થાન્તર પ્રાપ્તિ થાયછે) મતલબ કે મૃત્યુ ફક્ત અવસ્થાન્તર માત્રજ છે. જેમ કૌમાર જતાં યૌવન આવેછે, અને યૌવન જતાં જરા આવેછે તેવીજ રીતે આ દેહ જાય અને બીજો દેહ આવેછે. જેમ કૌમાર જતાં યૌવન પ્રાપ્તિ થવાથી કોઈ શોક કરતું નથી તેમજ યૌવન જતાં જરા પ્રાપ્તિ થવાથી પણ કોઇ શોક કરતું નથી તો આ દેહ જતાં દેહાન્તર પ્રાપ્તિ થવાના વખતે શોક શામાટે કરવો ઘટે ?

આ વાતથી માની લઇએ કે મરવા પછી ફરીથી જન્મ લેવો પડેછે. જેવી રીતે આત્માની અવિનાશીતા હિંદુ ધર્મનું પ્રથમ તત્વ છે. તેવીજ રીતે જન્માંતરવાદ દ્વિતીય તત્વ છે. પણ આત્માની અવિનાશીતા જેમ ખ્રિસ્તિ વગેરે બીજા ધર્મો સ્વિકારે છે, તેમ જન્માંતરવાદ કબુલ કરતા નથી, તે સાથે એ પણ કહેવું જોઇએ કે હિંદુ ધર્મજ જન્માંતરવાદનો સ્વિકાર કરે છે, તેમ નથી પણ બૌદ્ધ ધર્મનું પણ આ એક મુખ્ય તત્વ છે, અને બીજા ધર્મો પણ સ્વિકાર કરતા હતા અને કરેછે, પણ યુરોપમાં તો આ મત માન્ય નથી અને તેનું વૈજ્ઞાનિક રીતે કાંઇ પ્રમાણ પણ નથી એટલા માટે શિક્ષિત હિંદુઓ જેઓ પાશ્ચાત્ય વિદ્યાએ કેળવાએલાછે-તેઓનો મોટો ભાગ આ વિષયે શ્રદ્ધા રહિત છે,

વાસ્તવિક રીતે આત્માના અસ્તિત્વ વિષયે જેમ કોઇ વૈજ્ઞાનિક પ્રમાણ નથી તેમ જન્માંતર માટે પણ કોઇ પ્રમાણ નથી. તેમજ આત્માનું અસ્તિત્વ જેમ અપ્રમાણ પણ નથી થઇ શકતું તેમ જન્માંતર વાદનું અપ્રમાણ પણ થઇ શકતું નથી. ભલે અપ્રમાણ ન થઇ શકે પણ જેના પ્રમાણનો અભાવ છે તેનો સ્વિકાર કરવાની ફરજતો આપણે કોઇને પાડી શકીશું નહિ. તેમજ જેમ આત્મતત્વના વિચાર સમયે આપણે કહી ગયા તેમ સઘળી ચિત્ત વૃત્તિનું સમુચીત અનુશીલન થતાં આત્મજ્ઞાન સ્વતઃ સિદ્ધ જન્મવાનું પણ આપણે કહી શકતા નથી પણ જેઓ સ્વર્ગનરકને માને છે, તેનું જોર જન્માંતર વાદને માનનારા કરતાં વધારે તો નહિ ગણાય; જેમ જન્માંતરવાદનું આપ્તોપદેશ સિવાય બીજું પ્રમાણ નથી તેમ સ્વર્ગ નર્કાદિનું પણ બીજું પ્રમાણ નથી. આશ્ચર્ય થવાનું છે કે આ દેશના શિક્ષિતો યુરોપીઅનોની દેખાદેખી સ્વર્ગ નર્કનો સ્વિકાર કરતાં પ્રમાણ માગતા નથી અને વગર પ્રમાણે જન્માંતર

* એક બંગાળી લેખના આધારે—લેખક—રા. રા. લવજી જીણા, માસ્તર.

વાદ માનવાનું કબૂલતા નથી. સુખદુઃખયુક્ત પારલૌકિક અવસ્થા વિશેષે વિશ્વાસવાનપણે જન્માંતરવાદનો વિશ્વાસ કરવાને તેઓ સાફ ના પાડે છે.

આ વાતનું જરા બારીકીથી અવલોકન કરીએ. જેઓ આત્માનું અસ્તિત્વ નથી માનતા તેની સાથે તો આપણી વાતજ નથી કારણ તે તો જન્માંતરવાદ માનવાનેજ નહિ પણ જેઓ આત્માનું અસ્તિત્વ અને અવિનાશીતાનો સ્વિકાર કરે છે તેની સામે એક ગુરુત્તર પ્રશ્ન ઉપસ્થિત થાય છે.

જીવાત્મા જો અવિનાશી છે તો પછી દેહાન્તે તેની શું ગતી થશે? આ બાબત જગતમાં નીચેના મતો ચાલે છે.

(૧) કેટલાક અસભ્ય લોકોનું માનવું છે કે દેહાન્તે આત્મા ભૂતયોની પ્રાપ્ત કરે છે.

(૨) ખ્રિસ્તિ અને મુસલમાનો માને છે કે દેહાંતે આત્મા હમેશના માટે સ્વર્ગાદિ લોકાન્તર પ્રાપ્ત થાય છે.

(૩) જન્માંતર પ્રાપ્ત થાય છે.

(૪) પરબ્રહ્મે લીન થાય છે અથવા નિર્વાણ પ્રાપ્ત થાય છે.

હિંદુઓ એમ માને છે કે દેહાંતે આત્મા મુક્ત થતો નથી પણ પોતાનાં કીધેલાં કર્માનુસારે ફરીથી જન્મ ધારણ કરે છે. જ્યારે જીવાત્મા એવી અવસ્થામાં આવે છે કે તે ઇશ્વરે લીન થવાને યોગ્ય થાય છે ત્યારે તેને ફરીથી જન્મ ધારણ કરવો પડતો નથી પણ તે ઇશ્વરે લીન થાય છે અથવા નિર્વાણ પ્રાપ્ત કરે છે એને જ ખરી રીતે મુક્તિ કે મોક્ષ કહે છે. સાંખ્યાદિ શાસ્ત્રનો મુખ્ય ઉદ્દેશજ એ છે કે કઈ રીતે જીવાત્મા આવી અવસ્થા પ્રાપ્ત કરે. હિંદુઓનું એમ પણ માનવું છે કે જ્યાં સુધી જીવાત્મા મુક્ત થવાની અવસ્થા પ્રાપ્ત કરી શકયો નથી અને એવાં સૈકર્મો કીધેલાં છે કે સ્વર્ગાદી ઉપભોગના યોગ્ય છે તો કૃત પુન્યના પરિણામ પ્રમાણેનો સમય સ્વર્ગાદિ ઉપભોગ કરીને પછી જન્માંતર ગ્રહણ કરે છે.

પાશ્ચાત્ય શિક્ષણવાળી અનેક વાચકો ઉપર જણાવેલા વિચારોમાં શ્રદ્ધાવાન હોય એ સંશયશીલ છે પણ જરા લાંબો વિચાર કરતાં આપણે કાંઇક વધારે ખુલાસો મેળવી શકીએ છીએ.

આ જન્માંતરવાદ હિંદુ ધર્મમાં ઘણો પ્રબળ છે, ઉપનીષદોક્ત હિંદુ ધર્મ, ગીતોક્ત હિંદુ ધર્મ, પૌરાણીક હિંદુ ધર્મ કે દાર્શનિક હિંદુધર્મ સઘળા પ્રકારના હિંદુ ધર્મો જન્માંતરવાદ ઉપર જ સ્થાપિત થયેલા છે. જેમ સુત્રમાં મોતી પરોવાયેલાં છે તેમ હિંદુ ધર્મનાં સઘળાં તત્વો આ જન્માંતર વાદરૂપી સુત્રમાં પરોવાયેલાં છે માટે આ તત્વનું અવલોકન બહુ યત્ન પૂર્વક થવું જોઇએ. વિચાર પણ ઘણો ગુરુત્તર અને કઠણ છે. બાલ્યકાળથી આપણે આ વાત સાંભળતા આવ્યા છીએ, એટલે બાલ્યકાળથી જ આપણે તેના સંસ્કારી છીએ માટે

આપણે કદાચ એના વાસ્તવિક ગૌરવને નહિં સમજી શકીએ, પણ વિદેશી અને અન્ય ધર્માવલંબી વિચારવાન વિદ્વાનો કુસંસ્કારી હોવા છતાં પણ જન્માંતરવાદનું અવલોકન કરતાં વિસ્મયજનક વિચારો આપી ગયા છે. મી. ટોમિસન સાહેબે ગીતાનો અનુવાદ કરતાં આ સંબંધે લખ્યું છે કેઃ—

Undoubtedly it is the most novel and startling Idea ever started in any age or country વળી ટેલર સાહેબે લખ્યું છે કે one of the most remarkable devolopments of ethical speculation * કહીને જાહેર કીધું છે.

જ્યારે વિચાર આવો ગુરૂત્તર છે ત્યારે તેને વધારે ધ્યાનથી સમજવો જોઇએ; આગળ કહી ગયા છીએ કે જીવાત્મા પરમાત્માનો અંશ છે, જો તેમ છે તો પછી એમાં પાર્થક્ય શી રીતે થયું ? અને વળી જડ દેહ પીંજરે બંધીવાન પણ શા માટે ? હિંદુશાસ્ત્રો આનો આવી રીતે ઉત્તર આપે છે. ઇશ્વરની અશેષ પ્રકાર શક્તિ છે તેમાંની એક શક્તિનું નામ "માયા." એ માયા શું ? તે પછી જોઇશું એ માયાદ્વારા તેમણે પોતાની સત્તાને જગતમાં પરીણત કરેલી છે; તેઓ ચૈતન્યમય છે, તેમના સિવાય બીજું ચૈતન્ય નથી, મતલબ કે જગતમાં જે કાંઈ ચૈતન્ય જણાય છે તે તેઓનોજ અંશ છે અને તે અંશ માયાને વશીભૂત થઇને પ્રથક્ દેહ બદ્ધ થયેલ છે, જો એ પ્રથગભૂત ચૈતન્ય અથવા જીવાત્મા કોઈ રીતે માયાના બંધનથી મૂક્ત થઈ શકે તો પછી તેનું પાર્થક્ય કઈ રીતે રહી શકે?

અન્ય પ્રશ્ન થઈ શકે છે કે, એ પ્રથગ્ભૂત ચૈતન્ય અથવા જીવાત્મા માયાના બંધનથી મુક્ત થવાની શક્તિ કેમ મેળવી શકે ? જો ઇશ્વરઇચ્છા કે નિયોગ ક્રમે બદ્ધ થએલ છે તો વિમૂક્ત થવાની શક્તિ કેમ હોઈ શકે ? આનો ઉત્તર એમ છે કેઃ— ઇશ્વરનો વિયોગ એવો નથી કે જીવાત્મા ચિરકાળ માયા બદ્ધ રહે. તેણે જે સઘળા નિયમો કીધા છે, માયાના અતિક્રમનો ઉપાય પણ તેની અંદર રાખેલો છે. તે ઉપાય શું ? તે વિશે મતભેદ, કોઈ કહે છે કે જ્ઞાનથી જ માયાનો અતિક્રમ કરી શકાય છે, કોઇ કહે છે કર્મથી, કોઇ કહે છે ભક્તિથી, આ સઘળા મતોની અંદર કયો મત સત્ય અને કયો અસત્ય તે આપણે પછી જોઇશું, હમણાં તો માની લઇએ કે સઘળા મતો સત્ય છે; જો ઇશ્વરમાં લીન હોવાના આજ ઉપાયો હોય તો જે માણસે આ જન્મમાં કર્મ, જ્ઞાન કે ભક્તિનું સમુચિત અનુષ્ઠાન કીધું નથી તે મુક્તિ મેળવવા યોગ્ય થઈ શકતો નથી, ત્યારે તેવા માણસનો આત્મા મરણ બાદ ક્યાં જશે ? આત્મા અવિનાશી છે એટલે દેહમુક્ત આત્માને કોઈ પણ જગ્યોએ જવું જોઈએજ.

આનો એક ઉત્તર આ પ્રમાણે પણ દેવાય કે દેહમૂક્ત આત્મા કર્માનુસારે સ્વર્ગમાં કે નર્કે જશે. જો કે સ્વર્ગ કે નર્કના અસ્તિત્વનું પ્રમાણ નથી પણ પ્રમાણની વાત હમણાં બા-

* Primitive Culture, Vol. I. P. 12.

જુપર રાખીએ અને કબૂલ કરીએ કે કર્મોનુસારે આત્મા સ્વર્ગે કે નર્કે જશે. પણ આ મ-ગ્નોએ વળી એક પ્રશ્ન ઉભળ થાય છે કે, જીવાત્મા સ્વર્ગે કે નરકે જશે તે અનંતકાળને માટે કે અમુક વખતના માટે !

જો કહો કે અમુક કાળના માટે તો તે કાળ પૂરો થતાં પછી ક્યાં જશે ? જન્માંતરનો સ્વિકાર ન કરીએ તો આ પ્રશ્નનો ઉત્તર નથી. કાંતો કહો કે કર્મફળનો ઉપયોગી સમય જીવાત્મા સ્વર્ગે કે નરકે રહી પછી ફરીથી જન્મ ધારણ કરશે. અથવા કહો કે અનંતકાળ સુધી જીવાત્મા સ્વર્ગ કે નર્ક ભોગ કરશે.

ખ્રીસ્તીઓ એમજ કહે છે કે ઇશ્વર ઇનસાફ કરીને પાપીને અનંત નરકે અને પુન્યવાનને અનંત સ્વર્ગે મોકલે છે.

આ નિયમથી તો બહુ વિચારમાં ઉતરવું પડે છે. મનુષ્ય લોકમાં એવું તો કોઇ નહિ હોય કે જેણે પોતાની આખી જીંદગીમાં, કાંઇ પણ સત્ કર્મ કયારે કીધું જ નહિં હોય, કે જેણે કયારે કાંઈ પણ કુકર્મ નહિં જ કીધું હોય. સૌ કોઇએ કાંઇક પાપ અને કાંઇક પૂન્ય તો કીધાંજ હશે. હવે સવાલ એ છે કે આવાં લોકો અનંત સ્વર્ગે જવાનાં કે અનંત નરકે જવાનાં ? જો કહો કે અનંત સ્વર્ગે જશે તો પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે તેનાં પાપનું ફળ ક્યાં ગયું ? અથવા કહો કે અનંત નરકે જશે તો તેના પૂન્યનો બદલો ક્યાં ગયો ?

જો કહો કે સત્, અસત્ કર્મોનું જમા ખરચ કરી જેનું પૂન્ય વધારે તે અનંત સ્વર્ગે જશે, ને જેનું પાપ વધારે તે અનંત નરકે જશે. તોતો ઇનસાફ વાજબી થએલો ગણાય નહિં, ઇશ્વર ગેરઇનસાફી કરે છે, કારણ કે જે કાંઇ કરેલું પાપ કે પૂન્ય તેનો બદલો મળો નહિં.

ફક્ત ગેરઇનસાફના આરોપથીજ અટકતું નથી, પણ નિર્દયપણાનો આરોપ પણ આવી શકે છે. જેને દયામયના પ્રેમાળ વિશેષણથી ઓળખીએ છીએ તે આ અલ્પકાળ જેટલા મનુષ્ય જીવનમાં કરેલા પાપના માટે અનંત કાળ સુધી નરક ભોગવવાનો દંડ ઠરાવે, તેના કરતાં વધારે ગેરઇનસાફ કે ઘાતકીપણું સંસારે બીજું શું કહેવાય ? આવું નિર્દયપણું તો આ લોકના પામર મનુષ્યમાં પણ નથી દેખાતું.

અગર એમ કહો કે જેના પાપનો ભાગ વધારે છે તે થોડો કાળ સ્વર્ગ ભોગવી પછી અનંત કાળ માટે નરકે જશે, અને જેનાં પૂન્યનો ભાગ વધારે છે તેનું તેનાથી ઉલટું થશે. તોપણ ઉપરના આરોપોનો નાશ થતો નથી, કારણ પરિમીત કાળ ભલે કોટી કોટી યુગ હોય તોપણ અનંતકાળ પાસે તેનું પ્રમાણ કાંઇ નથી. અવિચાર અને નિર્દયતા ઓછી થઈ એમ કહી શકાય, પણ તેનો અભાવ તો કહેવાશેજ નહિં. મતલબ કે સ્વર્ગ નરકનો સ્વિકાર કરવા છતાં પણ અવશ્ય કબૂલ કરવું પડશે કે અનંત કાળના માટે સ્વર્ગ કે

નરકનો ભોગવટો વાજબી ઠરતો નથી; અગર એમ કહો કે પાપ-પૂન્યના પરિણામ-પ્રમાણે પરિમીત કાળ જીવાત્મા સ્વર્ગ વા નર્ક વારા ફરતી એક ભોગવશે પણ તેનાથી આપણી શંકાનું નિવારણ થતું નથી, પરિમીત કાળ પૂરો થતાં જીવાત્મા ક્યાં જશે ? પરબ્રહ્મે લીન થશે કે નહિં ? કારણ કે જો જ્ઞાન કર્મ ને ભક્તિ એ ત્રણ જ મુક્તિના ઉપાય હોય તો સ્વર્ગ કે નરકમાં તે ઉપાયોનાં સાધન વગર મુક્તિ અપ્રાપ્ય છે. કારણ સ્વર્ગનરક ભોગ માત્ર જ છે, કર્મક્ષેત્ર નથી અને દેહશૂન્ય આત્મા જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિઓ વગર સ્વર્ગ ને નરકે જ્ઞાન કે કર્મશાળી થઈ શકતો નથી, મતલબ્બ કે અત્યારે પણ તેનો તે સવાલ આવીને ઉભો રહે છે કે તે પરિમિત કાળના અવસાને જીવાત્મા ક્યાં જશે ?

હિંદુશાસ્ત્રો આ પ્રશ્નનો ઉત્તર આપે છે કે જીવાત્મા પછી જીવ લોકમાં પાછો ફરીને દેહાંતર ધારણ કરે છે; હિંદુ ધર્મના-તેમાં વિશેષકરીને-ગીતોક્તધર્મનો તો એજ અભિપ્રાય છે કે દેહનો ધ્વંસ થતાં જીવાત્મા સચરાચર ફરીથી જન્મ ગ્રહણ કરે છે. આ દેહાંતર પ્રાપ્તિમાં કર્મફળાનુસારે અને પાપપૂન્યના તારતમ્ય પ્રમાણે સારીનરસી યોની પ્રાપ્ત થાય છે; સચરાચર કર્મફળનો ભોગવટો જન્માંતરમાંજ થાય છે, પણ કેટલાંક કર્મો એવાં છે કે જેના પરિણામે સ્વર્ગ કે નરક ભોગવવું પડે; જેણે જેવા કર્મો કરેલાં હોય તેના પ્રમાણમાં સ્વર્ગ કે નરક ભોગવીને પછી જીવાત્મા જીવલોકમાં આવીને જન્મ ગ્રહણ કરે છે.

•

પણ જેઓ જન્માંતર નથી માનતા તેઓની સઘળી શંકાઓનો હજી ખુલાસો થએલો નહિં ગણાય, તેઓ તો કહી શકે છે કે "જેટલી વાતો કરી તે સઘળી અંદાજી વાતો છે કોઈનું ન્યાયયુક્ત પ્રમાણ નથી, અનંત કાળનો સ્વર્ગ ભોગવટો કે નર્ક ભોગવટો, તે ધારો કે ન્યાય વિરૂદ્ધ છે કારણ કે તેનું કાંઈ પણ પ્રમાણ નથી, પણ અમે તો સ્વર્ગ નર્કનું મુળે અસ્તિત્વ જ માનતા નથી, કારણ કે તેનું પણ ન્યાયયુક્ત પ્રમાણ નથી, અને સ્વર્ગ નર્કને ન માનીયે તો પછી જન્માંતર શા માટે માનીએ ? કબૂલ કરીએ છીએ કે આત્મા અવિનાશી છે, તમે કહેશો કે અવિનાશી આત્મા દેહાંતરે ન જાય તો ક્યાં જાય ? અત્રે ઉત્તર આપીશું કે ક્યાં જાય તે નથી જાણતા. પરકાળની કાંઈ વાત નથી જાણતા અને જે નથી જાણતા જેનું કાંઈ પણ પ્રમાણ નથી તે માનીશું નહિં, જન્માંતરનું પ્રમાણ આપો તો માનીશું. જે વાત નથી જાણતા તે વગર પ્રમાણે માનીજ લેવી એમ ઠરતું નથી. તું રામ પણ નથી અને શ્યામ પણ નથી એટલે એમ નથી સાબીત થતું કે તું જાદવ કે માધવજ છે. જન્માંતર થાય છે તેનું પ્રમાણ શું ?

શંકા ઘણી મોટી છે. જન્માંતરવાદીઓ આ વિષયે જે પ્રમાણો આપી શકે તે યથાસાધ્ય આપણે નીચે આપીએ.

(૧) આ દેશે ઘણુંકરીને લોકોના અદૃષ્ટનું તારતમ્ય બતાવીને આ મતનું સમર્થન કરે છે, કોઇ વિના દોષે દુઃખી, કોઇ સહજ દોષ કરવા છતાં પણ સુખી વગેરે વૈષમ્યનું કારણ આર્યદેશીય લોક જન્માંતરના સુકૃતદુષ્કૃત વગર બીજું કાંઇ સમજતા નથી. લોકા-

ન્તરે એટલે સ્વર્ગ કે નરકે સુકૃત બક્ષીસ કે દુષ્કૃતનો દંડ મળવાની રીતથી તો આ લોકનું અદૃષ્ટ વૈષમ્ય સંપૂર્ણ રીતે સમજી શકાય નહિ. કોઈ આ જન્મે દુઃખી અને અજ વર્ગરના ઘરમાં જન્મે છે, તો કોઈ સંપૂર્ણ સુખી, રાજાનો એકનો એક પુત્ર બને છે. જન્મતાં જ અદૃષ્ટનું આટલું તારતમ્ય શા માટે? જો કર્મફળ કહો તો આ જન્મનાં કર્મફળ તો નજ હોવાં જોઈએ, કારણ તરતનાં જન્મેલાં બાળકનાં તો આ જન્મકૃત કર્મ કાંઈ નથી એટલે સહજે જ આ ઠેકાણે તેઓ પૂર્વજન્મ કૃત કર્મફળનો સ્વિકાર કરી શકે.

પણ પૂર્વપક્ષનું સમાધાન તો આથી પણ થઈ શકતું નથી, કારણ આપત્તિ કરનારાઓ એમ પણ તકરાર લઈ શકે કે, શું સઘળું કર્મફળથીજ બને છે? જો તેમજ હોય તો મરણને પણ કર્મફળ ગણવું જોઈએ, પણ કોઈ પણ જીવ ક્યારે પણ મૃત્યુથી નિષ્કૃતિ પામેલું નથી, એટલે સિદ્ધ થાય છે કે એવું કોઈ કર્મ કે અકર્મ નથી કે જેનાથી મરણથી રક્ષા થઈ શકે, એટલે મૃત્યુ કર્મફળ થઈ શકતું નથી. અને જો મૃત્યુ કર્મફળ નથી તો પછી જન્મને કર્મફળ શા માટે કહેવું? જે કર્મફળ અને જે કર્મફળ નહિં એ સઘળું ઇશ્વરી નિયમથી થાય છે તો આ પણ તેમજ માનાય. તમારા કહેવા પ્રમાણે માનવું એ વ્યાજબી અને આ ગેરવ્યાજબી શા માટે? દંપતીસંસર્ગે અરસપરસ વિશેષે પુત્ર જન્મે, પછી રાજાનું ઘર હોય કે ભીખારીનું ઘર હોય, તો એવા સમયે જન્મેલાં બાળકનાં કર્મફળને શા માટે શોધવા જવું જોઈએ?

આ જગ્યાએ પણ તકરાર પુરી થતી નથી. પૂર્વજન્મવાદીઓ જવાબમાં કહી શકે છે કે ઇશ્વરી નિયમનાં પરિણામે સઘળું થઇ શકે એ અમે પણ કબુલ કરીએ છીએ, પણ તે સાથે એ પણ કહી શકીએ છીએ કે એ જે વૈષમ્ય ઘટે છે તે પૂર્વજન્મકૃત ફળાનુસારેજ ઘટે છે, એ પણ એક ઇશ્વરી નિયમ છે. તમે જે નિયમ બતાવો છો તેનો હું અસ્વિકાર કરૂં છઉં, જન્મનું કારણ ઉપસ્થિત થતાં જન્મ થયા પછી રાણીના ગરભે હો, અથવા દરિદ્રના ગરભે હો, એ પણ હું કબૂલ કરૂં છઉં, પણ એનાથી શું સઘળું જન્મ તત્વ તું સમજાવી શકશે? કોઇ રૂપ કાન્તી બુદ્ધિ અને સદ્ગુણ લઈ જન્મગૃહણ કરે છે, જ્યારે કોઇ કુરૂપ નિર્બોધ અને ગુણહિણ થઇને જન્મે છે; તું કદાચ એમ પણ કહીશ, કે આ પ્રમાણે જે પ્રભેદ છે તે અનેક સ્થાને જન્મ પછીની શિક્ષાનું પરિણામ છે. શિક્ષા પ્રભેદે જો કે કેટલુંક તારતમ્ય ઘટી શકે પણ સઘળું તારતમ્ય શિક્ષાને આધિન જ એ માની શકાય નહિં. કારણ એક જ પ્રકારની શિક્ષાથી અનેક સ્થળે પાત્રભેદે ફળનું તારતમ્ય વિશેષ દેખાય છે એટલું જ નહિં પણ શિક્ષાના આરંભ પહેલાં દેહ અને બુદ્ધિનું તારતમ્ય માલૂમ પડે છે; છ મહિનાનાં બાળકોની અંદર પણ આ પ્રભેદ જણાએલો છે, હું જાણું છું કે તું કદાચ એમ પણ બોલીશ કે શિક્ષાના આધિન તરીકે જેટલી બાબતોનો સ્વિકાર નથી કરી શકાતો તે તારતમ્ય બૈજિક અર્થાત પિતા માતા અથવા પૂર્વ પુરૂષની પ્રકૃતિનું પરિણામ છે, હું એ પણ કબુલ કરૂં છઉં કે માતા પિતા અથવા પૂર્વ પુરૂષની પ્રકૃતિનાં પરિણામે આપણને મળી શકે છે, અને પાશ્ચાત્ય પંડીતોએ પણ તે પ્રમાણથી સાબીત કરેલું છે. પણ મનુષ્ય દેહના જે તારતમ્યની આપણે વાત કરીએ છીએ તે, તારાં બૈજિક તત્વથી

સંપૂર્ણ રીતે સમજી શકાતી નથી; એકજ માતાના ગર્ભે એકજ પિતાના ઔરસે અનેક સંતાનો જન્મે છે, તેઓનાં માબાપ કે પૂર્વપુરૂષોમાં કાંઇ પ્રભેદ નથી, છતાં તે સંતાનોની અંદર વિશેષ તારતમ્ય માલુમ પડે છે, તેના ઉત્તરમાં તું કદાચ એમ પણ બોલીશ કે ગર્ભાધાન સમયે માતપીતાની દૈહિક અવસ્થા, અને જેટલા દિવસ સંતાન ગર્ભે રહે તે વખતની માતાની દૈહીક અને માનસિક અવસ્થા ઉપર એ તારતમ્યનો આધાર છે, પણ સાથે જન્મેલાં સંતાનોમાં પણ એવાં તારતમ્ય દેખાય છે એ તારતમ્યનું કાંઇ કારણ કહી શકશે ? વૈજ્ઞાનિકો આનો પણ ઉત્તર આપી શકે છે કે એ સઘળાં તારતમ્યો એટલે બુદ્ધિનો મનુષ્યપરિજ્ઞાત નૈસર્ગિક નિયમાધિન છે. એટલું જ્યારે આપણે સમજી શકીએ છીએ ત્યારે બાકીનું જે નથી સમજાતું તેને મનુષ્યે જ્ઞેયનિયમોની અંદરજ ગણી તે સમજવા માટે યત્ન કરવો ઉચિત છે, પણ પૂર્વજન્મની કલ્પનાની જરૂર નથી. વિજ્ઞાન અત્યાર સુધીમાં કદી એટલી હદે નથી પહોંચ્યું કે આ તારતમ્યનાં કારણો બરાબર સમજી શકાય; પણ જે આટલે સુધી પહોંચ્યું છે તો એટલી હદ સુધી પણ એક દિવસ પહોંચશે.

જન્માંતરવાદી પણ આનો જવાબ આપી શકે છે કે તારી વાતો પણ અટકળની જ છે, વિજ્ઞાન જે હમણાં નથી સમજાવી શકતું તે ભવિષ્યમાં સમજાવી શકશે એ અટકળ નહિં તો બીજું શું ? એ તો નહિ માની શકાય તેવું છે.

આ પ્રમાણે તકરારનો છેડો નથી તેમ બીજા કોઇ પણ પક્ષનો જય પરાજય નથી. અત્યાર સુધી પરસ્પરમાં કોઇ કોઇને નિરૂત્તર કરી શકયા નથી, બેઉની હાલત સરખી છે. જે અજ્ઞાત—અત્યાર સુધી નથી જણાયેલું તેનો બેઉને આશ્રય લેવો પડે છે.

(૨) ઘણા લોકોનું એમ માનવું છે કે જે બાબતમાં ઘણા લોકોનો એકમત હોય તે સત્ય હોવું જોઇએ, પછી ખ્રીસ્તી કે મુસલમાનો ભલે ગમે તેમ કહે પણ બીજા ધર્મોના ઘણા લોકોનું માનવું પુનર્જન્મના વિશ્વાસ તરફ છે, દુનિયાના ઘણા લોકો આ વાત કબૂલ કરે છે.

આ ઠેકાણે એ પણ ભૂલી જવાનું નથી કે ભલે ઘણા લોકોનો મત હોય છતાં પણ વગર પ્રમાણે તે મત અનેકને પ્રીતિ કરતા તો નહિ જ થવાનો; ઘણા લોકો કબૂલ કરે તેથી જ તે મત સત્ય છે એ સાબીત થતું નથી.

(૩) જ્યાં સુધી અનેક જન્મનો અનુભવ લઇ આત્મા જ્ઞાનકર્માદિદ્વારા પવિત્ર નથી થતો ત્યાં સુધી તે બ્રહ્મ પ્રાપ્તિને યોગ્ય થતો નથી. અને એકજ જન્મના અનુભવથી તેવી ચિત્ત શુદ્ધિ થતી નથી એમ ફક્ત હિંદુ લોકોનું જ કહેવું છે તેમ નથી, પણ ગ્રીક વિદ્વાનોએ પણ એ યુક્તિએ કરીને જન્માંતરવાદની સત્યતા ઠરાવવાનો પ્રયત્ન કીધેલો છે. Phœdon નામના પ્રખ્યાત ગ્રંથમાં સોક્રેટીસનો મત જોતાં માલુમ પડે છે.

(૪) અનેક લોકોનું એમ પણ માનવું છે કે યોગ્યસિદ્ધપુરૂષો પોતાના પૂર્વજ-

ન્મનાં વૃત્તાંતોનું સ્મરણ કરી શકે છે, એ ઉપરથી પૂનર્જન્મની સત્યતાનો સ્વિકાર કરી શકાય. પણ આ પ્રમાણે કોઈ સિદ્ધ પુરૂષને પોતાના પૂર્વજન્મનું સ્મરણ થયું હોય તે વિશ્વાસ કરવા યોગ્ય કાંઈ પ્રમાણ નથી. જો કે પુરાણોમાં આવાં ઘણાંક દૃષ્ટાંતો છે તેમ કેટલાંક વિદેશી દૃષ્ટાંતો પણ મળી શકે પણ તે વિશ્વાસ યોગ્ય ગણાય નહિં; વળી ધારો કે કોઈ સિદ્ધ પુરૂષની એ પ્રમાણે પૂર્વજન્મની સ્મૃતિ થવાનું જાનેલું કહી શકાય તોપણ, તેમાં બે તરેહના સંદેહ ઉત્પન્ન થઇ શકે (૧) તે સાચું બોલે છે કે કેમ. (૨) કદી ઇચ્છા પૂર્વક મિથ્યા ન બોલતો હોય પણ તેની સ્મૃતિ કોઇ પીડાજનીત મસ્તકથી કે કોઇ ચોકસ જાતના રોગથી તેના મસ્તકની ક્રિયાથી તો આ સ્મૃતિ નથી ઉત્પન્ન થઇ.

(૫) યોગીઓની પૂર્વજન્મસ્મૃતિનો કદિ વિશ્વાસ ન રાખી શકાય તોપણ પૂર્વજન્મસ્મૃતિનું એક બીજું પ્રમાણ મળી શકે છે, અનેકને એવો અનુભવ થાય છે કે કોઈ નવી જગ્યાએ જતાં જાણે આસ્થાને પોતે અગાઉ કોઇ વખત આવ્યો હોય એવો આભાસ થાય છે, કોઇપણ નવીન ઘટના ઉત્પન્ન થતાં વિચાર થાય છે કે આ ઘટના જાણે પૂર્વે કોઇ સમયે થઇ હોય, તે સાથે એ પણ નક્કી હોય કે આ જન્મે આ સ્થાને કદી પણ આવવું થયું નથી, અથવા ભૂતકાળમાં આ ઘટના આ જન્મે કદી થઇ નથી; આવા સંયોગમાં અનેક એવો વિશ્વાસ રાખે છે કે આ સઘળું પૂર્વ જન્મનું કારણ છે, તેમ ન હોય તો આવી સ્મૃતિનો ઉદય ક્યાંથી થાય ?

આ પ્રમાણે સ્મૃતિનો ઉદય થઇ શકે છે તેતો સત્ય છે. વાચકવર્ગ પણ કબૂલ કરશે કે તેઓમાંના અનેકને પોતાના મનમાં આવી સ્મૃતિનો ઉદય કોઈ વખતે થયો હશે. પાશ્ચાત્યવિજ્ઞાનશાસ્ત્ર પણ આનો સ્વિકાર કરે છે. વૈજ્ઞાનિકો આનું કારણ.

Fallacies of Memory અથવા મસ્તકનું ડબલ એકશન બતાવે છે, આવી સ્મૃતિનો ઉદય શા માટે થાય છે, તેનો મી. કારપેન્ટરે " મેન્ટલ ફીઝીઓલૉજી નામના ગ્રંથમાં સારો ખુલાસો કીધેલો છે.

પક્ષાંતરે એમ પણ નથી કહી શકાતું કે, આ પ્રમાણે સઘળી સ્મૃતિઓનું અનુસંધાન કરતાં વર્તમાનજીવનમુલક તરીકે સાબીત થયેલ છે, વધારે 'તપાસ' થયાં પહેલાં આ વાતનો નિશ્ચય થઇ શકતો નથી, જેટલું જોઇએ તેટલું અનુસંધાન હજુપણ થયું નથી, જ્યાં સુધી અનુસંધાન નથી થયું ત્યાં સુધી આ પ્રમાણ કેટલે દરજ્જે ગ્રાહ્ય છે તે નક્કી થઈ શકતું નથી.

અનુસંધાનનું ફળ બન્ને મતેતે આવતું હોય પણ એક બીજો તર્ક ઉત્પન્ન થાય કે સ્મૃતિ મસ્તકની ક્રીયા છે કે આત્માની ક્રીયા છે, તે નક્કી થવું જોઇએ; જો કહો કે આત્માની, તો પૂર્વજન્મની સવિશેષસ્મૃતિનો આપણને શામાટે ઉદય થતો નથી ! ફક્ત જરાતરા સ્મૃતિનાં છુટાં છવાયાં દૃષ્ટાંતો આપવાનું શું પ્રયોજન ? આત્મા તો તેજ છે

ત્યારે તેની સ્મૃતિ ક્યાં ગઇ? અગર બોલો કે સ્મૃતિ મસ્તકની ક્રીયાછે તો પછી આવી છુટી છવાઇ સ્મૃતિ પણ શી રીતે હોઈ શકે? કારણ કે જે મસ્તકમાં પૂર્વજન્મની સ્મૃતિ હતી તે મસ્તકનો તો દેહ સાથે નાશ થઈ ગયો છે.

આ શંકાનું અવલોકન પણ થઈ શકે, પણ વિચાર કરતાં જરૂર જણાતી નથી કારણ એ સંઘળી સ્મૃતિઓ પૂર્વજન્મની સ્મૃતિજ છે એ હજુ નક્કી થએલ નથી.

છેવટ વાત એટલીજ કે જેઓ જીવાત્માની નિત્યતાનો સ્વિકાર કરે છે તેઓને તો જન્માંતરનો સ્વિકાર કરવોજ પડશે, કારણ જો આત્મા નિત્ય છે તો અવશ્ય પૂર્વે હતો જ; ક્યાં હતો? પરમાત્મામાં લીન હતો એ કહી શકાશે નહિ. કારણ જે લીન તે જીવાત્મા કહેવાય નહિ કારણ કે તેનું પ્રથક આસ્તિત્વ નહોતું; અગર કહો કે લોકાન્તરે હતો તો પછી આ લોકે તેનો જન્મ જન્માતરને કબુલવું જોઇશે.

એવી રીતે માનવાવાળા પણ હશે કે જેઓ આત્માની અવિનાશીતા સ્વિકારે પણ તેની નિત્યતા ન સ્વિકારતા હોય, મતલબ કે એમ બોલતાં હોય કે "દેહની સાથે આત્માનો જન્મ થાય અને જન્મ થવા પછી તેનો ધ્વંસ નથી થતો પણ જન્મ પહેલાં આત્મા હતો એમ નહિ બની શકે, જેઓ આમ બોલનાર છે તેઓ પ્રત્યેક જીવ જન્મે એક નવીન સૃષ્ટીની કલ્પના કરે છે પણ આવી કલ્પના વિજ્ઞાન વિરૂદ્ધ છે, કારણ વિજ્ઞાન શાસ્ત્રનું મૂળ સુત્ર એજ છે જે જાગતિક સઘળા નિયમો નિત્ય છે તેનો કદી વિપર્યાય ઘટતો નથી. જાગતિક નિયમોની અંદર વિશેષ પ્રકારે પ્રમાણીકૃત એક એવો નિયમ છે કે જગતમાં નવીન સૃષ્ટી છે જ નહિ, જગતમાં નવું કાંઇ ઉત્પન્ન થતું જ નથી. જે કાંઇ થાય છે તે નિત્ય નિયમોના પ્રભાવે વસ્તુઓનું રૂપાન્તર જ થાય છે. આ જે જીવશરીર તેનો જન્મ થતાં અથવા તે ગર્ભે સંચારીત થતાં એક નવિન ઉત્પત્તિ થવાનું કહી શકાય નહિ, પૂર્વેથી જ વિધમાન સઘળાં જડપદાર્થસમૂહનો નવીન સમવાય માત્ર થએલો કહી શકાય એટલે કે માત્ર અન્ય વસ્તુનું રૂપાન્તર જ થયું; જો આત્મા શરીર સાથે જન્મ ગ્રહણ કરે તો તે રૂપાન્તર થએલું કહી શકાયજ નહિ કારણ આત્મા જડ પદાર્થ નથી. અને જડનો વિકાર થતો નથી, પૂર્વ જાત આત્મા અવિનાશી હોવાથી તેઓનું રૂપાન્તર ઘટતું નથી. એટલે નવીન સૃષ્ટી જાગતિક નિયમ વિરૂદ્ધછે એટલે જો આત્માને કહીએ તો તો નિત્ય અને અનાદિપણાનો સ્વિકાર કરવો જ પડશે અને જ્યારે નિત્ય અને અનાદિપણું સ્વિકારીએ તો જન્માંતર સ્વિકારવા વગર ચાલશે જ નહિ.

જેઓ આત્માનું સ્વાતંત્ર્ય અથવા અવિનાશીતાનો સ્વિકાર નથી કરતા તેઓ તો જન્માંતરનો સ્વિકાર પણ નહિ કરે, તેઓને આપણે એટલું જ કહી શકીશું કે જન્માંતર વાદ અપ્રમાણ ઠરવા છતાં પણ તેઓના માટે અશ્રદ્ધેય ઠરતો નથી, તેઓના જેવાજ વિચારવાળા યુરોપીઅનો તેના માટે શું વિચાર આપેછે તે જોવા માટે Rhys Davids નામનો બૌદ્ધ તત્વવેત્તા શું લખે છે તે વાંચવાની ભલામણ કરીશું.

આ વાતની અંદર એક બારીક તત્વ સમાયેલું છે; ખ્રિસ્તિઓ જન્માંતરે વિશ્વાસ કરતા નથી તેઓનું માનવું એમ છે કે ઈશ્વર સ્વર્ગે બેસી પાપ પુન્યનો ઇન્સાફ કરી પાપીને દંડ અને પુન્યાત્માને તેના બદલામાં આપવા ઇનામો આપવાનું કામ કરે છે. મી. ટેલર આ વાતનું તાત્પર્ય એટલું જ જણાવે છે કે આવો જે ઈશ્વર એક હાકેમની માફક સિંહાસને બેસી ડીક્રી ડીસમીસ કરે તેના કરતાં તો આ કાર્ય કારણની સાંકળે બંધાએલો અદૃષ્ટનો નિયમ એક વધારે કુશળતા ભરેલો કહેવાય. આ વાતને જરા બારીક દૃષ્ટીથી તપાસીએ; જગતની શાસન પ્રનાલી એવી છે કે જે કેટલાક જાગતિક નિયમો છે તે નિત્યછે તેનો કયારે પણ વિપર્યસ્ત ઘટતો નથી. આ સઘળા જાગતિક નિયમોના પ્રભાવેજ સઘળા જાગતિય ક્રિયાઓનો નિર્વાહ થાય છે તેમાં કયારે પણ ઇશ્વરને પોતાને હાથે કાંઇપણ કામ કરવું પડતું નથી. જો કે આપણુ સત્ય છે કે સઘળાં કામો ઇશ્વર પોતેજ કરેછે પણ તે નિયમોની પાછળ રહીને નહિં કે અનિયમિત કે નિયમ વિરૂદ્ધ. જો એમ માનીયે કે તે પોતે મોટો હાકેમ બનીને જીવોના મૃત્યુ પછી તેમના અદૃષ્ટ સંબંધે હુકમ જાહેર કરી કોઇને સ્વર્ગે અને કોઇને નર્કે મોકલાવી આપતો હોય તો, જે જગત વિરૂદ્ધ છે તેની કલ્પના કરવાનું પણ તેણે જ કરેલું ગણાય, એટલે પછી એમ નક્કી થયેલું ગણાય કે જગતમાં કોઇ પણ કામ જાગતિક નિયમથી થતું નથી પણ જગદીશ્વર પોતે જ કરે છે, એટલે પ્રત્યેક જીવના અદૃષ્ટનું પરિણામ નક્કી કરવાનું અનિયમ સિદ્ધ કરે છે, જેને અંગ્રેજીમાં Miracle કહે છે. પણ જો જન્માંતર વાદનો સ્વિકાર કરીએ તો આ સઘળી આપત્તિઓ રહેતી નથી. ઇશ્વરી નિયમ જ એવો ઠરે છે કે આ રૂપ પાપાચારી આ પ્રમાણેની યોની પ્રાપ્ત કરી શકે છે. આ પ્રમાણે કાર્ય કારણ યુક્ત નિયમોના ફળદ્વારા જ જન્માંતર સંપાદીત છે Miracle નું પ્રયોજન રહેતું નથી.

ઉપર જણાવેલા વિચારોના સ્થૂળ તાત્પર્યને તપાસીએ તો કહી શકાય કેઃ—

(૧) જન્માંતરવાદ અપ્રમાણ કહી શકાય નહિં.

(૨) તેના પક્ષમાં કેટલાંક પ્રમાણો પણ મળી શકે છે.

(૩) જેઓ આત્માની અવિનાશીતા સ્વિકારે છે તેઓના પાસે તો અખંડ પ્રમાણો છે.

(૪) જેઓ આત્માની અવિનાશીતા નથી સ્વિકારતા તેઓના પાસે પણ જન્માંતરવાદ અગ્રાહ્ય નથી.

જે ભક્ત છે તેઓના પાસે તો આ વિચારોની કાંઇ જરૂર નથી. યથાર્થ લખેલા ગ્રંથોમાં જો કાંઇ ઇશ્વરોક્તિનો મર્મ હોય તો તેજ તેઓના વિશ્વાસનું યથેષ્ટ કારણ છે.

જો કોઇના મનમાં એવો સંશય ઉત્પન્ન થાય કે ગીતાજીનો ઉપર જણાવેલો શ્લો

પ્રક્ષેપક્તિ છે, કે ફક્ત ગ્રંથકારે પોતાનો જ વિચાર જણાવેલો છે, અને ઉપર જણાવેલાં પ્રમાણોની સમાલોચના કરતાં કદી જન્માંતરવાદ ઉપર વિશ્વાસ ન જન્મે, અને તેઓ એવો પ્રશ્ન કરે કે જન્માંતરવાદનો અસ્વિકાર કરીને ગીતોક્તધર્મ ગ્રહણ કરી શકાય કે નહિં ?

તેનો ઉત્તર બહુ સહેલો છે. એ ગીતોક્તધર્મ સઘળાં મનુષ્યોના માટે છે; જે જન્માંતરવાદે વિશ્વાસ કરે તેના માટે પણ આ શ્રેષ્ટ ધર્મ છે, અને જેઓ વિશ્વાસ નથી કરતા તેમના માટે પણ ગીતોક્ત ધર્મ શ્રેષ્ટ છે, જેઓ શ્રીકૃષ્ણની ભક્તિ કરે તેમના માટે પણ શ્રેષ્ટ છે, અને જેઓ ભક્તિ ન કરે તેમના માટે પણ શ્રેષ્ટ છે. જે જન્માંતરવાદે વિશ્વાસ કરી શ્રીકૃષ્ણે ભક્તિ કરે અને ઇશ્વરે વિશ્વાસ રાખે તેના માટે આ ગીતોક્ત ધર્મ શ્રેષ્ટ છે એટલું જ નહિં પણ જેઓ જન્માંતમવાદનો અસ્વિકાર કરી શ્રીકૃષ્ણ અભકત હોઇને ઇશ્વરનો પણ અવિશ્વાસ કરનારા છે તેમના માટે પણ આ ગીતોકત ધર્મ શ્રેષ્ટ છે, કારણ ચિત્તશુદ્ધી અને ઇંદ્રિય સંયમ અનિશ્વર વાદીઓના પક્ષે પણ શ્રેષ્ટ ધર્મ છે, અને તે ચિત્ત શુદ્ધિ જ ગીતાજીનો મુખ્ય ઉદ્દેશ્ય છે. એ પ્રમાણે વિશ્વ, લૌકીક અને સર્વ વ્યાપક બીજો કોઇ પણ ધર્મ પ્રથ્વીમાં પ્રચાર થએલો નથી. જેનો જેટલો અધિકાર તેઓ તેટલું જ ગ્રહણ કરી શકે છે; જે સ્થાને જેનો વિશ્વાસ નથી તેના માટે તેઓ અધિકારી નથી, જેનો જેમાં અધિકાર છે તે તેને તેમાંજ મેળવી શકે છે.

---

## પૂર્વનું જ્ઞાન.

( મળેલું )*.

( અનુસંધાન ગત અંક પૃષ્ઠ ૧૨૮ થી. )

ખરો આધ્યાત્મિક શિક્ષક કોણછે? જે વસ્તુઓના સ્વભાવને ઓળખીને બીજાં પ્રાણીને ઉપયોગી થવાને સંતત પ્રયત્ન કરે છે તેજ.

પ્રશ્નોત્તર માલિકા.

---

* લેખક—રા. રા. મણિલાલ નથુભાઈ. દોશી. બી. એ.

જટા ધારણ કરવાથી, કુટુંબથી અને જન્મથી મનુષ્ય બ્રાહ્મણ થતો નથી પણ જે મનુષ્યમાં સત્ય અને સદાચાર છે તેને જ ધન્ય છે અને તેજ બ્રાહ્મણ છે.

હે મૂર્ખ? જટા ધારણ કરવાથી શો લાભ છે? અજચર્મના વસ્ત્ર પહેરવાથી શું ફલ છે? અંદરતો ખાઉંખાઉંની વૃત્તિઓ પ્રબળ છે અને બહારથી પવિત્ર થવાને પ્રયત્ન કરેછે.

જે મનુષ્ય અપરાધ કર્યો નથી છતાં પણ ઠપકો, ચાબુકો અને બંધ સહન કરે છે, જેનું લશ્કર સહન શીલતા છે અને જેની સેના બળ છે તેજ બ્રાહ્મણ છે.

જે મનુષ્ય, ક્રોધથી મુક્ત છે, ધર્મી સદ્‌ગુણી તેમજ ઈચ્છા રહિત છે, વિષય સુખમાં આસક્ત નથી, જે મહાન્ જ્ઞાની છે અને જે સદ્ અને અસદ્ માર્ગ જાણે છે તેજ ખરેખરૂં બ્રાહ્મણ છે.

જે મનુષ્ય નિર્બલ તેમજ બળવંત પ્રાણીને ઈજા કરતો નથી, મારી નાખતો નથી તેમજ બીજા પાસે મરાવતો નથી. સોયના બિંદુથી રાઇના દાણાની માફક જે મનુષ્યમાંથી ક્રોધ, માન અને દંભ ખરી ગયા છે અને જે બીજાને દુઃખ ન ઉપજે તેવું બોધદાયક અને નમ્ર સત્ય વચન બોલે છે તેજ ખરેખર બ્રાહ્મણ છે.

મોટી મોટી વાતો કરી જાણે તે ઉપરથી મનુષ્ય વિદ્વાન્ ગણાય નહિં અને ધોળા વાળ આવવાથી મનુષ્ય પૂજ્ય ગણાય નહિ.

અસત્ય બોલનારો અશિક્ષિત પુરૂષ ફક્ત ચૂડાક્રિયાથી શ્રમણ બનતો નથી, કારણ કે સર્વ જીવતાં પ્રાણી ઉપર જે મનુષ્યને દયા છે તેજ આર્ય કહેવાય છે.

જેનો કોઈ સંસારીને અનુભવ નથી એવું મુક્તિનું સુખ જેમને મળે છે, તે ફક્ત વિનયથી, વધારે બહુશ્રુતથી, સમાધિથી અથવા એકલા શયન કરવાથી મળી શકતું નથી.

જેની ઇંદ્રિયો અશ્વની માફક સારથિથી સારી રીતે કેળવાયેલી છે, સંયમમાં રખાયેલી છે, જે માનથી, અને વિષયોપરાગથી મુક્ત છે, તે મનુષ્યની દેવો પણ ઇર્ષ્યા કરે છે, આવો મનુષ્ય પોતાનો ધર્મ બજાવે છે અને પૃથ્વી અથવા ઉમરાની માફક સર્વસહા (સહન શીલ) છે. તે મનુષ્ય કાદવ વિનાના સરોવર તુલ્ય છે. જ્યારે તે સદ્‌જ્ઞાનથી સ્વતંત્રતા પ્રાપ્ત કરે છે ત્યારે તેના વિચાર, શબ્દ અને કાર્ય શાંત હોય છે.

ધમ્મપદ.

સંસારનો ત્યાગ, કરનાર ભિક્ષુએ બે બાબતનો ત્યાગ કરવો જોઇએ. એકતો સુખાસક્ત જીવન, કારણ કે તે તે મનુષ્યને નીચ વિષયી અને અધમ બનાવે છે. બીજું શરીરને અતિકષ્ટ આપનાર જીવન કારણ કે તે દુઃખદાયક અને લાભ વિનાનું છે.

મહાવગ્ગ.

ભિક્ષુઓના ધર્મ—

તેણે વિચારવંત થઇને મનની અંદર ઉત્પન્ન થતી સઘળી વાસનાઓનો નિરોધ કરતાં શિખવું, તેણે અભિમાન કરવો નહિ, કારણ કે સજ્જનો તેમાં આનંદ માનતા નથી. તેણે બીજા કરતાં પોતાની જાતને ઉત્તમ ગણવી નહિ.

જેમ સમુદ્રના મધ્ય ભાગમાં ( ગંભીરતા—ઉંડાઇને લીધે ) કલ્લોલ ઉત્પન્ન થતા નથી પણ શાંત હોય છે, તેમ ભિક્ષુએ ઇચ્છા રહિત અને શાંત થવું; તેને ચક્ષુથી વિવિધ રૂપ આકૃતિઓ જોવાને લોભી ન થવું; તેને દેશ વિદેશની વાતોથી કાન દૂર રાખ; તેને મિષ્ટાન્નની લાલસા ન રાખવી; તેને જગતમાં કોઈ ચીજની ઇચ્છા ન રાખવી; જ્યારે તે રોગ ગ્રસ્ત થાય ત્યારે તે ભિક્ષુએ દિલગીર ન થવું; ભયથી તેને કંપવું નહિ; તેને ધ્યાની થવું પણ પરછિદ્ર જોવાં નહિ; તેને આલસુ થવું નહિ; તેને વધારે ઉંઘવું નહિ; તેને સ્વપ્નનો અને શુકનનો ભાવ સમજાવવો નહિ, તેમ જ જ્યોતિષ જોવું નહિ; વળી તેને પક્ષીઓના નાદનો અર્થ કરવો નહિ; ભિક્ષુએ મિથ્યાભિમાની થવું નહિ, તેમ જ ક્લેશ ઉત્પન્ન કરનારી વાણી બોલવી નહિ; બહુ બોલા શ્રમણ પાસેથી ઘણી વાતો સાંભળીને તેને ક્રોધી ન થવું તેમ જ અપ્રિય શબ્દ બોલવા નહિ. કારણ કે સજ્જનો બીજાનો તિરસ્કાર કરતા નથી.

તુરતક સૂત્ત.

જેવી રીતે સોની રૂપામાં રહેલી અપવિત્ર ચીજો દૂર કરે છે તેવી રીતે સુજ્ઞ પુરૂષે આત્મામાં રહેલી, અશુદ્ધિ એક પછી એક ધીમે ધીમે દુર કરવી.

લોઢામાંથી ઉત્પન્ન થનારી અશુદ્ધિ, જ્યારે ઉત્પન્ન થાય છે ત્યારે, તેનો નાશ કરે છે તે જ રીતે ધર્મઉલ્લંઘન કરનારાના કાર્યો (પાપ) તેને અસદ્‌માર્ગે લેઇ જાય છે.

બીજાના દોષ જોવા સહેલ છે પણ પોતાના દોષ જોવા મુશ્કેલ છે મનુષ્ય પરના દોષ ફોતરાની માફક ઝાટકી નાખે છે પણ રમનારથી ખોટો પાસો સંતાડનાર ઠગની માફક પોતાના દોષ ઢાંકે છે.

જે મનુષ્ય બીજાના દોષપ્રતિ દ્રષ્ટિ રાખે છે, અને સહેજ સાજ વાતમાં માઠું લગાડે છે તેના વિકારો વૃદ્ધિ પામશે, અને તેમનો પોતાનો વિનાશ કરી શકશે નહિ.

દુષ્ટકર્મ કરનારા તેમજ નીચ પુરૂષોને મિત્ર બનાવતા નહિ. સદ્‌ગુણી તેમજ ઉત્તમ મનુષ્યોને મિત્રની પદવી આપવી.

કુવા ખોડનારા જળ વ્હેવરાવે છે, ધનુષ્યધારીઓ તીરને સીધ્ધુ બનાવે છે, સુતારો લાકડાના કકડાને વાળે છે, તેમજ સુજ્ઞ પુરૂષો પોતાની જાતને બનાવે છે.

જેવી રીતે અભેદ્ય ખડક પવનથી કંપતો નથી તેમ સુજ્ઞ પુરૂષો નિંદા તેમજ પ્રશંસાથી નીતિ માર્ગથી ચુકતા નથી.

સજ્જનો સર્વ સંયોગોમાં સાવધાન રહે છે, વિષયતૃપ્તિની લાલસાથી બોલતા નથી; સુખમાં હોય અથવા દિલગીરીમાં હોય તો પણ સુજ્ઞ પુરૂષો ફુલી જતા નથી તેમજ ઉત્સાહ ભંગ થતા નથી.

ધમ્મપદ.

ગૌતમબુદ્ધના છેલ્લા વ્યાખ્યાનમાં નીચલો ફકરો માલુમ પડે છે. તે ફકરો "Work out your salvation" આ વાક્યનું વધારે સ્પષ્ટીકરણ છે.

"હે આનન્દ! જે મનુષ્ય હમણાં અથવા મારા મરણ પછી પોતાની જાતનો જ દીપ અને આશ્રય રૂપ થશે, બીજાના આશ્રય વાસ્તે આધાર રાખશે નહિ પણ સત્યને દીપ તથા આશ્રય રૂપ દ્રઢ રીતે ગણીને પોતાના કરતાં બીજા ઉપર આશ્રય વાસ્તે આધાર રાખશે નહિ તે ભિક્ષુઓ જ, હે આનન્દ, ઉચ્ચમાં ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરશે. પણ તેને વાસ્તે તેઓએ શીખવાની અભિલાષા બતાવવી જોઇએ.

કર્મ.

ભુલ ખાશો નહિ. ઇશ્વર છેતરાતો નથી. જેવું મનુષ્ય વાવે છે તેવું તે લણશે.

Prov. LVI. 7

મનુષ્યે કરેલા શુભ અને અશુભ કાર્યમાંનું કોઈ પણ અનુપયોગી નથી, કારણ કે તે સઘળાને કોઇક પ્રકારના ફળ આવે છે. આપણા શુભ અને અશુભ કાર્યો છાયાની પેઠે આપણને અનુસરે છે.

Fo-sho-hign-tas-king.

વ્યોમમાં, સમુદ્રના મધ્ય ભાગે, પર્વતના ખડકોમાં, સકળ જગતમાં એવું એક પણ સ્થાન નથી કે જ્યાં જવાથી મનુષ્ય પોતાના કાર્યના ફળથી મુક્ત થઈ શકે.

જેના હાથમાં ધા વાગ્યો નથી તેને ઝેરનો સ્પર્શ અસર કરી શકતો નથી; તેજ રીતે અશુભ કાર્ય નહિ કરનારને વાસ્તે કાંઇ પણ અશુભ નથી.

જો કોઈ અજ્ઞાની મનુષ્ય નિર્દોષ, પવિત્ર અને નિરપરાધી મનુષ્યને દુઃખ દે તો, તે દુઃખ, વાયુની સામે નાખેલા ધુલના પરમાણુની માફક, તે અજ્ઞાની મનુષ્ય ઉપર આવી પડે છે.

ધમ્મપદ.

આપણા કાર્યનો નાશ નથી; તેનો નિઃશંસય બદલો આપે છે.

કોકાલીય સૂત્ત.

પુરૂષ યા સ્ત્રીએ, દાનથી, ધાર્મિક વૃત્તિથી, મિતાહારથી, અને આત્મસંયમથી, પવિત્ર દેવાલયમાં, બુદ્ધધર્મીસંઘમાં, અમુકવ્યક્તિમાં, પાંથમાં, તેના પિતામાં તેની માતામાં અથવા જ્યેષ્ઠ બંધુમાં, જે ભંડાર એકઠો કર્યો હોય તે જ ખરો છે.

આ શુભભંડાર ચોક્સ છે. અને જતો રહેતો નથી. અને જો કે આ સંસારના ક્ષણ વિનશ્વર ધનનો ત્યાગ કરે છે તો પણ મનુષ્ય ભંડારને સાથે લેતો જાય છે.

મનના વિચારે આપણને બનાવ્યા છે. આપણી હાલની સ્થિતિ વિચારનું કાર્ય અને પરિણામ છે, જો મનુષ્ય હૃદયમાં અશુભ વિચાર રાખે તો બળદની પાછળ આવનાર ચક્રની માફક દુઃખ તેના પર આવી પડે છે.

આપણી હાલની સ્થિતિ આપણા વિચાર અને ઇચ્છાને લીધે છે. આપણા વિચારો આપણને બનાવે છે. જો મનુષ્ય હૃદયમાં પવિત્ર વિચાર રાખે તો, તેની છાયાની પેઠે આનંદ નક્કી તેને અનુસરે છે.

ધમ્મપદઉપરથી.

જે ભંડાર બીજાનું ભુંડું કરતો નથી, અને જેની ચોર ચોરી કરી શકતો નથી તે મેળવવો હોય તો સુજ્ઞ પુરૂષે શુભ કાર્ય કરવાં, અને ભંડાર તો એની મેળે આવી મળશે.

નિધિકંદ સૂત્ત.

જો જીવતાં વૃક્ષને મૂળ સહિત, ઉખેડી નહિ નાંખતા ફક્ત ઉપરથી કાપવામાં આવે છે તો ફરીથી તે વૃક્ષ ઉગી નીકળે છે, તે જ રીતે જો વિષયાભિરૂચીનો જરા પણ નાશ ઉન્મૂળ કર્યા સિવાયનો રહ્યો હોય તો તે મનુષ્યને ફરી ફરીને જન્મ લેઇ દુઃખ ભોગવવાં પડશે.

ઉદાનવર્ગ.

જે મનુષ્ય અધર્મ પર પ્રીતિ રાખે છે તે દૌર્ભાગ્યને આમંત્રણ આપે છે. તે દૌર્ભાગ્ય તો તેના શબ્દના પ્રતિધ્વની રૂપ છે.

જે મનુષ્ય શુભાચરણ પાળે છે તે સુખ પામે છે. સુખ તેવા મનુષ્યની પાછળ છાયાની માફક અનુસરે છે.

## સત્ય વાણી.

મરણ અને જીવન વાણીની સત્તામાં રહેલાં છે. જેઓ તેના ઉપર પ્રેમ રાખે છે તેઓ તેના ફળ ચાખશે.

Pro. XVIII. 21

## ભાષા શુદ્ધિ ઉપર.

બુદ્ધના ઉપદેશ પ્રમાણે વાણીના ચાર ગુણો નીચે પ્રમાણે હોવા જોઇએ.

(૧) તે વાણી સારી રીતે બોલાવી જોઇએ.

(૨) તે અન્યાય યુક્ત નહિ પણ ન્યાય યુક્ત હોવી જોઇએ.

(૩) તે અપ્રિય નહિ પણ પ્રિય હોવી જોઇએ.

(૪) તે અસત્ય નહિ પણ સત્ય હોવી જોઇએ.

હૃદયને અનુપયોગી એક સો શ્લોકનો ઉચ્ચાર કરવા કરતાં મનુષ્યે શાંતિ આપે તેવા વાનનો એક શબ્દ બોલવો વધારે ઉત્તમ છે.

મનુષ્ય જન્મે છે ત્યારે મુખમાં કુહાડી સહિત જન્મે છે. અને તે કુહાડીવતી; ખરાબ શબ્દ બોલીને, મનુષ્ય પોતાનોજ નાશ કરે છે.

કોકાલીય સૂત્ત.

જે વાણી પોતાને પશ્ચાતાપ ઉપજાવતી નથી, તેમ જ બીજાને કાંઈ પણ ઈજા કરતી નથી, તે વાણીનો બોલનાર જ સારૂ બોલે છે.

મનુષ્યે પ્રિય વચન બોલવા જોઈએ. જેનો ઉચ્ચાર થતાં બીજા મનુષ્યો આનંદ પામે છે. ખુશીથી તેનો સ્વીકાર કરે છે, અને તે વચનનો અપરાધ કરાવતા નથી.

સત્ય બોલવું તે અમૃત તુલ્ય છે. સત્ય અનુપમ છે સત્ય, ન્યાય યુક્ત તેમ જ શુભ વસ્તુને વળગી રહે છે. આ પ્રમાણે સુજ્ઞ પુરૂષો જણાવે છે.

## મતાંતરો અને ધર્માનુયાયીઓ.

જે મનુષ્ય તત્વજ્ઞાનની એક વિચારશ્રેણીને વળગી રહીને જણાવે છે કે આ ઉત્તમોત્તમ છે " અને તેને સૌથી શ્રેષ્ઠ ગણી તેનાથી વિપરીત દરેક વિચાર પદ્ધતિને હલકી ગણે છે, તે મનુષ્યે હજુ વાદવિવાદનીવૃત્તિ ઉપર જય મેળવ્યો નથી.

તેવો મનુષ્ય, જોયેલી અથવા સાંભળેલી કોઈ પણ વસ્તુથી પોતાને લાભ થયેલો હોવાથી, તેને વળગી રહીને બીજી સર્વ વસ્તુઓને અયોગ્ય ગણે છે.

જે વસ્તુને વળગી રહી બીજી સર્વ વસ્તુઓને અશુભ ગણે છે તે વસ્તુને સુજ્ઞ પુરૂષો, બંધનરૂપ ગણે છે. તેટલા માટે ભિક્ષુએ જોયેલા, સાંભળેલા, વિચારેલા વિષય અથવા સદ્ગુણ અને સત્કાર્યને પણ આધીન થવું નહિ.

જે તેણે જોયું છે, સાંભળ્યું છે, વિચાર્યું છે તેને વિશે જેના મનમાં જરા પણ પક્ષપાત યુક્ત વિચાર નથી તેવા બ્રાહ્મણના વિચાર કેવી રીતે કોઇ પણ મનુષ્ય બદલી શકે?

પરમટ્ઠક સૂત્ત.

બીજા પંથો ઉપર આક્ષેપ કરવો નહિ, તેમ જ નિષ્કારણ તે પંથોની અપ્રતિષ્ઠા કરવી નહિ પણ તેથી ઉલટું જે જે કારણોને લીધે માન ઘટતું હોય તે તે કારણો સારૂ બીજા પંથને માન આપવું; આ રીતે વર્તવાથી બન્ને ધર્મને લાભ થાય છે. પોતાના ધર્મની ઉન્નતિ

થાય છે. અને બીજા ધર્મને ફાયદો થાય છે. આથી જુદી રીતે વર્તવાથી બીજાને નુકસાન કરવાથી—પોતાનો જ પંથ નાશ પામે છે.

અશોકનો શિલા લેખ ૧૨

(રહાઇસ ડેવીડસના અશોકના લેખના ભાષાંતર સાથે નીચેનો ફકરો લખે છે "બુદ્ધ ધર્મના આટલા લાંબા વખતના ઇતિહાસમાં, જે જે દેશોમાં ઘણા લાંબા કાળ સુધી સર્વોત્કૃષ્ટ સત્તા ભોગવતા હતા ત્યાં, બુદ્ધોએ પરધર્માનુયાયીઓને હેરાન કર્યા હોય એવો એક પણ લેખ મળી આવતો નથી.

દુરાગ્રહી વિચારો પ્રમાણે ચાલનાર, અને તેને મળેલા ઉપદેશમાં જ સત્ય રહેલું છે, પવિત્રતા અહીંયા છે, તેણે આ પ્રમાણે વરતુ જોઈએ આ પ્રમાણે કથન કરનાર મનુષ્ય પવિત્રતાનો માર્ગ બતાવી શકે નહિ.

પણ સંસાર બંધનથી છુટો થયેલા મુની વારંવાર ઉઠતા પ્રશ્નોના વાદવિવાદમાં કોઇનો પક્ષ લેતો નથી; તેના પ્રથમના વિકારોને ત્યાગ કરીને, નવા વિકારોને ગ્રહણ નહિ કરીને સ્વેચ્છાનુસાર નહિ ભટકીને, સ્વમતાભિમાની નહિ હોવાથી તત્વજ્ઞાન સંબંધી જુદા જુદા મતોની જાળમાંથી મુક્ત થાય છે અને સુજ્ઞ હોવાથી તે જગતને વળગી રહેતો નથી, તેમજ આત્માને-નિંદતો નથી.

મહાવિયહ સૂત્ત.

---

આદ્ય પ્રેરક
સ્વ. 'અભેદમાર્ગ-પ્રવાસી'
મણિલાલ નભુભાઈ એમ. એ.

# સુદર્શન.

તંત્રી—
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ,
એમ. એ. એલ. એલ. બી.
ઉપતંત્રી—
માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

( ધર્મ-ગૃહ-સાહિત્ય-આદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

"सत्यं परं धीमहि"—भागवतम्.

[ પુસ્તક ૧૯. અંક ૬. ] ( માસિક. ) [ માર્ચ. ૧૯૦૪ ].

## સ્નેહ-લતા.

( મળેલું. )

લલિત રમણિય સુપુષ્પિત વેલ,
વિકાસિત પ્રફુલ્લ અંગ ભરેલ,
જગત રસ પૂર્ણથી એ રંગેલ,
મનુજ મન એજ લતે છેટેલ-

જગત નિશા અંધારે હજેળી પ્રીતિવેલ સુહાય;
કણ્ણુ વિશાલ વિપાદ છો, એ પાસે ઉભરાય—

સ્પર્શી ના કદિ ન એને થાય,
પુષ્પ કે પર્ણ કદિ ન કરમાય,
દિન પ્રતિરસથી એ છલકાય;
અજબ હા! એમ ન ભ્રમ ઉપરાય!!

સ્નેહલતે! પ્રેમીજન હૃદયે ઊંડાં તારાં મૂલ-
હિયુજ સૂક્ષ્મ તંતુથી જૂને, અણમોલી અંકુર!

વિલક્ષણ અજબ કૃતિ જગનૂર!
રમંતુ રસથી કરતી ચકચૂર!
વિયોગે પ્રેમ છલે મન પૂર!
ઉછાળે પ્રેમ ધુનિ સુમધુર!

પુલકાવલિ ખડી સંજલ નયને ચિંતનમાં મશગુલ-
મન, ઇશ સાંનિધ્ય પામતું પ્રગટે દિવ્ય જ્યોતિનું પૂર!

(પછી) જગત સ્થળ સ્વર્ગ સમું બનતું (૫),
ઐહિક નવ આર્થિક એ ધરતું (૫),
મનુજ મન શુષ્ક ભાવે તજતું (૫),
ઉચ્ચ સાંનિધ્ય વિષે તરતું (૫),

નવરંગી નવ ભાવ ભર્યાં ફૂલ નિરખું કદિએક ફૂલ-
સ્નેહમધુ રજ સિકર બ્હેકે, અણુકય આનંદ મૂલ!

જગતને દેજે મધુર તુજ વાસ,
ઉડાવે અમિભરિત ફુલ ખાસ,
જગતને દેજે અંગિત તુજ પાસ,*
કરીદે તુજમય આર્તપ્રકાશ!

સ્નેહલતે! તુજ અપ્રતિમ ભક્તિ વર્ષાવે અતિ રસાલ,
કટુરસ તજવી તું આમ દેજે, તુજ કીર્તિ પુષ્પનીમાલ.

×·×· પંડ્યા.

---

## રાજયોગ.

( અનુસંધાન-પૃષ્ઠ-૬૯ થી. )

બ્રહ્મતત્વ અનુભવવાનો માર્ગ. ( સમાધિ. )

उपेक्ष्यनामरूपेद्वेसच्चिदानंदतत्परः ।
समाधिंसर्वदाकुर्याध्दृदयेचाथवाबहिः ॥२२॥
सविकल्पोनिर्विकल्पःसमाधिर्द्विविधोहृदि ।
दृश्यशब्दानुविद्धेनसविकल्पःपुनर्द्विधा ॥२३॥
कामाद्याश्चित्तगादृश्यास्तत्साक्षित्वेनचेतनं ।
ध्यायेद्दृश्यानुविद्धोयंसमाधिःसविकल्पकः ॥२४॥
असंगःसच्चिदानंदःस्वप्रभोद्वैतवर्जितः ।

---

* અંગિત સ્નેહભરિત સદ્ગુણાદિક પ્રકૃતિ.

अस्मीतिशब्दविद्धोयंसमाधिःसविकल्पकः ॥२५॥
स्वानुभूतिरसावेशाद्दृश्यशब्दानुपेक्षितुः ।
निर्विकल्पःसमाधिस्यान्निवातस्थितदीपवत् ॥२६॥
हृदीवबाह्यदेशेस्मिन्कस्मिश्चवस्तुनि ।
समाधिराद्यःसन्मात्रान्नामरूपपृथक्कृतिः ॥२७॥
अखंडैकरसंवस्तुसच्चिदानंदलक्षणं ।
इत्यविच्छिन्नचिंतेयंसमाधिर्मध्यमोभवेत ॥२८॥
स्तब्धीभावोरसास्वादात्तृतीयःपूर्ववन्मतः ।
एतैःसमाधिभि षड्भिर्नयेत्कालनिरंतरं ॥२९
देहाभिमानेगलितेविज्ञातेपरमात्मनि ।
यत्रयत्रमनोयातितत्रतत्रसमाधय ॥३०॥
भिद्यतेहृदयग्रंथिश्छिद्यंतेसर्वसंशयाः ।
क्षीयंतेचास्यकर्माणितस्मिन्दृष्टेपरावरे ॥३१॥

ભાવાર્થ—તે માટે સૃષ્ટિના તેમજ અંતઃકરણના દૃશ્યપદાર્થોમાંથી નામ અને રૂપનો ત્યાગ કરીને, મુમુક્ષુએ સચ્ચિદાનંદ માત્રનું ધ્યાન ધરવું. એ રીતે માનસિક અને બાહ્ય સમાધિ નિરંતર કરવી.—૨૨.

માનસિક સમાધિના બે પ્રકાર છે, સવિકલ્પ અને નિર્વિકલ્પ; વળી સવિકલ્પ સમાધિના દૃશ્યાનુવિદ્ધ અને શબ્દાનુવિદ્ધ—એવા બે પ્રકાર છે.—૨૩.

અંતઃકરણ વૃત્તિના કામ, સંકલ્પ, શ્રદ્ધાદિ દૃશ્યધર્મો છે. તે દૃશ્ય ધર્મને જોનાર સાક્ષિરૂપ, દૃગ્રૂપ આત્માનું ધ્યાન ધરવું, તેને દૃશ્યાનુવિદ્ધ સવિકલ્પ માનસિક સમાધિ કહે છે—૨૪.

"આંતર દૃશ્ય ધર્મોના સંગ વિનાનો કૂટસ્થ, સચ્ચિદાનંદરૂપ, સ્વયં પ્રકાશી, પ્રકાશસ્થ, હરકંઇ વસ્તુ અને પ્રકાશ–તે બન્નેથી અલિપ્ત, અર્થાત્ બ્રહ્મસ્વરૂપી સાક્ષીરૂપ આત્મા હું છું,"—એ રીતે ધ્યાન ધરવું, તેને શબ્દાનુવિદ્ધ સમાધિ કહે છે.—૨૫.

પ્રત્યગાત્મારૂપ, જ્ઞાનમય, આનન્દના પ્રકાશથી, કામ, સંકલ્પ, ઇત્યાદિ દૃશ્ય ધર્મોને તથા "કૂટસ્થ સચ્ચિદાનંદરૂપ આત્મા હું"—એ રીતે શબ્દનો ત્યાગ કરવાથી, નિર્વિકલ્પ માનસિક સમાધિ બને છે, તે સમાધિમાં જેમ વાયુ વિનાના પ્રદેશમાં રહેલો દીપ નિશ્ચલ રહે છે, તેમ ચિત્ત નિશ્ચલ રહે છે.—૨૬.

જેવી રીતે દૃશ્યાનુવિદ્ધસવિકલ્પમાનસિકસમાધિમાં અંતઃકરણના કામક્રોધાદિ ધર્મોનું પ્રથક્કરણ કરી, સાક્ષીરૂપ આત્માનું ધ્યાન ધરવામાં આવે છે, તેવી રીતે બાહ્યસૃષ્ટિમાં પણ હરકોઈ પદાર્થને વિષે નામ અને રૂપનું સત્‌થી પ્રથક્કરણ કરવું, તેને દૃશ્યાનુવિદ્ધસવિકલ્પબાહ્યસમાધિ કહે છે.—૨૭.

દેશકાલથી અમાપ એવા કાલત્રયને વિષે એકરૂપ એવા સચ્ચિદાનંદરૂપ, બ્રહ્મનું અનન્ય બુદ્ધિવડે નિરંતર ધ્યાન ધરવું, તેને શબ્દાનુવિદ્ધ સવિકલ્પ બાહ્યસમાધિ કહે છે.—૨૮.

નિર્વિકલ્પ માનસિક સમાધિની પેઠે, આત્માથી અભિન્ન એવા સર્વાત્મરૂપ પરબ્રહ્મના આનન્દનો સ્વીકાર કરવા શિવાય, અન્ય સર્વે ...ન્તાથી મુક્ત થવું, તે નિર્વિકલ્પ બાહ્ય સમાધિ છે. આ છ પ્રકારની ...માધિથી મુમુક્ષુએ નિરંતર કાલ ગાળવો.—૨૯.

દૃગ્ અને દૃશ્યનો ભેદ જાણવાથી સાક્ષીરૂપ આત્મા દૃશ્યથી ભિન્ન છે, અને સચ્ચિદાનંદ બ્રહ્મથી અભિન્ન છે, એવું જ્ઞાન થયાથી સ્થૂલ અને સૂક્ષ્મ દેહમાંથી હુંપદ જ્યારે ગળી જાય છે, તેમ સર્વાત્મા પરબ્રહ્મનું જ્ઞાન જ્યારે થાય છે, ત્યારે મન જેજે વિષય તરફ વળે છે, તે તે વિષયમાં ઉક્ત ૬ પ્રકારની સમાધિમાં લીન થાય છે.—૩૦.

જ્યારે બ્રહ્મ અને આત્માના અદ્વૈતપણાના જ્ઞાનનો પ્રકાશ થાય છે, ત્યારે અહંકાર અને આત્માના તાદાત્મ્યસંબંધનો નાશ થાય છે, તેમજ આત્મા, બ્રહ્મ, મોક્ષ, મુક્તાવસ્થા, તથા પુનર્જન્મ વિગેરે સંશયોનું પણ છેદન થાય છે; તેમજ લિંગ દેહના નાશની સાથેજ પ્રારબ્ધ, સંચિત તથા ક્રિયમાણ કર્મનો પણ ક્ષય થાય છે.—૩૧.

ટીકા:—આટલે સુધી અપાયલા ઉપદેશો પ્રમાણે જો અભ્યાસિ વર્તિ ચૂક્યો હશે તો તે રાજયોગના અંત અને ઉદ્દેશરૂપ સમાધિ પ્રતિના માર્ગમાં આવી પહોંચ્યો છે. પહેલાં સમજાવવામાં આવી ચૂક્યું છે કે આપણા અનુભવો વાસનાઓ અને વૃત્તિઓના બનેલા છે, તથા આ ઉભય અન્યોન્ય રીતે એક બીજાને ઉત્પન્ન કરે છે. તેટલા માટે જો કોઈની સમગ્ર વાસનાઓને અનંતભૂમામાં (બ્રહ્મમાં) નિયોજવામાં આવે તો, વૃત્તિયો પણ તે શ્રેષ્ઠ ચેતનામાં પ્રવિલાપશે અને અશ્રેયનું કારણ મનસ્ પણ અસ્તિત્વ ધરાવશે નહિ. આ સ્થિતિને પ્રાપ્ત કરવાના પ્રયત્નોને વિજય પ્રાપ્તિના ક્રમાનુસાર વિવિધ ભૂમિકાઓમાં વહેંચી નાખવામાં આવ્યા છે. પ્રથમ ભૂમિકા ધારણા અથવા એક નિશ્ચિતભાવના અથવા પદાર્થમાં બની શકે તેટલી ક્ષણ સુધી મનના સાદા નિયોજનરૂપ છે. જ્યારે આવી સ્થિરતાનો સમય ધારણાના પદાર્થ અથવા વિચાર સાથે વૃત્તિ એકાકાર થવાની હદ સુધી લંબાય છે ત્યારે ધ્યાનની ભૂમિકાએ પહોંચાય છે. જ્યારે વૃત્તિ પદાર્થ સાથે એટલી બધી પોતાની મેળે એકાકાર થાય છે કે તે પોતાની જાતને ભુલી જાય છે તથા પદાર્થરૂપ થાય છે ત્યારે સમાધિની ભૂમિકાએ પહોંચાય છે. આ સમાધિ સવિકલ્પ કહેવાય છે કારણ કે તેને અમુક એક પદાર્થ અથવા વિચારમાં સ્થિર કરવામાં આવી હોય છે; જ્યારે હદવાળો વિચાર અથવા પદાર્થ અનહદભૂમામાં પ્રવિલાપે છે ત્યારે તે નિર્વિકલ્પમાં પરિપક્વ થાય છે. હમેશાં ધારણાથી પ્રારંભ કરવો સુગમ છે. ધારણા ધ્યાન અને સવિકલ્પ-સમાધિ એ સર્વ ત્રણે ભૂમિકાઓ આંતર્ તેમ જ બાહ્ય છે; જ્યારે જ્યારે આવો અનુભવ કરવા બેસે ત્યારે દરેક સમયે રાજયોગાભ્યાસિઓ માટે એટલું ખરેખર ઘણું જ ઉપયોગનું છે કે તેમણે બાહ્ય સાધનોમાં જેટલો સમય ગાળે તેટલો જ સમય આંતર્ સાધનોમાં પણ ગાળવો જોઇએ. બાહ્ય સાધનરૂપે આપણે વૃત્તિને અમુક પદાર્થમાં સ્થિર કરીએ, તથા તેના તદ્દન અસત્ નામ અને રૂપ રહિત સમગ્ર સતરૂપે તેનું ધ્યાન ધરીએ તથા આ પ્રમાણે સાદી ધારણાથી સવિકલ્પ-સમાધ પર્યંત વૃદ્ધિ પામી શકીએ. સત્‌ને શી રીતે અનુભવી શકાય એ મૂલમાં દર્શાવવામાં આવ્યું છે. દૃશ્ય એ વિચારાતો પદાર્થ છે અને ૨૦ શ્લોક અનુસાર તેનું પ્રપકરણ કરવાનું છે. પદાર્થના રૂપનું આ પ્રકારે બ્રહ્મ સાથે એકીકરણ કર્યા પછી અન્ય પગથીયું આ વાતના શાબ્દિક સંબોધનને પણ ભુલી જવા રૂપ છે અને આવા હેતુથી "*સર્વંખલ્વિદં બ્રહ્મ।*" ના (શબ્દાનુવિદ્ધ) વિચારને ધ્યાનનો વિષય બનાવવાની જરૂર છે. જ્યારે આ વળી સર્વ એક હોવારૂપ ચેતનામાં પ્રવિલાપે છે ત્યારે નિર્વિકલ્પ સધાય છે. આવી જ રીતે ધારણા ધ્યાન અને સમાધિનો આંતરંગ અનુભવ પણ થઈ શકે છે. શરીરમાંનાં અનેક ચક્રોમાંના ગમે તે એકાદ ઉપર વૃત્તિને દૃઢ સ્થાપવાથી ઉત્તમ રીતે આંતરંગાભ્યાસ થઈ શકે છે. ચક્રો સાત છે, અને નિચેના કોષ્ટક ઉપરથી તેમની પ્રકૃતિનો સંપૂર્ણ વિચાર આવી શકશે:—

પણ ત્યાગ થવાની જરૂર છે તથા વૈષયિક સંજોગને પણ સંપૂર્ણ નિયમનમાં રાખવાની જરૂર છે. માનસિક ટેવોના સંબંધમાં પણ અભ્યાસને લગતાજ વિષયોનો માત્ર વિચાર કરવો જરૂરનો છે, તથા ઉદ્વેગ અને ચિંતામાંથી દૂર થવાની જરૂર છે. અનુકૂલ સહવાસો રાખવા આવશ્યક છે. આ સર્વ સંભાળ લેતા પૂર્વે અને અવશ્ય કરીને, આરંભમાં એકાદ આસન સિદ્ધ કરવાનો પ્રયત્ન કરવાની જરૂર છે કે જેથી તેમાં લાંબા સમય સુધી સ્થિર રહી શકાય. ધારણામાં ધારેલા વિચાર કરતાં અન્યમાં ગરક થઈ જવા રૂપ મનની સ્થિતિ વિક્ષેપ નામનું બીજું વિઘ્ન છે. હમણાં જ દર્શાવાયલી સૂચનાઓવડે તથા કોઈ પવિત્ર નામના અથવા ગહન પ્રણવાક્ષર ૐના સતત આવર્તનવડે આને દૂર કરી શકાય છે. વાસનાઓથી વિષયમાં લઈ જવાવાને લીધે મનની અસ્થિરતારૂપ કષાય નામનું ત્રીજું વિઘ્ન છે, આ ટેવ કદાપિ દૂર થઈ શકતી નથી પરંતુ અત્રે સુધી વર્ણવાયલાં સાધનોમાં પરમ વિરાગ (વૈરાગ્ય) નો ઉમેરો કરવાદ્વારા તે દૂર થઈ શકે છે. અંતીમ વિઘ્ન રસાસ્વાદ છે, અમુક એકાદ સ્થિતિનો આનંદ કે જેમાં મન બંધાયલું રહે છે તથા તેનાથી ઉચ્ચ સ્થિતિમાં જઈ શકતું નથી, તે રસાસ્વાદ ખાસ કરીને સવિકલ્પમાંથી નિર્વિકલ્પમાં જવાના માર્ગમાં આમ થાય છે તથા પરમવૈરાગ્ય વિના કદાપી પણ તે દૂર થઈ શકે એમ નથી. સત્તા મેળવવાનો પ્રેમ એ યોગીથી થઈ શકતી સર્વ ભુલોમાંની ઘણી જ વિનાશકારક ભુલ છે. અને તેને નિર્વિકલ્પમાંથી તેમજ અનંત સુખમાંથી દૂર રાખનાર પણ તે જ છે.

પરંતુ વળી એક અન્ય પ્રકારના વિઘ્નને લક્ષમાં રાખવાની જરૂર છે. યોગાભ્યાસનું અને ખાસ કરીને માનસિક અભ્યાસનું, સ્થૂલ તેમજ માનસિક ઉભય રીતે સમગ્ર બંધારણને અંતરથી બહિર્ ફેરવવાનું વલણ હોય છે. સર્વ અપ્રાકૃતિકને પ્રાકૃતિક સ્થિતિમાં લાવવાના ઉદ્દેશથી આમ થાય છે, અને આ પ્રમાણે પિંડ અને બ્રહ્માંડનું ઐક્ય સધાય છે. પ્રકૃતિ હમેશાં નિજ ઐક્યનેજ શોધે છે; રોગના નામથી ઓળખાતા સર્વ વિરોધો આનું ઐક્ય સ્થાપવાના પ્રકૃતિના માત્ર પ્રયત્નો છે. યોગાભ્યાસથી શરીરના સર્વ વિકારો શુદ્ધ થાય છે તથા આ પ્રકારે તે ઐક્ય સ્થાપવા મથે છે તેમાં વિરોધ કરતા સર્વેને તે સપાટી ઉપર તાણી કાઢે છે. સર્વ સુપ્ત વિરોધો પ્રદર્શિત થવા માંડે છે, તથા ઘણીવાર રોગરૂપી પરિણામ આવે છે, પરંતુ આથી અભ્યાસિને મુંઝાવાની જરૂર નથી. તેમજ વળી પોતાની જાતેજ ખરાબ અને અપ્રાકૃતિક એવી સુપ્ત વાસનાઓ અને ટેવો એટલી બધી પ્રબલ થઈ પડે છે કે તે અભ્યાસિને આધીન કરી લે છે તથા અવળે માર્ગે દોરે છે. પરંતુ અત્રે પણ તેણે તો હમેશાં સાવચેત રહેવું જોઈએ તથા તરત બનતા સ્થૂલ અથવા માનસિક બનાવના પરિણામે સમાનતા (ઐક્યભાવ) સ્થપાતા સુધી ધીરજથી અવલોકવું જોઈએ. એમ પણ સંભવે કે જો ગતકાલની વાસનાઓ ઘણીજ અધમ પ્રકારની ખરાબ હોય તો, અભ્યાસિ તેમને શરણ થશે તથા મરણ શરણ પણ થાય; પરંતુ તેના પ્રયત્નોનો કલેકલ્યુ તેના અનન્ય કૃતણ વધારે અનુકૂલ જન્મમાં કામમાં આવશે. (નાશો જવાનો નથી.)

આટલા ખુલાસાઓથી હઠ-અને રાજયોગ વચ્ચેનો તફાવત સ્પષ્ટ થયો હોવો જોઈએ. પ્રથમ તાન પ્રાણનિયમન ઉપર ભાર મૂકે છે, તથા એમ ઉપરોક્ત છે કે વૃત્તિ

પ્રાણુને અનુસરે છે; અન્ય બારોબાર વૃત્તિ ઉપર ભાર મૂકે છે, તથા પ્રાણ, વૃત્તિને અનુસરે છે, એમ માને છે. અનુભવથી સમજાય છે કે, અન્યિજ બરોબર ખુલાસો છે. તોપણ હઠ-યોગ તદ્દન નિરૂપયોગી અભ્યાસ *નથી પરંતુ અંતને (રાજયોગ) પ્રાપ્ત કરવાનું ખાત્રી લાયક સાધન છે, તેમાં ફાયદા છે તેમજ ગેરફાયદા પણ છે; અને જો તેનાથી પણ ઉદ્દેશમાં રાખેલો હેતુ રાજ-યોગ વિના અન્ય ન હોય તો, તેના મૃદુ અભ્યાસોનો અનુભવ કરવો સહી સલામત છે. યમ, નિયમ અને આસન, હઠ-યોગની પ્રારંભક ભૂમિકાઓ છે. તેઓ રાજયોગમાં પણ ઉપયોગનાં છે. પછીની ભૂમિકાઓ પ્રાણાયામ તથા પ્રત્યાહાર છે, તે પછી ક્રમમાં ધારણા, ધ્યાન, અને સમાધિ છે, અંતીમ ત્રણ રાજયોગની પ્રશંસારૂપ છે. હઠ-યોગમાં આ સર્વના અર્થ સહજ ભિન્ન છે, પરંતુ રાજ યોગનાં સંબંધમાં બોલવા માગીએ ત્યાં સુધી અંતીમ ત્રણ સાધનો આપણે ઉપર સમજાવી આવ્યા તેવા અર્થમાં અત્યંત ઉપયોગી છે. આ વિષય વિષે આના પછીના ગ્રંથમાં વિશેષ કહેવામાં આવશે. વૃત્તિ અને પ્રાણ ખરેખરૂં કહેતા માગીએ તો એટલાં બધાં અન્યોન્ય સાથે સંબંધ ધરાવે છે કે એકનું અન્યના વિના ભાગ્યેજ વર્ણન થઇ શકે તેમ છે; વળી એમ પણ કહી શકાય કે, "સ્વરશાસ્ત્ર" (હઠ-યોગ) નું થોડુંક પરોક્ષજ્ઞાન પણ રાજયોગીને અત્યંતાવશ્યક છે. વ્યક્તિગત પ્રાણનો બ્રહ્માંડગત પ્રાણ સાથેનો સંબંધ, એ ઉભયમાં અસર ઉપજાવતાં તત્વો, તેમજ સૂર્ય, ચંદ્ર, સુષુમ્ણારૂપી પ્રાણનાં પ્રકૃતિ અને માર્ગ, એ સ્વરશાસ્ત્રાંતર્ગત કેટલાક ઘણાજ અગત્યના વિષયો છે. જો કે પ્રાણ, વૃત્તિને અનુસરે છે એ નિશ્ચિત છે, તથા તેવડે નિયમાય છે, તો પણ પ્રાણનાં પ્રકૃતિ અને કાર્યનું પરોક્ષજ્ઞાન અત્યંત આવશ્યક છે. કારણ કે કોઇ અમુક સમયે પ્રાણનાં સ્થાન અને કાર્ય એજ વૃત્તિનિરોધાભ્યાસમાં પમાયેલા વિજયનાં ક્રમવાર સૂચિપત્ર રૂપે છે. આ સ્થાનમાં આથી વિશેષ કહી શકાય એમ નથી, પરંતુ જો અભ્યાસિ વૃત્તિનિરોધ અથવા રાજ-યોગના અભ્યાસને સંભાળ પૂર્વક વધાર્યાં જશે તો તે પોતાની મેળે સહજમાં સર્વ સમજી શકશે.

(આગળ ચાલુ)

ઉપતશ્રી

---

# ગુર્જર સાક્ષર જયન્તી.*

## ૫.

## મણિલાલ નભુભાઈ.

### અવતરણ.

સદ્‌ગૃહસ્થો,

જે મહાન આત્માની 'જયન્તી' નિમિત્તે આજે આપણે અત્રે એકઠા થયા છીએ એમ. સંબન્ધી આ પ્રસંગે કાંઈક બોલવાનો મારો હક અને મારી ફરજ ઉભય છેઃ એ આત્માનો ઉદાર અને ઉંડો પ્રેમ, એની ઉચ્ચ અને વિશાળ દૃષ્ટિ, તથા એની ભવ્ય પ્રતાપી બુદ્ધિ—એ અનુભવવાના મારે અનેક પ્રસંગો આવ્યા છે, અને એ અનુભવનો મને અધિકારી ગણવા ઉપરાંત એણે મારે માટે હમેશાં જે પક્ષપાત ધરાવ્યો છે એ કદી પણ હું વીસરી શકું એમ નથી.

આપણામાં સામાન્ય નિયમ "જયન્તી" જન્મતિથિએ પાળવાનો હોય છે. પણ આજની તિથિ મણિલાલના જન્મની નથી, મરણની છે—આ અણધાર્યા વિપર્યયમાં પણ અર્થ છેઃ જેના સિદ્ધાન્તમાં કાળ નથી; કાળની મર્યાદા નથી—એને જન્મ તથા મરણ સમાન જ છે.

મણિલાલના નામ સાથે ગુજરાતનો છેલ્લાં વીસ વર્ષનો આન્તર ઇતિહાસ અનેક રીતે જોડાએલો છેઃ એમણે પોતાના ટુંકા પણ કાર્યથી ભરપૂર જીવનમાં ગુજરાતને એક નવીન કવિતાની દિશા ઉઘાડી આપી છે, ગુજરાતી ગદ્યમાં અસાધારણ બળ ગૌરવ અર્થગાંભીર્ય અને રચનાની ખુબી દાખલ કરી છે, અને ધર્મ અને સાંસારિક સુધારાની બાબતમાં ઘણા આત્માઓને મુંઝવણમાંથી તાર્યા છે. આ અનુપમ દેશસેવા અને સાહિત્યસેવાનું સંપૂર્ણ અને સવિસ્તર અવલોકન કરવું—અને તે અડધા પોણા કલાકમાં—એ સર્વથા અશક્ય

---

* તા. ૩ જી ઑક્ટોબર (૧૯૦૪) ને દિને, અમદાવાદમાં પ્રેમાભાઈ હૉલમાં "ગુજરાત સાહિત્ય સભા" (પૂર્વેની ધી સોશીઅલ ઍન્ડ લિટરરી એસોસિએશન) તરફથી "મણિલાલ નભુભાઈ જયન્તી" ઉજવવામાં આવી હતી. તે પ્રસંગે **"મણિલાલની કેળવણી, અને એ કેળવણીની એમના ગ્રન્થકાર તરીકેના સ્વરૂપ ઉપર થએલી અસર"** એ વિષય ઉપર પ્રોફેસર આનન્દશંકરે ઉપલો લેખ વાંચ્યો હતો, અને રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી પ્રમુખસ્થાને બિરાજ્યા હતા.–રણજિતરામ વાવાભાઈ (ઑ. સેક્રેટરિ.)

છે. તેથી મારી આપને આરંભમાં જ, એટલી વિનંતિ છે કે મારા લેખની સારાસારતાનો વિચાર ન કરતાં વિષયના ગૌરવ ઉપર જ લક્ષ આપશો, અને એ મહાન આત્માના સ્મરણાર્થે જ, આપણે ભેગા છીએ એમ સમજી મારા લેખની અપૂર્ણતા સહન કરશો.'

મારા લેખના હું બે ભાગ પાડીશ. પહેલામાં મણિલાલની કેળવણીનો હેવાલ આપી જઈશ; અને બીજામાં એ કેળવણી એમના ગ્રન્થકાર તરીકેના સ્વરૂપ સાથે કેવી સંકળાએલી છે એ સૂચવીશ: 'સૂચવીશ' કહું છું કારણ કે કાળસંકોચને લીધે એ વિષય હું જોઇએ તેટલા લંબાણથી ચર્ચી શક્યો નથી, એટલું જ નહિ પણ કેટલેક સ્થળે તો માત્ર 'synopsis'—વિષયના પ્રતીક જેવું જ—આપીને સન્તોષ માનવો પડ્યો છે. પહેલા ભાગમાં, ગ્રન્થકાર તરીકેનું સ્વરૂપ બતાવવા માટે નકામી, તથાપિ જાણવા જોગ એવી, કેટલીક હકીકત પણ નોંધી છે—કારણ કે આ હેવાલ પહેલવહેલો જ પ્રસિદ્ધિમાં આવે છે.

## ૧ કેળવણી.

બાળપણ.

મણિલાલનો જન્મ સંવત્ ૧૯૧૪ ના ભાદરવા વદ ૪ ને દિવસે પ્રાતઃકાળમાં એમના મોસાળમાં થયો હતો. એમના દાદા નડિયાદમાં ફોજદાર હતા, અને એમના પિતા વ્યાજવટતરનો ધન્ધો કરતા: અને દવેનું કુળ ખર્ચખૂટણમાં સારૂં ગણાતું. એમનાં માતુઃશ્રીના બાપ પણ સારા પ્રતિષ્ઠિત અને ઉદાર ગૃહસ્થ હતા. એમનો વેપાર આસપાસનાં ગામડામાં હતો. થોડી જમીન પણ તેમને હતી ને ઘેર ગાય ભેંશ વગેરે ઢોર રહેતાં અને ચડવાને ઘોડી પણ રાખતા. મણિલાલનાં માતામહી ઘણાં ઉદાર દયાળુ અને ભલાં દિલનાં હતાં, અને ૧૩-૧૪ વર્ષ થતાં સુધી તો મણિલાલ એમની પાસે જ ઉછર્યા. ઉભય પક્ષ સુખી હોવાથી એમનું પાલનપોષણ સારૂં થતું, અને મોસાળપક્ષમાં તો એમના ઉપર હેતનો અને લાડનો વરસાદ વરસતો.

નિશાળ.

આશરે ૪ વર્ષની ઉમ્મરે એમને દયાશંકર પંડ્યાની ગામઠી નિશાળે મૂક્યા. પણ ત્યાં એ કાંઈ ભણી શક્યા નહિ. થોડું લખતાં વાંચતાં ને સાધારણ રીતે આંક આવડ્યા પછી આશરે ૭ વર્ષની ઉમ્મરે જનોઈ દીધા પછી એમણે સરકારી ગુજરાતી નિશાળે જવા માંડ્યું. ત્યાં પણ એમનો અભ્યાસ ઠીક ચાલ્યો નહિ. ખાસ કંટાળો હિસાબ ઉપર હતો: એ વિષય આવે એટલે ગેરહાજર રહેવાનું મન થયા વિના રહે નહિ. વિશેષમાં પિતાની પણ ભણાવવા માટે કાળજી થોડી, અને વિદ્યાની કિંમત પણ એવી જ. પાંચમી ચોપડી પૂરી કરી. "ઘેરથી રડી કકળી રજા મેળવી", ને કેટલાક સોબતીઓ સાથે અંગરેજી નિશાળમાં જવા માંડ્યું. પ્રાઇમર અને સેકન્ડ બુક ભણતાં સુધી તો અભ્યાસ હતો તેવો જ સાધારણ રહ્યો. પણ થર્ડ બુકમાં ઝવેરલાલ લલ્લુભાઈ નામે માસ્તર હતા તેમની મમતા થવાથી અભ્યાસ સુધર્યો. અને એ ધોરણમાં [illegible]

ત્યારથી ભણવામાં રસ પડ્યો. હેડમાસ્તરે એમને એક ધોરણ કુદાવી આગળ ચઢાવ્યા—પણ તેમાં એમને ઠીક ન પડ્યું. સંસ્કૃત તથા યુક્લિડ એ બે વિષય પર ઘણો અણગમો પેદા થઈ આવ્યો, અને એમને એમ થયું કે નીચલા ધોરણમાં રીતસર અભ્યાસ કર્યો હોય તો ઠીક. તેથી એ ક્લાસના માસ્તર મારફત હેડમાસ્તર પાસે ગયા ને કહ્યું કે **"મને ઉતારી પાડો."** હેડમાસ્તરે હસીને કહ્યું કે "તું વિચિત્ર છોકરો જણાય છે. ભલે, તારી એમ મરજી હોય તો નીચલા ધોરણમાં બેસ." આ પ્રમાણે આત્માવલોકન અને આત્મસુધારણાનાં ચિહ્નો લઘુપણથી જ દાખવતો આ મહાન પુરુષ—પોકળ દંભ ન રાખતાં પોતે જે ધોરણનો અધિકારી હતો તે ધોરણમાં પોતાની મેળે જઈને બેઠો. અને અભ્યાસ પણ ઠીક કરવા માંડ્યો. આ અરસામાં સ્વ. બાલાશંકર ઉલ્લાસરામ—જે આ વખતે એક ધોરણ પાછળ હતા—એમની દોસ્તીથી મણિલાલને થએલા એક અસાધારણ લાભની નોંધ લીધા વિના ચાલશે નહિ.

**કવિતા કરવાનો શોખ.**

સુરત વગેરે તરફ ફરતાં બાલાશંકરને કોઈએ કાવ્ય રચવાનો છંદ લગાડેલો; અને એ છન્દ એમણે મણિલાલને ચઢાવ્યો. મણિલાલ બાલાશંકર અને એક ત્રીજા મિત્ર મોહનલાલ પ્રસાદરાય—એમની મુખ્ય ગમ્મત ઘણાં વર્ષ સુધી એ જ રહી કે કવિતા વાંચવી, સમજવી અને કરવી. **નર્મદાશંકર અને દલપતરામ** એ બેમાં કયો કવિ સારો એ મહાવિવાદ આ બાળમંડળ સુધી પણ પહોંચ્યો હતો—અને આગળ જતાં નર્મદ માટે પક્ષપાત ધરાવનાર અને દલપતરામના માનસિક બન્ધારણથી સર્વથા વિદૂર આ રસિક યુવાને નિર્ણય કર્યો કે દલપતરામ ચઢે! દલપતરામનાં પુસ્તકોનો આ બાળમંડળમાં ખાસ અભ્યાસ ચાલવા માંડ્યો—જો કે નર્મદ અને દયારામ તદ્દન વિસારી મૂકવામાં આવ્યા નહિ. કાલિદાસનાં નાટકના તરજુમા પણ લક્ષપૂર્વક વંચાતા અને કવિતા કરવાનો શોખ દિનપરદિન વધતો જતો હતો. વળી મંડળીઓ સ્થાપી સુધારો કરવાનો ઉત્સાહ—સુધારાના યુગનું ખાસ લક્ષણ—તે પણ આ યુવકમંડળમાં દાખલ થયું હતું: ભેદ માત્ર એટલો કે સુધારાવાળાઓની દૃષ્ટિ પોતા કરતાં અન્યને—આખા દેશને—સુધારી દેવા તરફ વિશેષ હતી, અને આ મંડળે પોતાને અને બહુમાં બહુ તો પોતાની જ્ઞાતિને સુધારવા કરતાં અધિક અભિલાષ

**"સ્વસુધારક" અને "પ્રાર્થના સમાજ."**

રાખ્યો ન હતો: આ મંડળનું નામ **"સ્વસુધારક"** પાડ્યું અને બાલાશંકરને ઘેર મળવા માંડ્યું.—આમાં કવિતાઓ વંચાતી, અને ભાષણ અપાતાં. મણિલાલની આશરે પંદરેક વર્ષની ઉમ્મર થતાં—મણિલાલે અને એમના મિત્રોએ **"પ્રાર્થનાસમાજ"** નામની એક એક મંડળી ઉભી કરી. તેમાં મેંબરો ઘણા થયા, અને તેઓ મણિલાલના પોતાના ઘરમાં મળતા. આમાં અમદાવાદથી "પ્રાર્થનાસમાજ"નાં ગાયનો ભેગી, મણિલાલની પોતાની તથા બાલાશંકરની કવિતા પણ ગવાતી—ગાવાના અને કવિતા રચવાના શોખ ઉપરાંત એ નવા સુધારા માટે એમને કાંઈ ભાવ ઉપજ્યો હોય એમ જણાતું નથી. બાલાશંકરને હિન્દી કવિતાનો પણ શોખ લાગ્યો, અને એમણે દર રવિવારે અમદાવાદ રા. દલપતરામ પાસે ભણવા જવા માંડ્યું અને ગાવા બજાવવામાં પણ એક ઉસ્તાદ પાસેથી શાસ્ત્રીય નિપુણતા મેળવવા માંડી.

ચોથા ધોરણમાં સંસ્કૃત તથા ગણિત તેમાં વિશેષે ભૂમિતિ એ વિષયો એમને ન આવડતાં એટલુંજ નહિ પણ તે પર ઘણો અણગમો હતો; તેમાં સંસ્કૃત પર તો એટલે સુધી કે કલાસમાં એ વિષયનો આરંભ થાય

**સંસ્કૃતનો અભ્યાસ.**

થાય કે ઉઠીને બહાર જતા રહે. પાંચમા ધોરણમાં બીજો અભ્યાસ સારો ચાલી, નંબર પહેલો રહેતો. પણ આ બાબત તો હજી પણ કાચી હતી. છઠ્ઠા ધોરણમાં પણ પાંચમાના જેવોજ અભ્યાસ ચાલ્યો પણ સુભાગ્યે એમનો સંસ્કૃતનો કંટાળો ભાગનાર છબીલરામ દોલતરામ નામે એક માસ્તર મળ્યા. આ 'પૂજ્ય પુરુષ' સુરતના નાગર બ્રાહ્મણ હતા—તે સ્વભાવે ઘણા શોખીન તથા આનન્દી હતા, અને સંસ્કૃતનો એમને અતિશય પ્રેમ હતો. મણિલાલના પિતરાઈ કાકા રવિશંકર જે ગામમાં પ્રખ્યાત શાસ્ત્રી હતા તેમની પાસે છબીલરામ સિદ્ધાન્તકૌમુદીનો અભ્યાસ કરતા. છબીલરામે લાંબા અંગરેજી નિયમોને બદલે સંસ્કૃત સૂત્રો યાદ રાખીને વ્યાકરણ શીખવાની સરળતા મણિલાલને બતાવી, અને શાસ્ત્રીને ત્યાં એમને લઘુકૌમુદી ભણવા માટે સાથે લઇ જવા લાગ્યા. સૂત્રોમાં ગમ્મત પડવા માંડી, અને સૂત્રો આવડયાં; અને સૂત્રોની સાથેજ જાણે ભૂમિતિ પણ આવડી ગઇ. આ પ્રસંગમાં પિતા તરફથી અભ્યાસ બંધ કરવાનો આગ્રહ થવા લાગ્યો: જૂના માણસોને આ નવી કેળવણીની કિંમત નહિ, અને તેમાં વળી વ્યાવહારિક કામમાં એ અન્તરાય રૂપ થઈ પડે. ભણવામાં રસ પડેલો તેથી ઘરની દેવપૂજા કરવી ન ગમે, શાક દૂધ લેવા જતાં તથા બ્રાહ્મણ તરિકે શ્રાદ્ધ સંવત્સરી જમવાની અને દક્ષિણાની પરવા કરવાથી લેસન પડે તેથી એમાંનું કંઈ એ કરતા નહિ. પુસ્તક નિશાળ અને બાળાશંકરનું ઘર એ સિવાય અત્યારે બીજું કોઈજ નહિ. ભણવું અનિશ્ચિત અને પરાધીન તેથી વ્હાપણ દાખલ ફર્સ્ટક્લાસ પબ્લિક સર્વિસનું સર્ટિફિકેટ લઈ રાખ્યું. પણ તે સિવાય અભ્યાસના ઉચ્ચાભિલાષને જરા પણ નમવા દીધો નહિ. આ અભિલાષને વિશેષ સતેજ કરનાર દોરાબજી એદલજી ગીમી—(હેડમાસ્તર) હતા. તેઓની અંગરેજીમાં નિપુણતા, તથા નિયમિતપણું સચવાવવાની બાબતમાં કાળજી એમના શિષ્ય વર્ગમાં સર્વત્ર પ્રસિદ્ધ છે. મિ. ગિમિની મણિલાલ ઉપર સારી મમતા હતી, અને એ મમતા એમણે છેક સુધી કાયમ રાખી હતી. તેમની મદદથી આ વખતે મણિલાલે ઘણાં અંગરેજી પુસ્તકો વાંચ્યાં તથા રોડસ્ સ્ટુડન્ટ્સ ગાઇડને પોતાની ટેક્સ્ટ બુક બનાવી. ભાષા સંબન્ધી તમામ વિષયનો—ઇતિહાસ ભૂગોળનો પણ એમને ઘણો શોખ થયો; અને એમાં એમની સરસાઈ સ્થપાઇ ચૂકી. મેટ્રિક્યુલેશન માટે જવાનું આવ્યું. છબીલરામનો આગ્રહ સંસ્કૃત લેવરાવવા તરફ જતો હતો ને તેમની મહેનત પણ કમ ન હતી. જે થાય તે ખરૂં કહીને ઝંપલાવ્યું અને કાચે પાયે સંસ્કૃત જ લીધું. પરિણામે ૧૮૭૪ ની મેટ્રિક્યુલેશન પરીક્ષામાં—**આગળ જતાં યૂરોપ અમેરિકા સુધી પ્રસિદ્ધ થનાર સંસ્કૃતનો પ્રોફેસર—સંસ્કૃતમાં નાપાસ થયો.** બીજે વર્ષે ગીમી અને છબીલરામ બંને માસ્તરો બદલાઈ ગયા. પણ ગીમી માસ્તરે સ્વાશ્રય સારો સમજાવ્યો હતો, અને તે મુજબ મણિલાલ ખૂબ વાંચીને અને નિયમિતપણે કામ કરીને જે મિત્રો સાથે રમત ગમતમાં પડતા, "સ્વસુધારક" વિસ્તાર પામી, "**સાઠોદરા જ્ઞાતિ શુભેચ્છક સભા**" બની હતી. અને એને માટે મકાન લેવાયું તથા બેસવાનો સામાન ભેગો કરવામાં આવ્યો. પણ તેમાં થએલા ઠરાવો આવા કે—સર્વએ સંધ્યા ભણવી, કોઇએ પરનાતીનું જમવું નહિ,

નાતમાં સ્ત્રીઓ અને પુરુષો માટે પીરસનારા જુદા જુદા રાખવા! આગળ જતાં સભાએ જ્ઞાતિબન્ધુઓને ભેગા કરી કન્યાવિક્રય ન કરવા માટે તથા મરણક્રિયામાં જમવા ન જવા માટે વિનંતી કરી—પણ એ સંબન્ધી સર્વ પ્રયાસ નકામો ગયો. માબાપના આગ્રહથી 'પ્રાર્થનાસમાજ' બંધ કરવી પડી, પણ એમાં જે મુખ્ય રસ કવિતા કરવાનો અને ગાવાનો તે કાયમ રહ્યો—અને ૧૮૭૬ માં મણિલાલે "શિક્ષાશતક" નામે એક નાની ચોપડી બહાર પાડી; અને પ્રેમી મિત્ર તે બાળાશંકરને અર્પણ કરી. મણિલાલમાં પોતામાં આ

**આસ્તિકતાનાં બીજ.**

સભાના સમયથી કેટલાંક પ્રાચીન આસ્તિકતાનાં બીજ રોપાયાં: ત્રિકાળસન્ધ્યા કરવા માંડી; પ્રાતઃકાળમાં ટાઢા પાણીથી તારાસ્નાન કરી પ્રાતઃસન્ધ્યા વંદન કરી ગાયત્રી જપી શિવપૂજન કરવા માંડ્યું. આમ કરવામાં એમના પિતાનો આગ્રહ તથા છબિલરામ માસ્તરની રીતભાત એ બાહ્ય કારણ હતાં.

૧૮૭૬ ના આરંભમાં, એકવાર નાપાસ થઇ ફરી મેટ્રિક્યુલેશનનો અભ્યાસ શરૂ કર્યો. સંસ્કૃતમાં નાપાસ થયા છતાં, એ જ વિષયમાં પાસ થવું એવા દૃઢ આગ્રહપૂર્વક લઘુકૌમુદી તથા અમરકોશ રાતમાં બે ત્રણ વાગે ઉઠી ગોખવા માંડ્યાં—વર્ષ આખરે એ શ્રમનો બદલો મળ્યો, અને મણિલાલ મેટ્રિક્યુલેશનમાં પાસ ઉતર્યા.

**કૉલેજ.**

પાસ થયા પછી શું કરવું એ મ્હોટો સવાલ થઇ પડ્યો. ઘરમાં કોઇને વધારે કેળવણી લેવાના ફળનું જ્ઞાન નહતું. મણિલાલને પણ ભણવાના શોખ ઉપરાંત વિશેષ સમજણ ન હતી. અધુરામાં પૂરો એમની નાતનો એક છોકરો મુંબાઈ ભણવા રહેલો ને તરત જ મરી ગએલો એટલે એવે ગામ માબાપ મોકલે પણ કેમ? તે વેળા મુંબાઇનો અવરજવર—ઉત્તર ગુજરાતમાં ખાસ કરી—હાલ જેટલો છૂટો થએલો ન હતો. માબાપે ખર્ચની હરકત બતાવવા માંડી, અને નાતના કોઈ મોટા નોકરીઆતને ત્યાં સોંપી પરિણામે દસ પંદરની નોકરી મળે તે માટે પેરવી શરૂ થઇ. એવામાં સુભાગ્યે ગવર્મેન્ટ ગેઝેટમાં, પાસ થએલા ઉમેદવારોનાં નામ આવ્યાં. એમાં આખી યુનિવર્સિટિમાં મણિલાલનો નંબર **બીજો** હતો, અને એમાં દરમાસે રૂ. ૨૦) ની કહાનદાસ મંછારામ સ્કૉલરશિપ એમને મળવાની વાત લખેલી હતી. આ સ્કૉલરશિપ એક વર્ષ ચાલવાની હતી અને પૂને એન્જિનીયરીંગ કૉલેજમાં દાખલ થાય તો મળે એવી શરત હતી. ગણિત ઉપર અણગમો એટલે એન્જિનીયરિંગનો અભ્યાસ દુર્ઘટ હતો તેથી એ સ્કૉલરશિપ મળી તે ન મળ્યા બરાબર થઇ. યુનિવર્સિટિમાં બીજે નંબરે પાસ થયા હતા તેથી પ્રાગમલજી સ્કૉલરશિપ રૂ. ૧૫) વાળી ત્રણ વર્ષ ચાલે એવી એમને મળવી જોઇતી હતી, પણ રૂ. ૨૦) કરતાં રૂ. ૧૫) ઓછા એ દલીલને આધારે રૂ. ૨૦ વાળી કહાનદાસ મંછારામ સ્કૉલરશિપ (એક વર્ષ ચાલનારી છતાં) ઉંચી મનાઇ અને રૂ. ૧૫) ની સ્કૉલરશિપ (ત્રણ વર્ષ ચાલનારી છતાં) નીચી ગણાઇ ને નીચલા નંબરવાળાને મળી: ઉંચી મનાએલી સ્કૉલરશિપ પોતાને માટે વ્યર્થ હતી, અને ઉપયોગી હતી તે નીચલા નંબર વાળાને ગઈ. આવામાં ખબર મળી કે એલ્ફિન્સ્ટન કૉલેજમાં પણ રૂ. ૧૦) ની સ્કૉલરશિપો મળે છે. એ મળે તો મુંબાઈ રહેવું, નહિ તો પૂને જવું, જે થાય તે ખરી—એમ નિશ્ચય કરી

મણિલાલ મુંબાઈ ગયા. એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થયા અને ત્યાંની સ્કૉલરશિપ પણ મળી.

મણિલાલ રેસિડેન્ટ સ્ટુડન્ટ તરીકે રહ્યા. તે વખતના કેટલાક વિદ્યાર્થીઓની રીતભાતનું એમણે આપેલું વર્ણન જો ખરૂં હોય તો એમણે પાછળથી સુધારા ઉપર કરેલા કેટલાક આક્ષેપોનો ખુલાસો થઈ જાય છે.

હવે ત્રિકાળસન્ધ્યા અને પ્રાતઃસ્નાન-માંડી વાળવા પડ્યાં. છોકરાઓએ એટલે સુધી પણ પજવવા માંડ્યા કે અબોટિયું પહેરીને જમવા પણ ન બેસવા દે. તેથી એટલો નિયમ રાખ્યો કે નાહી ધોએલું ધોતીયું પ્હેરી જમવું, કોઇને અડવું નહિ, અને પાણીની ગોળી પણ શુદ્ધ રાખવા ન દે માટે નળેથી લોટો ભરી આણીને રાખી મૂકવો ને તે આખો દિવસ ચલવવો. આવા બાહ્ય આચાર કરતાં પણ વધારે મહત્ત્વની બાબતમાં મણિલાલે દૃઢતા રાખી હતી. અને એક વિરુદ્ધ ઇતિહાસકાર અને ચરિત્રકાર પણ માન્ય કરે એવા પ્રમાણ ઉપરથી હું માનું છું કે મણિલાલે એમના કૉલેજના દિવસોમાં જગત્ ધારતું હશે તે કરતાં શતગુણ અધિક આત્મસંયમ રાખ્યો હતો. વિદ્યાભ્યાસમાં મણિલાલનો શ્રમ અસાધારણ હતો: કૉલેજમાં રહ્યા તે ત્રણે વર્ષ દરરોજ લગભગ ૧૩-૧૪ કલાક વાંચતા, ને ટાઇમિટેબલ બનાવી તે પ્રમાણે નિયમિત કામ કરી ૭-૮ કલાક ઉંઘતા અને બાકીના ૩-૪ કલાક જમવા રમવામાં ગાળતા: અને આ સાથે વળી યાદ રાખવું જોઇએ કે અભ્યાસનો આ અસાધારણ શ્રમ તે એટલીજ અસાધારણ તીવ્ર, ચંચળ અને વ્યાપક બુદ્ધિની સાથે જોડાએલો હતો—જેનો ખ્યાલ મણિલાલ સાથે જે કોઇને વાતચિત કરવાનો પ્રસંગ આવ્યો હશે એને સહજ આવી શકશે. આ શ્રમને પરિણામે "F. E. A."ની પરીક્ષામાં મણિલાલ કેટલાંક વિઘ્ન આવી પડવાથી ધાર્યા કરતાં બે નંબર ઉતરતા—ત્રીજે નંબરે—પાસ થયા. પણ લૉજિક (પાશ્ચાત્યન્યાય) **ના વિષયમાં અને એમના ઐચ્છિક વિષય મૉરલ ફિલોસોફી** (કર્તવ્યમીમાંસા) **માં પહેલે નંબરે આવ્યા.**

*અભ્યાસ.*

બી. એ. નો અભ્યાસ આરંભ્યો તેમાં ઐચ્છિક વિષય શા લેવા તેનો વિચાર થવા માંડ્યો. નિર્ણય એ થયો History (ઇતિહાસ) તથા Political Economy (અર્થશાસ્ત્ર); ને History (ઇતિહાસ) માં પણ હિન્દુસ્થાન અને ઈંગ્લંડ બેજ વાંચવી. **આ વિષયો લેવાથીજ માણસની બુદ્ધિ અને તર્કશક્તિ ખીલે** છે તથા કાંઈ નવી અક્કલ આવી બોલવા લખવાની છટા પણ સમજાય છે એમ લાગવાથી એ વિષય એમણે લીધા. અને આગળ જતાં આ પસન્દગી માટે પોતે સન્તોષ દર્શાવતા. દરેક વિષય હસ્તામલકવત્ થયા વગર મુકવો એમને ગમતો નહિ. તેમ ગોખીને સમજ્યા વિના યાદ રાખવું પણ બનતું નહિ એટલે વારંવાર હરકોઈ વિષય માટે ઘણાં પુસ્તક વાંચવાં પડતાં. આવો મૂલથી નિયમ મનમાં જડાયાથી મહેનતમાં ઘણો વધારો થયો હતો ને ૧૪-૧૫ કલાકથી પણ કોઇવાર વધારે કામ કરવાની જરૂર પડતી. તે સમયના શિક્ષકોમાં ડૉ. ભાંડારકર અને પ્રિન્સિપાલ વર્ડ્ઝવર્થનાં ઘણાં વખાણ કરે છે—અને જણાવે છે કે "ડાક્ટર

*"B. A."*

રામકૃષ્ણ ગોપાળ ભાંડારકર, તથા ઇતિહાસ ઇકોનોમી અને કાંઇક અંગરેજી ભાષાનો વિષય શીખવનાર મહાસમર્થ પ્રિન્સિપાલ વર્ડસ્વર્થનું નામ આજે સંભારીને પણ મને અતિશય માન પેદા થઈ આવે છે અને તેમની મારાપરની પ્રીતિ તથા તેમની ભણાવવાની પદ્ધતિથી જ, મને જે લાભ મળ્યો છે તે મળ્યો છે એમ મને વારંવાર કલ્પના થાય છે."

બી. એ. નાં ચાર ટર્મ ભરી પરીક્ષા સંતોષકારક રીતે આપી આવ્યા. એમના એક મિત્રે એમને પૂછેલું કે **"તમે પાસ થાઓ તો તાર મૂકીએ ?"** મણિલાલે જવાબ દીધો કે "હું પાસ તો થવાનોજ છું; પણ કલાસ લખી જણાવજો ને English (અંગ્રેજી) વિષયનું કે History Political Economy (ઇતિહાસ અને અર્થશાસ્ત્ર) વિષયનું એક prize (ઇનામ) મને મળશે તે પણ જણાવજો." તેણે પણ મણિલાલના કહ્યા પ્રમાણેજ કર્યું. પરિક્ષાનું પરિણામ જોવા જતાં ઘેરથીજ કાગળ લખી કલાસ અને ઇનામના નામની જગો ખાલી રાખી લઇ ગયો. તેમાં પેન્સીલથી બીજો કલાસ તથા History-Economy ના વિષયનું ઇનામ એમ લખી તેણે કાગળ એમને મોકલ્યો. એ વાંચી પોતાની મહેનતનું પરિણામ શુભ રીતિએ આવેલું જોઈ મણિલાલને પરમ સન્તોષ થયો. નવી પ્રજાના માટે હમેશાં લાગણી ધરાવનાર આ વિદ્વાન કહે છે કે "આશા રાખું છું કે વાંચનાર વિદ્યાભિલાષી જનો આવા સંતોષથી કાર્ય સંપાદન કરી આનંદિત નીવડે." મણિલાલ આખી પરીક્ષામાં **બીજે નંબરે** પાસ થયા અને ૩૦ માર્ક ઓછા પડવાથી પહેલા કલાસમાં ન આવી શક્યા.

મણિલાલ કોલેજમાં "ફેલો" તરીકે રહ્યા તે દરમિયાન એમણે સંસ્કૃત અને પાશ્ચાત્ય તત્વજ્ઞાનનો અભ્યાસ વધાર્યો. એને પરિણામે એમનું મગજ અનેક વિચારોથી ઉભરાવા લાગ્યું. યુરોપિયન સુધારો, નીતિ, રીતિ, તથા ઇશ્વર, મોક્ષ ઇત્યાદિકના વિવિધ તર્ક એમની

**આગળ અભ્યાસ.** નજર આગળ રમી રહ્યા અને નિશ્ચય થયો કે માણસના જીવિતનું મુખ્ય અને છેવટનું કર્તવ્ય એજ છે કે આ તમામ વાતો વિષે નિર્ણય કરવો, નહિ તો તેની જીંદગીનો વખત કેવળ નિરર્થક જવાનો. મણિલાલ જણાવે છે કે "હું કોલેજમાં રહ્યો તે દરમિયાન કેવલ નાસ્તિક બની ગયો હઇશ એમ કોઇ અનુમાન કરે તો ખોટું નથી. પણ વિશેષ વાંચન થયા પછી મનમાં ગરબડ ઉઠવા લાગી અને ધર્મ નીતિ તથા સુધારાનાં તત્વ, વિષેનો નિર્ણય કર્યા વિના મારી જિંદગી સુખમાં કે નિશ્ચિન્ત માર્ગે જવાની નથી એમ મને દૃઢ આગ્રહ થયો."

અને આને પરિણામે માત્ર વાંચવા ખાતર નહિ, વિદ્વત્તા પ્રાપ્ત કરવા ખાતર નહિ, પણ એ કરતાં વધારે મહત્વના ઉદ્દેશથી—જિંદગીને rational કરવા માટે—એટલે કે જિંદગીનો હેતુ સમજી જીંદગીને નિશ્ચિત માર્ગે દોરવા માટે—મણિલાલે ઘણાં પુસ્તકો વાંચ્યાં—જેનો કાંઇક ખ્યાલ "સિદ્ધાન્તસાર"ના વાચકને આવી શકશે.

## ૨ ગ્રન્થકાર.

મણિલાલની કેળવણીનું પ્રકરણ હું આટલેથી સમાપ્ત થયું ગણું છું. મનુષ્યનું આખું જીવન કેળવણીનું સ્થાન છે એ સિદ્ધાન્ત કોઇએ પણ સવિશેષ માન્ય કર્યો હોય તો તે મણિલાલે કર્યો હતો—તથાપિ આજના સામાન્ય નિરૂપણ માટે એ પ્રકરણને અત્રે સમાપ્ત થયું ગણવામાં બાધ નથી. હવે મણિલાલનું બાકીનું જીવન—જે અપૂર્વ સાહિત્ય ઉત્પન્ન કરવામાં પસાર થયું છે—એનું ખાસ સ્વરૂપ આ કેળવણી સાથે જોડવાનો હું થોડોક પ્રયત્ન કરીશ.

**મુખ્ય ગ્રન્થો.** મણિલાલના *મુખ્ય ગ્રન્થો નીચે પ્રમાણે:—

મણિલાલના મુખ્ય સાહિત્યના ત્રણ વિભાગ પાડી શકાય:

(૧) કાવ્ય—જેમાં પ્રેમજીવન અને અભેદોર્મિ; તથા સંસ્કૃત નાટકોનાં ભાષાન્તર: માલતીમાધવ અને ઉત્તરરામચરિત; અને સ્વતન્ત્ર નાટક કાન્તા તથા નૃસિંહાવતાર: અને નવલકથા ગુલાબસિંહ.

(૨) સુધારાને લગતું સાહિત્ય: નારીપ્રતિષ્ઠા, સિદ્ધાન્તસારનાં કેટલાંક પ્રકરણો તથા પ્રિયંવદા અને સુદર્શન દ્વારા કરેલો કેટલોક બોધ.

(૩) ધર્મ સંબન્ધી સાહિત્ય: શ્રીમદ્‌ભગવદ્ગીતાનું ભાષાન્તર; યુક્તિપ્રબોધનું ભાષાન્તર; પ્રેમજીવન અને અભેદોર્મિની ટીકાઓ; સિદ્ધાન્તસાર, પ્રાણવિનિમય અને પ્રિયંવદા સુદર્શનના કેટલાક લેખો; તથા કુમારપાળચરિત્ર ચેતનશાસ્ત્ર વગેરે; અંગ્રેજી પુસ્તકોમાં Tarka Kaumudi, Advaitism or Monism, Imitation of Sankara, Manduyopanishad, Jivanmukti-Viveka, Symbology, Hinduism વગેરે પુસ્તકો તથા નિબન્ધો.

ઉપર આપેલા મણિલાલના પૂર્વવયના હેવાલમાંથી જો આપણે એટલું સ્મરણમાં રાખીએ કે મણિલાલનું મન ન્હાનપણથીજ ધર્મ તરફ વળેલું, પ્રેમ આટે તરસ્યું, સુખ દુઃખ વેઠવામાં દૃઢ અને કામ કરવામાં નિશ્ચયવાળું હતું—સાથે એ પણ ધ્યાનમાં રાખીએ કે મણિલાલનો ઇતિહાસ અને તત્વજ્ઞાનનો અભ્યાસ અસાધારણ માનને પાત્ર હતો અને એમના પ્રતિપક્ષીઓએ એમની આ વિષયમાં કરેલી અવજ્ઞા જેવી હાસ્યજનક તેવીજ અન્યાયી છે—તો મણિલાલના લગભગ સર્વ ગ્રન્થોનું સ્વરૂપ આપણને સહજે લક્ષમાં આવી જશે, અને એનાં ગુણદોષ તપાસવાનું એક કિંમતી સાધન હાથ લાગશે.

* આ ગ્રન્થોની ટીપ પૂરેપૂરી નથી.

(૧૦) મણિલાલના કાવ્યગ્રન્થો ઉપર એમના તત્વજ્ઞાનની બે રીતની અસર થઇ છે: એક બાહ્ય સૃષ્ટિ ( Nature ) કરતાં મનુજહૃદય ( Human heart ) ને પ્રાધાન્ય આપવામાં;* અને બીજી, કવિતામાં પણ જીવિતના પરમ હેતુને—પરમ પુરુષાર્થને—આગળ રાખવામાં. એમાંની પહેલી એમના વિજ્ઞાનવાદ ( Idealism) ની આડકતરી (indirect) અસર છે, અને બીજી જીવિતના હેતુ (The End of Human Existence) સંબન્ધી તત્વચિન્તનમાંથી ઉદ્ભવેલી સીધી ( direct ) અસર છે. મારા કહેવાનો અર્થ વધારે સ્પષ્ટ કરી બતાવું. મણિલાલના તત્વજ્ઞાનમાં બાહ્યસૃષ્ટિ કરતાં આન્તર અનુભવ ઉપર વિશેષ ઝોક હતો એ સુવિદિત છે. અને એ તત્વજ્ઞાન (Idealism) ની છાપ એમના કવિત્વ ઉપર અને સહૃદયતા ઉપર પણ પડેલી જણાય છે. કવિઓના બે પ્રકાર હોય છે: કેટલાકને બાહ્યસૃષ્ટિમાં રમવાનું અને એમાંથી બોધ પ્રાપ્ત કરવાનું પ્રિય લાગે છે, અને કેટલાકને મનુજહૃદયના ભાવમાં વિશેષ અર્થ પ્રતીત થાય છે. મણિલાલ આ બીજા પ્રકારના કવિ હતા, અને મને લાગે છે કે એમણે ઉત્તરરામચરિતના ભાષાન્તરમાં—

"ગિરિથી ઝમ ઝમ ઝરણાં વહી જાય,
તટે તરુવર પવને હલેરાય."

ઇત્યાદિ સૃષ્ટિસૌન્દર્યના લાવણ્યગિરિ અને હરિગીત વગેરે છન્દો બહુ રસથી રચ્યા છે, તથા "કાન્તા" નાટકમાં—

"મંદ મંદ સમીર એ તરુકુંજમાં બહુ મ્હાલતો,
ગિરિગહ્વરે અથડાઇ મીઠા રાગ મૃદુ આલાપતો,
લ્હેર જલમાં ચાલતી વાંકી ચુંકી લચકાઇને,
એકાગ્રતાથી મળી મળી તટપર પડે મોદે રહે,
તાલ દે તે ગાનને નરનાર ઝુકે બહુ ઝુંડમાં,
દે માન તે શુભગાનને વળી, ધવલ પુષ્પ ગધારનાં,
વ્યોમ, તરુ, તટ, વિશ્વ સઘળું નાચતું પ્રતિબિંબમાં,
ઊંચા સુણે ગિરિવર રહ્યા બધું ગાન ગંભીરનાદમાં."

[illegible] પણ સૃષ્ટિસૌન્દર્યના કવિને માન અપાવે તેવી છે; તેમ જ, [illegible]

---

* પરિણામે માત્ર તત્વજ્ઞાન નહિ પણ અંગે કાવ્યસ્વરૂપ નહિ એક [illegible] મહત્વના [illegible] માનવામાં પણ બાધ નથી—એટલે આ [illegible] છંદગીને નિબન્ધના અંગમાં લેવા. તેટલા માટે આરંભમાં જે "સિદ્ધાન્તસાર" ના [illegible]

"સુખકર મલિયાગર મ્હેકેરે
કલિકલિપર ભ્રમરા લ્હેકેરે—સુ૦ધ્રુવ.
શીતળ સમિર-વહે સુખકારી
તાપ હરે તનના પલકેરે,
ચન્દ્રકલા નિરખી ઉલસે મન
ગ્રીષ્મ રાત રસ બ્હેકેરે—સુખકર."

એ બિહાગની ઠુમરીમાં "ગ્રીષ્મ રાત રસ બ્હેકેરે" એટલા સાદા શબ્દોમાં ઉન્હાળાની રાત્રિની સકળ મનોહરતા ખડી કરી છે:—

તથાપિ એમ કહેવામાં બાધ નથી કે માલતીમાધવ અને ઉત્તરરામચરિત તરફ એમને દોરનાર વસ્તુ જુદી જ હતી, અને "કાન્તા" નાટકની ખાસ ખુબી એનાં સૃષ્ટિસૌન્દર્યનાં વર્ણનમાં જ નથી. ન્હાનપણથી જ મિત્રસ્નેહનો સ્વાદ જાણનાર હૃદય માધવ અને મકરન્દના સ્નેહ તરફ આકર્ષાય એ સ્વાભાવિક હતું; તેમ જ રામ અને સીતાના પ્રેમમાં જે લોકોત્તર ભાવના મૂર્તિમતી થએલી છે, અને રાજા તરીકે રામે સીતાનો ત્યાગ કરી જે ભાવનાના અગ્નિમાં પોતાના સુકોમળ હૃદયને હોમ્યું છે—એ " Poetic Idealism" કાવ્યપ્રદેશમાં પ્રતીત થતો ઉચ્ચ ભાવનાપ્રેમ મણિલાલને ખાસ આકર્ષક થઈ પડ્યો હશે એમ લાગે છે. "કાન્તા" નાટક જેને આપણાં 'સર્વાનુભવરસિક' કાવ્યોમાં ગુજરાતના એક પ્રતિષ્ઠિત અવલોકનકાર અને આ "સાહિત્યસભા" ના માનવન્તા પ્રેસિડન્ટ* તરફથી પ્રથમ પદ આપવામાં આવ્યું છે એ પણ આ " Idealism " નું અને ઇતિહાસના અભ્યાસથી મણિલાલના હૃદયમાં જાગેલા સ્વદેશાભિમાનનું દૃષ્ટાન્ત છે. "પ્રેમજીવન" અને "અભેદોર્મિ" જેમાં આપણે બાળાશંકર સાથેના કાવ્યવિનોદના સમયની અસર પણ જોઈએ છીએ—એ તો બાહ્ય સૃષ્ટિને તજી દઈ આન્તરભાવ ઉપર જ રચાએલાં છે એ સ્પષ્ટ છે, અને બાહ્ય જગત ઉપર જ્યારે કોઈ કોઈ વાર કવિની દૃષ્ટિ ફરે છે ત્યારે એ બાહ્ય પદાર્થો પણ આન્તર ભાવથી અને તે પણ એક તટસ્થના નહિ પણ કવિના પોતાનો જ આન્તરભાવથી રંગાઈ, છવાઈ, છલકાઈ રહે છે!

" ગગને આજ પ્રેમની ઝલક છાઈરે—
પૃથ્વી રહી છવાઈ,
પર્વતો રહ્યા ન્હાઈ,
સચરાચરે ભરાઈ રે!
ગગને આજ૦"

વળી, કવિઓમાં કવિતાના ધોરણ ઉપરથી પણ બે પ્રકાર પડે છે. કેટલાક " Art for Art's sake "નું ધોરણ સ્વીકારે છે—અને તેઓના મત પ્રમાણે મિ. સ્વિનબર્નના શબ્દોમાં " No work of art has any worth or life in it that is not done on the absolute terms of art. " આ વચનથી સૂચિત અર્થ

*રા. રમણભાઈ મહિપતરામ.

પણ આર્યજનોને અનુકૂલ નથી એવો સિદ્ધાન્ત બાંધ્યો હતો. આશાથી ઉછળતો સુધારક નિરાશા પામી નિવૃત્તિમાર્ગમાં શમી ગયો અને મરણશય્યા ઉપર મણિલાલને આવી મનપ્રશ્નનું કહેતો ગયો કે—"હવે તો આ દેહનો અન્ત આવે તો ઠીક કે ઘરનાં માણસ હેરાન થતાં અટકે. અમે તો હવે એકલા પડ્યા. અમારા બકતો અમારા મિત્રો અમારા સ્નેહીઓ અમને બીગડેલા વહેમી કહાવી વેગળાં થયાં. પણ ખરી વાત હું હાલ કહું છું. તે જ છે એ મારું હૃદય જાણે છે. જવાનીઆ સુધારાવાળા મારી ઉપર કરડી નજર કરતા હશે પણ હું કહું છું કે તેમના જ મંડળમાં એક જુવાન ઉછેરે છે જે પરિણામે મારા જ વિચાર તેમને ગળે ઉતારશે." પણ મણિલાલની વૃત્તિ સુધારા તરફ પાછલા કાળના નર્મદના જેવી નહતી. મણિલાલે સંસારસુધારાને પ્રાચીન ધર્મને અંગે મૂક્યો ખરો, પણ તેથી સુધારા પ્રત્યે અનાદર જણાવ્યો એમ માનવું ભૂલભરેલું છે.

સુધારા સંબંધી વિચારો.

હવે હું બીજા પેટાવિષય ઉપર એટલે કે મણિલાલના સુધારા સંબન્ધી વિચારો ઉપર આવું છું. જેઓ મણિલાલને સુધારા વિરુદ્ધ માનતા હોય તેમના મનનાર્થે હું અત્રે એમના લેખોમાંથી નીચેના ઉતારા રજુ કરું છું.

"નવીનતા એ પૌરુષ, પરાક્રમ, સાહસ, સ્વાતન્ત્ર્યનો માર્ગ છે; પ્રાચીનતા આલસ્ય, સ્થિરતા, જડતા, પારતન્ત્ર્યનો માર્ગ છે. ઉદ્યોગ અને પ્રારબ્ધનો જે વિરોધ છે તેવો નવીનતા અને પ્રાચીનતાનો વિરોધ છે. નવીનતા લાવે છે, પ્રાપ્ત કરે છે, ઉપજાવે છે; પ્રાચીનતા પોષે છે, સાચવે છે, સંગ્રહે છે. વાસ્તવિક દૃષ્ટિથી જોઈએ તો પ્રાચીનતા અને નવીનતાનો વિરોધ નથી. ઉભયે પ્રત્યેક વ્યક્તિમાં સ્વભાવસિદ્ધ છે, અને આવશ્યક છે. વિશ્વનો નિર્વાહ જ તેમના યોગ વિના થાય નહિ. યોગક્ષેમનાં નવીનતા અને પ્રાચીનતા બે અંગ છે."

"પ્રાચીનતા એ પ્રત્યેક દેશના અખુટ બલનો ભંડાર છે, નવીનતા તે બલનો વ્યય કરવાનો બજાર છે; નવીનતા એ પૂર્ણ જોરથી દોડી રહેલું 'એનજિન' છે, પ્રાચીનતા તેની ગતિને નિયમમાં રાખનાર 'બ્રેક' છે."

"એક પાસા કીલાં છાપાં, માલા કંઠી, રામ નામનું રટન, અને વેદાંતની વાતો નીચે કર્મો, સ્વાર્થ, જૂઠ, અને અનાચારના અંગાર ધખધખતા હોય છે; બીજી પાસ સત્ય, દેશભક્તિ, બ્રાતૃભાવ, સર્વનું એકપણું, વિદ્યાવિલાસ, ઇત્યાદિનાં વ્યાખ્યાનોમાં પણ તેનાં જ ધ્યાન ભ્રષ્ટ કરવાની યુક્તિઓના વિલાસ હોય છે, અનાચારને ઢાંકવાની ઝીણી પીછોડીઓ વણવાની રચના હોય છે."

"પ્રાચીન પક્ષ સ્વતઃ વર્તમાનની સમજ ભવિષ્યમાં ઉતરવાને જરૂર ઉદ્ભવ્યો નથી; આમ માનવાનું કારણ એટલું જ છે કે પ્રાચીન પક્ષ ઉપર જે રુચિ અને પ્રીતિ તથા આદર થવાં ઘટે તે બહુ ઓછે. એમાં પશ્ચાત્ જોતાં બાજી. કેવલ વહેમરૂપે, અંધ શ્રદ્ધારૂપ, સ્વાર્થ

સાધવાના એક પ્રકારરૂપ, કે ધાર્મિક નીતિમાન્ ગણાવાની લાલસાના એક માર્ગરૂપ દેખાય છે; પ્રાચીન પક્ષની સમગ્ર પ્રવૃત્તિમાં ભેદનું જ પ્રાધાન્ય દેખાય છે. નવા નવા પંથ, સંપ્રદાય, આચાર્ય, અને તેમના શિષ્યોના કલહ, વિગ્રહ, દ્વેષ અને ઇર્ષ્યાના પ્રકારો, ગુરુ અને આચાર્યોને સર્વસ્વનું સમર્પણ કરી અંધ થનાર પામરોની કર્તવ્યભ્રષ્ટતા; એ વિના બીજું પ્રાચીન પક્ષની પ્રવૃત્તિમાં ક્વચિત્ જ નજરે પડે છે. અને એ પક્ષની મુખ્ય કીંમાયત કરવા છતાં આવો સ્વીકાર કરવામાં અમોને કશો બાધ જણાતો નથી, કેમકે **પ્રાચીન પક્ષ જ્યાં સુધી વર્તમાનની યથાર્થ ગણના કરી ભવિષ્યનું દર્શન પામ્યા વિના કેવલ પ્રાચીન એ નામને જ પૂજે છે ત્યાં સુધી તે કલ્યાણથી અતિ વિદૂર જ છે** એવું અમારું મત છે. એક પાસા નવીનો સાથે વિવાદ કરી પ્રાચીનતાનો આગ્રહ ધારણ કર્યા છતાં, પ્રાચીન પક્ષના અનુયાયીઓનું અનુમોદન અમોને મળી ન શકવાનું આ જ કારણ છે. પરંતુ એ વિવાદ કે એ અનુમોદનની દરકાર વિના એટલું કહેવું જ પડે છે કે પ્રાચીન પક્ષે આપણો વર્તમાન અને ભવિષ્યનું માપ લીધા વિના જ ભૂતમાં ઝંપલાવ્યું છે, અને જે કર્તવ્યભ્રષ્ટતામાંથી, છુટવાનો માર્ગ શોધવા માંડ્યો છે તેમાંને તેમાં જ તેમની સ્થિતિ હજી રહી છે. વર્તમાન અને ભવિષ્યને સમજી કર્તવ્યની શોધ કરવાનો જે ઉન્નતિનો માર્ગ છે તે ધ્યાનમાં લઈ પ્રાચીન કે નવીનનો આદર કરવાનો વિચાર રાખવો ઉચિત છે. એ ધારણે જોતાં, **અમારા હૃદયની પ્રીતિ હાલના પ્રાચીન પક્ષ કરતાં હાલના નવીન પક્ષ ઉપર વધારે છે."**

"બાપાએ ગમે તેમ જોડી દીધેલાં પુતળાં આ દેવ(પ્રેમ)નું સ્વરૂપ ક્યાંથી જાણે; અથવા કક્કો ને આંક ભણ્યા પછી હૃદય પણ શું સંસ્કાર પામે કે તેમાંથી પ્રેમનો ભાવ ખડો થાય! કષ્ટમાં, કંકાસમાં, દુઃખમાં દિવસ પુરા કરતે કરતે ઉભયમાંથી એકાદને, ને વિશેષે કરી સ્ત્રીને વૈધવ્યનો મહા કાલાનલ બાળીને આબરૂથી, જાતથી, રીતથી, બાતથી ખુવાર કરી દુઃખમાં જન્મેલી તે દુઃખમાંજ સમાય તેવું કરી આપે. આ રીતિથી વિચારતાં કેટલાં ઘર હયાત છતાં બાગેલાં છે, કેટલાં માણસ જીવતાં પણ મુવેલાં તે, કેટલા લોક સુખી છતે પણ દુઃખી છે; કેટલા જ્ઞાની પણ અજ્ઞાની છે, કેટલાં પીડાય છે, કેટલાં બળે છે, કેટલાં રડે છે, કેટલાં મરે છે એ સહજ ખ્યાલમાં આવશે."

"ભણવાની જ્યારે આરીતે જરૂર છે ત્યારે શું **સ્ત્રીઓ માણસ નથી, સ્ત્રીઓને બુદ્ધિ નથી, કે સ્ત્રીઓને સુખની ઇચ્છા નથી કે તેમને ભણવા ન દેવી?** સ્ત્રીઓને ને પુરુષોને કરવાનાં કામ જુદી જુદી જાતનાં છે એ વાત ખરી, પણ શું સ્ત્રીઓનાં કામ બુદ્ધિ વગર ચાલી શકે તેવાં છે? તેમને પણ પોતાના ઘરકામમાં બુદ્ધિની જરૂર પડે છે; તેમને પણ પોતાનાં સંબંધીઓ સાથે રહી કામકાજમાં પ્રવીણ ગણાઈ સુખ પામવાની સબલ મરજી હોય છે; તે એટલે સુધી કે, અમે તો એમ ધારીએ છીએ કે, પુરુષોને, હશે તે કરતાં પણ વિશેષ, કેમકે ઘણા પુરુષો સુખી છતાં પણ ઘરની સ્ત્રીઓને જે જાતનાં સુખની ઇચ્છા હોય તેને તાબે થઈ વર્તવાથી દુઃખી થતા માલમ પડે છે. પુરુષને છે તે પ્રકારની ઇચ્છાઓ ને વૃત્તિઓ સ્ત્રીઓને છે એટલું જ કહેવાથી તેમને ભણાવવાની જરૂર સાબીત થાય

છે, તો પણ તેમને ભણાવવાના વિશેષ કારણ તરીકે, વળી તેમના સ્વભાવ વિષે જરા બોલવાની જરૂર છે.

સ્ત્રીનાં કર્મ પુરુષનાં કરતાં જુદાં છે. વાત ઠીક છે, પણ કેવી રીતે જુદાં છે! જુદાં એટલે એવાં તો નહિ જ હોય કે પશુ વગેરે જેમ પોતાના કર્મ માત્રથી જ સુખ પ્રાપ્ત કરી લે છે તેમ સ્ત્રીઓ પણ કરી શકતી હોય! પુરુષને જેમ ઘર બહારના ધંધામાં બુદ્ધિ, બલ, વાપરવાં પડે છે તેમ સ્ત્રીઓને પણ ગૃહકર્મમાં તેનાં તે જ સાધન વાપરવાં પડે છે. જેમ જે સ્ત્રીનામાં આ સાધનોની ખામી, તેમ તેના કર્મમાં વિરોધ અને તેના ઘરમાં ક્લેશ, સંતાપ અને દુઃખ. ઘરનું ખરું બંધારણ જ સ્ત્રી છે, ઘર એ પુરુષનું વિશ્રામનું ધામ છે; ને તે જ જ્યારે વગર અક્કલે, વગર વિચારે તે વગર ધડે ચાલતું હોય ત્યારે પોતે પણ સુખ ક્યાંથી પામે? સ્ત્રીઓની ઉન્નતિમાં, તેમના ભણવામાં, તેમના સદાચારમાં, અને તેમની પ્રીતિમાં જ પુરુષના સુખનો સમાવેશ થઈ જાય છે, તો તેમને તેમના પોતાના સુખ માટે, તેમ જ પારકાના (પોતાના પતિ વગેરેના) સુખ માટે ભણાવવી જ જોઈએ.

ભણવાથી કુમાર્ગે કોઈ ગયું છે નહિ, ને જશે પણ નહિ. **સરસ્વતીના પ્રસાદ પામી કોણ કુપાત્ર થયું છે? ભણેલી સ્ત્રીઓમાં જો કાંઈ દુરાચાર કોઈ વાર જણાયો હોય તો તેમને ઓછું ભણાવી તેમની અક્કલ કાચી રહેવા દીધાને લીધે જ, એમ અમે તો નક્કી માનીએ છીએ.** જેઓ નીતિમાં, પતિભક્તિમાં, શ્રદ્ધામાં, મર્યાદામાં સુખ માનતી હોય તે કદાપિ કુમાર્ગે જાય જ નહિ. પણ જે આ શબ્દોનો અર્થ પણ ન જાણતી હોય તે જાય તો, તેમાં તેમને અજ્ઞાન રાખનારનો દોષ છે, તેમણે જે કેળવણી લીધી હોય તેનો દોષ નથી. માટે અમે તો અમારા અલ્પ અનુભવ પ્રમાણે અમારી બહેનોઓ તરફથી એટલું જ કહી શકીએ છીએ કે તેમને જો તમારે પ્રેમાળ સ્ત્રીઓ, ભાવાળુ માતાઓ, અને હિતસ્વી દીકરીઓ કરવી હોય તો નિઃશંક થઈ પરિપૂર્ણ કેળવણી આપો."

"જેન જ્ઞાતિની વૃદ્ધિ અને અંદર અંદર સંપ શાંતિ ચહાતા હો, જો ઉપયોગી થઈ કોઈને દુઃખ દીધા વિના કમાવાની ઉમેદ રાખતા હો, ને આ લોકને પરલોકમાં સુખનો માર્ગ શોધતા હો તો **કન્યાનું દાન યોગ્ય વરને કરવા માંડો, કન્યાને મોટી થવા દો, ભણવા દો, અને પોતાની મરજી મુજબ જ પરણવા દો."**

" અમે લખ્યું હતું કે 'નારીપ્રતિષ્ઠા' "સામાન્યતઃ સ્વતંત્ર જનમંડળ માટે રચાઈ હતી" અને હવે જે વિચાર કરવાનો છે તે કાયદાથી સંકલિત મંડળ માટે છે, એટલે ને એ વિચારમાં સંમતિવય બાબત ફેર પડે તો તે વિરોધ નથી: આ લખવાનો સાહજિક અર્થ એવો થાય કે 'નારીપ્રતિષ્ઠા' કેવળ સાંસારિક બાબત, જેમાં સરકારે હાથ નથી ઘાલ્યો, તેને માટે લખાયલી છે, પણ જ્યારે સાંસારિક બાબત સરકાર કાયદો કરવા ઇચ્છે છે ત્યારે 'નારીપ્રતિષ્ઠા'માંના કેટલાક બુજ વિચારમાં ફેરફાર કરવાની આવશ્યકતા છે. જેમકે 'નારીપ્રતિષ્ઠા'માં **સંમતિવય ૧૬** કહ્યું છે તે ઇષ્ટ છે, છતાં કાયદાથી તે નિયમનું હોય ત્યારે તો બેડામાં ઘેરાયું જે હોય તે કેવું દેખાય, અર્થાત્ હમ આવી સ્વાભાવિક અર્થસંગતિ, ઉદાહરણથી સ્પષ્ટ કરેલી.

પ્રાચીન નવીન એ વાર્તામાંથી કેઇ ખરી છે ? આ પ્રશ્નનો નિર્ણય કરતા પૂર્વે ઉભય પક્ષનું સૂક્ષ્મ અવલોકન કરવાની પૂર્ણ અપેક્ષા છે. ઘણાક નવીનો પ્રાચીન પક્ષનું વિલોકન કર્યા વિના, એટલે કે પોતાને સાક્ષાત્ કે પરોક્ષ તે વિષયનું જ્ઞાન ન છતાં, અથવા માત્ર કોઈના કહેવાથી કે કોઇએ પોતાના કોઇ તર્કને અવલંબી કરેલા અર્થાનુસારજ જ્ઞાન છતાં, પ્રાચીનપક્ષગત અનેક વાર્તાનું વિડંબન ખંડન કરવા પ્રવર્તે છે. તેમજ કેટલાક પ્રાચીનો પણ એજ પ્રકારની ભુલ કરે છે. પ્રાચીન વાર્તાને સમજવાથી, સાંભળવાથી, કે પોતાના મતાનુસાર ગ્રહવાથી, તેતે વાર્તાને અંગે એવી એવા તર્કજાલમાં તે ભરાઈ પડે છે કે નવીનતાનું નામ પણ સહન કરી શકતા નથી. આવા પ્રસંગમાં ઉભય પક્ષનું સાક્ષાત્ જ્ઞાન હોવું બહુ આવશ્યક છે. પ્રારબ્ધયોગે તેવું કાંઇક પ્રાપ્ત કરવાના પ્રસંગ મને પોતાને મળેલા છે એ વાત કહેવામાં કશી આત્મશ્લાઘા થતી હોય તો ક્ષમા યાચુંછું, પણ સંસારમાં મનુષ્યે કર્તવ્યાકર્તવ્યના વિચાર બાંધવા તેમાં એ જ્ઞાન પરમોપયોગી છે, ને મને તે જેવું ઉપયોગી થયું છે તેવું અન્યને થાય એ મારી પરમવાંછના છે, એટલે આ સ્થાને તે વાત કહેવી પ્રાપ્તજ છે.

પ્રાચીન મતો ને સિદ્ધાન્તો–ધર્મ, વ્યવહાર, નીતિ, આચાર સર્વને–વિલોકતાં તેમાં પણ મને સત્ય સમજાયું છે. નવીન મત અને નિશ્ચયો વિચારતાં તેમાં પણ મને સત્ય જણાયું છે. પણ જે પૂર્ણ–આખું–અવિકૃત સત્ય છે તે તો ઉભયથી પર છે એમ મારો ગ્રહ છે. આમ હોવાથી મેં મારા મનમાં અમુક સિદ્ધાન્તો રાખેલા છે, જે મારા લેખો વાંચનાર પંડિતોને તો સહજે સમજાયા હશે જ તથાપિ પુનઃ સંક્ષેપે તેમને કહી બતાવવા એ, આ પ્રસંગે, મને આવશ્યક જણાયું છે. મારા ઘણાક મિત્રો ઉભયે પક્ષમાં છે તેમમેં ને મારે બાહ્ય દૃષ્ટિએ મતભેદના વિષયોમાં પણ આંતર વિચારચર્ચામાં ઐક્ય સમજાયું છે. તેમનું કહેવું એમ થાય છે કે 'તમારા વિચારોને લોકો અન્યથા સમજે છે, અને વહેમમાં વધારો થાય છે.' લોકો તે કોણ ? વહેમ તે ખરો વહેમ કે વહેમ નામ? એ જુદી વાત છે, પણ ભ્રમ થાયછે ખરો. નવીન મતાનુયાયી મિત્રો સાથે આવા ઐક્યને લીધે કેટલાક દુરાગ્રહી નવીનો એમ પણ બતાવે છે કે 'તમારા સિદ્ધાન્તો અનિયત છે. તમારે કશું ધોરણુંજ નથી. તમે લોકપ્રિયતા માટે ગમે તેમ લખો છો, બોલો છો, આચાર વિચારમાં ફેર પાડો છો.' આ પણ ભ્રમ છે. ઉભયે વાર્તા બનવા સરખી છે. મારે **નવીનો કહે છે તેવો એકાકાર વર્ણવ્યવહાર માન્ય છે, પણ ચાલતી જ્ઞાતિવ્યવસ્થા ગુપ્ત રીતે તોડવી એ વાત મને અત્યંત અમાન્ય છે.** નવીનો કહે છે તેમ વહેમ માત્ર મને અત્યંત ત્યાજ્ય છે, પણ વહેમ એ શબ્દનો તેમણે માનેલો અર્થ મને ગ્રાહ્ય નથી. દાન કરવાથી કે બ્રાહ્મણ જમાડવાથી પાપ ટળે એ વાત નવીનો કહે છે તેમ હું ખોટી માનું છું, તથાપિ કર્મનો નિયમ અને તદંગભૂત પ્રારબ્ધાદિવ્યવસ્થાનો હું દૃઢ ભક્ત છું. નિરાકાર અપરોક્ષજ્ઞાન એ જ પૂર્ણ તત્ત્વ એમ માનવા છતાં સાકાર મૂર્તિ આદિનો હું અનાદર કરતો નથી; અગ્નિ તાપવો, પ્રાણ દમવો, આદિ કષ્ટક્રિયાનો આદર ન કરતાં છતાં, ચેતન અને મનોબલની પૂર્ણ સત્તા અને રાજયોગનું અસ્તિત્વ સારી રીતે સ્વીકારું છું. આ તો અનેક વાતમાંથી થોડાં ઉદાહરણ છે, જેમાંથી એમ જણાય છે કે કાંઇક પ્રાચીન કાંઇક નવીન એવી વ્યવસ્થા મને અંગીકાર્ય છે, અર્થાત્ ઉક્ત ભ્રમનો અવકાશ છે.

ત્યારે સ્વતઃ સ્પષ્ટ છે કે જ્યાં સત્ય સમજાય ત્યાંથી તેને લેવું–**सत्यं परं धीमहि;** ભ્રમાત્મક અપવાદોનો ભય ન રાખવો એજ મારો મુખ્ય નિશ્ચય છે. પ્રોફેસર હક્સલીને પ્રેતવાહનના પ્રયોગ બતાવવા માટે, ખાતરી કરવા સારૂ બતાવવા માટે, નિમંત્રણ થયું ત્યારે ઉત્તર લખ્યું કે '‚વાત ખરી હોય તોપણ મને તેમાં રસ નથી.' પ્રેતાવાહનને ખોટું, તરકટ, જુઠું, ભ્રમ, કહેવામાં 'રસ' અને તેની ખાતરી કરવા વખતે રસ નહિ એવી નવીન પંથના આચાર્યની વૃત્તિ મને અત્યંત અનાદરણીય છે. તેનીજ સાથે '**ब्राह्मणोऽस्य मुखमासीत्**' એવી એકાદ ઋચાને આધારે બ્રાહ્મણ તો વિષ્ણુભગવાન્ પુરુષોત્તમનું મુખ છે માટે તેજ ઈશ્વર છે, તે કહે તે સત્ય છે, એવા અંધ પ્રાચીનભાવ પણ મને અત્યંત હાસ્યાસ્પદ લાગે છે. આંખો, કાન અને બુદ્ધિ ખુલ્લાં રાખી જે નિર્ણયો હાથ આવે તેને આધારે પરમ સત્યનું અનુમાન બાંધતા રહેવું એજ સત્યાન્વેષણનો સિદ્ધાન્ત મારો આધાર છે. તે સત્ય મને જ્યાં સમજાયું હશે ત્યાં મેં બતાવ્યું છે, તેમાં પ્રાચીન કે નવીનનો ભેદ માની શબ્દ માત્રને લીધે હું એકને વળગવા કે બીજાને પરહરવા પ્રવર્ત્યો નથી. ગમે ત્યાં પણ સત્ય તે સત્ય જ છે.

પરંતુ યોગ, પ્રાણવિનિમય, પ્રેતાવાહન, અદ્વૈત અભેદવાદ, ઇત્યાદિના અનુવાદ કરી બતાવવાની મારી પ્રવૃત્તિને લીધે કોઈ પ્રાચીન મતાવલંબી એમ ધારે કે હવે હું છૂટા વાળ મૂકી ડોકું ધૂણાવતી વધૂમાત્રને પ્રેતાવાહનના સંસ્કારયોગ્ય માનીશ, ભગવાં ઓઢીને આવનાર માત્રને મ્હોટા સિદ્ધ માની લઈશ, બાધા માનતાથીજ લાભ થશે એ સ્વીકારીશ, ગુરુપદ ધારણ કરીને આર્યધર્મને ઉદ્ધારવાની બકવૃત્તિને નમીશ; અથવા કોઈ નવીનો એમજ માને કે મેં આવી વાતોમાં સત્ય દીઠું તો નવીન વિચાર સંગતિને હું સ્પર્શતો પણ નહિ હોઉં, **સ્ત્રીઓના પૂજ્યત્વને, અસંયત ઇંદ્રિયબલવાળી બાલ વિધવાનાં દુઃખના માર્ગને, યુરોપાદિ દેશમાં પ્રયાણના લાભને, નાત જાતના ભેદ એક પાસા રાખી અખંડ અભેદ ભાવને,** હું સ્વીકારતો જ નહિ હોઉં; તો તે ઉભયે પક્ષના વિચાર ખોટા છે. મારે આમાંનો એકે પક્ષ 'મારો' નથી, સત્ય જે જણાય તેનો 'હું' છું. વહેમ, ઢોંગ, અનાચાર, કુટિલતા, એ બધાંને ઉભય પક્ષમાંથી તજવાનાં છે, ઉભયમાં સત્ય છે, તે નિષ્પક્ષપાતથી સંગોઠી પરમ સત્યનો આકાર સમજવાનો છે.

પ્રાચીન મતાનુયાયીમાંના કોઇક કહે છે, નવીનોમાંના પરોક્તઅર્થસંગતિના સંસ્કારવાળા ઘણાક તે વાત અનુમોદે છે, કે 'તમે તો પ્રાચીન વચનોના નવીન અર્થ યોજો છો.' આ અપવાદ અત્ર લક્ષમાં લેવા યોગ્ય નથી, પરંતુ એ અપવાદના પ્રસંગો ઉપર મારૂં દુર્લક્ષ નથી એમ જણાવવાનેજ અત્ર તેનું સ્મરણ કર્યું છે. તેજ અર્થસંગતિ ખરી છે એમ બતાવવાનાં કારણ તે તે પ્રસંગે જણાવવા હું ચુક્યો નથી. જેવો આ અપવાદ છે તેવો એક બીજો પણ નવીનો મારા ઉપર અપવાદ લાવે છે કે 'મિથ્યાદેશાભિમાનથી આવી–પ્રાચીન મતનેજ સત્ય કહેવાની–પ્રવૃત્તિ થાય છે. આ પણ સર્વથા ભ્રમ છે. શબ્દમાત્રને આધારે સત્યાસત્ય કહેવાનો આગ્રહજ નથી તો અમુક વાત પ્રાચીન છે માટે સારી છે એમ કહેવામાં દેશાભિમાન માનવાની મિથ્યા ઇચ્છા કેવલ મૂઢ જનોના વિભ્રમ બાધકજ હોય. અન્યથા તો સંભવે નહિ. સત્ય જણાય તેજ સમજવાનું એમાં વાસ્તવિક દેશાભિ-

માન છે, પણ જે લોકો એમ કહે છે કે **પ્રાચીનમાં કશું દેશાભિમાન યોગ્ય છે નહિ તેમની વાત તો અનાદરણીય જ છે.**"

"રંગ છે કવિ! ધીરજ એનું જ નામ, કહ્યું પણ એનું જ નામ કે વિલાયતથી આવી જ્ઞાતિબહાર થયેલા રા. મહીપતરામ સાથે પણ ભોજન કરી પોતાનો સિદ્ધાંત ખરો કરી બતાવ્યો; પોતાના આશ્રયમાં આવી રહેલી વિધવાઓને પોતે જ સંગ્રહી પોતાને માથે મોટો દાવાનલ ખેંચી લેતાં પણ આંચકો ન ખાધો! ધન્ય છે રા. કરસનદાસને પણ કે વિલાયત જવા હામ કરી, અને **ધન્યવાદ હો એ સર્વ મંડલને** કે તેને તથા કવિને અતુલ સહાય કરવામાં બાકી ન રાખી! મુંબઈમાં 'બુદ્ધિવર્ધક' સભા પણ ગર્જના કરવા લાગી, અને તેની વિદ્વત્તાથી, શૌર્યથી, એકાગ્રબુદ્ધિથી આનંદ પામી રૂગ્ન ગોકુલજી ઝાલા જેવા જુના આસ્તિક ગૃહસ્થો પણ રંજિત થયા, અને રા. રા. મનસુખરામભાઈ જેવા તથા રા. પ્રાણલાલ મથુરાદાસ જેવા ગૃહસ્થોને પણ તે જ સ્થલેથી પસંદ કરી પોતાના સહવાસ માટે રાખતા ગયા! આખરે આ મંડલે લોકો ઉપર એટલી તો અસર તાદૃશ રીતિએ જોઈ કે તેમણે વૈષ્ણવ સંપ્રદાયના રૂઢ અને ઘણા કાલથી સ્થિર થયેલા દુષ્ટ ચચાર ઉપર ઝપાટો ચલાવવાનો ઠરાવ કર્યો."

"કવિ નર્મદાશંકર, રા. કરસનદાસ, રા. સા. મહીપતરામ ઇત્યાદિ સુધારકોને માટે મને સંપૂર્ણ માન છે, તેમણે અવિવેક અથવા બળવો કર્યો એમ હું માનતો નથી, ઉલટો તે ગૃહસ્થોએ જેવું જાણ્યું અને માન્યું તેવું કરી બતાવ્યું એમાં તેમની ઘણી સ્તુતિપાત્ર મહત્તા હું સમજું છું. તેમને નિષ્ફળ થવાનું કારણ હું એમ માનું છું કે તેમના આગળ પુરતાં સાહિત્ય નહિ, પ્રાચીન સ્થિતિ જ્ઞાતિની તેમને પૂરેપૂરી માહીતી નહિ, અને નવી વાતોના પ્રત્યક્ષ લાભ તેમની નજર આગળ તરી રહેલા, તેથી તેમણે લોક અને દેશની, વ્યક્તિ વ્યક્તિ અને આખા મંડલની, પ્રકૃતિ અને ઐતિહાસિક ભાવનો ઉપર લક્ષ કર્યું નહિ; મુસલમાનોના સમયમાં આ દેશની પ્રાચીન સ્થિતિની જે અવદશા થઈ હતી તેને જ તેમણે મૂલની ઉન્નત ભાવનાને સ્થાને માની લીધી; અને તે અધમ ભાવનાને જો તેમણે મૂલની પ્રાચીન અને ઉન્નત ભાવના ઉપર લાવવા યત્ન કર્યો હોત તો તેઓ વિજયી નીવડ્યા હોત તેને બદલે તેમણે આ દેશની ઐતિહાસિક ભાવનાથી વિરૂદ્ધ એવી પાશ્ચાત્ય ભાવનાને દાખલ કરવા યત્ન કર્યો એથી જ તેઓ નિષ્ફળ થયા. તેમનામાં વિચારની ખોટ નહતી, તેમની શુદ્ધ બુદ્ધિમાં ખામી નહતી, તેમનું ચારિત્ર ઉન્નત હતું, પણ તેમને પૂરતી માહીતી નહતી એથી જ શરીરસંબંધોની એકતાને માર્ગે વળી તે લોકો નિષ્ફળ થયા."

આ છેલા ઉતારામાં મણિલાલના અને જૂના સુધારકોના સુધારા વચ્ચેનો ભેદ પણ સ્પષ્ટ થાય છે.

પરન્તુ એ ઉપર આવતા પહેલાં હું ઉપલા ઉતારાઓથી એટલું બતાવવા માગું છું કે—

(૧) યદ્યપિ મણિલાલ સુધારાવાળાઓના દોષોથી આપણા સંનસમાજમાં ઉત્પન્ન થએલાં ખોટાં પરિણામોને નિન્દે છે, તથાપિ મૂળ સુધારાના નાયકો માટે એમને પૂર્ણ માન છે, અને એમના દોષ પણ એ શાન્ત ઐતિહાસિક દૃષ્ટિથીજ જુવે છે. અત્રે પ્રસંગોપાત્ત હું આપને એટલું પૂછું છું કે ઉપરના કેટલાક ઉતારાઓમાં મણિલાલે

સુધારાના કેટલાક અગ્રણીઓએ જે અન્યાય કર્યો છે એનો શતાંશ પણ સુધારાવાળા તરફથી મણિલાલને થતો તમે જોયો છે.

(૨) મણિલાલ પ્રાચીન અને નવીન—ચાલતી સ્થિતિ અને સુધારો—એ બે તત્ત્વોનો સમન્વય્ કરવાનું કહે છે.

(૩) એટલુંજ નહિ, પણ પ્રાચીન પક્ષ કરતાં નવીન તરફ પોતાનું વલણ સ્પષ્ટ જણાવે છે.

(૪) વિશેષમાં, મણિલાલ સુધારાનું સામાન્ય તત્ત્વ જ બતાવીને બેશી રહેતા નથી, પણ 'સુધારા'ની વિધવાવિવાહ શિવાયની બધી કલમો–સ્ત્રીકેળવણી, લગ્નવયમાં વધારો, સમુદ્રયાનની આવશ્યકતા, કન્યાવિક્રય અને જ્ઞાતિબન્ધનની અનિષ્ટતા વગેરે-સ્વીકારે છે. અને એના પ્રતિપાદનમાં કેટલીકવાર એવો ઉત્સાહ અને આગ્રહ ધરાવે છે કે હું આપને એટલે સુધી પૂછી શકું છું કે આવાં ઉત્સાહી અને પ્રૌઢ સુધારાનાં લખાણો એક પણ 'સુધારાવાળા'ની કલમથી નીકળેલાં બતાવશો?

**સુધારો "જુનો" અને મણિલાલનો**

( ૩ ) ત્યારે મણિલાલના અને 'સુધારાવાળાઓ'ના 'સુધારા'માં ભેદ શો? પરિણામે ભેદ નથી, માત્ર નામનો જ ભેદ છે—એમ 'સુધારાવાળા' માનતા હોય, અને મણિલાલનો સુધારો એમને ઇષ્ટ હોય તો આ ભેદ ઉપર ભાર મૂકવાની મારી બિલકુલ ઇચ્છા નથી. પણ જો કાંઇ પણ ભેદ પ્રતીત થતો હોય તો તે—ચાલતી સુધારાની રૂઢિ, અને "Reform on National Lines"—એ બે વચ્ચે જે ફેર છે તે જ. અને સારી રીતે જોતાં સમજાશે કે "Reform on National Lines" એને કેવળ અર્થહીન શબ્દો કહીને તિરસ્કારી કાઢવા એ ખોટી વિવાદયુક્તિ છે.

હવે આ માર્ગે પણ સુધારો એકદમ થઇ જશે એમ મણિલાલનું કહેવું નથી. સુધારાને કૃતિમાં લાવતાં કેટલી મુશ્કેલીઓ નડે છે એ મણિલાલને અજાણી નહતી. પોતે સુધારાનું કાર્ય આરંભ્યું તે વખતની એક નોંધમાં એ લખે છે કેઃ—

"ગુજરાતમાં જુના કે નવા બીજા કોઇ સુધારકોનું બળ હતું નહિ. આવા સમયમાં મારી મહેનતની અસર થાય પણ તે મારા ઉપર લોકોને વિશ્વાસ હોય તોજ. મારા લખવાની અસર થઇ એમ હું માનતો નથી, પણ હાલનો જમાનો જુના સુધારાને મૂકી કાંઇક હિન્દુ ધર્મની છાયા હોય એવા સુધારા તરફ વળે છે એ તો હું સ્પષ્ટ જોઇ શકુંછું. આ ક્રમમાં હજારમે હિસ્સે પણ મારાથી મદદ બને તો તે કરવી એ આગ્રહથીજ હું મથ્યા કરૂં છું, કેમકે એમ ખરે રૂપે થાય એમાંજ હું દેશનું કલ્યાણ માનું છું."

ત્યારે (૧) 'હિન્દુ ધર્મની છાયા'—એ મણિલાલે ઉપદેશેલા સુધારાનું એક ખાસ લક્ષણ. દુર્ગારામની "માનવધર્મ સભા" જેવી સુધારાની પદ્ધતિ—પોતાના દેશને અને પોતાના ધર્મને સર્વ દેશો અને ધર્મો કરતાં અધિક માનનાર હૃદયને—નાપસન્દ પડે એ સ્વાભાવિક છે. તેમજ ધાર્મિક ઇતિહાસ અને મનુષ્યસ્વભાવનું જેને યથાર્થ જ્ઞાન છે એ સહજ સમજી શકે છે કે બે ચાર ધર્મો લઈ એના સામાન્ય અંશો એકઠા કરી એને કલમવાર ઓઢવવાથી નવો ધર્મ ચાલી શકતો નથી.

( ૨ ) મણિલાલનું એક એવું કહેવું હતું કે "સુધારા" ના પરિણામમાં સુખ અને

સગવડનો મોહ, તથા આચારની ઉછૃંખલતા એ જ આવ્યાં છે. આમાં કેટલું સત્ય છે એ વિચારવાનું મારે આજનું કામ નથી. મારે ઉપયોગી વાત એટલી જ છે કે મણિલાલે જે તત્ત્વજ્ઞાન સ્વીકાર્યું હતું તેમાં આત્મસંયમને પ્રાધાન્ય મળેલું હોવાથી આ નવા દોષો એમને ખાસ અરુચિકર થઇ પડ્યા હતા.

(૩) મણિલાલનો ત્રીજો આક્ષેપ એ હતો કે 'સુધારાવાળાઓ' અન્દરથી બહારના આચાર ઉપર અસર કરવાને બદલે, બહારના સુધારાથી અન્તરને ફેરવવા માગે છે, એ ભૂલ છે. દાખલા તરીકે, ભાવનાની એકતા અને સંપ સાધવાને બદલે બહારનાં નાતજાતનાં બન્ધન માત્ર સગવડ ખાતર જ તોડે છે, અને અન્તરના વિરોધ અને કલહો તો એવાને એવા જ રહેવા દે છે. આ દૃષ્ટિબિન્દુ પણ મણિલાલના તત્ત્વજ્ઞાનનું જ હતું.

આ તત્ત્વજ્ઞાનની ખાસ અસર જનસમાજનું બન્ધારણ તથા સ્ત્રી પુરુષના સંબન્ધમાં, તથા સ્ત્રીકેળવણી એ વિષયોમાં સ્પષ્ટ પ્રતીત થાય છે. જનસમાજ અનેક વ્યક્તિઓનો સમુદાય નથી, પણ એક શરીર છે, અને એનાં અવયવરૂપે વ્યક્તિઓ છે,—અને તેથી હક એવી વસ્તુ જ નથી, માત્ર ધર્મો—ફર્જેરજ—છે. સ્ત્રીપુરુષના સમાન હકની વાતો પણ આ જ તત્ત્વ જ્ઞાનના ધોરણે એ ભૂલભરેલી ગણે છે. ટેનિસનના "Princess" નામના કાવ્યમાં અને ફ્રેન્ચ ફિલસુફ કૉમ્ત અને એના અંગ્રેજ અનુયાયી ફ્રેડરિક હૅરિસનના લેખોમાં સ્ત્રીના બન્ધારણ વિષે તથા તેમની કેળવણી વિષે જેવા વિચારો જણાવલા છે તેને મળતા વિચારો મણિલાલે "નારીપ્રતિષ્ઠા"માં પ્રતિપાદન કર્યા છે. "નારીપ્રતિષ્ઠા" 'હિન્દુ સોશ્યલ ક્લબ' નામે એક મંડળીની મીટિંગોમાં ચાલેલા વિવાદમાંથી ઉદ્ભવ્યું છે, અને તે કૉમ્તની 'પોઝિટિવ પૉલિટિ' નામે મહાન ગ્રન્થની મદદથી લખાયું છે એમ મણિલાલ પોતે જ જણાવે છે. 'સુધારાવાળાઓ'એ માનેલા સ્ત્રી પુરુષના સંબન્ધમાં કાંઈ તત્ત્વજ્ઞાન રહેલું નથી એમ મારું કહેવું નથી. મનુષ્યના સર્વ આચાર વિચારની પાછળ એ આચાર વિચારનું કાંઇને કાંઈ તત્ત્વજ્ઞાન તો રહ્યું જ છે. કારણ કે એ આચારવિચારનો અર્થ એનું નામ જ તત્ત્વજ્ઞાન છે. પરન્તુ વધારે ચોકસ રીતે જોતાં એ "તત્ત્વજ્ઞાન" સ્પષ્ટ "જ્ઞાન"રૂપ થયું હોતું નથી, હજી એ ગર્ભિત "તત્ત્વ"રૂપ જ છે. એ આચારની પાર જઈ એની યથાર્થતા અને પરિશુદ્ધિ અર્થે કોઈ પણ તત્ત્વવિચાર સ્પષ્ટ રીતે બાંધવામાં આવે ત્યારે જ તે આચાર વિચારને આપણે તત્ત્વવિચાર ઉપર રચાએલો કહીએ છીએ. મણિલાલના પહેલાંના "સુધારા"નું સ્વરૂપ આપ જોશો તો જણાશે કે એમાં સામાન્યબુદ્ધિ (Common-unphilosophic-sense)થી પ્રતીત થતી 'સમાનતા' અને 'સમાનહક'ને આધારે જ સર્વ વાત કરવામાં આવે છે. છેક મણિલાલના વખતમાં, 'સુધારાવાળાઓ' તરફથી મ્હારા વૈકુંઠવાસી મિત્ર પ્રોફેસર કાશીરામ સેવકરામ દવે તેઓએ 'સ્ત્રીપુરુષના સમાન હક'ની ચર્ચા નીતિશાસ્ત્રની રીતિએ ઉઠાવી હતી. તે સમયે એમના મન ઉપર શુદ્ધ તત્ત્વજ્ઞાન (metaphysics) કરતાં નીતિશાસ્ત્ર (moral philosophy)ની વધારે અસર હતી એ મારા જાણવામાં છે. આ પ્રયત્ન પણ એક પ્રાચીનપન્થીને હાથે જ થયો હતો એ જાણવા જેવું છે, અને તે પણ સુધારાના ઉત્તરકાળમાં, અને મણિલાલના પ્રયાસોથી ઉશ્કેરાઇને. મણિલાલમાં જ સુધારો પહેલ વહેલો

---

* અને તેથી જનસમાજ કરતાં "जनता" એ પાણિનિનો શબ્દ વાપરવો મને વધારે યોગ્ય લાગે છે.

અધ્યાત્મ જ્ઞાનનો વિષય બહુજ ઉત્તમ અને ઉમદા છે કારણ કે તે મનુષ્યના સ્વરૂપ સંબંધીનો છે, અને જ્યાં સુધી માણસને પોતાના ખરા સ્વરૂપનું યથાર્થ ભાન નથી ત્યાં સુધી આ દુનિયામાં જન્મવાનો શો હેતુ છે તેની જરા પણ ખબર પડતી પણ યથાર્થ અનુભવની સાથેજ તેની આંખ ઉઘડી જાય છે અને અંધકારરૂપી ત નાશ થાય છે. આ પ્રશ્ન હજારો અને લાખો વખત પૂછાયો છે. રાજાથી રંક પર્ય દરેક મનુષ્યવ્યક્તિએ આ સવાલ પૂછ્યો છે. શું આ ક્ષણિક માનુષિક જીંદગીમાં કાંઇ નિત્ય નથી ? શું એવું કાંઇ નથી કે જે શરીરનું મૃત્યુ થતાં છતાં પણ અમર છે ! આ દેહ એક મુઠીભર ધૂળમાં મળી જાયછે ત્યારે કાંઇપણ જીવન યુક્ત રહેતું નથી. આ દેહને અગ્નિ બાળી ભસ્મ કરે છે ત્યારે શું એવું કાંઇ નથી કે જેને બાળવાની ગ્નિમાં પણ તાકાત નથી ? અને જો છે તો તેનું શું થાય છે ? તે ક્યાં જાય ક્યાંથી તે ઉત્પન્ન થાય છે ? આ પ્રશ્નો વારંવાર પૂછવામાં આવ્યા છે, અને જ્યાં આ અચરાચર જગતનું અસ્તિત્વ છે અને જ્યાં સુધી વિચાર કરનાર મનુષ્યો હયા ત્યાં સુધી આ પ્રશ્નો પુછાશે. તો પણ એટલું તો કહેવું જોઇએ કે પેસ્તર આ પ્ર જવાબ નથી આપી શકાયો તેમ નથી દરેક વખતે તે પ્રશ્નનો યથાર્થ ખુલાસો જવાબ અપાયેલ છે અને ખાત્રી પૂર્વક કહી શકાય કે જેમ જેમ વખત જતો જશે તેમ તે લોકોમાં વધારે સબળ અને પ્રબળ થતો જશે. હમેશાને માટે એક વખત સંપૂર્ણ ખુલાસો કરવામાં આવ્યો છે અને પશ્ચાત્ કાળમાં તે પ્રત્યુત્તરને મનુષ્યો સારી રીતે સમજી શકે માટે દૃષ્ટાંત દાખલા આપીને વધારે સ્પષ્ટ કરેલ છે. તેટલા આહીં પણ તે ઉત્તરનું સ્પષ્ટ શબ્દોમાં ફરીથી કથન કરવામાં આવે છે. અમારે નમ્ર વેક કહેવું જોઇએ કે આવા મહા ગ્રૌઢ સવાલો ઉપર નવો પ્રકાશ ફેંકવાનો ડોળ નથી. અમારો ઇરાદો આધુનિક વખતની ભાષામાં પુરાતની સત્યને આપની સમક્ષ વાનો છે. બીજી રીતે બોલીએ તો દેવદૂતના અભિપ્રાય માનુષિક ભાષામાં બતાવવા મારો ઇરાદો છે. કારણ કે આપણને આગળ માલુમ પડશે કે જે દૈવી મૂળ સ્વરૂ વિચારો ઉત્પન્ન થયા છે તે બ્રહ્મસ્વરૂપ માણસમાં પણ છે. અર્થાત્ જેણે આ વિ ત્પન્ન કર્યા છે તેજ માણસમાં સ્થૂલરૂપે વિદ્યમાન છે હું તમારા તરફ નજર કરૂંછું ને માટે કેટલીક ચીજોની જરૂર છે. પ્રથમ તો ચક્ષુ, ચક્ષુ સિવાય જોવાય નહિ. બીજી બધી વસ્તુઓ સંપૂર્ણ સ્થિતિમાં હોય છતાં ચક્ષુનો અભાવ હોય તો પણ જોઈ શકે નહિ. તેટલા સારૂ દૃષ્ટિને માટે ચક્ષુની મુખ્ય આવિશ્યકતા છે. બત એ જોઇએ કે માત્ર બાહ્ય ચક્ષુ હોય તો પણ ન ચાલે કારણ કે ચક્ષુરિંદ્રિય રાએ જોવાની ક્રિયા કરે છે તો જો તે ખરી ઇંદ્રિય ન હોય તો પછી આંખ ખાડા રૂપ જ નીવડે. આંખ એ કાંઈ ઇંદ્રિય નથી તે તો માત્ર દૃષ્ટિના સાધન રૂ સાચી ઇંદ્રિય તો તેની પાછળ છે અને તેનું મધ્યબિંદુ મગજમાં છે. (સર્વ મગજ છે, અર્થાત્ નસો વીજળીના તારરૂપ છે જેવી રીતે સર્વે પ્રકારની ખબર આવેછે કારણ કે ત્યાં જુદી જુદી સંગમ થાયછે તેવી રીતે મગજ રૂપી હેડ ઓફીસમાં શ

# પ્રવીણ સાગર વિષે ખબર.

સ્વસ્થાન શ્રી રાજકોટના નામદાર ઠાકોર સાહેબ શ્રી મેહેરામણજીએ સર્વ વિદ્યાલય હિંદી ભાષામાં એક પ્રવીણ સાગર નામનો સર્વોત્તમ ગ્રંથ બનાવ્યો છે. તેની બે આવૃત્તિ બે ધણીઓ તરફથી જુદી જુદી છપાઈ છે. પરંતુ તે જોઈએ તેવી શુદ્ધ છપાઈ નથી તે સુધારીને શુદ્ધ છપાવવા માટે બીજાઓને છપાવવાના આપેલ હક રદ કરીને રાજકોટ સ્ટેટ તરફથી ગ્રંથને માટે મને એકલાનેજ હક મલ્યો છે તેથી સર્વ સદગૃહસ્થોને સવિનય વિનંતિ કરૂં છું કે હવે પછી તે ગ્રંથ કોઈ છાપશો અપવા છપાવશો નહીં; કેમકે તે મહારેજ છપાવવાનો છે અને મને રાજકોટ સ્ટેટ તરફથી જે હક મળેલ છે તેની નકલ સર્વને જાણ થવા માટે નીચે પ્રગટ કરૂં છું. રાજકોટ સ્ટેટ તરફથી મળેલી હકની નકલ.

હજુર ઓફીસ નંબર ૧૫ } લિ. ગોવિંદ ગીલાભાઈ,

## શેરો.

આ સંસ્થાનના નામદાર ઠાકોર સાહેબના વડવા ઠાકોર સાહેબ શ્રી મેહેરામણજી સાહેબે સંવત ૧૮૩૮ ના વર્ષમાં હિંદી ભાષામાં પ્રવીણ સાગર નામનો ગ્રંથ રચેલો છે. તેની ગુજરાતી ભાષામાં ટીકા કવિ ગોવિંદ ગીલાભાઈએ કરેલી છે. સદરહુ ગ્રંથ છપાવવાની પરવાનગી પ્રથમ અમદાવાદના રહીશ કવિ દલપતરામ ડાહ્યાભાઈને સ્ટેટ તરફથી આપવામાં આવી હતી અને ત્યાર પછી માજી મેનેજર મિ. મોતીચંદ તુલશીના વખતમાં સન ૧૮૯૨ ની સાલમાં અમદાવાદના રહીશ પાઠક હરીશંકર કરૂણાશંકરને સદરહુ પરવાનગી સ્ટેટે આપેલી હતી. સદરહુ ગ્રંથને સુધારીને નવી આવૃત્તિ કાઢવાની પરવાનગી કવિ ગોવિંદ ગીલાભાઈએ તા. ૧૫–૩–૦૪ ની અરજીથી માગતા આ ગ્રંથની ગુજરાતી ટીકા તેમણે પોતેજ કરી છે, તથા પોતે કવિ હોઇ કવિતાની ખુબી, અર્થ તથા રહસ્ય વધારે સારી રીતે પીછાની શકે, અને સદરહુ ગ્રંથની પ્રૌદતા તથા શોભામાં વૃદ્ધી કરી શકે તેમ છે. તેથી આ ગ્રંથની નવી આવૃત્તિ,સુધારી શુદ્ધ છપાવવાની તેમને પરવાનગી આપવામાં આવે છે. અને તે સિવાય બીજા કોઇને અદ્યાપી પર્યંત હક આપેલો હોય તો તે આ ઉપરથી રદ કરવામાં આવે છે. માટે હવે સદરહુ ગ્રંથની નવી આવૃત્તિ કવિ ગોવિંદ ગીલાભાઈ વિના બીજા કોઇએ છપાવવી નહી.

ખબર તથા તે મુજબ અમલ થવા આ શેરાની એક નકલ.

કવિ ગોવિંદ ગીલાભાઇ તરફ તથા એક નકલ પાઠક હરિશંકર કરૂણાશંકર તરફ

મોકલવી; તા. ૨૩ અપ્રેલ સને ૧૯૦૪—

(સહી)

મેનેજર રાજકોટ સ્ટેટ.

કવિ ગોવિંદ ગીલાભાઇ તરફ રવાના.

... ના તેના પાઠગ...

ખબર છે, અર્થાત્ નસો વીજય...

સર્વ પ્રકારની ખબર આવેછે કારણ

સંગમ થાયછે તેવી રીતે મ

આદ્યસ્થાપક
સ્વ. 'આનંદમંગલ-પ્રચારી'
ધર્મનિષ્ઠ મણિલાલ નભુભાઇ

# સુદર્શન.

—તન્ત્રી—
પ્રોફેસર આનંદશંકર બાપુભાઇ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.
—ઉપતન્ત્રી—
માધવલાલ નભુભાઇ દ્વિવેદી

( ધર્મ ગુહ્ય–સાહિત્ય–આદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

"सत्यं परं धीमहि"—भागवतम्.

[ પુસ્તક ૧૯. અંક ૭–૮. ] ( માસિક. ) [ એપ્રીલ-મે. ૧૯૦૪ ].

વિષયાનુક્રમ પૃષ્ઠ



---

અમદાવાદ.

શ્રી અમદાવાદ યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ, કંપની લીમીટેડે.

# સુદર્શન.

આ પત્રનું વાર્ષિક મૂલ્ય અગાઉથીજ રૂ ૨—૦—૦ ટપાલ ખર્ચ સુદ્ધાંત. ટપાલની ટિકીટો મોકલનારને એક રૂપીએ અર્ધા આનાની ટિકીટ વધારે મોકલવી, કેમકે એટલો વટાવ જાય છે.

વિષયો લખી મોકલવાની સર્વને છુટ છે પરંતુ અમુક લખાણ પ્રસિદ્ધ કરવું કે કેમ, એ વિષે નિર્ણય કરવા તન્ત્રી વા ઉપતન્ત્રી સ્વતન્ત્ર છે. લખાણ પાછું મોકલવાને અમો બંધાતા નથી, માટે બનતા સુધી નકલ રાખીનેજ અસલ લેખ મોકલશો.

"મળેલું" વાળા વિષય માટે તન્ત્રી જવાબદાર નથી, તે વિનાના વિષયો ઉપર હક તન્ત્રીનો છે તેથી તે કોઇએ છાપવા છપાવવા નહિ.

પત્રમાં પ્રસિદ્ધ કરવાનું લખાણ સારા અક્ષરે પૃષ્ઠની એક બાજુએજ લખી મોકલવા કૃપા કરવી, તથા કોઈ પણ લેખકને પોતાનું નામ—વાસ્તવિક કે કલ્પિત—પ્રસિદ્ધ કરવાની ઇચ્છા હોય, વા તેમ કરવા બાધ ન હોય તો તે તન્ત્રીને લખી જણાવવું; તન્ત્રી વા ઉપતન્ત્રીની જાણ માટે પોતાનું ખરું નામ આપવુંજ જોઇએ.

જાહેર ખબર માટે તથા આ પત્રના લખાણ સંબંધે સર્વ વ્યવહાર તન્ત્રી વા ઉપતન્ત્રી સાથે રાખવો. **ગ્રંથાવલોકન માટે ગ્રંથો, રોજીંદાં અને અઠવાડીએ પ્રસિદ્ધ થતાં પત્રો, અને આ પત્રના બદલામાં મોકલવાનાં માસિકો, હવેથી નડીઆદ મોકલાવવા કૃપા કરવી.**

તન્ત્રીનું નામ ઠામ આ પ્રમાણે:—રા. રા. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ, તન્ત્રી—
સુદર્શન, અમદાવાદ.

બદલામાં આવતાં પત્રો તથા માસિકો નિચેને શરનામે મોકલાવવા વીનતિ છે:—
ઉપતન્ત્રી—સુદર્શન.
સુદર્શન ઑફિસ. નડીઆદ.

આ શિવાય નાણાં સંબંધી સર્વ પત્રવ્યવહાર વ્યવસ્થાપક મી. જમનાદાસ જીવણદાસ
નડીયાદ. એ શરનામે રાખવો.

---



---

આદ્ય દ્રષ્ટા
એક 'અભેદમાર્ગ-પ્રવાસી'
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઇ.

# સુદર્શન.

તન્ત્રી—
પ્રોફેસર આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ,
એમ એ એલ એલ બી
ઉપતન્ત્રી—
માધવનાથ નભુભાઇ દ્વિવેદી

( ધર્મ-ગૃહ-સાહિત્ય-આદિ વિદ્યા અને તત્સબન્ધી વિચાર. )

"सत्यं परं धीमहि"—भागवतम्

[ પુસ્તક ૧૯. અંક ૭ ] ( માસિક. ) [ એપ્રીલ ૧૯૦૪ ]

## અદ્વૈત રાસ.

( મળેલુ )

વાગે બસી વિભુની અખિલ વિશ્વમા રે લોલ (ધ્રુવ)
જેને સગુણ—દશ્ય વિશ્વ થૈઇથૈઇ નાચતુ રે લોલ વાગે૦
નિર્ગુણ નાદ-બ્રહ્મ વિરલ ગાનમા મસ્તુરે લોલ,
એ નાદનો ધ્વનિ સ્ફુરે બ્રહ્માંડમાં રે લોલ વાગે૦

( સાખી ) વિભુની વસી વાગતા દેવી ઉર પ્રગટે પ્રેમ,
પ્રેમી પ્રેમના તાનમા બને પ્રેમમય ક્ષેમ વાગે૦

સહુ ઉર તણાં ચીર ફરર ઉડતા રે લોલ,
ઉરે ઉર મળી ભેદ ભ્રમ ભુલતા રે લોલ. વાગે૦
ઉભય જન ભુલી એકમેક બની જતાં રે લોલ,
પતિ પત્નિ 'માયા બ્રહ્મનુ અદ્વૈત' જો રે લોલ વાગે૦

(સાખી) જો સખી તુ અદ્વૈત આ, રચ પ્રિય પીયુની સાથ;
પ્રાણ પ્રેમમા પ્રેમીના બને પ્રેમ સાક્ષાત વાગે૦

આ પ્રેમ ક્ષેમ રસ જ્ઞાન જે કહો તે રે લોલ;
એ આનંદ અમર મુક્તિનો વિલાસ છે રે લોલ. વાગે૦
લલિત લલના રમ તું આ રસ વિલાસમાં રે લોલ;
ત્હારો ફેરો સફળ કર પીયુના પ્રેમમાં રે લોલ. વાગે૦

શુકદેવ.

---

## ઉદ્ધવ સંદેશમાંથી.

( મળેલું. ) *

પ્રિયા પ્રેમી મૂકી, વ્રજનિમહિં સર્વે વ્રજ વધૂ,
મથુરાંમાં મ્હાલી, સુનુ સુનુ કિધું ગોકુલ બધું;
પિતા માતા છોડી, દિલદવ લગાડી સ્વજનને,
દિલાસો દેવાને, પ્રિતિથી હરિ પ્રેર્યા ઉધવને. ૧.

પળિ પોંચા પ્યારા, લળિ લળિ તુમારા જનકને,
જસોદા માતાને, નમન કરજોરે જઇ કને;
હશે બેઠા મારા, જનક કર માળા ધરિ અને,
જપંતા તે હોશે, ઘડિ ઘડિ મનેરે ધરિ મને. ૨.

જસોદા માડીનાં, નયનથિ ન સુકયાં નિર હશે.
હશે બેઠી રોતી હરિ ફરિ ન જોતી દંભ હશે
હશે કે'તી નિત્યે, વળિ વળિ જઇ નંદ નિકટે.
જઇ વે'લા લાવો, મુજ હૃદય સુનુ હું નિકટે. ૩.

સુનૂ વીના જૂવો, સુનુ સુનુ સુનૂ મંદિર દિસે,
સુનૂ વીના જૂવો, સુનુ સુનુ સુનૂ આ વ્રજ દિસે;
સુનૂ વીના જૂવો, સુનિ સુનિ સુનિ ગાવડિ દિસે;
સુનૂ વીના જૂવો, સુનિ સુનિ સુનિ માવડિ દિસે. ૪.

હશે હું વીના ત્યાં, મુજ ગરિબડિ ગાવડી સુની.
દિનાંતે આવંતી, ફિરિ ફિરિ હશે નાથ વિધુરી;.
જશો ત્યાં તેવી તે, પ્રિતથી ધસશી જાણીને મને,
જઈ માપૂ કેજે, હર પ્રિતિ યશી કેરવિ અને., ૫.

---

* એ નામના અપ્રસિદ્ધ, કદાચ અપૂર્ણ, કાવ્યાંતર્ગત દૈવવશાત્ સંપાદિત —ઉપતંત્રી.

વળિ મારી રામા, સકળ જીજ્વામાં લળિ લળિ,
હશે ગાતી ગુણો, સજનિ ગણમાં તે મળિ મળી;
વળી સંભારીને, સુખડ રતિ વિલાસની કથા,
દહંતી તે હોશે, સુદિલ સહિ વીયોગની વ્યથા ૬

બની ગ્રેહે ઘેલી, સકલ રસ વેલી ચકચૂરી,
ધુમંતી નિશ્રીતે, મુજ હૃદયની પિંજર તુરી;
વિલાપો આલાપી, ફરિ ફરિ બની બાવરી પુરી,
હશે સંભારતી, ઘડિ ઘડિ વદની પ્રિતિ પુરી. ૭

જઇ કાલિંદીમાં, રહિ, હભિ જળે પ્રાતર વિશે,
ધરિ ચિત્તે નિત્યે, હરિ હરિ પ્રિયા પૂજતી હશે;
વળી તે ધ્યાનોને, લળિ લળિ મને માગનિ હશે,
પછી છૂટે કેશે, નિગનિગળાને આવતી હશે. ૮

* * * * * * "કવિજન નાગર વાલ."

---

## ભજન.

(ભગેલ.)

રે! હો!! સન્તો,!!! ચાલોને આપણા દેશમાં
રેતનનાં ખેતરો વેડાય–રે! હો!! સન્તો!!!
અનાદિ કાળથી એ શાને એવું ને એવું રે.
માનવ દ્દષ્ટિએ કદિ ન દેખાય–રે! હો!! સન્તો!!!

માયાનું પ્રબળ વ્હેન નદી અતલાવારેએ.
વિરલાને થાય કયાંછે? જાણ્ય—રે! હો!! સન્તો!!!
સુકાય નહી તેમ થાય નહી ભીનું રે–
જ્ઞાનોદધિ ઉપરે જણાય–રે! હો!! સન્તો!!!

મનોહરે તેજ એનું ઝગઝગ થાતું રે.
માયાવીને જોતાં ચખ જાય–રે! હો!! સન્તો!!!
વીંચ્યું જાયછે એ કોઇ ભાગ્યશાળીઓ લોયે.
નવ વર્ણુ ઓછું રે કાંઇ થાય–રે! હો!! સન્તો!!!

અસીમ છતાંએ ત્હેને ઓળખી ન શકશો રે.
દરશાતાં ભવનારે ! ભવ જાય. રે હો ! ! સન્તો ! ! !
પ્રભુની કૃપાના પાત્ર એક પલકમાં રે.
પાર પામીને સ્થિર થાય. રે હો ! ! સન્તો ! ! !

ખેતર પહોંચ્યા છે તેતો વળ્યા નથી પાછા રે.
બ્રહ્મમાં બ્રહ્મ થઇ સમાય રે ! હો ! ! સન્તો ! ! !

મહાડાકર-નાગર.

---

## રાજયોગ.

( અનુસંધાન પૃષ્ઠ ૧૬૯-થી. )*

---

### ॥ आत्मा अने परमात्मा अथवा ब्रह्मनुं ऐक्य ॥

अवच्छिन्नश्चिदाभासस्तृतीयः स्वप्नकल्पितः ।
विज्ञेयस्त्रिविधो जीवस्तत्राद्यः पारमार्थिकः ॥ ३२ ॥

अवच्छेदः कल्पितः स्यादवच्छेद्यतुवास्तवम् ।
तस्मिन्जीवत्वमारोपाद् ब्रह्मत्वंतु स्वभावतः ॥ ३३ ॥

अवच्छिन्नस्य जीवस्यपूर्णेन ब्रह्मणैकतां ।
तत्वमस्यादि वाक्यानिजगुर्नेतर जीवयोः ॥ ३४ ॥

---

* રા. રા. મણિલાલના અગ્રેજી ગ્રંથને આધારે

ब्रह्मण्यवस्थिता मायाविक्षेपावृत्ति रूपिणी ।
आवृत्याखंडतां तस्मिन्जगज्जीवौ प्रकल्पयेत् ॥ ३५ ॥

जीवोधीस्थ चिदाभासो भवेद्भोक्ताहि कर्मकृत् ।
भोग्यरूपमिदं सर्वजगत्स्याद्भूत भौतिकं ॥ ३६ ॥

अनादिकाल मारभ्यमोक्षात्पूर्वमिदं द्वयम् ।
व्यवहारे स्थितंतस्मादुभयं व्यावहारिकं ॥ ३७ ॥

चिदाभास स्थितानिद्राविक्षेपावृत्ति रूपिणी ।
आवृत्यजीवजगतीपूर्वेनूत्नेतु कल्पयेत् ॥ ३८ ॥

प्रतीतिकाल एवैतेस्थितत्वात्प्रातिभासिके ।
नहि स्वप्नप्रबुद्धस्यपुनः स्वप्नेस्थितिस्तयोः ॥ ३९ ॥

प्रातिभासिक जीवोयस्तज्जगत्प्रति-भासिकं ।
वास्तवंमन्यतेन्यस्तुमिथ्येति व्यावहारिकः ॥ ४० ॥

व्यावहारिक जीवोयस्तज्जगद्व्यावहारिकं ।
सत्यंप्रत्येतिमिथ्येतिं मन्यते पारमार्थिकः ॥ ४१ ॥

पारमार्थिक जीवस्तु ब्रह्मैक्यं पारमार्थिकं ।
प्रत्येतिवीक्षतेनान्यद्वीक्षतेत्वनृतात्मना ॥ ४२ ॥

माधुर्यद्रवशैत्यादि नीरधर्मास्तरंगके ।
अनुगम्याथतन्निष्ठे फेनेप्यनुगतायथा ॥ ४३ ॥

साक्षिस्थाः सच्चिदानंदाः संबंधाद्व्यावहारिके ।
तद्वारेणानुगच्छंति तथैव प्रातिभासिके ॥ ४४ ॥

लयेफेनस्यतद्धर्मद्रिवाद्याःस्युस्तरंगके ।
तस्यापिविलयेनीरे तिष्टंत्येतेयथापुरा ॥ ४५ ॥

प्रातिभासिक जीवस्यलयेस्युर्व्यावहारिके ।
तल्लये सच्चिदानंदाः पर्यवस्यंति साक्षिणि ॥ ४६ ॥

ભાવાર્થ—જીવ ત્રણ પ્રકારના છેઃ પરિપૂર્ણ બ્રહ્મમાં અવિદ્યા અને અહંકારથી જે અવચ્છેદ ( મર્યાદા ) થાય છે, તે સાક્ષિરૂપ ચૈતન્યને અવિચ્છિન્ન જીવ કહે છે; લિંગદેહને વિશે સાક્ષિરૂપ આત્માનું પ્રતિબિંબ પડવાથી, થયલા જીવને ચિદાભાસ કહે છે; અને સ્વપ્નવિશે જે જીવ થઇ સત્તા ચલાવે છે, તે સ્વપ્ન કલ્પિત જીવ કહેવાય છે. તે ત્રણ પ્રકારના જીવમાંથી અવિચ્છિન્ન જીવ વાસ્તવિક એટલે પારમાર્થિક કહેવાય છે.—૩૨.

પરબ્રહ્મને વિશે અવિદ્યા અને અહંકારથી થયેલા અવચ્છેદ ( મર્યાદા ) કલ્પિત જ છે; પરંતુ અવચ્છિન્ન પારમાર્થિક જીવ જેથી થયો છે, તે આત્મા જ વાસ્તવિક છે. તે અવચ્છેદ્ય ચૈતન્ય અહંકારયુક્ત ચિદાભાસને પ્રકાશિત કરે છે, એ પ્રમાણે તેમાં આરોપણ કરવાથી તે જીવ કહેવાય છે. પરંતુ સાક્ષીરૂપ આત્મામાં બ્રહ્મત્વ સ્વાભાવિક છે, કંઇ ક્રિયાસાધ્ય નથી.—૩૩.

તત્વમસિ।—વિગેરે શ્રુતિનાં મહાવાક્યો આ અવચ્છિન્ન જીવની બ્રહ્મ સાથે એકયતા કરે છે; પરંતુ બીજા બે જીવોની બ્રહ્મ સાથે ઐકયતા નથી.—૩૪.

આવરણ અને વિક્ષેપ શક્તિવાળી માયા બ્રહ્મને આશ્રયે રહેલી છે; તે માયાની આવરણ શક્તિ બ્રહ્મની અખંડતાને ઢાંકી દે છે, અને વિક્ષેપ શક્તિ જીવ અને જગત્ સરજે છે; છતાં તે માયા વ્યાવહારિક જીવ અને જગતનું સૃષ્ટિત્વ બ્રહ્મમાં આરોપે છે.—૩૫.

લિંગદેહમાં સાક્ષીરૂપ ચૈતન્યનો પ્રતિબિંબિત ચિદાભાસ નામનો વ્યાવહારિક જીવ કર્મ કરે છે; અને તે આ લોક તથા પરલોકમાં પોતે કરેલાં કર્મનાં ફલ ભોગવે છે; તેજ પ્રમાણે વ્યાવહારિક જગત્ પંચમહાભૂત ( પૃથ્વી, પાણી, તેજ, વાયુ, આકાશ ) નું, પશુપક્ષી નર દેવાદિ જાતિઓનું, તથા ભોગ્ય પદાર્થોનું બને છે.—૩૬.

આચિદાભાસ જીવ અને અવિદ્યા તથા અહંકારથી ઉત્પન્ન થયલા જગતનો ક્યારે આરંભ થયો, તે ન જાણી શકવાથી, તે બન્ને અનાદિ છે. તે જીવ જગતનું દ્વંદ્વ અનાદિ કાળથી આરંભીને વિદેહકૈવલ્યરૂપ પર્યંત, પ્રમાતા,

પ્રમાણ, અને પ્રમયાદિ વિવિધ પ્રકારની ભિન્ન ભિન્ન ત્રિપુટિરૂપ વ્યવહારમાં રહેવાથી તે બન્ને જીવ જગત્ વ્યાવહારિક કહેવાય છે.—૩૭.

ચિદાભાસ નામના વ્યાવહારિકજીવને આશ્રય રહેલી, તમોગુણ રૂપ નિદ્રામાં વિક્ષેપ અને આવરણ નામની બે શક્તિ રહેલી છે. તે નિદ્રાની આવરણ શકિત વ્યાવહારિક જીવ અને વ્યાવહારિક જગતને આચ્છાદિત કરે છે; તદંતર વિક્ષેપશક્તિ જીવજગતનું નવું જ દ્વંદ્વ સરજે છે.—૩૮.

આ નવું જીવજગતનું દ્વંદ્વ માત્ર તેના પ્રતીતિકાલમાં—અર્થાત જ્યાં સુધી સ્વપ્ન ટકે છે ત્યાં સુધીજ—ટકે છે; માટે તે પ્રાતિભાસિક કહેવાય છે. કેમકે એક સ્વપ્નથી જાગૃત થયલો મનુષ્ય ફરીથી તેના બીજા સ્વપ્નમાં તેના તેજ જીવ અને જગતનો અનુભવ કરી શકતો નથી.—૩૯.

આ સ્વપ્નમાં ઉત્પન્ન થયલો પ્રાતિભાસિકજીવ પ્રાતિભાસિકજગતને સત્ય માને છે; પરંતુ વ્યાવહારિક જીવ તે પ્રાતિભાસિક જીવ જગતના દ્વંદ્વને જુએ છે; છતાં તેને તે મિથ્યા જ પ્રમાણે છે.—૪૦.

ચિદાભાસ નામનો વ્યાવહારિક જીવ વ્યાવહારિક જગતને સત્ય માને છે. પરંતુ તે બન્ને જોનાર અવચ્છિન્ન પારમાર્થિક જીવ તે બન્નેને મિથ્યા માને છે.—૪૧.

અવચ્છિન્ન પારમાર્થિકજીવ ભેદરહિત બંધ, મોક્ષ, વિગેરે વ્યવહારથી અતીત—એવા સચ્ચિદાનંદ બ્રહ્મની સાથે પોતે એક છે, એમ વસ્તુતાએ જુએ છે. તે વિના તે પારમાર્થિક જીવ બીજું કંઈ જોતો નથી. કદાપિ વ્યાવહારિક અને પ્રાતિભાસિક જીવ જગતને તે જુએ છે. તો તે ચૈતન્યના આભાસ રૂપ વ્યાવહારિક જીવ અને પ્રાતિભાસિકજીવ દ્વારાએ જુએ છે; માટે તે સર્વેને તે મિથ્યા માને છે.—૪૨.

મધુરતા, પ્રવાહિતા, તેમજ શીતલતાદિ જે જલના ધર્મો છે, તે ધર્મો જલના વિવર્ત રૂપ તરંગમાં પણ આવે છે; અને તેજ ધર્મો તરંગના વિવર્ત રૂપ ફિણમાં સમાવેશ કરે છે.—૪૩.

તેજ રીતે સાક્ષીરૂપ પરબ્રહ્મમાં સત્, ચિત્, અને આનંદરૂપ ધર્મો પારમાર્થિકજીવનો વ્યાવહારિકજીવજગત્ સાથે સાક્ષિત્વનો સંબંધ છે તે માટે વ્યાવહારિકજીવજગતમાં પ્રવેશ કરે છે; અને વ્યાવહારિકજીવનો પ્રાતિભાસિકજીવજગત્ સાથે સંબંધ છે તે માટે તે સચ્ચિદાનંદ ધર્મો વ્યાવહારિક જીવદ્વારાએ પ્રાતિભાસિકજીવજગતમાં પ્રવેશ કરે છે.—૪૪.

જેમ ફિણનો નાશ થાય છે, ત્યારે તેમાં રહેલા માધુર્યાદિ ધર્મો તરંગમાં લીન થાય છે, અને જેમ તરંગનો નાશ થયે, તેમાં રહેલા ધર્મો જળમાં લીન થાય છે.—૪૫.

તે રીતે પ્રાતિભાસિકજીવજગતનો જ્યારે નાશ થાય છે, ત્યારે તેમાં રહેલા સચ્ચિદાનંદ ધર્મો જાગ્રદવસ્થાના પ્રપંચના સંસ્કાર સહિત ચિદાભાસ નામના વ્યાવહારિકજીવમાં લીન થાય છે; તથા સુષુપ્તિકાલને વિશે અથવા પ્રલયકાલને વિષે વ્યાવહારિકજીવજગતનો નાશ થાય છે, ત્યારે તેમાં રહેલા સચ્ચિદાનંદ ધર્મો સર્વના અધિષ્ઠાન રૂપ સાક્ષી એવા, આત્મામાં લીન થાય છે. અર્થાત્ સાક્ષી રૂપ આત્માનું કાલત્રયમાં અસ્તિત્વ છે, તેથી તથા વ્યાવહારિક જીવ જગત્ તેમાંથી જન્મ પામે છે તેથી, તેમજ તેમાં સ્થિતિ કરે છે, તથા લય પામે છે તેથી, સાક્ષી રૂપઆત્મા પરબ્રહ્મથી ભિન્ન નથી.—૪૬.

ટીકા—જેમ આપણે લિંગદેહ અથવા સૂક્ષ્મદેહ અને સ્થૂલદેહનું આપણે વર્ણન કરી આવ્યા તેમ એક કારણદેહ નામનો ત્રીજો દેહ છે. આ ત્રણ સાથે મળતી આવતી, વ્યષ્ટિના અનુભવના ભુવનમાં અનુક્રમે જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિ નામની ત્રણ અવસ્થાઓ છે. ભિન્ન અસ્તિત્વ થવા વ્યષ્ટિતાના દરેક અને સર્વ કારણનો સુષુપ્તિમાં સંપૂર્ણ અભાવ હોય છે, અને આપણે ભાનસહિત આનંદના વિશ્વવ્યાપક સ્થાનની નજીકમાં હોઇએ છીએ. પરંતુ વ્યષ્ટિતાનું એક સુપ્ત સ્વરૂપ હોય છે, જે જાગ્રત દશામાં આવતાં સંપૂર્ણ રીતે ખીલી નીકળે છે અને વ્યષ્ટિતાનો અનુભવ પેદા કરે છે. ત્યારે તો આ સુપ્ત વ્યષ્ટિત્વની સ્થિતિજ યથાર્થ કહેવા માગીએ તો વ્યષ્ટિનો કારણદેહ છે. પિંડથી બ્રહ્માંડને આ નિયમ લગાડતાં, માલૂમ પડે છે કે, વિશ્વવ્યાપક ચેતનાના અવિદ્યાદ્વારા પ્રથમ વિવર્તનેજ બ્રહ્માંડમાં સમાવેશ થતી વ્યષ્ટિયોનું કારણ માનવામાં આવે છે. પ્રથમ વ્યષ્ટિત્વ પામેલી ચેતનાને કુટસ્થ અથવા પ્રાજ્ઞ કહેવામાં આવે છે તેને આ ગ્રંથમાં અવિચ્છિન્ન અથવા પારમાર્થિક-જીવના નામથી વ્યવહારમાં આવ્યો છે. જેને ગ્રંથમાં સૂત્રાત્મા અથવા પ્રાતિભાસિક-જીવ કહેવામાં આવ્યો છે તે આજ જીવ છે, જ્યારે વૃદ્ધિની આગળની ભૂમિકાએ પહોંચે છે, ત્યારે તે પોતાની જાતે ઘણાજ સૂક્ષ્મ જડમાં (સૂક્ષ્મદેહ) પ્રતીત થાય છે. જ્યારે તે પોતાની જાતે સ્થૂલ જડમાં (સ્થૂલ દેહમાં) પ્રદર્શિત થાય છે ત્યારે તેને યથાર્થ જીવ અથવા સંપૂર્ણ વ્યષ્ટિતા પામેલી વ્યક્તિરૂપે વર્ણવવામાં આવે છે, તેને જ ગ્રંથમાં વ્યાવહારિક-જીવના નામથી વ્યવહર્યો છે. આ ત્રણ જીવોમાંથી, કંઈ પણ સસાર યથાર્થતાવાળો કારણ અથવા પારમાર્થિક-જીવ છે, અન્ય બેતો માત્ર તેનાં રૂપોજ છે. પરંતુ તેઓ પણ તેમની આનુક્રમિક ભૂમિકાઓમાં યથાર્થ છે. જેમ સ્વપ્નના સર્વ અનુભવો જાગ્રતમાં ખોટા છે તેમ વ્યાવહારિકમાં, પ્રાતિભાસિક અસત્ય છે. જેમ જાગ્રતના અનુભવો સુષુપ્તિમાં નકામા છે તેમ વ્યાવહારિક પણ પ્રાતિભાસિકમાં અસત્ય છે. આ ગ્રંથના પ્રારંભમાં અપાયલા દૃષ્ટા અને દૃગના નિયમોવડે આ સહેલથી સમજી શકાય છે. સર્વમાં અને સર્વત્ર ગાઢ સુષુપ્તિની અવસ્થા નિયત રીતે એક છે. અને જો

કારણ-ભૂમિકા જેમાં વ્યષ્ટિ તે સમયે ભાન સહિત હોય છે, તેમાં તેને મહાકારણ અથવા તૂર્યા-ભૂમિકા એટલે બ્રહ્મ સાથે એક છે એમ અનુભવાય તો જાગ્રત્ દશામાં આવતાં ભેદનો ગંધ તથા તેને અનુસરતાં અશુભનો ફરીથી સંભવ સંભવી શકશે નહિ. આ યથાર્થ નિર્વિકલ્પ દશા છે. ગ્રંથમાં, પ્રાતિભાસિક વ્યાવહારિકમાં અસત્ છે અને વ્યાવહારિક પારમાર્થિકમાં અસત્ છે, એ સાદૃશ્યને સહજ આગળ વધારવામાં આવ્યું છે તથા એમ દર્શાવે છે કે પારમાર્થિક પણ પર-પારમાર્થિકમાં અસત્ છે, અથવા જે તેના સમાન છે તે બ્રહ્મ સાથે એક છે. સમુદ્ર અને તે ઉપર જણાતા તરંગ, આદિના દૃષ્ટાંતદ્વારા આ સમજાવવામાં આવ્યું છે. જેમ સમુદ્રનાં તરંગ, ફેન આદિમાં પાણીના ગુણો સામાન્ય છે તેમ ત્રણે જીવોમાં સત, ચિત, આનંદ, એકજ છે, અને તેટલા માટે દરેક વ્યષ્ટિ બ્રહ્મ સાથે એકજ છે. ભેદ એ પાપ છે અને યથાર્થ રીતે કોઇ જગોએ નથી; ઐક્ય, અભેદ, એજ આનંદ છે અને પ્રકૃતિનો સત્યનિયમ છે. જ્યારે ત્રણજીવોનું ઐક્ય અનુભવાય છે ત્યારે પારમાર્થિક એ બ્રહ્મ સાથે એકજ છે, એટલું અનુભવવાનું રહે છે. આ ક્યારનુંએ એક પ્રકારે તો સાબિત થઈ ચૂક્યું છે; ગ્રંથમાં આને માટે શાસ્ત્રનો આધાર આપવામાં આવ્યો છે; અને સમજાવે છે કે, તત્ત્વમસિ જેવાં વૈદિક ચાર મહા વાક્યોમાં દર્શાવાતું ઐક્ય, પારમાર્થિક-જીવનું બ્રહ્મ સાથેના ઐક્યનું સૂચન કરે છે, અને અન્યજીવોનાં ઐક્યનું સૂચન થતું નથી. પરંતુ અન્ય જીવો પારમારથિક સાથે એક છે, એમ આપણે ક્યારનુંએ દર્શાવી ચૂક્યા છીએ, માટે સર્વ એકજ છે.

ગ્રંથનો આ વિભાગ એકદમ સવિકલ્પમાંથી નિર્વિકલ્પમાં જવામાં અભ્યાસિને મદદ રૂપ થઈ પડે એવો છે; આ પ્રથક્કરણની મદદવડે ભેદના ગંધનો સંપૂર્ણ વિલય કરવામાં, નિર્વિકલ્પનો સમાવેશ થાય છે.

( આગળ ચાલુ. )

ઉપતંત્રી.

---

# પૂર્વનું જ્ઞાન.

( બીજું ) *

( અનુસંધાન પૃષ્ઠ—૧૬૦. )

હે ભાઇઓ જેઓ આપણા મતના નથી તેઓ કદાપિ મારી, મારા ધર્મની, અથવા મારા સંઘની નિંદા કરે તો પણ તમારે ક્રોધ કરવાને કાંઇ પણ કારણ નથી.

બ્રહ્મજાળ સૂત્ત.

જો બીજા મનુષ્યો સન્માર્ગે ન ચાલતા હોય તો આપણે તેમને સદ્વર્તનથી સંતુષ્ટ કરવા. આ રીતે સન્માર્ગનો લાભ બતાવીને, આપણે ધર્મની દરેક ઠેકાણે ઉંડી છાપ પાડીએ છીએ અને તેને ચિરકાલ સ્થાયી બનાવીએ છીએ.

## સુહૃદ અને મિત્ર.

જે સુજ્ઞ પુરૂષોની સોબતમાં રહે છે તે સુજ્ઞ થાય છે, પણ મૂર્ખનો સોબતી નાશ પામે છે. Prov XIII 20.

ખરાબ મનુષ્યોમાં મિત્રતા ટકતી નથી, અને નબળા હૃદયના મનુષ્યની સંપત્તિ માફક નાશ પામતી જાય છે. કેવળ સજ્જનો જ મિત્રતાનાં નવા કાર્ય કરીને તેઓના વડિલોની મિત્રતામાં વૃદ્ધિ કરે છે.

જે મિત્રો વિપત્તિ કાળમાં પણ પોતાના મિત્રો તરફ વફાદાર રહે છે તેમનેજ હું ખરા સુહૃદ તરીકે મારા હૃદયમાં ગણું છું. કારણ કે વૈભવવાળા મનુષ્યનો સંપત્તિ સમયે કોણ મિત્ર નથી?

માટે જે મનુષ્યો આ જગતમાં ધન પ્રાપ્ત કરીને પોતાના મિત્રો તથા ધર્મ ખાતર તેનો વ્યય કરે છે, તેઓનું જ ધન ખરેખર સ્થાયી છે. અને જ્યારે તે નાશ પામે છે ત્યારે અંતે કોઇ પણ પ્રકારનું દુઃખ ઉત્પન્ન કરતું નથી.

અશ્વ ઘોષનું બુદ્ધ ચરિત.

ટુંકમાં હું તમને મિત્રનાં લક્ષણ જણાવીશ—
જ્યારે તમે ખોટું કરતા હો ત્યારે તમને ચેતવણી આપે.
જ્યારે શુભ કાર્ય કરતા હો ત્યારે ખંતથી મંડયા રહેવાને ઉપદેશ આપે.

જ્યારે સંકટમાં અથવા ભયમાં હો ત્યારે તમને મદદ કરે, આશ્વાસન આપે અને દુઃખથી મુક્ત કરે-આવો મનુષ્ય ખરેખર ખરો અને અનુકરણ કરવા લાયક મિત્ર છે.

* લેખક—રા. રા. મણિલાલ નથુભાઈ દોસી. બી એ.

જો મનુષ્યને નિશ્ચળ અને પવિત્ર સુગમિત્ર મળી આવે તો તેને પોતાના સ્વભાવને શુદ્ધ બનાવીને વિચાર પૂર્વક અને હર્ષ સહિત તેની મિત્રતા કરવી.

પોતાના જીવન માર્ગ પ્રમાણે વર્તતો જો કોઈ પણ સુગમિત્ર ન મળી આવે તો તેણે દૃઢ રીતે એકાંત માર્ગ ગ્રહણ કરવો પણ મૂર્ખની મિત્રતા કરવી નહિ.

જે અપવિત્ર મનુષ્યની સોબત કરે છે તેને દુષ્ટતાનો પાસ બેસે છે. જે દુષ્ટની સોબત કરે તેને ભૂમિપર નીચે જોવું પડે છે (અર્થાત્ શરમાવું પડે છે). સારા મનુષ્યોની મિત્રતા તેને ધર્મિષ્ઠ (ન્યાયી) બનાવે છે. તેટલા માટે જેના સાંનિધ્યથી તમે ઉન્નતિ પામો છો તેને વળગી રહો.

જે અપવિત્ર મનુષ્યની મિત્રતા કરે છે તે કોહેલી માછલી જેમાં મુકેલી છે. તેવા મધુર કુશ ઘાસ તુલ્ય છે. કુશઘાસ પણ અપવિત્ર બને છે.

જેવા મનુષ્યના મિત્રો હશે અને જેવી તેની ઉચ્ચ ભાવનાઓ હશે, તેવો તે થોડા સમયમાં થશે. તેટલા માટે મિત્રની પસંદગીમાં ડહાપણ વાપરો.

શ્રદ્ધારહિત મનુષ્ય સાથે મિત્રતા બાંધવી નહિ કારણ કે જે સુકાયેલો કુવો, ખોદવામાં આવે ત્યારે ફક્ત કાદવવાળું પાણી આપે છે તે કુવા જેવો તે મનુષ્ય છે.

પણ સુજ્ઞ પુરૂષે શ્રદ્ધાવંત પુરૂષો સાથે મિત્રતા બાંધવી. કારણ કે તેઓ વિશાળ અને નિર્મળ ઝરાના અથવા તો ઠંડા અને શાંત સરોવરના સરખા છે.

મુનિને પણ બીજા મનુષ્યના રાગ અને દ્વેષથી અસર થાય છે.

તેટલા માટે અશ્રદ્ધાળુ સાથે વ્યવહાર રાખવો નહિ પણ ફક્ત શ્રદ્ધાવંત સાથે મિત્રતા બાંધવી.

૧૭

## મૂર્ખ અને તેની મૂર્ખતા.

મૂર્ખનો માર્ગ તેની પોતાની દ્રષ્ટીએ ખરો જણાય છે, પણ બીજાનો ઉપદેશ શ્રવણ કરે છે તેજ મનુષ્ય સુજ્ઞ છે. Pro. XII. 15

જાગતા પુરૂષને રાત્રિ લાંબી જણાય છે. થાકેલાને ગાઉ લાંબા જણાય છે તેજ પ્રમાણે સદ્નિયમ નહિ જાણનાર મૂર્ખને જીવન લાંબુ (કંટાળા ભરેલું) લાગે છે.

જો પાંથજનને માર્ગમાં તેનાથી ઉત્તમ અથવા તેના સરખો મનુષ્ય ન મળે તો તેણે દૃઢ રીતે નિર્જન માર્ગમાં મુસાફરી કરવી, પણ મૂર્ખની સાથે મિત્રતા કરવી નહિ. "આ પુત્રો

મારા છે, આ ધન મારૂં છે" આવા વિચારથી મૂર્ખ દુઃખી થાય છે. તે પોતાની જાતનો જ માલીક નથી તો પછી પુત્ર અને ધનની તો વાત જ શી.

જે મૂર્ખ પોતાની મૂર્ખતા સમજે છે તેટલે અંશે તે ડાહ્યો છે. પણ જે મૂર્ખ પોતાને ડાહ્યો ગણે છે તે ખરેખર મૂર્ખ કહેવાય છે. દુર્ગુણ મારી સમીપ આવશે નહિ આવું ધારી મનુષ્યે દુર્ગુણ વિશે બેદરકાર રહેવું નહિ. ટીપે ટીપે સરોવર ભરાય છે. જો નાના નાના દુર્ગુણ ગ્રહણ કરે તો મૂર્ખ આખરે દુર્ગુણોથી ભરાઈ જાય છે.

પર્વતની ઉંડી ફાટ અને ચીરામાંના જળ ઉપરથી દૃષ્ટાંત લ્યો. થોડું પાણી ખળ ખળાટ કરતું વહ્યાં કરે છે, પણ મહાન સમુદ્ર શાંતપણે વહે છે. ખાલી ચણો વાગે ઘણો (જે અપૂર્ણ છે તે બહુ ધાંધળ કરે છે.) પણ પૂર્ણ વસ્તુ શાંત હોય છે. મૂર્ખ અધુરા ભરેલા ઘડા સરખો છે પણ સુજ્ઞ પુરૂષ સંપૂર્ણ ભરેલા સરોવર તુલ્ય છે.

### નાના વિધ વાકયો.

સર્વ સંયોગોમાં સર્વ મનુષ્યો વાણી ઉદારતા, સભ્યતા, પરોપકાર, અને નિઃસ્વાર્થતા રાખવી; આ ગુણો, ચાલતા રથને પૈડાની ખીલી માફક, જગતને ઉપયોગી છે.

સીગૂલોવાદ.

જીંદગી છે ત્યાં સુધી ધનને મીલકત છે, પણ શરીર નાશ પામે છે ત્યારે તેની સાથે

જ્ઞાન તે દશ હજાર જમાના સુધી ચાલે તેટલી મીલકત છે. સુજ્ઞ પુરૂષની જીંદગી પછી પણ તે જ્ઞાનની કીર્તિ અમર રહે છે.

જો રત્નને ઓપ ચડાવવામાં ન આવે તો તેનામાં તેજ આવશે નહિ અને તેજ વગરનું નિરૂપયોગી પત્થર સરખું છે.

જો મનુષ્ય અભ્યાસ ન કરે તો તેને જ્ઞાન મળશે નહિ. અને જે મનુષ્યમાં જ્ઞાન નથી તે મૂર્ખ છે.

કોઠારમાં ભરી મુકેલા ખજાનાનો નાશ થાય છે. પણ મનમાં સંગ્રહેલો ખજાનો નાશ પામતો નથી.

સર્વ વસ્તુઓના ખજાના લાંબા વખત સુધી ચાલતા નથી માટે જ્ઞાનને જ તારા ખજાના રૂપ જાણ.

### બુદ્ધ લોકની ઉચ્ચ ભાવનાઓ.

મૂર્ખની સેવા કરવી નહિ પણ સુજ્ઞની સેવા કરવી. પૂજ્ય પુરૂષોને માન આપવું—આ સર્વ સુખનાં ઉત્તમ સાધનો છે.

રમણીય ભૂમિમાં વાસ, પૂર્વ જન્મમાં કરેલાં સુકૃત, અને શુભ ઈચ્છાઓથી પૂર્ણ આત્મા—આ સર્વ સુખનાં ઉત્તમ સાધનો છે.

અતીશય જ્ઞાન અને કેળવણી, આત્મસંયમ, સારી રીતે કેળવાયેલું મન, સારી રીતે બોલેલાં પ્રિય વાક્યો—આ સર્વ સુખનાં ઉત્તમ સાધનો છે.

માતપિતાનું ભરણપોષણ, સ્ત્રીપુત્રપ્રતિપ્રેમ, શુદ્ધ અને શાંત વ્યાપાર,—આ સર્વ સુખનાં ઉત્તમ સાધનો છે.

દાન આપવું તે, ન્યાય યુક્ત વર્તન, અનિંદ્ય આચાર-આ સર્વ, પાપપ્રતિ તિરસ્કાર, પાપ વિરમણ, માદ્યવસ્તુનો નિષેધ, સત્કાર્યમાં ઉત્સાહ—આ સર્વ સુખનાં ઉત્તમ સાધનો છે.

પૂજ્યભાવ, નમ્રતા, સંતોષ, આભાર અને યોગ્ય ઋતુમાં ધર્મ ( નિયમ ) નું શ્રવણ—આ સર્વ :-

સહનશીળતા, સૌમ્યતા, શાંત પુરૂષોની મિત્રતા અને યોગ્ય ઋતુમાં ધર્મક્રિયા—આ સર્વઃ-

આત્મનિગ્રહ, પવિત્રતા, મહાનસત્યોનું જ્ઞાન, અને નિર્વાણનો અનુભવ,—આ સર્વઃ-

જેનો આત્મા જીવનના ફેરફારના સપાટામાં નિશ્ચલ, નિર્વિકારી, દિલગીરી રહિત, અને સ્વસ્થ રહે છે—આ સર્વઃ-

આ પ્રમાણે વર્તનાર મનુષ્ય દરેક બાજુએ અજીત થાય છે. દરેક બાજુએ તે નિર્ભયતાથી વિચરે છે—આ સર્વ સુખનાં ઉત્તમ સાધન છે.

## સદ્ધર્મનાં સાત રત્નો.

(૧) સંપૂર્ણ જીવનનું રત્ન—ભિક્ષુકો સર્વગુણસંપન્ન જીવન ગાળવાનો ઉપદેશ ગ્રહણ કરે છે અને પવિત્રતાનું રત્ન ધારણ કરે છે.

(૨) સંપૂર્ણ શાંતતાનુ રત્ન—હે ભિક્ષુકો ! પવિત્ર વિચારની ભૂમિકાપર તમારૂં મન એકાગ્ર કરો, અને સંપૂર્ણ શાંતતાનું રત્ન ધારણ કરીને જન્મ મરણના ચક્ર સાથે મનને બાંધનાર શૃંખલાનો નાશ કરો.

(૩) પવિત્રજ્ઞાનનું રત્ન—હે ભિક્ષુકો ! તમારી બુદ્ધિનો ઉપયોગ કરો, અને જીવાત્માનું આ સૃષ્ટિમાં અસ્તિત્વ હોવાનું કારણ શોધી કાઢો. પવિત્રજ્ઞાનનું રત્ન ધારણ કરીને તમારી જાતને જન્મ અને પુનર્જન્મના કેદખાનામાંથી છુટી કરો.

(૪) શાસ્વત આનંદનું રત્ન—હે ભિક્ષુકો ! જે રત્નથી શ્રમિતને ઉત્કૃષ્ટ સુખની સ્થિતિ ભોગવવાની શક્તિ મળે છે તે રત્ન મેળવવાને તમે ઉદ્યમ કરો. મુક્ત થયેલા અર્હતો આ રત્ન ધારણ કરીને જીવતાં પણ શાસ્વત આનંદ ભોગવે છે.

(૫) ઇંદ્રિયાતીતજ્ઞાન રત્ન—હે ભિક્ષુકો ! જેથી કુદરતના નિયમોના કાર્યમાં પ્રવેશ મળે તે જ્ઞાન પ્રાપ્ત કરવાને ઉદ્યમ કરો.

(૬) સંપૂર્ણનિર્ભયતાનું રત્ન—હે ભિક્ષુકો ! જે ભિક્ષુક ચાર પતિસંભિદમાં ૧ નિપુણ છે તે સંપૂર્ણ રીતે ભયથી મુક્તછે. તે ભિક્ષુક કવચ ધારણ કરેલા યોદ્ધાની માફક નિર્ભયતાથી બુદ્ધિના મેદાનમાં પ્રવેશ કરે છે.

(૭) સાત સર્વોત્કૃષ્ટ સદ્‌ગુણોના સંપૂર્ણ પ્રબોધનું રત્ન—હે ભિક્ષુકો ! આ સાત રત્નના હારનો ધારણ કરનાર પુરૂષ મનુષ્યને તેમજ દેવતાઓને પૂજ્ય છે.

## પાંચ નૈતિક શક્તિઓ.

શિષ્યોએ મેળવવા લાયક પાંચ નૈતિક શક્તિઓ.

(૧) આત્મનિષ્ઠા અને શ્રદ્ધા. (૨) ઉત્સાહ. (૩)

(૪) વિચારોની એકાગ્રતા (સમાધિ) (૫) જ્ઞાનપ્રાપ્તિ.

## ચાર સંપાદન અથવા પ્રયત્નો.

(૧) ઉગતા પાપને અટકાવવાનો પ્રયત્ન.

(૨) ઉત્પન્ન થયલા પાપને દૂર કરવાનો પ્રયત્ન.

(૩) પ્રકટ નહિ થયલા શુભકાર્યને પ્રકટ કરવાનો પ્રયત્ન.

(૪) અસ્તિત્વ ધરાવનાર શુભ કાર્યમાં વૃદ્ધિ કરવાનો પ્રયત્ન

## ધર્મ વિષે.

જેમ ખરી રીતે સંચાયેલા છાપરામાં વરસાદ જોરથી રસ્તો કરે છે, તેવીજ રીતે પવિત્ર વિચારોને વિચારનારા મનમાં મનોવિકારો માર્ગ પ્રાપ્ત કરે છે. અને જેમ સારી રીતે સંચાયેલા છાપરાથી વરસાદ સરી જાય છે તેમ સત્ પુરૂષોથી વિકારો દૂર નાસે છે. જે નિયમ રહિત મનુષ્ય ધર્મને માનતો નથી; પણ ફક્ત પાના પછી પાનાં ઉકેલે છે. અને

---

૧ અર્હતે એ પ્રાપ્ત કરેલા જ્ઞાન અને નિરીક્ષણની શક્તિઓ સંબધીનો બુદ્ધધર્મના સિદ્ધાંતનો ભાગ.

એક પછી એક શ્લોકનો ઉચ્ચાર કરે છે તે બુદ્ધધર્મ પાળનાર નથી, પણ બીજાની ગાયો ગણનાર મૂર્ખ ગોવાળ છે નિયમાનુયાયી, અને પ્રેમાળ મનુષ્ય જે ફક્ત ધર્મનો એક શ્લોક જાણે છે, પણ ઈર્ષ્યા દ્વેષ દ્રોહ અને અજ્ઞાનથી મુક્ત છે તેજ બુદ્ધધર્મનો યતિ છે

## બુદ્ધ ધર્મના ફેલાવા વિશે

પોતાના સાઠ શિષ્યોને દેશો દેશ ઉપદેશ આપવા મોકલતા પહેલાં ગૌતમ બુદ્ધે આપેલો ઉપદેશ–" હે ભિક્ષુકો ! તમે હવે જાઓ અને ઘણાના લાભને સારુ, ઘણાના કલ્યાણને સારુ, જગત ભણીની દયાની ખાતર, દેવતાઓ અને મનુષ્યના લાભ અને કલ્યાણને સારુ દેશોદેશ વિચરો. હે ભિક્ષુકો ! આ કીર્તિમંત સિદ્ધાંતનો ઉપદેશ કરો, પરમ પવિત્ર, શુદ્ધ અને ઉત્કૃષ્ટ જીંદગી ગાળવાને લોકોને જણાવો, ઘણા એવા પુરૂષો છે જેમની જ્ઞાન ચક્ષુ ભાગ્યેજ ધૂળથી ઢકાઈ હોય, પણ જો તેમને ઉપદેશ દેવામા ન આવે તો તેમને રક્ષણ કરનારૂ ઉત્તમજ્ઞાન મેળવી શકે નહિ તેઓ સિદ્ધાંતને સમજશે હું પણ તે સિદ્ધાંતોનો ઉપદેશ કરવાને વિચરૂં છુ "

## બુદ્ધધર્મનો સંક્ષિપ્ત સાર

રેવરંડ શીટ્સુઝેન અસીટસુ નામના જાપાનીઝ બુદ્ધયતિએ આ પ્રમાણે બુદ્ધના શિક્ષણનો સક્ષિપ્ત સાર જણાવ્યો છે

"અમારા બુદ્ધભગવાનનો નિયમ કુદરતી શાસ્ત્ર અથવા ધર્મ નથી, પણ સપૂર્ણ જ્ઞાન પ્રકાશ"નો સિદ્ધાંત છે અને તેનો હેતુ આરામ રહિતને વિશ્રાન્તિ આપવાનો, અને જેઓ અધછે અને પોતાની મૂળ સ્થિતિ સમજવાને અશકતછે તેઓને અતર્યામિ આત્મા બતાવવાનો છે. ઉંડા ધ્યાન વિના અને બુદ્ધધર્મના સિદ્ધાંતોને સંપૂર્ણ સમજ્યા વિના અતરાત્મા સાથે ઐક્યતા મેળવી શકાય નહિ. જે મનુષ્ય સદ્ધર્મનુ ખરૂં તત્વ સમજવાને ઈચ્છેછે તેણે પોતાનો સમય પુસ્તકો અને ધર્મ ગ્રંથો વાચવામાં ગુમાવવો નહિ, તેણે બીજાના વિચારોમા જ રમવુ નહિ, પણ પોતાના જીવનની અને ચારિત્રની સ્થિતિ ઉપર વિચાર કરવો. મન અને ઇંદ્રિયોની બારીક તપાસ રાખવી, અને પોતાની જાતમા વિચારનાર તથા લાગણી ધરાવનાર તત્વ શું છે તે જાણવુ કારણું કે આ કુચીથી જે દ્વારથી બુદ્ધના માર્ગે જઈ શકાય તે દ્વાર ઉઘડે છે. જે મનુષ્ય પોતાના મનને ભટકવા દેતો નથી અને નિરંતર બારીકાઇથી આત્માની તપાસ રાખે છે, તે મનુષ્ય તે માર્ગને જલદીથી શોધી શકે છે, અને મનની ખરી શાંતિના સ્વભાવનો અને બુદ્ધના શિક્ષણના ખરા રહસ્યનો અનુભવ કરી શકે છે

આગળ ચાલતાં તેયતિ જણાવે છે કે " બુદ્ધે સપૂર્ણ જ્ઞાનની સ્થિતિમા ધર્મ ગ્રંથોનો ઉપદેશ આપેલો હોવાથી, વાંચકની બુદ્ધિની સ્થિતિને તેમજ તેની ધ્યાનની અને સમજવાની શક્તિને માફક આવે તેવા ઉત્તમ અને હલકા ગભીર અને રહસ્ય વિનાના ઘણા દરજ્જાના

શિક્ષણ આપ્યો છે, જો મનુષ્યનું મન માર્ગમાં હોય અને બુદ્ધના મન સાથે ઐક્ય થાય તો તે ધર્મ ગ્રંથોનો બુદ્ધે નહિ પણ તેણે પોતે જ ઉપદેશ આપ્યો એમ તેને જણાશે...... જો આપણે સૂત્રના શબ્દને વળગી રહીએ તો આપણી એવી સ્થિતિ થશે કે સૂત્રનો અર્થ આપણને બીલકુલ માલમ પડશે નહિ, અને આપણે ગભરાટ અને વિકારોથી બંધાઈ જ-ઇશું. જ્ઞાનીઓ ધર્મ પુસ્તકોને મનના માર્ગદર્શક સ્તંભ રૂપ ગણે છે. પણ જ્યારે તેને માર્ગ જડે છે અને તેમાં તે દાખલ થાય છે ત્યારે તેમનો ખપ તેને રહેતો નથી. અથવા જુની કહેવત પ્રમાણે સઘળાં સૂત્રો ચળકતા ચંદ્રને બતાવનારી આંગળીઓ રૂપ જ છે. એકવાર પણ ચંદ્ર દીઠા પછી દર્શક વસ્તુઓની જરૂર રહેતી નથી.

જો આપણે સૂત્રની ટીકાઓના અથવા ભાષ્યના શબ્દના અર્થને વળગી રહીએ તો આપણને આધ્યાત્મિક અર્થ જણાતો નથી. અને આપણે અજ્ઞાનમાને અજ્ઞાનમાં વૃદ્ધ થઇ મ-રણ પામીએ છીએ" ઉપર જણાવેલા જ્ઞાનના ઉત્તમ શબ્દો સરખી રીતે હિંદુ, બુદ્ધ, ક્રીશ્ચિઅન અને મહોમેદન ધર્મપુસ્તકોને લાગુ પાડી શકાય.

## બુદ્ધધર્મનો ( ઇશ્વર સંબંધી ) મત.

બુદ્ધધર્મને ઘણીવાર ખોટી રીતે અનિશ્વરવાદી કહેવામાં આવે છે માટે તે વાતને ખોટી બતાવનાર નીચેનો ફકરો ઉદાન સૂત્તમાંથી અત્રે લખવો યોગ્ય ગણાશે. "હે ભિક્ષુકો! અજ, અનુત્પન્ન, અસૃષ્ટ અને અવ્યક્ત કાંઇ વસ્તુ આ જગતમાં છે. હે ભિક્ષુકો! જો તે અજ, અનુત્પન્ન અસૃષ્ટ અને અવ્યક્ત વસ્તુ જગતમાં ન હોત તો જન્મેલી, ઉત્પન્ન થયેલી સરજેલી અને વ્યક્ત વસ્તુઓનો ઉદ્ભવ સમજી શકાત નહિ, પણ હે ભિક્ષુકો! જગતમાં અજ અ-નુત્પન્ન અસૃષ્ટ અને અવ્યક્ત વસ્તુ છે માટે જ જન્મેલી ઉત્પન્ન થયેલી, સરજેલી અને વ્યક્ત વસ્તુઓનો ઉદ્ભવ સમજી શકાય છે."

## સમાપ્તિ.

સરએડવીન આર્નોલ્ડના શબ્દોમાં આ નાના અંગની સમાપ્તિ યોગ્ય રીતે થઇ શકશે. "હું ખરેખર કહેવાને હીમત ધરૂં છું કે જ્યાં જ્યાં હિંદુસ્થાનના મહાન્ ગુરૂનાં (બુદ્ધનાં) શિક્ષણો ફેલાવો પામ્યાં છે ત્યાં તેમનો થોડે અથવા ઘણે અંશે ગ્રહણ કરનારનો થોડી અ-થવા ઘણી ઉન્નતિ અને અભ્યુદય થયેલો છે. બુદ્ધના ધાર્મિક સિદ્ધાંતો પ્રજાના મોટા ભા-ગના જીવનમાં દાખલ થાય અને શાક્યમુનીના સિદ્ધાંતમાં રહેલી શાંતતા, દયા, આનંદ અને આશ્વાસનની સમસ્ત પ્રજાપર દૃઢ છાપ પડે નહિ તેમ બનવું, મારા ધારવા પ્રમાણે અશક્ય છે.

---

# એક-મહાત્માના આધુનિક-આર્ય-ધર્મ-વિચાર.

( મળેલું. ) *

( અનુસંધાન પૃષ્ઠ ૧૯૨-થી. )

જો તે મધ્યબિંદુને કાંઈ પણ ઇજા થાય તો અગર જો કે માણસને ઘણુંજ સરસ આંખો હોય તો પણ તે કાંઈ પણ જોઈ શકશે નહિ તેટલા માટે આ ત્રીજી ઇંદ્રિય બહુ સારી સ્થિતિમાં હોવી જોઈએ. તેજ નિયમ બીજી સઘળી ઇંદ્રિયોને પણ લાગુ પડે છે બાહ્ય કાન અવાજનાં મોજાં અથવા આન્દોલનને અંદર લઇ જવાનું સાધન છે અને તે મુખ્ય સ્થાનમાં જવું જોઇએ તેટલેથી બસ નથી. કેટલીકવાર પુસ્તકાલયમાં તમે એક ચિત્તે ચોપડી વાચતા હોઓ તે વખતે ઘડીઆળમાં બાર વાગે છે પણ તમે સાંભળતા નથી. અવાજ તે જગ્યાએ વ્યાપક છે. તે અવાજની ગતિથી ઉત્પન્ન થયેલ મોજાં પણ ત્યાં મોજુદ છે. મુખ્ય સ્થાન પણ છે, અને અવાજથી હવામાં ઉત્પન્ન થયેલાં મોજાં પણ ત્યાં છે તે ગોળ શ્રોત્રેંદ્રિયના મધ્યસ્થાનમાં પહોંચે છે છતાં તમે સાંભળતા નથી. તો આનું કારણ શું હશે એવી શંકા સહજ સ્ફુરશે. હમેશાં એવો નિયમ છે કે દશે ઇંદ્રિયો મનના આધારે ક્રિયા કરે છે. ક્રિયા કરાવનાર મન છે, અર્થાત્ મન ઇંદ્રિયોરૂપે ક્રિયા કરે છે. મન સૂક્ષ્મ છે. તે એટલું બધું વેગવાળું છે કે સો કમળનાં દળમાંથી સોયને ભોંકતાં જેટલીવાર લાગે છે તે કરતાં પણ થોડા વખતમાં સર્વે ઠેકાણે ફરી શકે છે. આ ઉપરથી એ સિદ્ધ થયું કે ત્રીજી વસ્તુ એ જોઇએ કે મન પણ ત્યાં જોઇએ. આ પ્રમાણે આપણને માલુમ પડે છે કે બાહ્ય સાધન ઇંદ્રિયજન્યજ્ઞાનને ઇંદ્રિય પાસે લેઈ જાય છે અને મન અને ઇંદ્રિયોના સંયોગ હોય છે તો જ જ્ઞાન થાય છે, ૧ બાહ્ય સાધન, ૨ ઇંદ્રિયો, ને ૩ ઇંદ્રિય અને મનનો સંયોગ એ ત્રિપુટી હોય ત્યારે ઇંદ્રિયજન્યજ્ઞાનનો સંભવ હોઇ શકે. પરંતુ જો મન અને ઇંદ્રિયોનો સંયોગ નહિ હોય તો અગર જો કે ઇંદ્રિય અને બાહ્ય કાનમાં સંસ્કાર અથવા છાપ પડે છે ખરી પણ આપણને તેની ખબર રહેતી નથી. મન પણ માત્ર વાહકરૂપે છે. તે સંસ્કારને બુદ્ધિ પાસે લેઈ જાય છે. બુદ્ધિ જે કાંઈ તેની પાસે આવે છે તેના સ્વભાવાદિનો નિર્ણય કરે છે. વાત આટલે આવી અટકતી નથી. બુદ્ધિની ફરજ તે છાપને દેહરૂપી દેશના રાજા આત્મા પાસે લેઇ હાજર કરવાની છે. આ પ્રમાણે દરેક છાપને તેની પાસે લેઈ જવાય છે. અને તે રાજાધિરાજ ક્રિયા કરવાના હુકમ આપે છે. અને તે હુકમ ઉપર બતાવેલા ક્રમાનુસાર લેઈ જવાય છે એટલે કે આત્મા બુદ્ધિને હુકમ કરે છે. બુદ્ધિ મનને, મન ઇંદ્રિયને અને ઇંદ્રિય બાહ્ય ઇંદ્રિયને હુકમ પહોંચાડે છે એટલે સે ઇંદ્રિયજન્યજ્ઞાન સંપૂર્ણ સ્થિતિને પ્રાપ્ત થાય છે.

સઘળાં બાહ્ય સાધનો સ્થુલ છે એટલે કે માણસના સ્થુલ શરીરનો ભાગ છે, પણ મન અને બુદ્ધિ તેમ નથી, તે બન્ને સુક્ષ્મ છે ( હિંદુ તત્વજ્ઞાન પ્રમાણે ). પણ ખ્રીસ્તી તત્વજ્ઞાન પ્રમાણે તે ચૈતન્યરૂપ ગણાય છે. તે બન્ને શરીરના કરતાં ઘણા વધારે સૂક્ષ્મ છે,

* લેખક—રા. રા. કાશીરામ પ્રાગજી ઉપાધ્યાય. બી. એ.

પણ તે આત્મા ન કહેવાય. આત્મા સર્વથી સૂક્ષ્મતમ છે, બાહ્ય સ્થુલ દેહ થોડા વરસમાં નાશ પામે છે. કોઇપણ સાધારણ કારણ વશાત્ તેને હરકત પહોંચે છે અને નાશ થાય છે સૂક્ષ્મ શરીર તે પ્રમાણે નાશ થાય તેવું નથી, તોપણ તે કેટલીક વખત સ્થુલદશાને પ્રાપ્ત થાય છે દાખલા તરીકે વૃદ્ધમાણસનું મન બહુજ નિર્બળ હોય છે, પણ જે માણસનું શરીર કૌવતવાન હોય છે તેનું મન પણ કૌવતવાન હોય છે. તેમજ દવાની પણ મન ઉપર અસર થાય છે. સંક્ષેપમાં કહેતાં દરેક બાહ્ય વસ્તુની મન ઉપર અને મનની દરેક વસ્તુ ઉપર અસર થાય છે. જે પ્રમાણે શરીર ઉત્તમ અને અધમાવસ્થાને પામે છે તેજ પ્રમાણે મન પણ સબળ અને નિર્બળ દશાને પ્રાપ્ત થાય છે અને તેટલા માટે મન એ આત્મા નથી, કારણ કે આત્મા નિર્ગુણ છે અને તે કદી અધમાવસ્થાને પામતો નથી એટલે તે સડી અથવા કોહી જતો નથી.

આપણને કેમ ખબર પડે કે તેમ બને છે ખરૂં? મન કરતાં પણ વધારે સુક્ષ્મ ચીજ છે તે આપણે કેમ જાણી શકીએ? સ્વયપ્રકાશી તેજઃજ્યોતિ કે જે જ્ઞાનના બીજ તેમજ આધારરૂપ છે તે કદી પણ ચૈતન્યરહિત જડપદાર્થ હોઇ શકે નહિ. સ્થુલપદાર્થમાં હમેશાં જ્ઞાનનો અભાવ હોય છે. આ ઠેકાણે સૃષ્ટિની બે ગતિવિષે લખી શકાય તેમ છે. બુદ્ધિ વિહીન જડ પદાર્થ કદીપણ સ્વયંપ્રકાશી હોઇ શકતા નથી. સર્વ પ્રકૃતિને પ્રકાશ આપનાર જ્ઞાન છે. આ જે ભોગ ભોગો છે તે જ્ઞાનનું પરિણામ છે, કારણ કે અમુક પ્રકારનું જ્ઞાન મદદ કરતું ત્યાંસુધી આ દેહ સ્વયંપ્રકાશી નથી. જો તેમ હોય તો મૃત્યુ પામેલો માણસ તેવોજ હોવો જોઇએ. તેમજ મન અથવા ચૈતન્યવાળું શરીર પણ સ્વયંપ્રકાશી નથી. તે જ્ઞાનનું સત્વ નથી. જે સ્વયપ્રકાશી છે તે કદી પણ કોહી અથવા સડી જતું નથી. જેમકે સર્વ સ્વયંપ્રકાશી છે તો તે કદી પણ કોહી જતો નથી. બીજી વસ્તુ પાસેથી જે તેજ ઉછીનું લેછે તે તેજ વધે છે અને ઘટે કે જેમકે ચન્દ્ર-પણ જે વસ્તુ પોતેજ પ્રકાશરૂપ છે તેમાં અનંતકાળ પર્યંત પણ વધઘટ થવા સંભવ નથી. ચન્દ્ર તેજમાં વધઘટ આપણે સૌ જોઇએ છીએ કારણ તે સુર્યના તેજવડે પ્રકાશે છે. તેજ પ્રમાણે એક લોઢાના ગોળાને અગ્નિમાં રાતોચોળ થાય ત્યાંસુધી તપાવ્યો હોય તો તે થોડા વખત પછી પાછો ઠંડો થઇ જશે. કારણ કે જે તેજ તેનામાં હતું તે પારકું હતું. જે તેજ બીજાનું છે અને જે પરમ જ્યોતિનું સ્વરૂપ નથી તે હમેશાં ઓછું થવાનુંજ.

આ ઉપરથી સાફ માલુમ પડે છે કે આ બાહ્યાકાર શરીર સ્વયંપ્રકાશી નથી. શરીર તેમજ મન આત્મા નથી. કારણ કે મન કોઇવાર નબળું અને કોઇવાર સબળ થઇ જાય છે, અને દરેક વસ્તુ તેના ઉપર અસર કરી શકે છે. તેટલા માટે મનમાં જે પ્રકાશ છે તે પોતાનો નથી ત્યારે તે પ્રકાશનું મૂળ શું? તે એવી વસ્તુનો પ્રકાશ જોઇએ કે જે વસ્તુ કદી પણ કોહી જતી નથી, કદીપણ અધમાવસ્થાને પામતી નથી, પરંતુ સ્વયપ્રકાશી છે એટલે તેજોમય શક્તિ... રૂપ છે આત્મા જાણે છે એમ નથી પણ આત્મા પો-

જોઇએ એટલે તે આત્માથી ભિન્ન હોવું જોઇએ. મારાં ચક્ષુ લુગડાંને જુએ છે એટલે લુગડું તે આંખ નહિ. મારે પગ છે એટલે હું પગ નહિ પણ તે જુદીજ વસ્તુ છે. તેજ પ્રમાણે જે જ્ઞાન છે તે જ્ઞાન પરકીય હોવું જોઇએ. જેને અસ્તિત્વ છે તે અસ્તિત્વ તેનાથી ભિન્ન હોવું જોઇએ. જ્યારે ત્યારે પદાર્થ અને ગુણોમાં તફાવત દૃશ્યમાન થાય છે ત્યારે આ ગુણો પદાર્થ ઉપર પ્રતિબિમ્બ રૂપેજ દેખાય છે. પણ આત્મા તો નિર્ગુણ છે તો તેને જ્ઞાન, અસ્તિત્વ, સુખાદિ ગુણો હોઈ શકે કહિ તે આત્માનાં મૂળ સ્વરૂપ છે.

આવી શંકા થાય છે કે શામાટે આપણે તે સ્વતઃ સિદ્ધ પ્રમાણુ તરીકે લેવું જોઇએ. આત્મા પોતેજ જ્ઞાન, સુખ, અસ્તિત્વ અને સ્વયંપ્રકાશરૂપ છે. આ વાત આપણે શા માટે કબુલ કરવી જોઇએ? જે પ્રમાણે આ પહેલાં લખી ગયા કે શરીરનો પ્રકાશ મનમાંથી પ્રતિબિમ્બિત થાય છે. તો જ્યાં સુધી તેની સાથે મનનો સંયોગ હોય છે ત્યાં સુધી તે શરીરમાં પ્રકાશ રહે છે, પણ જેવું મન ત્યાંથી ખસી જાય છે કે તુરત જ પ્રકાશ પણ સાથેજ જાય છે. જો મારૂં મન મારી ચક્ષુરિંદ્રિય સાથે સંયુક્ત ન હોય તો હું તમારી તર્ફ નજર કરૂં તો પણ નહિ જોઇ શકું તેજ પ્રમાણે શ્રોત્રેંદ્રિયમાંથી મન ખસી જાય તો આપ બોલ્યા કરો છતાં પણ હું કાંઈ સાંભળીશ નહિ. બધી ઇંદ્રિયોનું તો તેજ પ્રમાણે થાય છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે જ્ઞાનરૂપી પ્રકાશ જે ઇંદ્રિયોમાં પ્રકાશીત થાય છે તે મનના પ્રકાશનું પ્રતિબિમ્બ માત્ર છે. તેમજ મનનો પ્રકાશ પણ પરકીય છે. બાહ્ય પદાર્થો આપણા મન ઉપર અસર કરે છે, અને એક પરમાણું પણ ફેરફાર કરે છે અથવા મગજમાં કાંઈ ન્યુનાધિક થાય છે કે તુરત મન ઉપર અસર થાયછે. આ ઉપરથી મનનો સ્વયંપ્રકાશ હોઈ શકે નહિ કારણ કે આ કુદરતમાં આપણે જોઇએ છીએ કે સ્વયંપ્રકાશીમાં કાંઈ પણ પ્રકારનું ન્યુનાધિકત્વ થવાનો સંભવ નથી માત્ર પ્રતિબિમ્બિત ગુણો જ ફેરફારને આધીન છે, પણ તેજ પ્રમાણે આત્મામાં પણ પ્રકાશ, સુખ અને જ્ઞાનાદિ શામાટે પરકીય ન હોઈ શકે? તેમ માનવાથી મોટી મુશ્કેલી એ આવશે કે તેની હદ નહિ બંધાય. ધારો કે એક ક્ષણવાર આપણે કબુલ કરીએ કે તે પ્રકાશાદિ બીજા આત્મામાંથી આવ્યાં તો પછી તે આત્મામાં કયાંથી આવ્યાં. એ શંકા સહજ ઉત્પન્ન થશે એટલે આપણે અમુક સ્થળે ઉભું રહેવું પડશે અથવા અટકવું પડશે. સક્ષેપમાં કહીએ તો ન્યાયશાસ્ત્રના નિયમાનુસાર આપણે જે સ્થળે અમુક વસ્તુ સ્વયંપ્રકાશી છે એવું સાબીત કરી શકીએ છીએ તેજ સ્થળે અટકવું જોઇએ અને ત્યાંથી આગળ ચાલવું નહિ. બીજી રીતે કહીએ તો પરમાત્માનો સંકેતાર્થ એ છે કે જે સ્વયંપ્રકાશી છે જે સુખ અને જ્ઞાનરૂપ છે તે સંકેતાનુસાર આપણે જાણીએ છીએ તે વાત સાચી છે, કારણ કે જેમાં તે ગુણો, ગુણો રૂપે દૃશ્ય થાયછે તેને આપણે આત્મા કહેતાજ નથી એટલે શંકા લેવાનું કાંઇ પ્રયોજન નથી.

(આગળ ચ. સ.)

છે એમ નથી, પરંતુ તે પોતાની જાતે "વિવિધ સાધનોદ્વારા પ્રદર્શિત થતું જાય છે, તેથી તેમ ભાસ થાય છે. આપણે ભાન, ચિત્ત, (ચેતના) ની ઉપાધિયો (વાહનો) વિષે છુટથી બોલીએ છીએ, પરંતુ એ વાક્યથી શું સમજાય છે એ વાત કદાચ હમેશાં મનમાં રહી શકતી નથી. જો વિદ્યુદુત્પાદક યંત્રમાંથી એક પ્રવાહને, અનુક્રમે, અનેક વિવિધપદાર્થોમાંથી વહેવરાવવામાં આવે તો દરેક તાર સાથેનો તેનો બાહ્ય દુનિયામાંનો દેખાવ ભિન્ન પડશે. પ્લેટિનમ્ ધાતુના તારમાં તે તેજસરૂપે દેખાય, લોઢાના તારમાં તે તાપરૂપે દેખાય નરમ લોઢાના સળીયાની આસપાસ આકર્ષક શક્તિરૂપે દેખાય, કાચ એકાદ મિશ્રણમાં વહેવરાવતાં વિશ્લેષક અને આકર્ષક શક્તિરૂપે જણાય. માત્ર એક એકલી શક્તિજ વિદ્યમાન છે, તોપણ તેના વિવિધ પ્રકારો જોવામાં આવે છે, કારણ કે જીવનનું પ્રદર્શન હમેશાં પોતાનાં રૂપોથી નિયમાયલું હોય છે, અને કારણકે, માનસિક, કામના, અથવા સ્થૂલ દેહમાં ભાન (ચેતના) કાર્ય કરતું હોવાથી, પરિણમતું "હું" વિવિધ પ્રકારનાં ઘણાં ચિહ્નો પ્રદર્શિત કરે છે. જેટલો સમય જે ઉપાધિ અથવા કોશને તે ગતિમાન્ કરતું હોય છે તદનુસાર ભાનવાળું "હું" રંગાય છે. જો તે કામનાદેહમાં કાર્ય કરતું હોય છે તો તે "હું" ઇંદ્રિયોનું થાય છે; જો તે માનસિક દેહમાં કાર્ય કરતું હોય છે તો તે "હું" બુદ્ધિનું થાય છે. મોહને લીધે તેને વિંટી લેતા પદાર્થ વડે આંધળા થવાથી, તે પોતાના જાતનું, ઇન્દ્રિયોની કામના સાથે, બુદ્ધિની યુક્તિ પ્રયુક્તિયો સાથે એકીકરણ કરે છે, અને બુમ પાડે છે, "મારે કામના છે." "હું વિચારૂં છું." આનંદ અને જ્ઞાનનાં બીજને વૃદ્ધિ પમાડનાર પ્રકૃતિ અનંત પુરૂષ છે, અને ઇન્દ્રિય જ્ઞાન તથા વિચારોનું તે મૂળ છે; પરંતુ આ ઇંદ્રિય જ્ઞાન અને વિચારો પોતાની જાતે, તેના જીવનના બાહ્ય જીવન સાથેના આત્માના અનાત્મા સાથેના સંસર્ગથી થઈ આવતી, તેના બાહ્ય દેહોમાંની ક્ષણિક છાયાઓ છે. તેની ક્રીયાશક્તિને જાગ્રત કરતાં બાહ્ય આકર્ષણોથી આકર્ષાઈને આ દેહોમાંના એક અથવા અન્યમાં પોતાના જીવન મરેનું, થોડા સમય માટેનું સ્થાન નિર્મિત કરે છે, અને આમાં કાર્ય કરવાને લીધે તેમની સાથે પોતાની જાતનું એકીકરણ કરે છે. જેમ જેમ તેનો વિકાસ વધતો જાય છે, જેમ જેમ તે પોતાની જાતે વૃદ્ધિ પામતો જાય છે તેમ તેમ ધીમે ધીમે તેને માલુમ પડે છે કે, આ સ્થુલ, કામના, માનસિક કેન્દ્રો તો પોતાનાં હથીઆરો છે, પોતે જાતે નથી: પોતા સાથેના સંયોગમાં થોડા સમય માટે પોતે આકર્ષેલા "અનાત્મા" ના વિભાગો રૂપે તે તેમને જુએ છે—જેમ તે એક કલમ અથવા છરીનો ઉપયોગ કરે તેમ. તે પોતાની જાતને તેમનામાંથી દૂર ખેંચી લે છે, તથા તેઓ હથીઆરો છે એમ તેમને જાણે છે તથા તેમનો ઉપયોગ કરે છે; પોતાની જાતને જીવન (સત્) રૂપે જાણે છે—રૂપ રૂપે નહિ, આનંદ રૂપે—કામના રૂપે નહિ; જ્ઞાન રૂપે—વિચાર રૂપે નહિ: અને પછીથી પ્રથમવાર જ તે અંશના અભેદના ભાનવાળો થાય છે, માત્ર તે પછી જ શાંતિ અનુભવે છે. જ્યાં સુધી ભાન (ચેતના) પોતાની જાતનું રૂપપક્ષ સાથે એકીકરણ કરે છે ત્યાં સુધી તે અનેક રૂપે દેખાય છે; જ્યારે તે પોતાની જાતનું જીવન રૂપે એકીકરણ કરે છે ત્યારે તે એક અદ્વિતિય રૂપે થઈ રહે છે.

આપણે માટે અન્ય અગત્યની વાત, એચ. પી. બી. એ દર્શાવી હતી તેમ એ છે કે, વિકાસ ક્રમની વર્તમાન ભૂમિકાએ ભાન (ચેતના) નું સ્થાન સાધારણ રીતે કામના દેહમાં (Astral body) મળી આવે છે. પોતાની ઇન્દ્રિય જ્ઞાનની શક્તિને લીધે, કામના દેહમાં વર્તતા ઇન્દ્રિય જ્ઞાનને જાણવાનું ચેતના શિખવા માંડે છે. આપણે ઇન્દ્રિય જ્ઞાન પામીએ છીએ; એટલે, આપણે એવાં કાંઈક સાથે સંસર્ગ અનુભવીએ છીએ કે જે આપણે પોતે નથી, એવું કંઈક કે જે આપણામાં સુખ, અથવા દુ:ખ અથવા તે ઉભયવચ્ચેની સામાન્ય સ્થિતિ ઉપજાવે છે. ઘણાના જીવનનો મહાન્ ભાગ તો આ ઇન્દ્રિયજ્ઞાનના જીવનનો જ બનેલો હોય છે. સામાન્ય કરતાં અધમ માટે તો ઇન્દ્રિય જ્ઞાનનું આ જીવન જ સમગ્ર જીવન છે. માત્ર ગણ્યાં ગાંઠ્યા આગળ વધેલા જીવાત્માઓ માટે આ ઇન્દ્રિયજ્ઞાનના જીવનનું ઉલ્લંઘન થયલું હોય છે. ઇન્દ્રિયજ્ઞાનનું આ જીવન અને આવા ઇન્દ્રિયજ્ઞાનને ઉલ્લંઘી ગળાતું જીવન, એ ઉભય વચ્ચે વિસ્તરતી વિવિધ ભૂમિકાઓમાં સમૂહમાંના વિશાલ વિભાગના લોકોની સ્થિતિ છે: ઇન્દ્રિયજ્ઞાન અને વાસના અને વિચારના વિવિધ પ્રમાણોમાં મિશ્રિત થયલાઓની, તથા વાસના અને વિચારોના વિવિધ પ્રમાણોમાં મિશ્રિત થયલાઓના સંપૂર્ણ રીતે ઇન્દ્રિયજ્ઞાનમય ગળાતા જીવનમાં, "હું" ની કોઇ પણ પ્રકારની ગુણિત વૃદ્ધિ માલૂમ પડતી નથી અને તેટલા માટે વિરોધ થતો નથી; ઇન્દ્રિયજ્ઞાનથી પર થયલા જીવનમાં એક **આંતર** શાશક, અમર, માલૂમ પડે છે, અને કોઈ પ્રકારનો વિરોધ થતો નથી; પરંતુ આ ઉભય વચ્ચે સર્વ ક્રમની વિવિધ ભૂમિકાઓમાં "હું" ની અનેક ગુણિત વૃદ્ધિ વિલોકવામાં આવે છે અને તેમનામાં વિરોધ થાય છે.

અધમ વૃદ્ધિ પામેલા ગામડીઆમાં જણાઇ આવતા આ ઇન્દ્રિયજ્ઞાનના જીવનનો આપણે વિચાર ચલાવીએ. ક્રીયા શક્તિ જાગ્રત થતાં, રાગી, કામી, ક્રૂર ગ્રાહક એક "હું" તેનામાં માલૂમ પડે છે. પરંતુ તેમાં, તેના સ્થુલ શરીરની બહારની દુનિયાના વિરોધ વિના અન્ય કોઈ વિરોધ જોવામાં આવતો નથી. તે બાહ્ય દુનિયા સાથે તે યુદ્ધ મચવે, પરંતુ આંતર યુદ્ધનું તો તેને ભાન નથી. પ્રથમથી પ્રશ્નો કર્યા વિના અથવા પાછળથી પસ્તાવા વિના તેને જેની જરૂર લાગે છે તે તે કરે છે; શરીરમાં કાર્યો કામનાનાં પ્રલોભનોને અનુસરે છે, અને મનસ સામે થતું નથી, તેમ જ ટીકા કરતું નથી, તેમજ તીરસ્કાર કરતું નથી. તે તો માત્ર છાપ પાડી લે છે અને નોંધી લે છે, ભવિષ્યમાં મહાશ્રમથી સાધવા માટે સાધનોનો સંગ્રહ કરે છે. તેના ઉપર ઇન્દ્રિયજ્ઞાનના "હું" થી, તે આજ્ઞાપાલક "હું" ના સંતોષ માટે તેની શક્તિયોનો ઉપયોગ થવાને થતા હુકમો દ્વારા તેનો ઉન્નતિક્રમ આગળ વધતો ચાલે છે. કામનાની આવી લાલચોથી તે ક્રિયા કરવામાં દોરવાય છે અને પોતાનાં અવલોકનો અને સ્મરણોના ભંડાર અનુસાર કાર્ય કરવાનો પ્રારંભ કરે છે, આ પ્રકારે સહજ તર્કશક્તિને ખીલવે છે, તથા પોતાના ઉપરિના સંતોષ માટે આગમચથી યુક્તિ યોજવા માંડે છે, આવી રીતે તે બુદ્ધિને ખીલવે છે, પરંતુ બુદ્ધિ તદન કામનાને આધીન હોય છે, તેના હુકુમો અનુસાર ગતિ કરે છે, રાગની ગૂલામ હોય છે. તે કોઇ પ્રકારની સ્વતંત્ર વ્યક્તિતા દર્શાવતી નથી, પરંતુ જૂલમી કામના-"હું" નું તે માત્ર ઇચ્છિત હથીઆર હોય છે.

વિશેષ ત્યારે જ થાય છે કે જ્યારે, અનુભવોના લાંબા ક્રમ પછી, મરણ અને જન્મ વચ્ચે અધમ માનસિક સૃષ્ટિમાંના તેના જીવન સમયમાં, પોતાનાં ઐહિક કર્તવ્યોનાં પરિણામોનું પુનરવલોકન કરવાનું તથા સમતા સ્થાપવાનું સંપૂર્ણ મનસ અનંત પુરૂષમાં વિકસિત નિકળે છે. પછીથી તે કેટલાક અનુભવોને સુખ કરતાં વિશેષ દુઃખમાં પરિણમતા રૂપે અવલોકે છે, અને એવા સાર ઉપર આવે છે કે, તેમનો પુનઃ અનુભવ થવાનું દૂર કરવામાં તે તેનાથી બનશે તેટલું કરશે; તે તેમને તિરસ્કાર યુક્ત ગણે છે, અને તે તિરસ્કારના સંસ્કારની છાપ પોતાની માનસિક ભુમિમાં પાડે છેઃ આવી જ રીતે અન્ય કેટલાક અનુભવો કે જેથી દુઃખ કરતાં વિશેષ સુખ થાય છે, તેમના સંબંધમાં પણ તેમજ વર્તે છે. જ્યારે તે પૃથ્વિમાં પુનઃ જન્મ ધારણ કરે છે ત્યારે પોતાના મનના અમુક અંતર્ વલનરૂપે, આ નોંધને તે પોતાની સાથે લેતો આવે છે, તથા જ્યારે કામના-“હું”, દુઃખ પ્રતિકારી ગયેલા અનુભવોના માર્ગમાં પુનઃ પ્રવર્તવા માંડે છે અને એકાદ આકર્ષક પદાર્થ પ્રતિ દોડે છે, ત્યારે તે વચમાં એક નિર્બલ વિરૂદ્ધ અવાજ લાવે છે, અને અન્ય ‘હું”-મનનરૂપે કાર્ય કરતું ભાન (ચેતના)-પોતાની હાજરી જણાવતું હોય એમ લાગે છે, તથા આ અનુભવોને તિરસ્કાર યુક્ત ગણતું હોય એમ જણાય છે, તથા તેમના દ્વારા ખેંચાઇ જવામાં પણ બાધ લે છે. વિરૂદ્ધ અવાજ એટલો બધો નિર્બલ હોય છે અને કામના એટલી બધી પ્રબલ હોય છે કે એકાદ વિરોધ રૂપે તેમના વિષે આપણે ભાગ્યે જ બોલી શકીએ; લાંબા સમયથી રાજ્યાભિષિક્ત થયલું કામનાનું “હું”, નિર્બલ વિરૂદ્ધ અવાજ ઉઠાવનાર બળવાખોર ઉપર તુટી પડે છે, પરંતુ જ્યારે આનંદની ક્ષણ પસાર થાય છે અને દુઃખદાયક પરિણામો અનુસરે છે, ત્યારે અવગણના કરાયલો બળવાખોર પુનઃ પોતાનો દુઃખિત અવાજ ઉઠાવે છે. અને કહે છે, “મે તમને આમ કહ્યું હતું.” અને પશ્ચાત્તાપનો આ પ્રથમ દર્દ છે. જેમ જેમ જન્મ પછી જન્મ અનુસર્યાં જાય છે તેમ તેમ મનસ પોતાની મેળે પોતાનો પ્રભાવ વધારે વધારે જમાવતું જાય છે અને કામનાના “હું” તથા વિચારના “હું” વચ્ચેનો વિરોધ તીવ્રને તીવ્ર થતો જાય છે, અને વિકાસ પામતા દરેક મનુષ્યના અનુભવમાં, ક્રિશ્ચિયન અનુભવીની દુઃખિત બુમ; “મારા મનસના નિયમના વિરૂદ્ધ વિરોધ કરનારો અન્ય નિયમ મારા સાથિયોમાં મને જોવામા આવે છે.” એ પુનઃ અનુભવવામાં આવે છે જેમ જેમ સ્વર્ગીય જીવનના સમયમાં મનુષ્યના નિશ્ચયો મનસ ઉપર પ્રબલ સંસ્કાર ઉપજાવતા જાય છે અને વિચારના “હું” ને બલ અર્પે છે, અને તે પોતાની જાતનું કામના અને વાસનાઓમાંથી અપહરણ કરે છે, તેમને પોતાનાથી બાહ્યરૂપે સ્વીકારે છે, તથા તેમના પોતા ઉપર સામ્રાજ્ય ચલાવવાના હકનો અસ્વીકાર કરે છે, તેમ તેમ યુદ્ધ ગરમાગરમ થતું જાય છે. પરંતુ જે રાજાધિરાજને તાજ વિનાનો બનાવવો છે તેના જ પક્ષમાં ભૂતકાલનો લાંબા સમયનો વારસો છે, અને ક્રૂર તથા અનેક વિધ ભાવિવાળું યુદ્ધ મચી રહે છે. ભાન (ચેતના) પોતાની બહિર્ ધાવન કરતી ક્રીયાયોમાં, અનેક જન્મોની ટેવોના ઘસાઈ ગયેલા માર્ગોમાં સહેલથી દોડી જાય છે; તેમજ અન્યપામ, વિરોધ સાધવાના તથા પોતાના પરિપક્વ વિચારો દ્વારા તૈયાર થયેલા માર્ગોમાં તેને દોરવાના, મનુષ્યના પ્રયત્નો વડે તેને અન્ય કાર્ય કરવાનું પ્રાપ્ત થાય છે. તેના ઉચ્ચ કોશોમાં કાર્ય કરતી ભાનની-શક્તિયો તેની ઇચ્છા

શક્તિની દિશાને નિશ્ચિત કરે છે, અને દેવ ભાગ મુખ્યત્વે કરીને કામશરીરમાં કાર્ય કરતી શક્તિયોની દિશા નિશ્ચિત થાય છે. સ્પષ્ટ-દ્દષ્ટિવાળી બુદ્ધિવડે નિયમાવલી ઇચ્છાશક્તિદ્વારા, પ્રાપ્તિના યોગ્ય હેતુ રૂપ જણાતી ઉચ્ચ ભાવનાનું સુચન થાય છે, કામના-પ્રકૃતિને તેને પ્રાપ્તિ કરવાની પરવા નથી, તેના આગળ તે કુંભકરણની નિદ્રા સમાન થઇ જાય છે. તેની કામના કરવાની જરૂર જેટલું તેને તેમાં બીલકુલ સૌંદર્ય ભાસતું નથી, એટલું જ નહિ પરંતુ તેના ગંભીર અને શાસક પ્રભાવના તીવ્ર આકાર માત્રદ્વારા તેને વારંવાર "પાછું હઠી જવું પડે છે. "માત્ર મુશ્કેલી એટલી જ છે કે, મારે જરૂર નથી." આપણી ઉચ્ચ ક્ષણોમાં આપણે જે કરવાનો નિશ્ચય કર્યો હોય છે તેને જ સંપાદન કરવાની આપણે જરૂર ધરાવતા નથી. ઉચ્ચ પ્રકૃતિ ઉપર સામ્રાજ્ય ભોગવતાં એકાદ ચપલાં ગત કાલનાં પરિણામોથી નહિ પરંતુ તે ક્ષણના આકર્ષણ વડે જ અધમ "હું" ગતિવાળું થાય છે, અને કુંભકરણની નિદ્રાવાળું અથવા ધાંધલીયું અધમ પ્રકૃતિનું "હું", એ સત્ય "હું", નથી, એવું આપણી જાતને લાગતું ( અનુભવાતું ) થાય, એમાં જ યથાર્થ મુશ્કેલીનો સમાવેશ થાય છે.

( આગળ ચાલુ. )

એનીબેસન્ટ.

---

# રાગ દ્વેષાત્મક માનવ પ્રકૃતિ.

## ભૂમિકા.

( મળેલું )*

આપણી આસપાસની માનવ પ્રવૃત્તિઓનું અવલોકન કરતાં, સહેજ સમજાય છે કે તે સર્વમાં મનોભાવનું પ્રાબલ્ય બહુ હોય છે. વળી એમનો ભાવ, સર્વ પ્રકારની પ્રકૃતિના મનુષ્યોમાં ન્યૂનાધિક અંશે જોવામાં આવે છે, એટલૂજ નહિ, પણ તે તે પ્રકૃતિના મનુષ્ય દ્વારા થતિ પ્રવૃત્તિઓને પરિણામે એજ મનોભાવ તેમની ઉન્નતિને સંબંધે સાધક કે બાધક પણ નિવડે છે. આથી કરીને મનોભાવનું સ્વરૂપ સમજવું બહુ જરૂરનું છે. સ્વરૂપ સમજાયતો પછી એમાંના કયા સાધક છે, અને કયા બાધક છે, તેમનો એ સાધક બાધક સ્વભાવ શાપર આધાર રાખે છે, વિગેરે વાતો સમજાય, અને તેથી આપણે, બુદ્ધિપૂર્વક, આપણી ઊન્નતિ કરી શકીએ. આગળ આપણે જોઇશું તે પ્રમાણે મનોભાવોને આપણી નીતિપ્રકૃતિ સાથે બહુ નિકટનો સંબંધ છે, તેથી મનોભાવનું સંશોધન થવાથી આપણી નૈતિક ઉન્નતિનું સાધન હાથ લાગે છે. અને નૈતિક ઉન્નતિ જેટલે અંશે સિદ્ધ થાય તેટલે અંશે તે મનુષ્ય વિકાસક્રમમાં આગળ વધી શકે છે.

---

* લેખક—રા. રા. પ્ર. હ. મહેતા.

વિશેષ ત્યારે જ થાય છે કે જ્યારે, અનુભવોના લાંબા ક્રમ પછી, મરણ અને જન્મ વચ્ચે અધમ માનસિક સૃષ્ટિમાંના તેના જીવન સમયમાં, પોતાનાં ઐહિક કર્તવ્યોનાં પરિણામોનું પુનરવલોકન કરવાનું તથા સમતા સ્થાપવાનું સંપૂર્ણ મનસ અનંત પુરૂષમાં વિકસિત નિકળે છે. પછીથી તે કેટલાક અનુભવોને સુખ કરતાં વિશેષ દુઃખમાં પરિણમતા રૂપે અવલોકે છે, અને એવા સાર ઉપર આવે છે કે, તેમનો પુનઃ અનુભવ થવાનું દૂર કરવામાં તે તેનાથી બનશે તેટલું કરશે; તે તેમને તિરસ્કાર યુક્ત ગણે છે, અને તે તિરસ્કારના સંસ્કારની છાપ પોતાની માનસિક ભુમિમાં પાડે છે: આવી જ રીતે અન્ય કેટલાક અનુભવો કે જેથી દુઃખ કરતાં વિશેષ સુખ થાય છે, તેમના સંબંધમાં પણ તે આમ જ વર્તે છે. જ્યારે તે પૃથ્વિમાં પુનઃ જન્મ ધારણ કરે છે ત્યારે પોતાના મનના અમુક અંતર્ વલનરૂપે આ નોંધને તે પોતાની સાથે લેતો આવે છે, તથા જ્યારે કામના-"હું", દુઃખ પ્રતિકારી ગયેલા અનુભવોના માર્ગમાં પુનઃ પ્રવર્તવા માંડે છે અને એકાદ આકર્ષક પદાર્થ પ્રતિ દોડે છે, ત્યારે તે વચમાં એક નિર્બલ વિરુદ્ધ અવાજ લાવે છે, અને અન્ય "હું"-મનનરૂપે કાર્ય કરતું ભાન (ચેતના)-પોતાની હાજરી જણાવતું હોય એમ લાગે છે, તથા આ અનુભવોને તિરસ્કાર યુક્ત ગણતું હોય એમ જણાય છે, તથા તેમના દ્વારા ખેંચાઇ જવામાં પણ બાધ લે છે. વિરૂદ્ધ અવાજ એટલો બધો નિર્બલ હોય છે અને કામના એટલી બધી પ્રબલ હોય છે કે એકાદ વિરોધ રૂપે તેમના વિષે આપણે ભાગ્યે જ બોલી શકીએ; લાંબા સમયથી રાજ્યાભિષિક્ત થયલું કામનાનું "હું", નિર્બલ વિરૂદ્ધ અવાજ ઉઠાવનાર બળવાખોર ઉપર તુટી પડે છે, પરંતુ જ્યારે આનંદની ક્ષણ પસાર થાય છે અને દુઃખદાયક પરિણામો અનુસરે છે, ત્યારે અવગણના કરાયલો બળવાખોર પુનઃ પોતાનો દુઃખિત અવાજ ઉઠાવે છે. અને કહે છે, "મે તમને આમ કહ્યું હતું." અને પશ્ચાત્તાપનો આ પ્રથમ ઉદય છે. જેમ જેમ જન્મ પછી જન્મ અનુસર્યા જાય છે તેમ તેમ મનસ પોતાની મેળે પોતાનો પ્રભાવ વધારે વધારે જમાવતું જાય છે અને કામનાના "હું" તથા વિચારના "હું" વચ્ચેનો વિરોધ તીવ્રને તીવ્ર થતો જાય છે, અને વિકાસ પામતા દરેક મનુષ્યના અનુભવમાં, ક્રિશ્ચિયન અનુભવીની દુઃખિત બુમ: "મારા મનસના નિયમના વિરૂદ્ધ વિરોધ કરનારો અન્ય નિયમ મારા સાથિયોમાં માન જોવામા આવે છે." એ પુનઃ અનુભવવામાં આવે છે જેમ જેમ સ્વર્ગીય જીવનના સમયમાં મનુષ્યના નિશ્ચયો મનસ ઉપર પ્રબલ સંસ્કાર ઉપજાવતા જાય છે અને વિચારના "હું" ને બલ અર્પે છે, અને તે પોતાની જાતનું કામના અને વાસનાઓમાંથી અપહરણ કરે છે, તેમને પોતાનાથી બાહ્યરૂપે સ્વીકારે છે, તથા તેમના પોતા ઉપર સામ્રાજ્ય ચલાવવાના હકનો અસ્વીકાર કરે છે, તેમ તેમ યુદ્ધ મરણને ગરમ થતું જાય છે. પરંતુ જે રાજાધિરાજને તાજ વિનાનો બનાવવો છે તેના જ પક્ષમાં ભૂતકાલનો લાંબા સમયનો વારસો છે, અને ક્રૂર તથા અનેક વિધ ભાગ્યનું યુદ્ધ મચી રહે છે. ભાન (ચેતના) પોતાની બહિર્ ધાવન કરતી ક્રીયાઓમાં, અનેક જન્મોની ટેવના પરિણામે થયેલા માર્ગોમાં સહેલથી દોડી જાય છે; તેમજ અન્યપાય, નિરોધ સાધવાના તથા પોતાના પરિપાક વિચારો દ્વારા તૈયાર થયલા માર્ગોમાં તેને દોરવાના; મનુષ્યના પ્રયત્નો વડે તેને અન્ય કાર્ય કરવાનું પ્રાપ્ત થાય છે. તેના ઉત્તમ કોષોમાં કાર્ય કરતી ભાનની-શક્તિયો તેની ઇચ્છ

શક્તિની દિશાને નિશ્ચિત કરે છે, અને દેવ દ્વારા મુખ્યત્વે કરીને કામશરીરમાં કાર્ય કરતી શક્તિયોની દિશા નિશ્ચિત થાય છે. સ્પષ્ટ-દષ્ટિવાળી બુદ્ધિવડે નિયમાયલી ઇચ્છાશક્તિદ્વારા, પ્રાપ્તિના યોગ્ય હેતુ રૂપ જણાતી ઉચ્ચ ભાવનાનું સુચન થાય છે, કામના-પ્રકૃતિને તેને પ્રાપ્ત કરવાની પરવા નથી, તેના આગળ તે કુંભકરણની નિદ્રા સમાન થઇ જાય છે, તેની કામના કરવાની જરૂર એટલું તેને તેમાં બીલકુલ સૌંદર્ય ભાસતું નથી, એટલું જ નહિ પરંતુ તેના ગંભીર અને શાશક પ્રભાવના તીવ્ર આકાર માત્રદ્વારા તેને વારંવાર પાછું હઠી જવું પડે છે. "માત્ર મુશ્કેલી એટલી જ છે કે, મારે જરૂર નથી." આપણી ઉચ્ચ ક્ષણોમાં આપણે જે કરવાનો નિશ્ચય કર્યો હોય છે તેને જ સંપાદન કરવાની આપણે જરૂર ધરાવતા નથી. ઉચ્ચ પ્રકૃતિ ઉપર સામ્રાજ્ય ભોગવતાં એકઠાં થયલાં ગત કાલનાં પરિણામોથી.નહિ પરંતુ તે ક્ષણના આકર્ષણ વડે જ અધમ "હું" ગતિવાળું થાય છે, અને કુંભકરણની નિદ્રાવાળુ અથવા ઘાયલીયું અધમ પ્રકૃતિનું "હું", એ સત્ય "હું", નથી, એવું આપણી જાતને લાગતું (અનુભવાતું) થાય, એમાં જ યથાર્થ મુશ્કેલીનો સમાવેશ થાય છે.

(આગળ ચાલુ.)

એનીબેસન્ટ.

સિદ્ધિની પગથીપરે વિરાજમાન–
માયાથી દૂરજે–અજ્ઞાનથી અળગા રહે–
નેત્રો દૈવી તેજસથી આંજેલાજે–
તેજ કંઈ ભવ્યતા નિહાળતાં–
કાળ શ્રેણિમાં અનંતકૃતિ થયા કરે
પણ જોનારાં તે લોચનો છે જુદા,

ઉંચી ઉંચી વિમાન ગતિ થયાવિના,
કૃતિઓ સર્વે નાસે દૂર વિદૂરમાં,

સંનિધિમા વસતાં દરેક રજકણો,
દર્શન દેતાં શુદ્ધ–સ્વરૂપમાં.

કિન્તૂ શક્તિ હણી કેમ કળી શકે,
વસ્તુમાત્ર ઓળખ્યા વિના.

નકામી છે.
સાધ્ય સાધન વિના—
યત્નો સર્વે છે મિથ્યા.

સાધનાની ક્રમ શ્રેણિ–પંક્તિ પરંપરા
વ્યક્તિ પ્રત્યે જુદી જુદી જણાય છે જગે,

માયાવી સાધનો સર્વદા અધૂરાં રહે,
દૈવી સાધનો ન પૂરા થઇ શકે.

પ્રાપ્તિ કદાચ ત્હેની પૂરીસમ્ભવે.
પણ જે જાણે તેતો કેમ કહે (તેને) યથાયોગ્ય તે.

દરેક વ્યક્તિ ત્હેના યત્નની અવધિગણે
ઓછી વત્તી પટમાં ભાસ પડી રહે,

સુન્દરતાના દરેક યત્ન છે મોહક.
દૃષ્ટિ જોવાનીમાં હોયજો નવ મોહકે,

તોતેશુદ્ધિધણો કાળ ટકી શકે–
જાણી શકે– કંઇકછે એવું–ઓળખી શકે.
સ્વાર્થની વૃત્તિ જો ન ત્યાં ભૂલાવેતો—
કેવળજ્ઞાન કંઈક ટકીશકે,

---

શુદ્ધાચાર—સદાચારને—
મનની સ્થિરતાવિના—એકેવાત હૃદયમા—
ઉતરે નહીં.
હૃદય તે સમજે નહીં

પરોપકાર કરવો—સદ્ધર્મ તે જાણવો—પણ
પરોપકાર પણ તે કયા સ્વાર્થ વૃત્તિ નથી ? I
(માટે) મલાકફુરતું પોપણથાવા કરો યત્ન સૌ,
તોતે ખરૂ પુણ્ય છે

ને આત્માની ઉન્નતિનો એજ સાચો માર્ગ છે
તે ક્રમ એથિનો એક કણુતે—બીજા કણુને,
અડેલો છે ઊત્તરોત્તર,
તે કણે બ્રહ્મ છે

ને બ્રહ્મ દરેક કણુમાં પણ વિરાજે છે
સઘટ્ટન આ વિશ્વમા એમ—અનિયન્નિત સર્વદા,
સર્વની સનિધિ-પ્રત્યક્ષ હજુ છે—પણ,
ચક્ષુ કેરા પડ સૌ ખસેડયા પછી

નવીન નેત્રધાર્યા પછી

મહડાકર—નાગર

---

## દિવ્યતાનુ એકાંશરૂપ.

( મઝેર્દ )

મ્હને શું આશા છે ? પતિચરણે દાસી કથિતા,
સમીપે એ મૂર્તિ કરદ્રય નિનાપાન્જલિકૃતા
"કરૂણા દૃષ્ટિથી નજર કરશો નાથ છુ દીના,"
સહુ સંકોચીને અવયવ ઉભી છે સુમધુરા

પવિત્રા દેવી એ પતિ પ્રભુ સમો એમ ગણતી,
અનુજ્ઞાને માટે મધુર વચનો આ રીત વદી,

# "થીઓસોફીનો જીંદગી સાથેનો સબંધ."*

થીઓસોફીકલ સોસાયટીના બનારસમાં ભરાયલા વાર્ષિક મેળાવડા આગળ આપવાનાં ચાર વ્યાખ્યાનોના ક્રમનો મિસિસ બેસન્ટે નિશ્ચિત કરેલો આ વિષય હતો. તેણે વિષયના ચાર વિભાગ પાડયા હતા —

વિભાગ—૧—તેનો "ધર્મ" સાથેનો સબંધ

„ —૨—તેનો "સામાજીક વિદ્યા" સાથેનો સબંધ

„ —૩—તેનો "રાજનીતિ" સાથેનો સબંધ

„ —૪—તેનો "ભૌતિકવિજ્ઞાનશાસ્ત્ર" સાથેનો સબંધ

આ સર્વને ભવિષ્યમાં આપણે ગ્રંથના આકારમાં જોઇશું માટે તેનો અત્ર માત્ર સંગ્રહ કરવામાં આવે છે —

## ૧

## થીઓસોફી અને ધર્મ.

થીઓસોફી એટલે ઈશ્વરનું જ્ઞાન અથવા દિવ્યજ્ઞાન, એમ વ્યાખ્યા આપીને મિસિસ બેસન્ટે પ્રારંભ કર્યો. એ શબ્દ ઘણોજ પ્રાચીન છે અને લગભગ બે હજાર વર્ષ પૂર્વે ગ્રીસદેશના ફીલસુફોથી તેનો પ્રથમ ઉપયોગ થતો આપણે જોઇએ છીએ. ગ્રીક લોકોમાં થીઓસોફીને જે અન્ય સજાતીય નામથી વ્યવહારવામાં આવતી હતી તે નૉસીસ (Gnosis જ્ઞાન) છે, અને તેના વિરૂદ્ધ વિચારરૂપે હાલનો ઍગ્નોસ્ટીક (Agnostic અજ્ઞાની) શબ્દ આપણે જોઇએ છીએ. ગ્રીક, નૉસીસ એમ ઠરાવતી હતી કે, મનુષ્ય પરમાત્માનો અંશ છે, અને તે એવો હોવાથી પરમાત્માને જાણી શકે એમ કહેતી. હિય. તિમાં આધુનિક ઍગ્નોસ્ટિક પૂછે છે કે, અદૃશ્ય આત્માને આપણે શી રીતે જાણી શકીએ ? જ્ઞાન પ્રાપ્તી કરવાના બે માર્ગ છે, પ્રથમ તો ઇન્દ્રિયો કે જેમના દ્વારા આપણને પદાર્થોનું પ્રત્યક્ષજ્ઞાન થાય છે. ઇન્દ્રિયોની પાર બુદ્ધિ પ્રાપ્ત થાય છે, મનુષ્યોનું બુદ્ધિ તત્વ કે જેના દ્વારા અનુમાન અને વિચાર વડે તે માનમ સૃષ્ટિના પદાર્થોનો અનુભવ કરે છે. પરંતુ વિચારની પારના આત્માનો આપણે શી રીતે અનુભવ કરીએ ? આ પ્રમાણે ઍગ્નોસ્ટિક, ઈશ્વરના અસ્તિત્વની હા તેમ ના પણ પાડતો નથી, પરંતુ ઈશ્વરને સમજવાના પોતાના અસામર્થ્યનેજ સાબિત કર્યે જાયછે. પરંતુ દુનિયાના સર્વે વિભાગોમાં મનુષ્યોને વિદ્યા

* થીઓસોફીસ્ટ ઉપરથી

ચારના વમળમાં નાંખી દીધા છે એવા, "ધાર્મિક અનુભવના કેટલાક ભેદો" એનામના, આધુનિક ભૌતિકશાસ્ત્રવિષયક ચેતનશાસ્ત્ર-વિદોમા અગ્રગણ્ય પ્રો.જેમ્સના હમણાં પ્રસિદ્ધ થયેલા ગ્રંથોમાંથી, પૂર્વનાં તેમજ પશ્ચિમના તે વિષેનાં હજારો દ્રષ્ટાંતો તેમને જડી આવશે. હિંદુસ્થાનની પવિત્ર ભૂમિનાં ઘણાંજ પ્રાચીન શાસ્ત્રોમાં બ્રહ્મવિદ્યા અને **પરા—વિદ્યાના** નામથી વ્યવહરાતી **થીઓસોફી** આપણા જોવામાં આવે છે. આવું નિત્ય અને સર્વાતિરિક્ત જ્ઞાન સર્વ પ્રજાઓના **ઋષિયોની** સંભાળમાં પરાપૂર્વથી હતું,અને હાલ પણ છે, જેમનું **હિમવતમાંનું** નિવાસસ્થાન, સર્વમાન્ય ભ્રાતૃભાવના યથાર્થ કેન્દ્ર-રૂપ અને મૂર્તિરૂપ છે. સર્વ ધર્મોનું મૂલોત્પત્તિ સ્થાન ત્યાંજ છે, સર્વ ધર્મોના ભવિષ્ય વાદીઓ અને મહાત્માઓ આ ભ્રાતૃભાવનાના મંડળમાંથી ઉત્પન્ન થયા છે; આ ઉત્પત્તિ સ્થાનમાંથી સર્વ સમયોમાં મહાસમર્થ આત્મવિદ્યાનો પ્રવાહ વહ્યો છે, જે એકપાસા વહેમને અને અન્ય પાસા જડવાદને મારી કાઢીને, દુનિયામાં આત્મ-વિદ્યાનો પુનઃ પ્રચાર કરે છે. "જડવાદ" અને "વહેમ" એવા બે શબ્દો મેં વાપર્યા છે. ટુંકામા જડવાદ એ એવી સંસ્થા છે કે જે દશ્ય દુનિયાની પાર જોતી નથી તથા મનસ્નો મગજના એક વ્યાપારના રૂપમાં સમાવેશ કરે છે. નિરૂપયોગી વાતને કાર્યમાં યેજવામા વહેમનો સમાવેશ થાય છે; આને આપણે એક દષ્ટાંત લઇને તપાસીએ. એક **યોગી** પાસે એક બિલાડી હતી, તેને ઘણી ચાહતો હતો, અને જ્યારે તે ધ્યાનયોગમા બેસતો હતો ત્યારે કોઇ કોઇવાર તે બિલાડી વચમાં આવીને વિક્ષેપ કરાવતી. આ વિક્ષેપ દૂર કરવા માટે તેણે પૂજા સમયમાં તેને એક થાંભલા સાથે બાંધવા માંડી. કદાચ ખરૂં કારણ સમજ્યા વિના તેના શિષ્યોએ, બિલાડીને એક થાંભલા સાથે બાંધવાનું અનુકરણ કર્યું અને ધીમે ધીમે વંશપરંપરામાં, બિલાડીને થાંભલે બાંધવાનું કાર્ય પૂજાના એક અગત્યના ભાગરૂપે ગણવા લાગ્યું ઘણો સમય વિત્યા પછી બિલાડી બંધનની વાતે એક ક્રિયાવિધિનું રૂપ લીધું, અને ખરી પૂજાને તદ્દન ભૂલી જવામાં આવી. એક નકામી નિર્જીવ વાતને ધાર્મિક ક્રિયાના રૂપમા ઉચ્ચતાના શિખરે પહોચાડી દેવાનો આ એક દ્રષ્ટાંત છે હવે, અવિદ્યા અથવા અજ્ઞાનનો મહાનશત્રુ વિદ્યા અથવા જ્ઞાન છે અને **થીઓસોફીથી** પસરતા જ્ઞાનવડે સર્વ સમયોમાં આ અજ્ઞાન અને વહેમનો નાશ થયો છે, તથા યથાર્થ મનુષ્ય શરીરની પાર આત્મા સ્વરૂપમાં ઉચ્ચતાની સ્થિતિએ પહોંચ્યો છે. **થીઓસોફી** તેના આધુનિક લેબાસમાં પણ હાલ તેનુંતેજ કરે છે. અમે તો માત્ર પ્રવર્તકો અને સંદેશવાહકો છીએ. **સંદેશવાહકના** દેખાવ ઉપરથીજ સંદેશાને તપાસવાનો નથી; સંદેશો શ્રદ્ધાપૂર્વક પહોંચાડતાં તેના કાર્યની સમાપ્તિ થાય છે. અમારૂં આ કાર્ય છે. અમારે અમારી જાતની કોઇ સત્તા નથી, અમે તો માત્ર દૂતધર્મ બજાવીએ છીએ અમે તો તમને સંદેશો પહોંચાડીએ છીએ, અને તમારી મરજી પ્રમાણે તેનો સ્વીકાર વા ત્યાગ કરવાનું તમારી ઉપર રાખીએ છીએ, સ્વીકારપ્રતિના તમારા ભાવઅનુસાર પરિણામ આવશે **થીઓસોફીનો** હિંદુસ્થાનમાં પ્રચાર થાય છે અને હિંદુ ધર્મના લગભગ મૃતઃપ્રાય શરીરમાં નવિન જીવન વહેવા માંડે છે. તે એવા સત્યનો ઉદ્ઘોષ કરે છે કે, તીવ્ર ઇચ્છાવાળા શોધકથી આત્મા હમેશાં જાણી શકાય એમ છે, તથા આત્મ-વિદ્યાની ક્રિયાઓ અને વિધિઓને યુક્તિથી

ચલાવવામાં આવ્યો. આળસમે ઉત્તેજન આપતાં તથા દરિદ્રતાના ઉત્સાહને દૂર કરતાં, આ સંસ્થાનાં અશુભ પરિણામો સમજાવવામાં આવ્યાં. પછી તેમણે સામાજીક વિદ્યા અને થીઓસોફીના સૂત્ર વચ્ચેનો ભેદ સમજાવ્યો. થીઓસોફી કહેછે:—" દરેક મનુષ્ય પાસે તેની શક્તિઓ અનુસાર અને દરેક મનુષ્યને તેની જરૂરીઆતો અનુસાર, (મળવાનો )." પ્રકૃતિનો એવો નિયમજ છે કે બળવાને ભારનું વહન કરવું જોઇએ. તેમણે કહ્યું, સામાજીક વિદ્યા તેની ભાવનામાં સત્ય છે, પરંતુ કંઈ એક પ્રજાતંત્રીય વિચાર નથી કે જે અસંભવિત હોય.

અનિયંત્રિત પ્રજાસત્તાકરાજ્યની અનેક ભૂલો હોય છે, પ્રાજ્ઞ પુરૂષોએ નિયમન કરવું જોઇએ, પવિત્ર પુરૂષોએ દૃષ્ટાંત બેસાડવું જોઇએ, અને કાયદો-નિયમ એ જ્ઞાનનું પ્રદર્શન હોવું જોઇએ પરંતુ અજ્ઞાનનું નહિ. થીઓસોફીએ આ ઉપદેશ્યુ અને એક ભ્રાતૃત્વભાવનાના વાદને પ્રવર્તાવ્યો. પશ્ચિમમાં સામાજીકવિદ્યાવિષયક યુક્તિયો મનુષ્યના સ્વાર્થને લીધે પડી ભાગી; વિશ્વાસનો અભાવ, શંકા અને ખરાબ હેતુઓનું આરોપણ પૂજ્યબુદ્ધિનો અભાવ, વિગેરે ખરાબ પરિણામો વિશે ઇસારો કરીને, જે મનુષ્યો પોતા વિશે અન્યને વિશ્વાસ રખાવવા માગે છે, તેમણે પોતે જાતે દરેક માર્ગમાં વિશ્વાસપાત્ર નિવડવાની જરૂરીઆતનો સંભવ તેમણે દર્શાવી આપ્યો. સમાજના બંધારણના અવશ્યક આધારરૂપે થીઓસોફી વ્યક્તિગત ચારિત્રના બંધારણના આવશ્યક આધારાપે

થીઓસોફી વ્યક્તિગત ચારિત્રના બંધારણ ઉપર ભાર મુકે છે. પશ્ચિમનાં મહોટાં શહેરોનાં ગરિબ લોકનાં વાસસ્થાનોને તિરસ્કારી કાઢવામાં તેઓએ ઘણી લાગણી પ્રદર્શીત કરી હતી; તે સ્થાનો સમાજની ઉપયોગી બાબતોનું માત્ર ભક્ષણ કરતાં હતાં, અને મુંબઈ, કલકત્તા, મદ્રાસ અને હિંદુસ્થાનનાં અન્ય શહેરોમાં એવીજાતની પ્રવર્તતી સ્થિતિઓ સામે સંભાળ રાખવા ચેતવણી આપી તેમણે પ્રેમને પ્રકૃતિની એક સજારૂપે વર્ણવ્યો, કે જે તેના નિયમો અને કાયદાઓના ભંગના પરિણામરૂપે હતો લોકોને સારી કેળવણી આપવા વિશે તેઓ બોલ્યાં, અને દર્શાવ્યું કે સ્ત્રી અથવા બાળક કોઇને પણ અજ્ઞાન દશામાં રાખવું જોઇએ નહિ. હિંદુસ્થાનમાં સ્ત્રીઓની અધમ સ્થિતિ વિષે વિચાર દર્શાવ્યા અને મનુષ્યોની બુદ્ધિવિષયક સ્થિતિ સાથે વધારે બંધ બેસતી થઈ શકે એવી સ્થિતિ સુધી સ્ત્રીઓને ઉચ્ચ બનાવવા ઉપરજ દેશના ભાવિનો તદ્દન આધારછે, એ વાત ઉપર ભાર મુકયો. હાલમાં અસ્તિત્વ ધરાવે છે તેવીજનાતનીની રૂઢીને એક અશુભ પરિણામરૂપે ગણી કાઢી, તથા યથાર્થ ચારિત્રના બંધારણ માટે પણ તેને નિરૂપયોગી ઠરાવી. સ્ત્રીકેળવણીની પાછળ અત્યાર સુધી અપાયું છે તેના કરતાં વિશેષ ધ્યાન આપવાની જરૂર છે, અને લોકોના મન ઉપર અસર કરી રહેલા મહાન્ સિદ્ધાંતોને થીઓસોફીના દૃષ્ટિબિંદુથી અવલોકવાથી, હિંદુસ્થાન, એક સમયે જે ગર્વીષ્ટ અને ઉન્નત સ્થાન ભોગવતો હતો તે પુનઃપ્રાપ્ત કરી શકે, એમ કહીને તેમણે આ ભાષણની સમાપ્તિ કરી. અન્ય ઘણા પ્રશ્નો વિચારવાના છે પરંતુ આટલા ટુંકા સમયમાં તેમ થઈ શકે એમ નથી; પરંતુ ગુનેગારોને સજા કરવાના વિષયમાં થીઓસોફી વડે અવલોકવાથી, હાલના સમયમાં ગુનેગારોને સજા કરવામાં ખાસ જણાઇ આવતા દૂષણના કંઇને દૂર કરવા માટે

ખરો ખુલાસો થઇ રહેછે. શિક્ષાનું વલણ કેલવણી આપે એવું, કેળવે એવું હોવું જોઇએ, એમ તેમણે જણાવ્યું; તથા પ્રતિફલદાયક-નીતિ ચલાવવાના વિચારનેજ તેણે વખોડી કાઢ્યો. સઘળા લોકો દૂરના ભૂતકાલમાં હતા તેવા વર્તમાનમાં આ ગુનેગારો અજ્ઞાનીઓ છે, તેટલા માટે તેમની સાથે નરમાશથી કામ પાડવાની જરૂર છે. થીઓસોફીની ભાવનાઓ કે જેમની આસપાસ પૂનર્જન્મ અને કર્મના મૂખ્ય સિદ્ધાંતો આવી રહેલા છે, અને જેમના મૂલ આચારમાં સર્વમાન્યભ્રાતૃત્વભાવનાનો સમાવેશ થાય છે, તેમના વડેજ ભ્રાતૃત્વના તત્વ ઉપર આધાર રાખતો સમાજ બંધાવો જોઇએ; આવા પ્રકારે રચાયલો સમાજ ટકી શકશે.

૩

## થીઓસોફી અને રાજનીતિ.

થીઓસોફી અને રાજનીતિવિષેના ત્રીજા વ્યાખ્યાનમાં મિ. બેસંટે જુદા જુદા દેશોની જુદી જુદી રાજ્ય વ્યવસ્થાઓના અવલોકનથી પ્રારંભ કર્યો. પ્રજાસત્તાક રાજ્યો, રાજાની સ્વતંત્ર સત્તાવાળાં રાજ્યો, હદવાળાં અને હદ વિનાનાં, અને સામ્રાજ્યોના જેવાં વિવિધ સ્વરૂપોમાં લોકોના રાજકીય જીવનનો ભેદ જણાઇ આવતો હતો. આવા વિશાલ ભેદો અને ગુંચવણોના મધ્યમાં અને પ્રજા પ્રત્યેની એક થીઓસોફીસ્ટની કર્તવ્યની વ્યાખ્યા ઉપરટપકેથી અને અશ્ચિત જ થઈ શકે ( જુદી જુદી ) પ્રજાઓના લોકોની પેઠેજ, થીઓસોફીસ્ટો પણ પોતપોતાના અભિપ્રાયો અને સ્વભાવોમાં ભિન્ન ભિન્ન પ્રકારના હોય છે. ) જે લોકોના મધ્યમમાં તે રહેતો હોય તેમની સ્થિતિઓ અનુસારના તેના પોતાના અભિપ્રાયો અનુસાર સાદજીક રીતે તેણે દોરાવું જોઇએ, તથા આવો અભિપ્રાય બાંધવામાં તે સ્વતંત્ર છે. રાજવિદ્યા એ શબ્દના સંકુચિત અર્થમાં તો તેમાં થીઓસોફીકલસોસાઈટી એક મંડળરૂપે બિલકુલ ભાગ લેતી નથી, તેમજ તે રાજ વિદ્યાના કોઈ અમુક અથવા ખાસ દિશાને પોતાની કરી બેસતી નથી. સાંકડા ઉપવિભાગો સાથે તેણે પોતાનો સંબંધ પાડવો ન જોઇએ તેમજ તેનાથી તે સંબંધ રાખી શકાતો પણ નથી, અને થીઓસોફીકલ સોસાયટી એક મંડલરૂપે જે રાજાધાર ઉપર વાદવિવાદ ચલાવી શકે તેનો વિસ્તાર જુદી જુદી પ્રજાઓથી વસાતા વિશાલ ક્ષેત્રમાં થવો જોઇએ અને એ વાદવિવાદ પણ મૂખ્યત્વે કરીને વિશાલ અર્થમાંજ હોવો જોઇએ. સર્વ રાજ્યો પોતાને માટેજ નહિ પરંતુ જેમના ઉપર રાજ્ય ચલાવે છે તેમને માટે અસ્તિત્વ ધરાવે છે, એવી સર્વમાન્ય વાતને તેમણે આગળ આણી લોકોની સમૃદ્ધિ અને સુખ, એજ દરેક રાજ્યનો ઉદ્દેશ હોવો જોઇએ. પ્રાચીન હિંદુ શાસ્ત્રોમાં જીવનની સુખી સ્થિતિઓનું સૂચન કરવામાં આવ્યું હતું અને દરેક દેશના રાજ્યનું અસ્તિત્વ જેમના ઉપર રાજ્ય કરવામાં આવે છે તેમના ભલા માટે હતું એ સિદ્ધાંત આગળ પડતી રીતે લક્ષમાં રાખવામાં આવ્યો હતો. જે સમયે દિવ્યનૃપતિઓ કે જેમનાં કાર્યો દિવ્યપ્રકાશક જ્ઞાન વડે દોરવાયલાં હતાં તેઓ બાલક માનવ જાતને દોરતા હતા તથા સંભાળતા હતા, અને આગળ જતાં કેવી

રીતે ક્રમે ક્રમે મૂલ પુરુષ સંબંધિ રાજ્યના સ્વરૂપે તેનું સ્થાન લીધું, એ વિશે તેમણે વિચાર દર્શાવ્યા. પિત્રાગત શાસન, તેની જાતે સારૂં અને ઇચ્છવા યોગ્ય છે; પિતા સ્વાર્થ રહિત હોય, તથા પોતાનાં બાલકો માટે પોતાના સુખનો ભોગ આપે એવો હોય, તથા જ્યાં સુધી શાસકોના મનમાં પ્રેમ અને જ્ઞાન પ્રકાશી રહ્યો હોય; ત્યાં સુધીજ આ સંસ્થા લાભદાયી નિવડે છે. જો આ શાસન સ્વાર્થી અને અનિયંત્રિત સત્તાવાળું હોય તો તે અસહ્ય થઇ પડે છે. દિવ્યપ્રકાશ વિનાનું અનિયંત્રિત સામ્રાજ્ય ખરાબ છે તથા જુલમમાં પરિણામ પામે છે. દૃષ્ટાંત તરીકે રૂશિયાનીજ હાલની સ્થિતિ જુઓ; જ્યાં માત્ર શિરચ્છેદ વડે મિશ્રિત અનિયંત્રિત સત્તાજ શાસન છે; પ્રજાના અગ્રગણ્ય પુરૂષોને સાઇબિરીયાની ખાણોમાં કામ કરવાને દેશપાર કરવામાં આવ્યા છે; સદાચાર અને ચારિત્રની ઉચ્ચતાને બદલે જુલમને વ્યવહારમાં મુકવામાં આવે છે, અને દેશસેવાના પ્રેમનો બદલો દુરના સાઇબિરીયામાં દેશપાર થવામાં મળે છે. શાસક અનિયંત્રિત સત્તાને દિવ્ય કોપ અનુસરે છે, અને એક છેડાથી બીજા છેડા સુધી દેશ ક્ષુભિત થાય છે. રોજ ને રોજ સમાચાર પત્રોમાં એક વિભાગમાં પૂર્વમાં જાપાનની સતત થતી જીતો વિશે આપણા વાચવામાં આવે છે, અને અન્ય વિભાગમાં રૂશિયામાં, વિક્ષોભ ગરબડાટ, બળવાઓ, ઇત્યાદિ તથા સત્તાના ઉપયોગ વડે આ સર્વને દાબી દેવાના લશ્કરીઓના પ્રયત્નો વિશે આપણા વાચવામાં આવે છે. પ્રકૃતિનો દૈવિકોપ રૂશિયા ઉપર ઉતરતો જાય છે કારણ કે તેનું શાસન નીતિ અને દયા ઉપર આધાર રાખતું નથી, તથા તેના મૂખ્ય ચિહ્નરૂપે તેમાં લોકના ભલાનો પણ સમાવેશ થતો નથી. પછી તેઓ રાજવિદ્યાના પ્રજાસત્તક રાજ્ય સંબંધિ વાદ ઉપર આવ્યાં અને કહ્યું કે, દુનિયાનો અંતમત સ્થિરતામાં છે. યુરોપની પ્રજાઓને અવલોકતાં જ્ઞાનના સમાનપદ ઉપરજ અજ્ઞાનને સ્થાપવામાં આવેલું આપણા જોવામાં આવે છે, અને પ્રજાકીય ઓધ્ધેદારોના સંબંધમાં જ્ઞાનના અભાવ વડેજ શાસન અંકિત થયલું હોય છે, તથા જેઓએ અર્થ શાસ્ત્રને પોતાનોજ અભ્યાસ વિષય બનાવ્યો નથી તેવાઓજ રાજવિદ્યામાં ગોથાં મારે છે. પ્રજાઓના કાયદાઓ ઉપર જનસમૂહની સ્થિતિ ઉપરનો આધાર થોડો હોય છે, પરંતુ લોકોને બુદ્ધિમત્તા, અધ્યાત્મિકતા અને નીતિમત્તાને લક્ષમાં રાખીને અપાતી યથાર્થ કેલવણી ઉપર ઘણો આધાર છે. આ બાબતોની દીલગીરી ભરેલી રીતે ખોટ છે, અને દરેક સ્થળે ઔદ્યોગિક અંધેરની નીશાનીઓ મળી આવે છે. વ્યક્તિવિષયક ભીતિ લોકની સ્થિતિને અંકિત કરે છે અને ભયંકર ચડસાચડસી તેમને નીચે ડાબતી જાય છે. મુડી અને ઉદ્યમ વચ્ચે એક ભયંકર યુદ્ધ મચી રહ્યું છે, અને અમેરિકામાં પણ જ્યાં સર્વ સમાન સહાયતાએ પોતાથી બને તેટલું કર્યું છે, ત્યાં આગળ આ યુદ્ધ ઘણુંજ ગરમાગરમ થઈ પડયું છે, કારખાનાંવાળાઓ મજુરો સાથે રોજના દર અને મહેનતના પ્રકારો વિશે માથા ફોડ કરી રહ્યા છે. પોતાની જાતને તથા પોતાનાં કારખાનાંને, સિપાઇઓ તથા હથિયારબંધ મનુષ્યો વડે, તથા બળવાખોરોને તેમનાં કાર્યો ઉપર હુમલો કરવામાં અટકાવી શકાય માટે પોતાના મકાનના કોમ્પાઉન્ડની આસપાસ કરી લીધેલી વિદ્યુતપ્રવાહયુક્ત અણીવાળા ખીલાવાળા તારોની વાડો વડે, બચાવવામાં એમના માલિકોને કેવી અને કેટલી મૂશ્કેલીઓ પડે છે, એ વાતનો વિસ્તાર

તેમણે આબેહુબ આપ્યો. આ એક અક્ષરશઃ યુદ્ધજ છે, મજુરો અને મજુરીને ઉપયોગમાં લેનારાઓ વચ્ચે તે હમેશાં ચાલ્યાંજ કરે છે, અને મજુરીના ઉપરીઓની મિલ્કતના રક્ષણને માટે શિષ્ટ કેળવણીના સર્વ ઉપાયો આવશ્યક થઇ પડે છે. જ્યાં સહાયતા સર્વમાન્ય હોય છે, અને "સ્વાતંત્ર્ય" લગભગ સંપૂર્ણના જેવું દેખાય છે, એવા દેશોમાં, આયુદ્ધ વર્ષોવર્ષ નિર્દય અને કઠોર રીતે ચાલ્યાજ જાય છે. લંડનમાં વહાણ બાંધનારાઓમાં એક લક્ષમાં રાખવા લાયક બનાવ બન્યો છે, તેમને એક મહોટા હુકમની, ના પાડવી પડી હતી, તેથી તેમના પગારપત્રકમાં દર અઠવાડીએ પૌ. ૧૦૦૦૦ ઉમેરવા, પડતાં, કારણ કે તેમના મજુરો તેમની સાથે રોજના દરના સંબંધમાં એક મત થઇ શક્યા નહિ. કારખાનાંઓમાં જોઇએ તે કરતાં વધારે માલ કાઢવાને લીધે બજારમાં થઇ પડેલી રેલછેલ વિશે, તથા ભંડારોમાં કહોવાઇ જતો માલ, જ્યારે પુરૂષો, અને બાલકો રસ્તામાં ઉઘાડે પગે ફરેછે, અડધાં ભુખ્યાંછે, પૂરાં લૂગડાં પણ નથી, અથવા સૂર્ય પ્રકાશ, અજવાળુ, અથવા હવા કદાપિ પ્રવેશી ન શકે એવાં કાતરીયાંમાં રહેતાં હોય છે, તે વિશે તેમણે સૂચના કરી. અમેરિકા અને યુરોપના અન્ય દેશોમાં ઉદ્યોગ વિશે પ્રવર્તતું આ અંધેર એટલું બધું ભયંકર છે કે, હિંદુસ્થાનમાં તેવી સ્થિતિ પ્રવેશવા ન પામે એ બાબત તેમણે શ્રોતૃ મંડલને ચેતાવ્યું હતું. તેમણે કહ્યું કે, જે રાજવિદ્યા વિશે વાતો કરે છે તેમણે પ્રજાકીય સમૃદ્ધિનાં યથાર્થ કારણો જાણવાં જોઇએ, તથા તેમનામાં વ્યવસ્થા કરવાનું જ્ઞાન હોવું જોઇએ, અને જનહીતનાં કાર્યો ગોઠવવાની તથા પારપાડવાની બુદ્ધિ હોવી જોઇએ.

રાજવિદ્યાના ચાર વિભાગ પાડી શકાય, (૧) વ્યક્તિઓના સંબંધની રાજવિદ્યા, (૨) સ્થાનિક બાબતોની ગોઠવણ સંબંધી રાજવિદ્યા, (૩) પ્રજાકીય રાજવિદ્યા, જેવી કે કાયદા ઘડવા ઇત્યાદિ, અને (૪) પ્રજા પ્રજાઓ વચ્ચેની રાજવિદ્યા, જેવી કે દેશો વચ્ચેના આંતરસંબંધો વિશેની વ્યક્તિવિષયક રાજવિદ્યાથી પ્રારંભ કરતાં તેમાં પૌરજનનાં કર્તવ્યોની; અને સામાજીક ઉત્સાહની ભાવનાઓનો સમાવેશ હોય છે. સામાન્ય લોકોત્સાહ; એજ એક પ્રજાને મહાન્ બનાવે છે, અને થીઓસોફી પ્રજાકીય ભાવનારૂપે, એક સમુહ, એક જીવન, અને એક ભાતૃત્વભાવની ભાવનાઓ ખડી કરે છે. પોતાનું હિત, જાતિના હિતને અધિન કરાવું જોઇએ, પોતાની જાતના અથવા કુટુમ્બના જેટલા જ પ્રેમથી જાતિપ્રતિ પણ વર્તવું જોઈએ. સામાજીક ઉત્સાહ મહોટી મહોટી વાતો કરવાથી આવતો નથી પરંતુ બરોબર કાર્ય કરવામાંથી આવે છે. લડાઈમાં મરી ગયલા પોતાના મૃત પુત્રોને ગુમાવેલી જાપાનની માતાની અદ્ભૂત વાત મારા સાંભળવામાં આવી છે, કે જે ઘણી ભીતિમાં તથા રડતી સ્થિતિમાં માલૂમ પડી હતી, અને તેના કહેવા પ્રમાણે તે પોતાના ત્રણ દીકરા ગુમાવવા માટે આમ કરતી નહતી પરંતુ પોતાના દેશના નિયમની જરૂર પ્રમાણે રણક્ષેત્રમાં મોકલવાનો તેને અન્ય પુત્ર નહતો માટે તે આમ વર્તતી હતી. આ એક એવા પ્રકારનો સામાન્ય ઉત્સાહ છે કે જેની સરસાસરસી કરવાની જરૂર છે; સામાન્ય સુખને, સામાન્ય હિત પ્રતિની ભક્તિને, પોતાના જાતિય હિતના ભોગે આગળ પાડવાનું આ દૃષ્ટાંત છે.

પ્રજામાંના કેળવાયલા અને ઉચ્ચસ્થિતિમાં પડેલાઓની, પોતાના થોડા ભાગ્યવાળા ભ્રાતાઓને પૌરજનનાં કર્તવ્યોમાં દોરવાની તથા શિખવવાની ફરજ હોવી જોઇએ હિંદુસ્થાનમાં વિશાલ જમીન ધરાવનારાઓ, જમીનદારો, પોતાના સામાજીક ઉત્સાહવડે તેમના ખેડુનોનું નશિબ સુધારવામાં, હાલની ખેતીની પદ્ધતિની ખોડોને સુધારીને, હાલમાં ખેડવાનાં સુધરેલાં હથિઆરો અને પ્રયોગોમાં આગળ પડતો ભાગ લઇને તથા સારાં બીજ પૂરાં પાડવાની જરૂરસ્વીકારીને, ઇત્યાદિવડે, કેટલું બધું કરી શકે એમ છે.

ગામડાંની આરોગ્યવિદ્યાના સંબંધમાં પણ, શક્તિવાળા પુરૂષો, પોતાની આસપાસ ગામમાંના વૃદ્ધ પુરૂષોને એકઠા કરીને તથા તેમના દ્વારા ગામ લોકોમાં આરોગ્યવિદ્યાના સાધારણ જ્ઞાનનો પ્રચાર કરીને, અને એ પ્રમાણે ચેપી રોગો જેમની ઉત્પત્તિનું સ્થાન ગામડાંની ગંદકીવાળી જગ્યાઓમાં હોય છે, તેમની ભીતિને ઓછી કરીને, કેટલું બધું કરી શકે એ ખુલ્લું છે. ગામડાંમાંથી મોટા સમૂહો પ્રતિ દૃષ્ટિ ફેરવતાં, શહેરોમાંના ઉત્તમ પુરૂષો જો તેઓ ધારે તો, કેલવણીમાં ઉપયોગી ભાગ લઇને, ખાસ કરીને બાલકોની ઔદ્યોગિક કેલવણીમાં ઉત્સાહ રાખીને, વ્યાપારની ટેવોમાં તથા યથાર્થ વિચાર કરવાની ટેવોમાં તેમને કેળવીને, કેટલું બધું કરી શકે. અને આ બાબતમાં સેન્ટ્રલ હિંદુ કોલેજ, બાલકોને સામાન્ય ઉત્સાહના પોતાના વિચારોમાં બલવાન્ થવાની તથા પૌરજનની કેલવણી લેવાનું સ્થાન પુરૂ પાડે છે ગામડાંઓ અને શહેરોની કેલવણીની જરૂરીયાતો પાછળ લક્ષ આપવું એ પૌરજનનાં કર્તવ્યોમાંનું એક અગત્યનું કર્તવ્ય છે. કારખાનાંવાળાઓ અને વેપારીઓએ ઔદ્યોગિક શાળાઓ સ્થાપવામાં અને વ્યવસ્થાવામાં એકઠા થવું જોઇએ, તથા હિંદુ યુવાનોને તૈયાર કરવા જોઇએ, અને બુદ્ધિ અને જવાબદારીનાં તે સ્થાનો તેઓ રોકી શકે એવા લાયક તેઓ થવા જોઇએ કે જે તમારા પોતાના ધંધામાં હાલમાં મોટા પગારના યુરોપીઅનોથી તમારે રોકવાં પડે છે. અને જ્યારે આવી શાલાઓ સ્થપાય ત્યારે તેમાં કેળવાયલા છોકરાઓ માટે નોકરીઓની પણ ગોઠવણ થવી જોઇએ. પરિણામ એ થશે કે, જેમ જેમ આવી ઔદ્યોગિક રીતિથી કેળવાયલા યુવાનો વધારે વધારે દેશના વ્યાપારિક જીવનમાં પડતા જશે તેમ તેમ કામ કરવામાં નિયોજાતા વર્ગનીકાર્યસાધક શક્તિની સમગ્ર ભૂમિકા સ્પષ્ટ રીતે કામે લગાડનારાઓના મોટા લાભમાં ઉચ્ચ સ્થિતિએ આવશે. આવી કેટલીક બાબતો છે કે જેમાં રાજવિદ્યાનો કશામાટે જરાપણ વિક્ષોભ પામ્યાવિનાનો વ્યવહારસિદ્ધ પક્ષ છે.

રાજવિદ્યાની ત્રીજી ભૂમિકાના સંબંધમાં, મને ભીતિ લાગે છે કે હું એક મતાંધના જેવી છું, કારણ કે નહિ કેળવાયલી મોટી સંખ્યાની રાજ્ય ચલાવવાની શક્તિમાં મને થોડો અથવા બીલકુલ નહિ જેવો વિશ્વાસ છે. સહાયતાને એવા પુરૂષોના હાથમાં મુકવી કે જેઓ તેનો શી રીતે ઉપયોગ કરવો એ થોડુંજ જાણતા હોય છે, અને આ વાત એક મ્હોટા વહાણના કમાનના હાથમાંથી સત્તાને લઇને સામાન્ય ખલાસીઓના હાથમાં આપવા સમાન થઇ પડે છે, કમાન વહાણને સીધે રસ્તે ચલાવવાને શક્તિવાન્ હોય છે અને ખલાસીઓ નૌકાશાસ્ત્રથી તદન અજ્ઞાન હોય છે. જ્યાંનું રાજ્યતંત્ર એકાદ બુદ્ધિવાળા

શાસકવિના રાજકારભારને સીધા માર્ગમાં ચલાવવાને શક્તિવાન નિવડે છે, ત્યાં પ્રજાનો વિનાશ થાય છે. માત્ર વિચારવાળા અને અનુભવીઓનેજ રાજ્ય ચલાવવાનો હક છે અને આજકાલ આ બાબતમાં, ઘણીજ રાજકીય હા–ના, ચાલે છે, તેમાં થોડા અથવા બીલકુલ નહિ જેવા ડહાપણનો સમાવેશ હોય છે.

પ્રજાઓના પરસ્પરના વ્યવહારમાં પણ, પ્રજાઓની એક મંડલિ. કે જેના આગળ જુદી જુદી પ્રજાની તકરારો મુકી શકાય, એવી એક મંડલિમાં ગુંચવાડાના પ્રશ્નોના નિર્ણયો શોધી શકશે તથા ખુલાસા કરી શકશે, અને કદાચ ઘણાંખરાં દ્રષ્ટાંતોમાં તો યુદ્ધની કઠોર ઈચ્છાને દૂર કરી શકાશે. થોડાં વર્ષ પૂર્વે હેગના કોન્ફરન્સમાં આ દિશામાં એક પગલું ભરવામાં આવ્યું હતું, અને એ હતભાગ્યની વાત છે કે જે દેશે આ મંડલ બોલાવ્યું હતુ, તેણે જાતેજ આટલા ટુંકા સમયમાં એક મહાન્ યુદ્ધમાં ઝંપલાવ્યું છે. પ્રજાઓની પરસ્પરની પંચાયત અને સમજાવટ કરવામાં ગમે તેમતો પણ એક પગલું ભરાયું છે, અને ભવિષ્યમાં એ દિશામાં આપણે ઘણાની આશા રાખી શકીએ.

પરંતુ હિંદુસ્થાનને તો, લોકોએ પોતાનું ધ્યાન સ્થાનિક મ્યુનિસીપાલીટીની રાજનીતીમાં વધારે આપવાથી જ ઉત્તમ પ્રકારે મદદ થઈ શકે એમ છે. અત્રેથીજ રાજ્ય કરવાની શક્તિ પ્રાપ્ત થાય છે અને અંગ્રેજ લોકોએ રાજકીય રાજતંત્ર ચલાવવામાં એવું સામર્થ્ય પ્રાપ્ત કર્યું છે કે જેથી તેઓ વિશાલ સામ્રાજ્ય ઉપર કે જેનો હિંદુસ્થાન એક ઘણો અગત્યનો ભાગ છે. રાજ્ય ચલાવવાને શક્તિવાન થયા છે, તે ગત હજારો વર્ષો થયા પોતાના દેશની મ્યુનીસીપલ રાજનીતીમાં હમેશાં લક્ષ આપતા આવ્યા છે, તેના પરિણામ રૂપ છે. આ પ્રાપ્તિને માટે અગત્યની વાત, પુરૂષવિષયક અને સ્ત્રીવિષયક માનની ઉચ્ચ ભાવનાની કેલવણીની છે જેને પશ્ચિમમાં એક ખાસ અગત્યની વાતરૂપે ગણવામાં આવે છે. પોતાનું પોતા પાસે કેટલું માગતું છે, એના અંતર્ભાનરૂપ છે. આબરૂ, સાખનું દેવું ચચક રીતે ભરી દેવામાં આવે છે, જ્યારે કાયદાપૂર્વકનાં દેવાં અને જવાબદારીઓ પ્રતી તદન બેદરકારી પણ બતાવવામાં આવે; અમુક માગતું ન આપવું કે જેમાં પોતાની જાતની આબરૂ ગુમાવવા જેવું લાગે છે, તેના કરતાં ખરેખર ઘણા પુરૂષોએ આપઘાત કરવાનું પસંદ કર્યું છે. અને હિંદુસ્થાનમાં, આર્ય શબ્દથી સુચવવાની પોતાની જાતની જવાબદારીની આ ઉચ્ચ ભાવના જોવામાં આવે છે; દૃષ્ટાંત તરીકે અર્જુન જ્યારે વિષાદ પામ્યો અને કહ્યું કે હવે હું યુદ્ધ નહિ કરૂં, ત્યારે શ્રીકૃષ્ણે એક અનાર્ય કાર્ય કરવા માટે તેને ઠપકો આપ્યો. નિંદ્ય કર્મો તરફ લલચાયલ મનુષ્યને તીવ્રમાં તીવ્ર કલંક લગાડી શકાય તે આ અનાર્ય શબ્દ હોવો જોઈએ; આર્યના નામને ઉચ્ચ સ્થિતિએ

વધારવલું, એમાંજ ગર્વ લેવાવો જોઇએ; આર્યના નામના યોગ્ય નિવડવું એમાંજ આ મોટામાં મોટી શોભા હોવી જોઇએ.

૪.

## થીઓસોફી અને ભાૈતિકવિજ્ઞાનશાસ્ત્ર.

આ સમયના વ્યાખ્યાનક્રમમાંનો " થીઓસોફી અને ભાૈતિકવિજ્ઞાનશાસ્ત્રને અંતીમ વિષય મિસિસબેસંટે કહ્યું કે એક વિખ્યાત વિષય છે. આજકાલ ભાૈતિક વિજ્ઞાન શાસ્ત્ર માટે જે અત્યંત ઉત્સાહ બતાવવામાં આવે છે તે જોતાં, વિગતવાર વર્ણનો કે જે સ્વાભાવિક રીતે નિરસ થઇ પડે તેમનું વર્ણન કર્યાવિના આ વિષય ઉપર વ્યાખ્યાન આપવું એ પણ કઠિન છે. તોપણ, તેમણે કહ્યું કે તેમનાથી બનશે તેટલો તેઓ વિષયને આકર્ષક બનાવશે, અને વચન આપ્યું કે જ્યારે તે પુસ્તકાકારમાં પ્રસિદ્ધ થશે ત્યારે તે એક ઘણુંજ આનંદનું વાચન પૂરૂં પાડશે.

સ્થૂળપદાર્થોના અવલોકન ઉપર ભાૈતિક વિજ્ઞાન શાસ્ત્રનો આધાર છે, અને આ લોકાયલી વાતોને પછીથી બુદ્ધિ અનુસાર ગોઠવવામાં આવે છે, વિભાગ પાડવામાં આવે છે, એકીકરણ કરવામાં આવે છે. જ્યાંસુધી નિશ્ચિત થઇ શક્યું છે. ત્યાંસુધી તે બનાવોના આનુભવિક અવલોકનની પાર તે ગયું નથી; પરંતુ યથાર્થ ભાૈતિક વિજ્ઞાન શાસ્ત્ર માટે તો અવલોકન કર્તાની આંખે જણાતા અનેક ભેદોની પછવાડે રહેલા તત્વનું, મુક્તિનું ઐક્ય દર્શાવી આપવાને તે સમર્થ હોવું જોઇએ પ્લેટોએ કહ્યું છે કે, જે મનુષ્ય અનેકની પછવાડે રહેલા એકને દર્શાવી શકે તે એક ઇશ્વર સમાન છે, અને ખરેખર ભાૈતિક વિજ્ઞાન શાસ્ત્રે ધર્મના એક મદદગાર અને જમણા હાથરૂપ થવું જોઇએ તથા તેનાં મૂળ સત્યોને જ્ઞાનને સમજાવવું જોઇએ અને પ્રબલ બનાવવું જોઇએ.

વિશ્વવિશેનું જ્ઞાન પોતાની મેળે સ્થૂલ વિષયક અને આધ્યાત્મિક વિષયમાં વહેંચાઇ જાય છે, અને ભાૈતિક વિજ્ઞાન શાસ્ત્ર સામાન્ય તત્વોને અમુક યોજનામાં લાવવાને શક્તિમાન હોવું જોઇએ. સત્ય સિદ્ધાંતો તથા ઇન્દ્રિયોના ઉંડા અવલોકન ઉપર આધાર રાખતા તર્ક ( બુદ્ધિ ) વડે પ્રતિપાદિત થતી આધ્યાત્મિક વિદ્યા એક શુદ્ધ શાસ્ત્ર હોવું જોઇએ. આજકાલ આધ્યાત્મિકશાસ્ત્ર અને સ્થૂળશાસ્ત્ર એક બીજાનાં વિરોધિ થઇ પડ્યાં છે, અને પરસ્પરના તિરસ્કારથી ઉભયે અંકિત છે. એવું વારંવાર કહેવામાં આવતું હતું કે આધ્યાત્મિકવિદ્યા એક આકાશ કુસુમવત્ છે, અને વિદ્યાના શાસ્ત્રો કાલ્પનિક ગંધર્વ નગર સ્વપ્નાંઓ છે પછીથી તેમણે આત્મવિરોધથી જન્મ પામેલી એક વિદ્યાને, સ્થૂલ બનાવોના અવલોકનથી બંધાયલી વિદ્યાથી જુદી પાડી અને સર ઓલીવિર લોજનો આધાર સહને એ વાત કહી કે, પ્રાચીનોએ કરેલી શોધનો આધુનિક ભાૈતિક વિદ્યા પુનઃ નિશ્ચય કરતી હતી, જે શોધોને તે સમય પછી ભૂલી જવામાં આવી હતી. આધુનિક વિજ્ઞાનના ગણગણાટ અને સત્ય-નિશ્ચયારે જ્યાંર્હ આવતા, પૂર્વે દેશની આધ્યાત્મિક વિદ્યા

તત્વો માટેના તિરસ્કારમાં જરાપણ યોગ્યતા નથી, એમ તેમણે જણાવ્યું આત્મવેત્તાઓનો તે મહાન્ મંડળદ્વારા, પૂર્વના મહાન્ ઋષિયોદ્વારા, દર્શાવાયલા સિદ્ધાંતોનો ઘણોખરો ભાગ દરેક પ્રજાને આપવામાં આવ્યો હતો, અને તેમણે ઉપદેશેલા તત્વો, નવાં યોજી કાઢેલાં અથવા અતિશયોક્તિ ભરેલાં નથી. પછીથી તેઓ મેડમ. બ્લાવાટ્સ્કીના "સિક્રેટ ડોક્ટ્રીન" નામના ગ્રંથ વિશે બોલ્યાં, જેમા શાસ્ત્ર વિષયક સત્યો વિશે અનેક વાતો કહેવામાં આવી છે. તેમણે કહ્યું તેમાં અપાયલા ઉપદેશો પોતાની મેળેજ સત્ય છે, અને ભૌતિક વિજ્ઞાન શાસ્ત્રના આધુનિક શોધોથી એ ઉપદેશોને કેવી રીતે ટેકો મળે છે તે બતાવી આપ્યું. અનંત સમુદાયો, ફેરફારો અનુભવતુ માત્ર એક મૂળ તત્વ છે એમ અધ્યાત્મિક વિદ્યા સિદ્ધ કરે છે, અને આ સિદ્ધાંત માટે ભૌતિક વિજ્ઞાન શાસ્ત્રમાંથી મળી આવતી પ્રથમ સાબિતી સર વિલિયમ ક્રુકસ પાસેથી મળી આવે છે કે જેઓ તેમના તત્વોની ઉત્પત્તિના વર્ણનમાં સ્થૂળ જડને એક સામાન્ય પ્રોટાઈલ નામના તત્વ સુધી લઇ ગયા હતા. મૂલ તત્વોના પરમાણુઓના સબંધમાં, તે અવિભાજ્ય વિભાગ, પરમાણુને, હવે કેવી રીતે એક મિશ્રિત સ્વરૂપમાં સ્વીકારવામાં આવે છે, એ તેમણે દર્શાવી આપ્યું; પરમાણુઓના વિદ્યુત્‌વડે વિશેષ વિભાગ પાડી શકાય, એવું સિદ્ધ કરતા પ્રો જે. જે. થોમ્સનના પ્રયોગોની તેમણે સૂચના કરી. પછી તેઓ સર. રામસેની, રેડીયમ અને હેલીયમની શોધ વિશે બોલ્યા કે જેથી એટલું સિદ્ધ થતું હતું કે, કહેવાતાં મૂલ તત્વો રૂપાંતર પામી શકે એવાં હતાં.

સંખ્યા રૂપમાં છુપાયલી છે જગતને નિયમે છે, પ્રદર્શનના મૂળમાં હોય છે, તથા પ્રકૃતિના નવીન નવીન નિર્માણકર્તા હસ્તને હદ બાંધી આપે છે એ અધ્યાત્મિકવિદ્યાના સિદ્ધાંતને તેમણે સમજાવ્યો ૨૪૨ અને વર્ણ (રંગ)ને, અન્યોન્યમાં નિશ્ચિત સબંધો હોય છે, અને લીલો રંગ કેવી રીતે આત્મિક અને સ્થૂલને સાધનારરૂપે મધ્યનો વર્ણ થઈ પડ્યો તે તેમણે સમજાવ્યું પછી ખગોળ વિદ્યા અને રાશિયો વિશે વિચાર ચલાવવામાં આવ્યો અને દર્શાવી આપ્યું કે અધ્યાત્મિક વિદ્યાના સિદ્ધાંતો કેવી રીતે આધુનિક ભૌતિક વિજ્ઞાન શાસ્ત્રથી પ્રતિપાદિત થતા જાય છે. ભૌતિક વિદ્યામાં પણ, પ્રકાશ, ઉષ્ણતા અને વિદ્યુતને, હવે પદાર્થો રૂપે સ્વીકારવામાં આવે છે, અને ગતિની રીતિયો (modes of motion) રૂપે સ્વીકારવામાં આવતા નથી, તથા વિદ્યુતને હવે પદાર્થના રૂપમાં પોતાની પ્રકૃતિમાં પરમાણુની બનેલી હોય એમ ગણવામાં આવે છે.

આધુનિક ભૌતિકવિજ્ઞાનવિષયક સમગ્ર વલન, સ્થૂલ જીવનનો એક સામાન્ય આધારને, સર્વ કહેવાતાં મુલ તત્વોના મુલાધાર રૂપે રહેલા મજાતિય પરમાણુ વિષયક પદાર્થને, દર્શાવતું હોય એમ લાગે છે અત્રેજ ભૌતિક વિજ્ઞાન શાસ્ત્ર યથાર્થ ચોકામાં છે. અને સ્થુલ જીવનના પશ્ચાત્ સ્થિતિ ઐક્ય સુધીનો માર્ગને તે ફરીથી નોંધી શકશે, ત્યારે શું તેઓમાંના કેટલાએક કે જેઓ હાલમાં ભૌતિક શાસ્ત્રની દુનિયાની વિચાર સૃષ્ટિને, મત

( પુસ્તકોનું વી. પી. કમીશન તથા ટપાલ ખર્ચ મગાવનારને શીર છે )

# રા. રા. મ. ન. દ્વિવેદી કૃત પુસ્તકો.

---

## બાલ વિલાસ.

( આવૃત્તિ બીજી )

કિંમત રૂ. ૧—૦—૦

આ પુસ્તક પણ મે. ડાયરેક્ટર સાહેબે શાળામાં ઇનામ તથા લાયબ્રેરી માટે મંજુર કર્યું છે

---

## ઉત્તરરામ ચરિત્ર.

( આવૃત્તિ બીજી )

કિંમત રૂ. ૧—૮—૦

---

## ચારિત્ર.

( આવૃત્તિ બીજી )

કિંમત. રૂ. ૧—૦—૦

---

મે. ડાયરેક્ટર સાહેબે આ પુસ્તક સ્કૂલોમાં ઇનામ તથા લાયબ્રેરી માટે

સ્થાપક
સ્વ. 'અભેદમાર્ગ-પ્રવાસી'
મહાવિદ્ય મણિલાલ નભુભાઈ

# સુદર્શન.

તંત્રી—
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ,
એમ. એ. એલ્. એલ્. બી.
ઉપતંત્રી—
[illegible] નભુભાઈ દ્વિવેદી.

( ધર્મ, ગૃહ, સાહિત્ય–આદિ વિદ્યા અને તત્સબંધી વિચાર. )

"सत्यं परं धीमहि"—भागवतम्.

પુસ્તક ૧૯. અંક ૧૧, ૧૨. ] ( માસિક. ) [ ઑગસ્ટ, સપ્ટેમ્બર ૧૯૦૪. ].

વિષયાનુક્રમ પૃષ્ઠ



---

અમદાવાદ.
શ્રી અમદાવાદ યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ, કંપની લીમીટેડ.

# સુદર્શન.


આ પત્રનું વાર્ષીક મૂલ્ય અગાઉથીજ રૂ. ૨-૦-૦ ટપાલ ખર્ચ સુદ્ધાંત, ટિકીટો મોકલનારને એક રૂપીએ અર્ધા આનાની ટિકીટ વધારામા મોકલવી, કેમકે સો. વટાવ જાય છે.

વિષયો લખી મોકલવાની સર્વને છુટ છે પરંતુ અમુક લખાણ પ્રસિદ્ધ કરવું કેમ એ વિષે નિર્ણય કરવા તન્ત્રી વા ઉપતન્ત્રી સ્વતન્ત્ર છે, લખાણ પાછું અમે જ્યાતા નથી, માટે બનતા સુધી નકલ રાખીનેજ અસલ લેખ મોકલવો.

"મળેલું" વાળા વિષય માટે તન્ત્રી જવાબદાર નથી, તે વિનાના વિષયો હક તન્ત્રીનો છે તેથી તે કોઇએ છાપવા છપાવવા નહિ.

પત્રમાં પ્રસિદ્ધ કરવનું લખાણ સારા અક્ષરે પૃષ્ઠની એક બાજુએજ લખી મોકલવા કૃપા કરવી, તથા કોઇ પણ લેખકને પોતાનું નામ—વાસ્તવિક કે કલ્પિત—કરવાની ઇચ્છા હોય, વા તેમ કરવા બાધ ન હોય તો તે તન્ત્રીને લખી જણાવવું; તથા ઉપતન્ત્રીની જાણ માટે પોતાનું ખરું નામ આવવુંજ જોઇએ.

જાહેર ખબર માટે તથા આ પત્રના લખાણ સબંધે સર્વે વ્યવહાર તન્ત્રી વા તંત્રી સાથે રાખવો. ગ્રંથાવલોકન માટે ગ્રંથો, રોજીંદા અને અઠવાડીએ **થતાં પત્રો, અને આ પત્રના બદલામાં મોકલવાનાં માસિકો, હવેથી મોકલાવવા કૃપા કરવી.**

તન્ત્રીનું નામ ઠામ આ પ્રમાણે;—રા. રા. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ. તં

સુદર્શન અમદાવાદ.

બદલામાં આવતાં પત્રો તથા માસિકો નીચેને શરનામે મોકલાવવા વીનતિ છે.—

ઉપતંત્રી—સુદર્શન

સુદર્શન ઓફીસ. નડીયાદ.

આ શિવાય નાણાં સબંધી સર્વ પત્રવ્યવહાર વ્યવસ્થાપક મા. જમનાદાસ ત્રીભોવનદાસ

નડીયાદ. એ શરનામે રાખવો

# સુદર્શન.

સ્થાપક—મણિલાલ નભુભાઈ દ્વિવેદી
તન્ત્રી—પ્રોફેસર આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ, એમ. એ. એલએલ. બી.

( ધર્મ, ગૃહ, સાહિત્ય-આદિ વિદ્યા અને તત્સમ્બન્ધી વિચાર. )

"सत्यं परं धीमहि"—भागवतम्

પુસ્તક ૧૯. અંક ૧૧ ] ( માસિક ) [ ઑગસ્ટ ૧૯૦૪. ]


## હમારા—દેશ

( મળેલુ )

હમારો દેશ દુનિયાથી, જરા જુદો ગણાવાનો,
છૂપો એ દેશ એવો કે, કદાએ ના જણાવાનો

કદા મ્હા યત્નથી કોએ, કરે કે શોધ એની તો,
અતિશે ઉદ્યમે થાતાં, સીમાએ પ્હોચવાના તો

અહા! એ દેશમાં જોતા, કશુએ તો નવુ છેના,
પરન્તુ જે જુનું તેતો, થઇ ડાહ્યા પિછાણે હા.

હમારા દેશમા કવિઓ, અતિશે મસ્ત થઇ મ્હાલે,
રચે પરબ્રહ્મના ગાનો, અને આનન્દ તે આવે

વળી દિપક પ્રકાશે સા, ખરી પિછાન બતલાવે,
નહીં કઇ ભેદ કે શકા, કદિ જ હાં ઉદ્ભવી આવે

હમારા દેશમાં યોગી, સદાએ જાગતા રહે છે,
હમેશાં ગાન પોતામા, ખરૂ જે તે અહીં લેછે

અને એ એકની સાથે, સદા પિછાન રાખે છે;
કૃપાના પાત્રપર પ્રેમે, દયાની દૃષ્ટિ નાખે છે.

સદા શાન્તિ—પૂરણું શાન્તિ, કદા જ્યાં ના દિસે ભ્રાંતિ
હમેશાં એ નિરૂપાધિ, રૂહે છે રંગમાં રાચી.

હમારા દેશમાં સાધુ, પ્રભુની ધૂન મચાવે છે;
અલખના નામની ધૂણી અતીતો કૈં જગાવે છે.

અલખને ઓળખે પ્રેમે, અને લખને રહે નેમે;
કરે છે એમ યાત્રાઓ, ફરીને તે બધે સ્થાને.

અને વિશ્રામ લેવાને, ઠરે એકાન્તમાં ભાવે;
ધરીને ધ્યાન તે ઊંડે, હૃદયમાં બ્રહ્મ ઠેરાવે.

હમારા દેશમાં પેલા, હજુ પરમાર્થી આવે છે;
સહીને કષ્ટ તે અંગે—ખરી ખૂબી બતાવે છે.

જુઓ જ્યાં જ્યાં હૃદય દ્રવતાં, ઢળી પડતા અતિહે
વહે છે આંખમાં આંસુ, અને પ્રેરાય છે પોતે.

*સદા ઉદાર વૃત્તિના, હમારા દેશમાં આવે;
અભેદાનંદનો લ્હાવો, મળે તે ક્યાંહીં ? બતલાવે.

હમારા દેશમાં રાજા, કરે છે ધર્મનાં રાજ્યો;
પ્રજા ત્યાં સર્વ સુખિયારી, ન આવે કોઇ ફરિયાદો.

જુલમ જેવી નથી જાતો, લડાયક ત્યાં નથી નાતો;
સદાએ સંપમાં રાચી, રહે છે સૌ ભલી ભાતો.

નથી તડકા નથી છાંયા, નથી ત્યાં દ્વેષ કે માયા;
નથી ત્યાં *સુખ કે દુઃખો, નથી જ્યાં એકલી મમતા
નથી ત્યાં સૂર્ય કે ચન્દ્રો, નથી ત્યાં પ્રેમના ફંદો;
સહુ ત્યાં એક શીખેલા, પ્રભુના ગાય છે છન્દો.

હમારા દેશમાં ક્યારે, અનીતિ કોઇ ના ચાલે:
પ્રભુના રાજ્યમાં પ્રેમે, ભલે ફરતા બધે મ્હાલે,

હમારા દેશમાં વીરો, જીતે યુદ્ધો–પછી આવે;
રહે શુરત્વ વિરામી, અટલ શાન્તિ પૂરી પાવે.

કવિ–યોગી તથા સાધુ, અને પરમાર્થી ઉદારો;
વળી રાજા નીતિવાળા, અને જે સર્વ શુરવીરો.

પ્રથમ તે દેશ પોતાને, ખરી વિદ્યા શીખી જાણે;
અને ત્યાં કીર્તિ પામેલા, પછીથી અહીંઆં આવે.

સહુ શક્તિ સ્વયંભૂને, સમર્પી શાન્ત બની જાવે;
અભેદાનંદમાં મ્હાલી, નહિ જન્મે ફરી આવે—

મઠઠાકર—નાગર.

---

## રાજયોગ.

( અનુસંધાન–પૃષ્ટ ૨૬૫ થી. )*

---

### पांच श्लोकवडे विचारना स्वरुपनुं निरुपण ।

---

कोहं कथमिदं जातं कोवैकर्ताऽस्यविद्यते ।
उपादान किमस्तीह विचारः सोयमीदृशः ॥ १२ ॥

नाहं भूतगणोदेहोनाहं चाक्षगणस्तथा ।
एतद्विलक्षणः कश्चिद्विचारः सोयमीदृशः ॥ १३ ॥

अज्ञानप्रभवं सर्वं ज्ञानेनप्रविलीयते ।
संकल्पो विविधः कर्ता विचारः सोयमीदृशः ॥ १४ ॥

एतयोर्यदुपादान मेकं सूक्ष्मंसदव्ययं ।
यथैव मृद घटादीनां विचारः सोयमीदृशः ॥ १५ ॥

अहमेकोऽपिसूक्ष्मश्च ज्ञातासाक्षीसदव्ययः ।
तदहंनात्रसंदेहो विचारः सोयमीदृशः ॥ १६ ॥

---

૧. શ્રી. મણિલાલના અંગ્રેજી ગ્રંથને આધારે.

ભાવાર્થ—હું કોણ છું ? આ શી રીતે ઉત્પન્ન થયું ? આનો કર્તા કોણ ? એનું ઉપાદાન શું ? યોગ્ય વિચારનું આવું સ્વરૂપ છે. ૧૨

આત્રીથી હું આ ભૂતગણરૂપ દેહ નથી; તેમજ એકાદ ઇન્દ્રિય પણ હું નથી, એ ઉભયથી વિલક્ષણ કોક, તે હું છું. યોગ્ય વિચારનું આવું સ્વરૂપ છે. ૧૩

સર્વનો અજ્ઞાન વડે ભવ થાય છે, અને જ્ઞાનવડે પ્રવિલાપે છે; વિવિધ સંકલ્પો ( વાસનાઓ ) કર્તા છે. યોગ્ય વિચારનું આવું સ્વરૂપ છે. ૧૪

જેમ ઘટાદિનું મૃત્તિકા આદિ છે તેમ, આ ઉભયનું જે ઉપાદાન છે તે, અવ્યય, એક, સૂક્ષ્મસત છે. યોગ્ય વિચારનું આવું સ્વરૂપ છે. ૧૫

" હું છું " એવા સર્વમાન્ય અને સમઅનુભવ સાથે ઐક્ય હોવાને લીધે, ઇન્દ્રિયાતીત હોવાથી, જ્ઞાતા તથા સાક્ષી હોવાથી અવ્યય તથા સતરૂપ જ હોવાથી, હું સર્વમય બ્રહ્મ સાથે એકજ છું, એમાં કોઇ પ્રકારનો સંદેહ નથી, યોગ્ય વિચારનું આવું સ્વરૂપ છે. ૧૬

## पांच श्लोकवडे अज्ञानस्वरूपं निरूपण ।

---

आत्माविनिष्कलोह्येको देहोबहुभिरावृतः ।
तयोरैक्यं मपश्यंति किमज्ञानमतःपरं ॥ १७ ॥

आत्मानियामकश्चांतर्देहो बाह्योनियम्यकः ।
तयोरैक्यं मपश्यंति किमज्ञानमतः परं ॥ १८ ॥

आत्माज्ञानमयः पुण्योदेहोमांसमयोऽशुचिः ।
तयोरैक्यं मपश्यंति किमज्ञानमतः परं ॥ १९ ॥

आत्मापकाशकः स्वच्छोदेहस्तामसउच्यते ।
तयोरैक्यं मपश्यंति किमज्ञानमतः परं ॥ २० ॥

आत्मानित्योहि सद्रूपोदेहोऽनित्योह्यसन्मयः ।
तयोरैक्यं मपश्यंति किमज्ञानमतः परं ॥ २१ ॥

ભાવાર્થ—આ એક આત્મા, સર્વ ક્રિયાઓથી રહિત, એક છે; દેહ (લિંગદેહ) અનેકવિધ છે; આ ઉભયનું ઐકય જોનારના કરતાં કયું અજ્ઞાન વિશેષ છે ? ૧૭

આત્મા આંતર્નિયામક છે, દેહ નિયમાય છે તથા તેથી બાહ્ય છે; આ ઉભયનું ઐકય જોનારના કરતાં કયું અજ્ઞાન વિશેષ છે ? ૧૮

આત્મા જ્ઞાનમય તથા પુણ્યમય છે, દેહ માંસમય તથા અશુચિ છે; આ ઉભયનું ઐકય જોનારના કરતાં કયું અજ્ઞાન વિશેષ છે ? ૧૯

આત્મા પ્રકાશક તથા સ્વચ્છ છે, દેહ તામસમય કહેવાય છે; આ ઉભયનું ઐકય જોનારના કરતાં કયું અજ્ઞાન વિશેષ છે ? ૨૦

આત્મા નિત્ય છે તથા તેથી સદ્રૂપ છે, દેહ અનિત્ય છે તથા અસન્મય છે; આ ઉભયનું ઐકય જોનારના કરતાં કયું અજ્ઞાન વિશેષ છે ? ૨૧

### आत्मानुं स्वप्रकाशत्व ।

आत्मनस्तत्प्रकाशत्वं यत्पदार्थावभासनं ।
नाग्न्यादिदीप्तिवद्दीप्तिर्भवत्यांध्यंयथानिशि ॥२२॥

ભાવાર્થ—આત્માની તે પ્રકાશ શક્તિ છે કે જે સર્વને પ્રકાશે છે; તે અગ્નિ આદિની દીપ્તિના જેવી દીપ્તિ નથી, કારણકે તેનાથી રાત્રીએ થતા અંધકારનું નિવારણ થતું નથી. ૨૨

### मूढनुं लक्षण ।

देहोहमित्ययंमूढो धृत्वातिष्ठत्यहोजनः ।
ममायमित्यपिज्ञात्वा घटद्रष्टेव सर्वदा ॥२३॥

ભાવાર્થ—ઘટદ્રષ્ટાની પેઠે સદા જાણતો હોય છે કે, દ્રષ્ટાથી દેહ ભિન્ન છે, તો પણ એ અત્યંત આશ્ચર્યની વાત છે કે પોતેજ દેહ છે, એવી શ્રદ્ધામાં મૂર્ખ સંતોષ માને છે. ૨૩

( એ ઘણી વિચિત્ર વાત છે કે, લોકો હમેશાં આ દેહ વિશે વાત કરતાં કંઈક " પોતાના " ( અંતરાત્માના ) કબજાનું હોય એમ સૂચવેછે, અને તેથી તેનો જેનામાં વાસ છે તેનાથી તે જુદો છે એ સૂચવાય છે; આમાં જાણે એક મનુષ્ય મૃત્તિકાના ઘટને જોતો હોય, અને તે પોતે જોયા વિશેની વાત કરતો હોય તેના જેવું છે, તેથી તે તેને ભિન્નજ માને તથા આત્માના અને દેહના એકયમાંજ સંતોષ શોધે )

पांच श्लोकवडे ज्ञानस्वरूप निरुपण ।

---

अक्षोवाहं समः शांतः सच्चिदानंदलक्षणः ।
नाहं देहो ह्यसद्रूपो ज्ञानमित्युच्यते बुधैः ॥ २४ ॥

निर्विकारो निराकारो निरवद्योहमव्ययः ।
नाहं देहो ह्यसद्रूपो ज्ञानमित्युच्यते बुधैः ॥ २५ ॥

निरामयो निराभासो निर्विकल्पोहमाततः ।
नाहं देहो ह्यसद्रूपो ज्ञानमित्युच्यते बुधैः ॥ २६ ॥

निर्गुणोनिष्क्रियोनित्यो नित्यमुक्तोहमच्युतः ।
नाहंदेहो ह्यसद्रूपो ज्ञानमित्युच्यते बुधै ॥ २७ ॥

निर्मलोनिश्चलोनंतः शुद्धोहमजरोमरः ।
नाहंदेहो ह्यसद्रूपो ज्ञानमित्युच्यते बुधैः ॥ २८ ॥

ભાવાર્થ—હું અક્ષરરૂપ, સમ, શાંત, સચ્ચિદાનંદ લક્ષણ છું; અસતરૂપ દેહ, તે હું નથી. આવા પ્રકારના વિચારને જ્ઞાની પુરૂષો જ્ઞાન કહે છે. ૨૪

હું, નિર્વિકાર, નિરાકાર, અવર્ણ્ય, અવ્યય છું, અસતરૂપ છે, તે હું નથી; એવા પ્રકારના વિચારને જ્ઞાની પુરૂષો જ્ઞાન કહે છે. ૨૫

હું, રોગ રહિત આભાસ રહિત, વિકલ્પ રહિત, વિવર્ત રહિત છું, અસતરૂપ દેહ, તે હું નથી; આવા પ્રકારના વિચારને જ્ઞાની પુરૂષો જ્ઞાનકહે છે

હું, નિર્ગુણ, નિષ્ક્રિય, નિત્ય મુક્ત અને અચ્યુત છું અસતરૂપ દેહ, તે હું નથી, આવા પ્રકારના વિચારને જ્ઞાની પુરૂષો જ્ઞાન કહે છે. ૨૭

હુ, નિર્મલ, નિશ્ચલ, અનંત, શુદ્ધ, અજર, અમરછુ, અસતરુપ દેહ; તે હું નથી, આવા પ્રકારના વિચારને જ્ઞાની પુરૂષો જ્ઞાન કહે છે. ૨૮

*ટીકા*—એટલે તો પ્રથમથીજ કહેવામાં આવ્યું છે કે, આરંભક સાધનો સિદ્ધ કર્યા પછી, વિચારનો પ્રારંભ થવો જોઇએ. માત્ર પુસ્તક-વાચનની જ ભલામણ કરવામા આવતી નથી, પ્રકૃતિનાં સર્વ કાર્યોના સૂક્ષ્મ અવલોકન અને પૃથક્કરણ વિષે એટલુંજ નહિ પરંતુ, અસ્તિત્વના ઘણા અગત્યના અને ગુંચવાડા ભરેલા સિદ્ધાંત વિશે, વિચાર ચલાવવાની ભલામણ કરે છે. ગ્રંથમાં પ્રશ્નોના રૂપમા કેટલી સૂચનાઓનું સુચન કરીને પ્રારંભ કરવામાં આવ્યો છે. આ પ્રશ્નોનું ગ્રંથમાં સંક્ષેપથી નિરાકરણ કરવામાં આવ્યું છે. અત્રે દર્શાવાયલા નિર્ણયોને ઉપોદ્ઘાતના પ્રથમ વિભાગમાં પ્રથમથીજ સિદ્ધ કરવામાં આવ્યા છે. ગ્રંથમાં દેહ વિશે બોલવામા આવે છે ત્યારે 'જડનું તે રૂપ કે જેમાં વ્યક્તિનો સમાવેશ થાય છે તેનું સૂચન કરવામાં આવે છે પ્રથમ પિંડનું પૃથક્કરણ કરીને સમજવાનું હાથ ધરવામાં આવ્યુ છે કારણ કે અદ્વૈત સ્પષ્ટ નિર્ણયોથી પ્રારંભ કરે છે અને પિંડનું બ્રહ્માંડ સાથે ઐક્ય પામવામા પરિણમે છે, અને તેથી સર્વના ઐક્યભાવ અભેદ ભાવને સ્થાપે છે. અત્રે દર્શાવવામાં આવેલી યુક્તિયોથી દ્વૈતભાવને ટેકો મળતો હોય એમ લાગે છે, પરંતુ એ વાતનો આગળ ચાલતા ખુલાસો થઈ રહેશે પ્રશ્ન તો એટલુંજ સિદ્ધ કરવું બસ થશે કે આત્મા જડથી ભિન્ન છે, તેમજ તે કંઇ નિર્માણનું પરિણામ નથી.

## शुन्यवाद निराकरण।

स्वदेहेशोभनंमतं पुरुपाख्यंचसंमतं।
किंमूर्खशून्यमात्मानं देहातीतंकरोपिभोः॥ २९॥

*ભાવાર્થ*—હે અજ્ઞાની મૂર્ખ ! જ્યારે તારા પોતામાંજ પવિત્ર આત્માછે કે જે સ્પષ્ટ રીતે શરીરથી ભિન્ન છે તથા જે પુરૂષના નામથી ઓળખાય છે તો તમે તેને શી રીતે શુન્ય છે, કંઇ નથી, અભાવવાચકછે, એમ કહી શકો? ૨૯

## आठ श्लोकवडे देहात्मवाद निराकरण।

स्वात्मानंशृणु मूर्खत्वं श्रुत्यायुक्त्याच पूरुषं।
देहातीतं सदाकारं सुदुर्दर्शं भवादृशैः॥ ३०॥
अहंशब्देन विख्यातएक एव स्थितः परः।
स्थूलस्त्वनेकतांप्राप्तः कथंस्याद्देहकः पुमान्॥ ३१॥

अहंद्रष्टृतयासिद्धो देहोदृश्यतया स्थितः ।
ममायमितिनिर्देशात्कथंस्यादेहकः पुमान् ॥ ३२ ॥

अहंविकारहीनस्तु देहोनित्यं विकारवान् ।
इतिप्रतीयते साक्षात्कथं स्यादेहकः पुमान ॥ ३३ ॥

यस्मात्परमितिश्रुत्या तयापुरुषलक्षणं ।
विनिर्णीतं विमूढेन कथं स्यादेहकः पुमान् ॥ ३४ ॥

सर्वं पुरुषएवेति सुक्ते पुरुषसंज्ञिते ।
अप्युच्यते यतः श्रुत्याकथंस्यादेहकः पुमान् ॥ ३५ ॥

असंगःपुरुषः प्रोक्तो बृहदारण्यके पिच ।
अनंतमलसंश्लिष्टः कथंस्यादेहकः पुमान् ॥ ३६ ॥

तत्रैवचसमाख्यातः स्वयंज्योतिर्हि पूरुषः ।
जडः परप्रकाश्योसौ कथंस्यादेहकः पुमान् ॥ ३७ ॥

હે મૂર્ખ ! તારા અંતરાત્માને શ્રુતિથી તથા યુક્તિથી સૂચવાતો પુરૂષ જાણ; માત્ર તેજ એક છે કે જેના વિશે શબ્દના યથાર્થ અર્થમાં અસ્તિત્વ વિશે કહી શકો, એટલાજ અર્થમાં તે શરીરથી ભિન્ન છે; પરંતુ તમારા પ્રકારના મનના પુરૂષોથી તેનો અનુભવ થવો ઘણો કઠિન છે. ૩૦

અહં શબ્દથી સૂચવાતો તે સદા એક છે તથાપર છે, માત્ર તેજ પદાર્થ કે જે અનેક છે, તો પુરુષ તેની સાથે એક શી રીતે સંભવી શકે ? ૩૧

અહં દ્રષ્ટાપણાથી સિદ્ધ છે, દેહ દ્રશ્યતાથી સિદ્ધ છે, તથા દેહને, આ મારો છે, પોતાનો છે, એમ કહીએ છીએ, તો પછી પુરુષ તેની સાથે એક શી રીતે સંભવે ? ૩૨.

અહં વિકારહીન છે, દેહ નિત્ય વિકારવાન છે, આ પ્રમાણે સાક્ષાત પ્રતીતિ થાય છે તો પછી પુરુષ તેની સાથે એક શી રીતે સંભવે ? ૩૩

હે મૂર્ખ શિરોમણિ ! આ આત્માનું લક્ષણ શ્રુતિમાં એમ આપવામાં આવ્યું છે કે, “ જેના કરતાં કંઇ પણ ઉચ્ચ નથી.” તો પછી પુરુષ તેની સાથે એક શી રીતે સંભવે ? ૩૪

પુરૂષ સુક્ત નામના સુક્તમાં આ સર્વ પુરૂષમય છે, એમ કહેવામાં આવ્યું છે, તો પછી પુરુષ તેની સાથે એક શી રીતે સંભવે? ૩૫

બ્રહદારણ્યકમાં પણ પુરૂષને અસંગ કહેવામાં આવ્યો છે, તો અનંત મલમાં દટાયલો આ દેહ શી રીતે પુરુષ થઇ શકે? ૩૬

તેજ પુસ્તકમાં કહેવામાં આવ્યું છે કે, પુરુષ સ્વપ્રકાશ છે, તો આ શરીર કે જે જડ છે, પરવડે પ્રકાશે છે તે શી રીતે આ પુરુષ હોઇ શકે? ૩૭

कर्मकांडना अभिप्राय प्रमाणे पण देहने आत्मत्व नथी।

प्रोक्तोऽपि कर्मकांडेन ह्यात्मादेहाद्विलक्षणः ।
नित्यश्चतत्फलं भुंक्ते देहपातादनंतरं ॥ ३८ ॥

भावार्थ—આત્મા દેહથી વિલક્ષણ છે, એમ કર્મકાંડ પણ ઉપદેશ આપે છે, તે નિત્યછે તથા દેહ અનંતર એક જીવનના કર્મનાં પરિણામોને ભોગવેછે.

लिंग देहनुं अनात्मत्व निरुपण ।

लिंगंचानेक संयुक्तं चलंदृश्यंविकारीच ।
अव्यापकमसद्रूपंतत्कथंस्यात्पुमानयं ॥ ३९ ॥

भावार्थ—લિંગ દેહ પણ અનેકથી બનેલો છે, દ્રશ્ય છે, વિકારી છે, અવ્યાપક છે, અસત્‌રુપ છે, તે આ પુરૂષ શી રીતે સંભવી શકે. ૩૯

स्थूल सूक्ष्म देहथी आत्मानी विलक्षणता ।

एवंदेहद्वयादन्य आत्मापुरुषईश्वरः ।
सर्वात्मासर्वरुपश्च सर्वातीतोहमव्ययः ॥ ४० ॥

भावार्थ—આ પ્રકારે આ આત્મા પુરુષ ઇશ્વર દેહદ્વયથી અન્ય છે, સર્વાત્મમય, સર્વરૂપમય, સર્વાતીત, અવ્યય છે; તે હું છું. ૪૦

ટીકા—જેઓ ચૈતન્યને દ્રવ્યરૂપે એટલે જડના એક વિભાગ અથવા પરિણામ રૂપે સ્વીકારે છે, અને જેઓ તેને દેહથી ભિન્ન કશા રૂપે સ્વીકારતા નથી, તેમનો મનો·

ની ગ્રંથનો આ વિભાગ ચર્ચા સમાવે છે. આત્મા અથવા પુરૂષ અથવા જીવ કોઇ પણ અર્થમાં જડ થઇ શકતો નથી એટલું દર્શાવીને, તે સ્થૂલ દેહ તેમજ લિંગદેહ સાથે પણ એક થઇ શકતો નથી એ સિદ્ધ કરવામાં આવ્યું છે. પ્રવેશક અને વાક્યસુધામાં આ બાબતોનો પ્રથમથી વિચાર કરવામાં આવ્યો; તેથી અત્રે વિશેષ ખુલાસાની જરૂર નથી, આતર્ક્ય એક, સર્વ વ્યાપક ચૈતન્ય અથવા જીવને કોઇ પણ સ્વરૂપમાં કોઇ પણ પ્રકારનો જડ સાથે સંબંધ નથી એટલી વાત સ્પષ્ટ થયા પછી, ચેતન અને જડના દેખીતા દ્વૈત છતાં અદ્વૈત શી રીતે સંભવિ શકે છે એ ગ્રંથમાં આગળ દર્શાવવામાં આવશે.

( આગળ ચાલુ )

ઉપતંત્રી.

---

## રાગદ્વેષાત્મક માનવપ્રકૃતિ.

( મળેલું )*

( અનુસંધાન પૃષ્ટ ૨૭૨થી. )

આપણા સંસર્ગીઓમાં જેમ આપણાથી ઉત્કૃષ્ટ વર્ગ હોય છે તેમજ આપણાથી નિકૃષ્ટ વર્ગ પણ હોય છેજ. ઋણાનુબંધી જીવોને પરસ્પર બહુ પ્રકારના સંબંધ હોય છે તેમાં કેટલાક એવા પણ હોય છે કે જેઓ આપણા કરતાં ઉતરતી પંક્તિના હોય. આવા જીવો પ્રત્યે પણ આપણને કાંઇક કર્તવ્ય છે. જેમ આપણે આપણા ઉત્કૃષ્ટ વર્ગ પ્રતિ પ્રેમ કરીએ છીએ અને તે દ્વારા ઉન્નત થવા ઇચ્છીએ છીએ તેમ કેટલાક એવા મનુષ્યો પણ હશે કે જેઓ આપણા પ્રતિ પ્રેમ રાખી ઉન્નત થવા ઇચ્છે. આટલા માટે બહુ સંભાળ રાખવાની જરૂર છે કે, જ્યાં આપણને આવા કોઈ નિકૃષ્ટ જીવ સાથે સંબંધ થયો કે આપણે તે તુચ્છકારી નાંખવો જોઇતો નથી, આવા આપણા કરતાં બાળ જીવોના પ્રેમનો પ્રવાહ અટકાવવો જોઇએ નહિ. કારણ કે જેમ એક પાસ આપણે આપણા ઉત્કૃષ્ટ વર્ગની સહાય લઇએ છીએ તેમ બીજી પાસથી આપણે આપણા નિકૃષ્ટ વર્ગને સહાય કરવી એ આપણો ધર્મ છે. તેમ કરતાં આપણી વૃત્તિ, કે આપણું કાર્ય, અથવા આપણાં અન્ય કર્તવ્યો તેમાં આડે આવવા દેવાં જોઇએ નહિ. તેમાં વળી આપણા પોતાનોજ સ્વાર્થ જેમાં હોય એવું કોઈ કાર્ય તો આ સહાય આપવામાં આડે આવવું નજ જોઇએ. જેમકે, આપણને કોઈ પ્રકારનું જ્ઞાન વિશેષ હોય, અને તેવું જ્ઞાન આપણી પાસે મેળવવાની અન્ય કોઇને ઇચ્છા હોય. હવે જે સમય તે માટે તેને અનુકૂલ હોય તે સમયે આપણે આપણા નિત્યમાં કે ઇષ્ટ ધ્યાનમાં રોકાતા હોઇએ, અથવા આપણું પોતાનું જ્ઞાન વધારવામાં રોકાતા હોઇએ તો, માત્ર તેટલાજ કારણથી, તે જીજ્ઞાસુને સહાય કરતાં અટકવું જોઇએ નહિ. અન્ય જીવના ઇષ્ટ અથવા પ્રેમપાત્ર થવામાં

---

* લેખક—રા. રા. પ. હ. મહેતા.

જેટલું ઉત્તરદાયીત્વ છે, તેટલું બીજા કશામાં નથી, કારણ કે, તેવો સંબંધ થતાં, તેની ઉન્નતિનું સર્વ આપણાપર જ આધાર રાખે છે. હવે બીજી રીતે જોતાં, તેથી આપણને પણ લાભજ છે; કારણ કે તેથી આપણને બહુ સાવચેત રહેવાની જરૂર પડે છે. આપણે જરા પણ ડગ્યા, કે પડ્યા, તો તેની સાથે જ, આપણા પ્રેમી પણ ડગે કે પડે છે, અને તેનું ઉત્તરદાયીત્વ આપણને છે. આથી કરીને આપણને બે વાત ધ્યાનમાં રાખવી પડે છે; એક તો એ કે, આપણે આપણી પોતાની ઇષ્ટમૂર્તિ પ્રતિ સ્થિર ભક્તિ રાખી તે પ્રતિ પૂજ્યભાવ પ્રેમ ભક્તિ પ્રસાદિ રાખવી, અને તેની શુશ્રૂષા કરવી, અને બીજું એક આપણે જેની ઇષ્ટ મૂર્તિ થયા હોઇએ તે પર કૃપા રાખવી, તેને સહાય કરવી, અને તેના પ્રેમપાત્ર હોવાના અધિકારથી ભ્રષ્ટ ન થવાય તેની સાવચેતી રાખવી. ગંભીર પ્રસંગોમાં કસોટીના સમયમાં, અન્યના ઇષ્ટ હોવાની ભાવના આપણને આપણા સ્થાનમાં સ્થિર રાખવાને બહુ ઉપયોગી છે. કારણ કે, આપણને ભય રહે છે કે જો આપણે જરા પણ ડગીશું તો આપણે લીધે અન્યને પણ નુકશાન થશે. ઉન્નત જીવનને ઉત્તેજન આપનાર આ કર્તવ્ય ભાવના જેવી અન્ય કોઈ પણ ભાવના ભાગ્યેજ હશે. કારણ કે એક પાસથી જેમ આપણે આપણી પ્રેમ મૂર્તિને પાત્ર થવા ઇચ્છીએ છીએ, તેમજ બીજી પાસથી આપણા પ્રેમીના પણ પાત્ર થવા સંભાળી રાખી છીએ.

અહિં સુધી પ્રેમ અથવા રાગ એ ભાવ હોય ત્યાં ઉત્કૃષ્ટ, નિકૃષ્ટ અને સમાન વર્ગ પ્રતિ કયા ભાવો ઉપજે છે તે આપણે જોયું. હવે ત્રણમાં પણ ઉત્કૃષ્ટતા નિકૃષ્ટતા અને સમાનતાના ન્યુનાધિક પ્રમાણાનુસાર જુદા જુદા ભાવો ઉપજે છે એ સર્વ એક કોષ્ટ રૂપે આપીશું તો સ્પષ્ટ સમજાશે તથા વિચરવાને અનુકૂલ થશે.

રાગ

| ન્યૂનાધિક અંશ | ઉત્કૃષ્ટ પ્રતિ | સમાન પ્રતિ | નિકૃષ્ટ પ્રતિ |
|---|---|---|---|
| ન્યૂનાંશે | માન | વિનય | કૃપા |
| અધિકાંશે | પૂજ્યભાવ | મૈત્રી | દયા |
| સર્વાંશે | પૂજા | પ્રેમ | કરૂણા |

## દ્વેષ અને તન્મૂલક વૃત્તિઓ.

આકર્ષણ પક્ષે પ્રેમનું વિવેચન કાંઇક કીધું. હવે એજ પક્ષે આગળ ચાલતાં પહેલાં એના વિરોધી પક્ષ વિકર્ષણનો કાંઇક વિચાર કરી લઈશું કારણ કે તેથી કરી એ બેમાં

કેટલો વિરોધ છે તે બરાબર સમજાશે. ત્યાં ધ્યાનમાં રાખવાનું એ છે કે, આકર્ષણ પક્ષે સર્વ પ્રકારની સંયોજક શક્તિઓ રહેલી છે, અને વિકર્ષણ પક્ષે વિયોજક શક્તિઓ રહેલી છે. હવે આ બેઉ શક્તિઓ પરસ્પર ઉપકારક છે, એ પણ ધ્યાનમાં રાખવાનું છે. જ્યારે આકર્ષણ પક્ષની સંયોજક શક્તિઓ પ્રત્યેક જીવને તેના ઉત્ક્રાંતિક્રમમાં સહાય કરે છે, ત્યારે વિકર્ષક પક્ષની વિયોજક શક્તિ જીવોને એક ઉત્ક્રાંતિક્રમમાંથી આગળ જવામાટે સોઈ કરી આપે છે. જીવ કોઇ એક ઉપાધિદ્વારા જેટલી ઉન્નતિ પામે છે તે બધી એ સંયોજક શક્તિઓના સાધન વડે છે, પણ તે રૂપ કે ઉપાધિદ્વારા જે કાંઇ સિદ્ધ કરવાનું હેતુ તે થઇ રહ્યા પછી એ ઉપાધિથી છુટવાની જરૂર છે, અને તે ઉપાધિનો ભંગ આ વિયોજક સંહારક શક્તિઓ કરી આપી તેથી આગળ વધવાનો માર્ગ ખોલીઆપેછે.

આકર્ષણ અને વિકર્ષણ પક્ષનાં મુખ્ય લક્ષણો સામસામાં ગોઠવ્યાથી તે વધારે ધ્યાનમાં રહેશે તે આ પ્રમાણે ગોઠવી શકાય

| | આકર્ષણ રાગ | વિકર્ષણ દ્વેષ. |
|---|---|---|
| ઉત્કૃષ્ટપ્રતિ | આત્મ સમર્પણ | પલાયન |
| સમાનપ્રતિ | દાન પ્રતિગ્રહ. | યુદ્ધાવાહન (તુચ્છકાર) |
| નિકૃષ્ટપ્રતિ | દાન | હરણ |

ઉત્કૃષ્ટ પ્રતિ રાગ હોય તેને આત્મસમર્પણ કરવનો ભાવ ઉપજે છે, પણ તેથી ઉલટું જ્યાં દ્વેષ હોય ત્યાં પલાયન કરવાનો ભાવ હોય છે. આપણાથી કોઇ શ્રેષ્ઠ હોય, અને તે પ્રતિ આપણને દ્વેષ હોય, તે સ્વાભાવિક છે કે આપણે તેનાથી દૂર જતા રહેવાનુંજ પ્રયત્ન કરવાનાં કારણ કે તેના સંબંધ આપણને બહુ ભયાનક કે જોખમ ભરેલો લાગે છે જેનો આપણને ભય હોય તેનાથી આપણે દૂરજ રહીશું દ્વેષ જ્યાં બે સમાન મનુષ્યો વચ્ચે હોય ત્યાં વળી જૂદોજ ભાવ ઉપજે છે જ્યાં બે સમાન વર્ગના મનુષ્યોમાં રાગ હોય છે ત્યાં તે બે વચ્ચે આપ લે થાય છે; ત્યારે જ્યાં જ્યાં દ્વેષ હોય છે ત્યાં તુચ્છકાર, અવગણના, યુદ્ધાવાહન થાય છે કારણ કે આપણે આપણું હોય તે સમાલી રાખી બીજાનું હરણ કરી લેવા ઇચ્છીએ છીએ પરિણામે શત્રુ વ્યવહાર કે ધમકીજ ઉત્પન્ન થશે. જ્યાં એક પક્ષનિકૃષ્ટ હશે ત્યાં વળી પાછો જૂદોજ ભાવ રહેશે. એવા સંબંધમાં નિકૃષ્ટ પ્રતિ રાગ હોય ત્યાં જેમ દાનવૃત્તિ થાય છે, તેમ તે પ્રતિદ્વેષ હોય તો તેનું જે હોય તે હરણ કરવાની વૃત્તિ થશે એથી કરી સામા માણસને પોતાનું હોય તે હરણ થતું અટકાવવાની વૃત્તિ થશે જ્યાં હરણ કરવાની વૃત્તિવાળો પક્ષ નિકૃષ્ટ હશે ત્યાંથી તે પલાયન કરી જશે, જ્યાં તે સમાન હશે ત્યાં તે યુદ્ધ માટે તૈયાર થશે, અને જ્યાં તે નિકૃષ્ટ હશે ત્યાં તે તેની પાસેથી તેનું હોય તે હરી લેઇ, તેને નિર્બલ બનાવવા તત્પર થશે.

જ્યાં રાગ હોય છે ત્યાં ઐક્ય થાય છે, જ્યાં દ્વેષ હોય છે ત્યાં નિષ્ટતા થતી જાય છે. રાગને લીધે બે વ્યક્તિની મધ્યનો અંતર ઓછો થાય છે, દ્વેષને લીધે તે વધતો જાય છે. આ પ્રમાણે રાગદ્વેષ અને તે પ્રત્યેકના ભાવો તપાસતાં જણાશે કે એ બે પરસ્પર વિરોધી છે.

જેમ પ્રેમીને પ્રેમપાત્ર તરફથી કાંઇ પ્રત્યુત્તરરૂપ ફલની ઇચ્છા રહે છે, તેમ દ્વેષીને દ્વેષપાત્ર તરફથી દ્વેષના પ્રત્યુત્તરરૂપ કોઇ ફલનો ભય રહે છે. જ્યારે પ્રેમીને પ્રેમ સ્થાન જો ઉત્કૃષ્ટ હોય તો તેની સંમતિની ઇચ્છા રહે છે ત્યારે દ્વેષીને ઉત્કૃષ્ટ દ્વેષ સ્થાન પ્રતિથી પીડનનો ભય રહે છે. આ પ્રમાણે રાગ પક્ષે જ્યાં સંમતિની ઇચ્છા રહે છે ત્યાં દ્વેષ પક્ષે પીડનનો ભય રહે છે.

આ દ્વેષ ભાવમાંથી ઉપજતા દુર્ગુણોનો વિચાર કરીશું ત્યારે જણાશે કે જેમ રાગ પક્ષે એક પ્રકારની સંયોજક શક્તિઓ પ્રાપ્ત થાય છે તેમ દ્વેષ પક્ષે એક પ્રકારની વિયોજક શક્તિઓ સ્ફુરે છે. જનમંડલના બંધારણને તેનાં મૂળમાંથી ઉખેડી નાખે એવી કોઇ પણ શક્તિઓ છે તો તે સર્વેનું મૂલ એક પાસાએ પ્રજા પીડન છે, અને બીજી પાસા તેના પરિણામરૂપ ક્રોધ, અસંતોષ, અને દ્રોહ છે, જ્યાં જ્યાં પ્રજાપીડન હોયછે, ત્યાં ત્યાં દ્રોહ, ક્રોધ, અસંતોષ આદિપણ હોવાનાજ. કારણ કે તેમને કાર્યકારણનો સંબંધ છે. અને એ બે જ્યાં હોય છે ત્યાં તે અનુભવનારાનાં અંતઃકરણની અનેક વૃત્તિઓ પણ એ જ પ્રકારની થઈ છે, અને પછી તે જ્યારે સ્થિર થઈ જાય છે ત્યારે, તેઓ દુર્ગુણરૂપે રહે છે. આ પ્રમાણે પીડન એ દુર્ગુણ માત્રની માતા છે. જ્યાં રાજા અને પ્રજાનો સંબંધ હોય છે; ત્યાં તો આ વાત બહુ બહુ અડચણો ઉભી કરે છે સર્વ પ્રકારનાં રાજકીય સંકટોનું મૂળ પ્રજાપીડન છે. કોઇ પણ પ્રજા લઇ તે પ્રજાની જે વૃત્તિઓ રાજાને પ્રતિકૂલ લાગે છે તે સર્વેનો જો સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર કરીશું તો જણાશે કે તે બધાનું મૂળ રાજાની પીડન વૃત્તિજ છે પ્રજાપીડન ન હોય તો એવી પ્રતિકૂલ વૃત્તિઓ પ્રજામાં ઉદ્ભવેજ નહિ.

જ્યાં સમાનતા હોય છે ત્યાં પ્રેમીને જેમ પ્રેમસ્થાન તરફથી અનુરાગની ઇચ્છા રહે છે તેમ દ્વેષીને દ્વેષસ્થાન તરફથી ધિક્કારનો ભય રહે છે.

જ્યાં નિકૃષ્ટતા હોય છે ત્યાં પ્રેમીને જેમ પ્રેમસ્થાન તરફથી ઉપકાર–કૃતજ્ઞતાની ઇચ્છા રહે છે તેમ દ્વેષીને દ્વેષસ્થાન તરફથી અપકારનો ભય રહે છે.

અહિં ધ્યાનમાં રાખવું જોઇએ કે, આપણે સામાન્ય વ્યાવહારિક બુદ્ધિના મનુષ્યોનો વિચાર કરીએ છીએ, એટલે તેમને ફલેચ્છા રહેવાનીજ. સામાન્ય રીતે તો એમજ છે, પણ તેથી કરીને પ્રવૃત્તિ માત્ર સકામ જ છે, નિષ્કામ પ્રવૃત્તિ જ નથી એમ માનવાનું નથી. કામીઓ પણ નિષ્કામી થવાને માર્ગે જ છે.

ત્યારે દ્વેષ પક્ષે જ્યારે કોઇ ઉત્કૃષ્ટ કોઈ નિકૃષ્ટનું પીડન કરે છે ત્યારે તેને નિકૃષ્ટ પ્રતિથી ઇજા થવાનો ભય રહે છે. કારણ કે પિડિત, પોતાને પીડન કરવાની તેની શક્તિ ઓછી કરવા માટે, પોતાથી બને તેટલી ઈજા કરે, એ સ્વાભાવિક જ છે. ન્હાનામાં ન્હાનું પ્રાણી પણ પોતાને પીડા કરનારને કોઇને કોઇ પ્રકારે હાનિ કરવા મથે છે કુતરૂં

બચકું ભરવામાંથી જતું નથી. જ્યાં પિડા પામનાર મનુષ્ય હોય ત્યાં તે ગુપ્ત રીતે હાનિ કરવા મથે છે. વળી આનું પરિણામ એ થાય છે કે, ઉત્કૃષ્ટને આવી હાનિનો ભય રહેછે. આવા છળ, કપટનો, ભય રહેવાથી ઉત્કૃષ્ટને નિકૃષ્ટ પ્રતિ અવિશ્વાસ થાય છે. ઉત્કૃષ્ટનું વદન ગમે તેવું હાસ્યમય હોય પણ જ્યાં આવો સંબંધ છે ત્યાં એ હાસ્યનું મૂળ પ્રેમ નહિ પણ દ્વેષ હોવાથી તે અવિશ્વાસ સૂચક છે.

ઉત્કૃષ્ટ પ્રતિનો પ્રેમ પૂજ્ય બુદ્ધિ કહેવાય છે, અને તે પ્રતિનો દ્વેષ ભય કહેવાય છે. દ્વેષ અને ભયને આવો જે સંબંધ છે તે બહુ સ્પષ્ટ છે. એ ભય તે સામાન્ય બ્હીકથી માંડીને છેક ધાસકા સુધી જુદા જુદા પ્રકારનો હોય છે. ભયનો સ્વભાવજ એ છે કે, જેને તે હોય છે તેનામાં પલાયન વૃત્તિ રહે છે. હવે અહિં થાય છે એમકે જેને ભય લાગ્યો હોય છે તેના સૂક્ષ્મ શરીરમાં—મનોમય કોશમાં—એક પ્રકારના મહા પ્રબલ સ્પન્દ થાય છે. આ સ્પન્દ એવા હોય છે કે, તે ઉભરાની પેઠે ઉઠે છે, અને તેથી તે અનિયમિત હોય છે. જ્યાં પ્રેમ હોય છે ત્યાં એ સ્પન્દ નિયમિતગતિના અને અનુરાગકારક હોય છે. જ્યારે એક માણસના મનોમયકોશમાં દ્વેષના સ્પન્દ થાય છે, અને તે ભયનું સ્વરૂપ પકડે છે, ત્યારે તેઓ જે જોઈ શકતા હોય તેમને મહાન ઉત્પાત સૂચક જણાય છે. દરીઆનાં મોજાં એક બીજા સાથે અથડી જેમ ઉભરાઇ ઉઠે છે, અથવા ઉકળતું પાણી જેમ જોશમાં આવેલું હોય ત્યારે ઉપર નીચે થતાં પરપોટામય થઇ જાય છે, તેના જેવું એ લાગે છે. એમાં ન્હાના ન્હાના વમળ થતો હોય એમ લાગે છે. જેમ પાણીમાં એક સ્થાને વમળ થવાથી તેની ગતિ બધે પ્રેરાય છે, તેમ એક માણસનામાં ભયનો આવેશ થવાથી તેની ગતિ અન્યમાં પણ પ્રેરાય છે. એજ પ્રમાણે ભયનો આવેશ વધતો વધતો આસપાસ પ્રસરે છે, અને તે એક જન સમુહને પણ પોતાના વમળમાં ઉતારે છે. જ્યારે કોઇ વહાણ ભાંગી જતું હોય છે, મ્હોટા કારખાના કે નાટકશાળામાં આગ થાય છે, ત્યારે આવું થતું જોવામાં આવે છે. એવે સમયે એક બે માણસને જે ફાલ પડે છે તે પ્રસરતી પ્રસરતી બધામાં ઉતરે છે, અને આખો જનસમૂહ વિચાર શૂન્ય થઇ જઇ એકજ દિશામાં ધસે છે.

રાગાવેશ પણ આવોજ હોય છે, તે પણ આખા જનસમૂહને પોતાને વશ કરી લે છે. ભાષણ કર્તાની સત્તાનું મૂલ આ છે. માત્ર શબ્દમાં ચાલકશક્તિ કાંઈજ નથી. ઘણાં ભાષણો એવાં હોય છે કે તે માત્ર શબ્દજાલ કે શબ્દરચનાજ હોય, છતાં તે પણ શ્રોતાઓનાં હૃદયને નચવી મૂકે છે. એ નચવનાર શબ્દ નહિ પણ વક્તાના મનોમય કોશનાં સ્પન્દ છે. વક્તાનો મનોમયકોશ આવેશમાં આવેલો હોય છે, એ વક્તા પોતાના શ્રોતાઓમાં પોતાનો આવેશ પ્રેરે છે. એના પોતાના સ્પન્દ જેમ પ્રસરતા જાય છે તેમ તેમ એક પછી બીજા એમ શ્રોતાઓનામાં પણ તેવાજ સ્પન્દ પ્રસરે છે, અને તેથી મૂલ સ્પન્દને પુષ્ટિ મળે છે, એમ કરતાં કરતાં જેમ એક મદારી સાપને નચાવે છે, તેમ વક્તા શ્રોતાઓનાં હૃદયને વશ કરી લઇ તેમને નચાવી મુકે છે. જેમ અમુક પ્રકારના રાગ દ્વેષ અનુભવાતાં તેથી ગતિ ઉત્પન્ન થાય છે—સ્પન્દ થાય છે—તેમ તે સ્પન્દ

પોતાને ઉત્પાદક રાગદ્વેષ અન્યમાં ઉપજાવે છે. અનુવૃત્તિના પ્રદેશમાંથી સિદ્ધ થયું કે, માત્ર આજ્ઞા કરવાથી, અંગ ચલનથી જ, તે આજ્ઞા જે વૃત્તિના સૂચક કે બાહ્ય રૂપ હોય છે, તેવી વૃત્તિ ઉપજાવી શકાય છે. કોઇ વિધેયની સમીપ વિધાયક બ્હાદરો ી જાય અને જેવું સ્વરૂપ થાય છે તેવું સ્વરૂપ જ માત્ર બતાવે છે તો તેથી વિધેય ા મહાન ભય સમીપ હોય ને બ્હાવરો બન્યો હોય તેવી સ્થિતિમાં આવી જાય છે. ાવક્તાનો પણ આવો જ સંબંધ છે. વક્તાના મનોમયદેહના સ્પન્દ પ્રથમ શ્રોતાના ાયમ દેહમાં થાય છે, અને તેને પરિણામે શ્રોતાના અંતઃકરણમાં વક્તાની જે વૃત્તિથી સ્પન્દ ઉપજ્યા હોય તેવી વૃત્તિ ઉપજાવે છે, અર્થાત્ શ્રોતા વક્તાની અનુવૃત્તિ* થાય આનું પ્રમાણ જોઇતું હોય તો જે ભાષણથી બહુ અસર થએલી સાંભળી કે અનુ- ી હોય તે જ ભાષણ છાપેલું કે લખેલું લઇને વાંચી જુઓ, તો જણાશે કે તે આ પતે બહુ શુષ્ક લાગે છે, લુખું છે, રસ ઉડી ગયો છે. આથી ઘણાને વિસ્મય લાગે છે આ ભાષણથી આટલી બધી અસર કેમ થઇ હશે? પણ તેની કુંચી અનુવૃત્તિજનક તાના મનોમય કોશના પ્રબલ સ્પન્દો જ છે. અહિં એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે, ં અમુક પ્રકારનો રાગ કે દ્વેષનો આવેશ પ્રેરાનો હોય ત્યાં, જેમ અન્ય વર્ગ તે આ- ાનો સ્વીકાર કરે છે તેમ તેનું પ્રાબલ્ય વધે છે, અને જેમ તેનો પ્રતિકાર કરે છે તેમ શિથિલ થાય છે તેથી જ વહાણ કે આગબોટ કે જ્યાં ખલાસીઓને નિયમમાં રહે- ની ટેવ પડી હોય છે ત્યાં, કાંઇ ભય પ્રાપ્ત થતાં તેઓ જો તે આવેશને વશ થતા નથી તે આવેશ નિર્બલ થઇ જાય છે.

આવી દ્વેષાત્મક વૃત્તિઓ જ્યારે ફરીફરીને અનુભવાય છે ત્યારે તે વૃત્તિ સ્થિર તે અમુક અમુક દુર્ગુણ રૂપે પ્રતીત થાય છે. દ્વેષ અને દુર્ગુણને જે આવો સંબંધ તે ધ્યાનમાં રાખવો જોઇએ કે તેથી કરીને દ્વેષ અને તેના પરિણામે થતા દુર્ગુણોથી રહેવાનું બની શકે.

એ દુર્ગુણોપર વિસ્તારથી વિચાર કરવાની અહિં કાંઈ જરૂર નથી. ક્રોધ છળ અને ંસ એ ત્રણજ આપણે લઇશું.

હવે દ્વેષ એ એક સંહારક શક્તિ છે, અને ઉપર કહેલા ત્રણ દુર્ગુણો કુસંપનું મૂલ અને તેથી તેઓ અસત્યનાં પ્રકારાન્તરો કહેવાય છે જેમ જેમ સદ્‌ગુણ માત્ર સત્યનાં ારાન્તર છે તેમ દુર્ગુણ માત્ર અસત્યના પ્રકારાન્તર છે. ભિષ્માપિતામહે મહાભારતમાં ગુણોનું એક ટિપ્પણ આપ્યું છે અને તે સર્વને સત્યનાં જ રૂપાન્તર કહી દુર્ગુણને સત્યનાં રૂપાન્તરો હોવાનું સમજ્યું છે.

## ગૃહ અને સમાજને ઉપચારક ભાવો.

એજ પ્રમાણે વિશ્વાસ, પતીજ, રાજભક્તિ, આજ્ઞાનું પાલન, વિગેરેનું મૂલ પૂજ્ય

ઉપયોગ થાય છે. સાધારણ રીતે એમ કરવામાં આવે છે કે ચાલતી સ્થિતિમાં કોઇ એક સ્પષ્ટ વિકૃતિ દાખલ કરવી; અને તેની સાથેજ જો અવ્યવહિત ક્ષણે, એટલે કે વચમાં અન્ય વિકારનો પ્રવેશ થતા પૂર્વે, અમુક કાર્ય ઉદ્ભવે, તો તે વિકૃતિને તે કાર્યનું કારણ જાની લેવી. તૃષાથી ગળુ સુકાતું હોય તેવી સ્થિતિમાં જલ પીધાથી તુરત શાન્તિ મળે છે, વચમાં અન્ય વિકારના પ્રાદુર્ભાવ વિના જલ માત્રથીજ શાન્તિ થાય છે, તો જલ એજ તૃષા શાન્તિનું કારણ છે. ઉંઘતા માણસને ઘોંઘાટ કરી જગાડવો, દીવાસળી ઘસીને અજવાળું કરવું, એ આદિ સંભવોમાં પણ કારણતાનો નિર્ણય એજ પ્રકારે થાય છે. અંધારાની સ્થિતિ અને અજવાળાની સ્થિતિ એ દૃષ્ટાન્તને સરખાવતાં એકમાં દીવાસળીનું ખેંચાવું છે નહિ, બીજામાં છે, તો વ્યભિચાર પદ્ધતિ અનુસાર અજવાળાનું કારણ એ દીવાસળીનું ખેંચાવું તે જ છે.

વિશ્વનિયમોનું તેમ સજીવ પ્રાણીના બંધારણનું આપણને જેટલું જ્ઞાન થયેલું છે તેનો મુખ્યભાગ વ્યભિચારપદ્ધતિના પ્રયોગથી જ પ્રાપ્ત થયેલો છે. ચાલતી વસ્તુ સ્થિતિમાં કાંઇક નિવૃત્તિ કરી જોવી તે અવ્યવહિત ક્ષણેજ ફલ નીપજે તે તપાસવું. એ ફલનું કારણ એ વિકૃતિજ છે. એક વૈદ્યકશાસ્ત્રમાંજ જુઓ. રેચક, ગ્રાહક, શામક, આદિ ઔષધીના કાર્ય પરત્વે કશો સંશય છે નહિ. ટાઢીઆ તાવના અમુક ઔષધરૂપે ક્વીનાઇન યોગ્ય પ્રખ્યાતિ પામેલું છે.

વિકૃતિ કરવી એટલે કાંઇક વધારવું કે કાંઇક ઘટાડવું, પણ ગમે તે કરવાથી જે અવ્યહિત ફલ થાય તે કાર્ય, ને તેનું કારણ પેલી ન્યૂનાધિકતા જાણવી. ન્યૂન કરવાથી જેટલા કાર્યનો અભાવ થાય તેટલાનું કારણ ન્યૂન કરેલી વાત જાણવી. અધિક કરવાથી જે કાર્ય ઉપજે તેનું કારણ તે અધિક વાત જાણવી, જ્યાં જ્યાં વ્યભિચારપદ્ધતિનો પ્રયોગ કરી શકાય છે, ત્યાં ત્યાં કારણતાનો નિર્ણય સ્પષ્ટ રીતે સારી જાની શકે છે.

શારીર શાસ્ત્રમાં નાડીઓના નિયમ વ્યાપારનો નિર્ણય આ પદ્ધતિથીજ થયેલો છે. નાડીને કાપી નાખવાથી શરીરના અમુક ભાગમાં ક્રિયા બંધ પડે, તે ક્રિયા તે નાડીનો નિયત વ્યાપાર છે એમ નિર્ણય થાય.

ખરી કારણતાનો નિર્ણય કરવામાં તો વ્યભિચારપદ્ધતિનોજ ઉપયોગ છે સાહચર્ય પદ્ધતિથી પણ કારણતાનો નિર્ણય થાય છે ખરો, પરંતુ તે કારણતાજ છે એમ નિશ્ચય નહોય ત્યાં પણ સાહચર્ય પદ્ધતિનો ઉપયોગ થાય છે. જ્યાં કૃત્રિમ પ્રયોગ કરી શકાય તેમ નહોય ત્યાં સાહચર્ય પદ્ધતિ કામ આવે છે, પણ જ્યાં પ્રયોગનો અવકાશ હોય ત્યાં તો વ્યભિચારપદ્ધતિજ ખરા નિર્ણય ઉપર લઇજઇ શકે છે. સાહચર્ય પદ્ધતિમાં ઘણાં દૃષ્ટાન્ત જોવાં પડે છે, પણ તે કેવાં જોઇએ તેનો કાંઇ નિયમ નથી. વ્યભિચારપદ્ધતિમાં એકજ દૃષ્ટાન્તની અપેક્ષા છે પણ તે એક અતિવિલક્ષણ હોય છે, ને કવચિતજ જડી આવે છે.

સાહચર્યપદ્ધતિની ઉપયુક્તતા અભાવ સાહચર્યનો નિયમ સ્થાપીને મી. પીલ

વગેરેએ બહુ વધારેલી છે. ભાવ સાહચર્ય એટલે કારણ હોય તો કાર્ય હોય, તેની સાથે જ અભાવ સાહચર્ય કારણ નહોય તો કાર્ય નહોય, પ્રયોજી જોવાથી વ્યભિચાર પદ્ધતિથી જે નિર્ણય થાય તેવોજ નિર્ણય આવી રહે છે. ભાવસાહચર્યને અન્વય અને અભાવસાહચર્યને વ્યતિરેક કહેવાય છે. આ પદ્ધતિનેજ મિશ્રપદ્ધતિ એવું નામ આપેલું છે.

( આગળ ચાલુ. ).

---

## શાંતિનું સ્થલ.

( મળેલું )*

સંસારની ધાંધલમાં, કામકાજની ઉતાવળમાં તથા મનને વિક્ષોભ પમાડે તેવી પ્રવૃત્તિઓમા, મનુષ્યજાતિનો ઘણો ભાગ મગ્ન થયો છે એવી ફરીયાદ આપણે ચારે બાજુએથી સાંભળીએ છીએ. મને જરા પણ અવકાશ નથી એ બ્હાનું લોકમાં સામાન્ય થઇ પડયું છે. કોઇપણ પુસ્તક વાંચવાની ગરજ તે ઉપર આપેલા અભિપ્રાય વાંચી તેઓ સારે છે; રાજ્યનીતિ સંબંધી લેખો વાંચવાનું કામ વર્તમાનપત્રોમાં તે સબંધી ચર્ચાતા આર્ટીકલો વાંચી ચલાવી લેછે; અને કોઇપણ અગત્યની શોધ કરવાની બાબતો સંબંધીનું જ્ઞાન તે વિષય ઉપર કોઇએ આપેલા ભાષણથી મેળવે છે. સ્ત્રી અને પુરૂષોના મન જીંદગીની ઉપરટપકેની અને બ્હારથી ભપકો આપનારી ચીજો તરફ વધારેને વધારે ખેચાય છે. વ્યાપારમાં સહેજ વધારે ફતેહ મેળવવા માટે, જનસમાજમાં જરા ઉંચી પદવી અથવા માન પામવા માટે અથવા રાજ્ય કારભાર કે વિદ્યાના વિષયમાં ક્ષણવાર પ્રતિષ્ઠા મેળવવા સારૂ મનુષ્ય અને સ્ત્રીઓ વલખા મારે છે, કાવતરાં કરે છે અને પ્રયત્ન કરે છે. આરંભેલા કાર્યનું પરિણામ શીઘ્ર આવવું જોઇએ નહિતો તે કાર્ય કરનાર નિષ્ફળ નીવડેલો ગણવામાં આવે છે. જરા વધારે શ્રમ લેવાથી ઇચ્છિત વસ્તુ લોકોની પ્રશંસા અને તાળીઓ વચ્ચે મળે તે વાસ્તે સઘળો પ્રયત્ન કરવામાં આવે છે. આખી જીંદગી સુધી ખંતથી અને એકાગ્રતાથી શ્રમ કરી મેળવેલી ચારિત્ર પ્રતિષ્ઠા; જે કાર્યનું ફળ મળે તે પ્હેલાં તો તે કાર્ય કરનાર મરણના દરવાજામાં થઇ પસાર થયેલો હોય તેવું જીવનપર્યંત મહેનત કરી કરેલું કાર્ય; કોઇપણ પ્રકારની ઉચ્ચભાવના જે તરફ સાધારણ મનુષ્યોનું લક્ષ ખેંચાતું નથી અને જે એક ભવમાં પ્રાપ્ત થઇ શકતી નથી તેવી ભાવના અનુભવવાનો દ્રઢ નિશ્ચય—આવી બાબતોને સામાન્ય મનુષ્ય વર્ગ હસી કાઢે છે અને તે પ્રમાણે ચાલવાને પ્રયત્ન કરનારની

---

* લેખક રા. રા. મણિલાલ નથુભાઇ દોસી. બી. એ.

તરફ ઇર્ષ્યા તથા શંકાની નજરથી જુએ છે. આજના જમાનાના લોકોની વૃત્તિનો ખ્યાલ એક ચીનના તત્વવેત્તાના શબ્દોથી સારી રીતે આવી શકે " He looks at an egg and expects to hear it crow ". ઇંડાને જોતાં વારજ તેને કાકા અવાજ કરતું સાંભળવાની ઇચ્છા રાખે છે. કુદરતનો પ્રવાહ ધીમે ધીમે આગળ ચાલે છે. અને ઘણીવાર ઉતાવળથી કરેલું કાર્ય સંગીનપણામાં કાચું હોય છે એ વાત આપણે ઘણીવાર ભુલી જઇએ છીએ.

આ જગતના " ઢીંગલા ઢીંગલીના નાચ "માં જ કાંઇ મનુષ્યની જીંદગીનું સાર્થક સમાવી રહેલું નથી તેવો વિચાર કરનાર પણ કેટલાક મનુષ્ય આપણને મળી આવે છે, તેવા મનુષ્યોના હૃદયમાં ધીમો પણ અસરકારક અવાજ આ પ્રમાણે નીકળે છે " દુનિયાની ક્ષણભંગુર વસ્તુઓ મેળવવા માટે થતી આ સઘળી ધમાલ અને મારામારી એ કેવળ પડદા ઉપર 'મેજીકલેન્ટર્ન' થી પાડેલાં પુતળાં બરોબર છે " સાંસારિક ફતેહો, વ્યાપારની સારી કમાણી, લોક વખાણ, આખરે તો ઘણીજ તકલીદી વસ્તુઓ છે અને જોરશેર વ્હેતી નદીના પ્રવાહમાં એક ક્ષણે ઉત્પન્ન થઇ બીજી ક્ષણે નાશ પામતા પણીના પરપોટા સમાન છે એવા પકી ખાતરી તેમના હૃદયમાં થયેલી હોય છે. અને તેને વાસ્તે જે હરીફાઇ, ઇર્ષ્યા અને મનની આકુળ વ્યાકુળતા થાય છે તે તદ્દન નિરર્થક છે.

જો જીંદગીનું સ્વરૂપજ આવું હોય તો પછી જીવનમાં કાંઇપણ ઉત્તમ રહેવા રહેલું નથી ? શું એવો એક પણ ઉત્તમ સિદ્ધાંત નથી કે જે કહેતાં વારજ સમજવામાં આવે ! શું એવો એક પણ ખજાનો નથી કે જે ચારે બાજુએ વેરાયેલો માલુમ પડે ! આવા પ્રશ્નો સ્વાભાવિક રીતે મનુષ્યના હૃદયમાં ઉત્પન્ન થાય છે.

દરેક સ્ત્રી પુરૂષના પોતાના અનુભવની પેલી પાર ગયા સિવાય પણ તે પ્રશ્નોનો ખુલાસો મળી શકે તેમ છે અને તે ઉત્તરની અંદરજ ઉંડુ સત્ય સમાયેલું માલુમ પડશે એકાદ વસ્તીવાળાં શહેરની ઘોંઘાટવાળી અને મનને ક્ષોભ પમાડનારી જીંદગીમાં સામાજીક ફતેહના ક્ષણભંગુર સુખ માટે પ્રયત્ન કરવામાં, હલકી અભિલાષા–આશાઓની આતુરતામાં નજીવી નિરાશાઓના સંતાપમાં આપણા સરખાજ સ્વાર્થી બીજા પુરૂષો સાથે સ્વાર્થની ખાતર કલેશ ઉત્પન્ન કરવામાં એક અઠવાડીયું અથવા માસ ગાળ્યા પછી તે ગડબડ અને કલબલાટવાળા ગીચ શહેરમાંથી ઘણે દુર જ્યાં આગલી રાતના વર્ષાદનું એકઠું થયેલું પાણી ધોધ બંધ વહે છે, બીકણ સસલાના ચાલવાથી સુકાંપાંદડાનો ખખખણાટ અવાજ નીકળે છે, ભૂંડના દોડવાથી પાર થતી ગરપીને લીધે ઝરામાંથી નીકળતો સણસણાટ અવાજ સંભળાય છે, કિનારાપરના કાંકરા સાથે અથડાવાથી પાણીમાંથી ક્ષુધવાટ

કરતો અવાજ શ્રવણ ગોચર થાય છે. ઘાસની ઝાડીમાં ઉડતાં પતંગીઆઓ ગણગણાટ કરી રહ્યા છે, અને છાયા નીચે આવેલા પાણીના ખાબોચીઆમાં આવેલી માછલીઓ ફડફડાટ કરી મુકે છે; જ્યાં આવા કુદરતની શાંતિમાં ઓરજ પ્રકારનો વધારો કરનારા નાદ ચારે બાજુએથી નીકળે છે અને કોઇ પણ રીતે સર્વત્ર પ્રસરી રહેલી કુદરતની શાંતિમાં વિઘ્ન કરતા નથી ત્યાં પર્વતમાં આવેલી એકાંત વાસવાળી શાંત જગ્યામાં અથવા પવિત્ર તીર્થમાં આપણે જઇએ તો તેના મનુષ્યોથી દૂર આવેલા સ્થળમાં કુદરતના ચમત્કારક સ્પર્શથી મન શાંત થઇ જાયછે. આવા સર્વ બાજુએ પ્રસરી રહેલા શાંતિના વાતાવરણમાં શહેરના ધધારોજગાર તથા સ્વાર્થી મારા મારને લીધે ઉત્પન્ન થતા કકલાટ, ખીજવાટ, અને મૂર્ખતા કેવા સ્વરૂપમાં આપણી અગળ ખડા થાય છે ? તે સમયે આપણને લાગે છે કે એક નાની બાબતમાં આપણે જીત્યા હોઇએ કે હાર ખાધી હોય તો તેથી શું થયું? આપણી કોઇએ પ્રશંસા કરી હોય કે કોઇએ આપણી નિંદા કરી હોય તો તેમાં શું વળ્યું ? તે જીંદગીના પાણીના વમળથી અને જોરશોર ઉછળતાં કલ્લોલથી દૂર જવાથી આંતરદ્રષ્ટિ ક્ષણવાર ખુલે છે અને આપણને સહજ ભાન થાય છે કે બ્હારની કંટાળા ભરેલી અને સ્વાર્થી જીંદગીને અંતરની ખરી અને શુદ્ધ માર્ગ ભણી દોરનારી જીંદગી સાથે ઘણોજ થોડો સંબંધ છે.

જગ્યાની માફક કાળમાં પણ દૂર જવાથી જીંદગીના સુખ દુઃખનો યથાર્થ ખ્યાલ મેળવવાને માટે આપણને પ્રસંગ મળે છે. સુખ, આશાઓ, કસોટી, નિરાશાઓ જે સમયે આવી પડ્યા હતા તે સમયને દશ વર્ષ વીતી ગયા પછી તે બાબતનો સંબંધી વિચાર કરીશું તો તે નજીવી બાબતોને આપણે તે સમયે એટલું બધુ ગંભીર રૂપ કેમ આપ્યું હતું તે વિષે આપણને આશ્ચર્ય ઉપજ્યા વિના રહેશે નહિ. આ પ્રમાણે કાળ વીત્યા પછી જીંદગીના ભારેમાં ભારે સંકટો, આફતો પણ, સૂક્ષ્મ વિચાર કરતા, આપણને વિચિત્ર રીતે અફસસ ભાસે છે.

એક સમય એવો હતો કે જ્યારે આપણું જીવન બીજાના જીવન સાથે જોડાઇ ગયેલું હતું. અને તે વખતે જીવનમાં જે જે કાંઇ આનંદદાયક હતું તે સર્વ તેમાં આવી વસ્યું હતું, જ્યારે તે પ્રેમપાત્ર નાશ પામ્યું ત્યારે આપણને લાગ્યું કે જીંદગી, હવે નિષ્પ્રયોજન થઇ, હૃદયના ચુરેચુરા થઈ ગયા અને હવે જીવન અને મૃત્યુ સમાન છે. પણ વખત જતાં તે કારી ઘા રૂઝાયો અને આપણી જીંદગીમાં આનદ આપનારાં નવા પુષ્પો ખીલી નીકળ્યાં અને અત્યારે તે જીંદગીના ચુરેચુરા કરનાર પ્રસંગ વિષે જરા પણ દિલગીર થયા શિવાય આપણે વિચાર કરી શકીએ. અથવા એક અપ્રિય-કટુ શબ્દ બોલી

મિત્રતા તોડી હોય; દશ વર્ષ વીત્યા પછી તે સમયનો વિચાર કરીએ તો તે વખતનો આપણો ક્રોધ અને જુસ્સો તદ્દન મૂર્ખાઇ ભરેલાં હતાં એમ જણાયા વિના નહિ રહે.

"અથવા અતિશ્રમ લેઇ મેળવેલી ફતેહથી આપણે આનંદની રેલમાં તણાયા હોઇએ; પણ જીંદગીના મિત્રમાં તે ફતેહની ખરી સ્થિતિ છે તેનો અત્યારે શાંત મને વિચાર કરીએ તો તે ફતેહ કેવી સાધારણ હતી અને આપણે તેના સંબંધી કેવી અતિશયોક્તિથી વિચાર કર્યો હતો તે સઘળું નજર આગળ તરી આવશે. તે સમયે તે બનાવે આપણું માનસિક આકાશ ભરી નાખ્યું હતું. પણ હાલ તેનો તે બનાવ એક બિંદુ રૂપે ભાસે છે.

જગ્યાથી તેમજ કાળથી દૂર જઇએ અને આપણે પૂર્વકાળની ફતેહો તથા નિરાશાઓ વિષે વિચાર કરીએ અને તેથી તત્વજ્ઞાનને લીધે જે શાંતતા મળે તે જ્યારે આપણે પાછા સંસાર વ્યવહારમાં ગુંથાઇએ છીએ ત્યારે પ્હેલાંની માફક અદૃશ્ય થાય છે. સર્વ સાધારણ વસ્તુઓ તેઓના નવા સ્વરૂપમાં આપણું મન આકર્ષે છે. પૂર્વના સુખ દુઃખ નવા આકારોમાં આપણાપર અસર કરતા જણાય છે, અને ઇંદ્રિયો તેમજ વિકારોનો જુસ્સો હૃદયને ઘસડી જાય છે અને આ પ્રમાણે પૂર્વની માફક નજીવી ચિંતાઓમાં, નાની તકરારોમાં, ક્ષણિક આશાઓમાં, અને નિરર્થક નિરાશાઓમાં આપણો અમૂલ્ય સમય વ્યતીત થાય છે.

શું નિરંતર આમજ ચાલ્યાં કરશે ? આપણે જગતમાં રહી જીવનરૂપી નાટકમાં આપણો ભાગ ભજવવા માગતા હોઇએ તો શું સઘળી ક્ષણિક વસ્તુઓને આધીન થઇ રહેવું જોઇએ ? અથવા તો જો કે તે વસ્તુઓમાં આપણે રહેવાનું હોય અને કાળમાં ચારે બાજુએ તેમનાથી ઘેરાયેલા હોઇએ તો પણ તેમનાથી દૂર હોઇએ તેવું શાંતિનું સ્થળ શું આપણને મળી શકે ? જે ઉત્તર પ્હેલાં આપણે આપી ગયા તે ઉપરના ઉત્તરમાંજ આ સંબંધી સત્ય રહેલું છે.

મનુષ્ય તે એક અમર પ્રાણી છે. ઇચ્છાઓ અને વિકારોથી જાગૃત થતા અને પ્રવૃત્તિ કરતા "માનસ દેહ" માં તે આચ્છાદિત છે. અને તેના અમરસ્વભાવની દોરીથી તે સાથે જોડાયેલો છે. તે દોરી તે મન છે. અને આ મન અસંયત અને અસ્થિર હોવાથી જગતના બાહ્ય વિષયોમાં આમતેમ ભટકે છે, અને વિકારો તેમજ ઇચ્છાઓ, આશાઓ તેમજ ભયને લીધે ચપળ બને છે. ઇંદ્રિયોના વિષયમાંથી ઉપજતા ક્ષણભંગુર આનંદના ઘુંટડા પીવાને તૃષાતુર હોય છે, અને આસપાસના ખાલી ભપકાથી અને ઘોંઘાટથી તે શૂન્ય બને છે. અને અર્જુને જણાવ્યા પ્રમાણે મન ચપળ, ક્ષોભ પમાડનારૂં મજબૂત અને હઠીલું છે આ ચકડોળે ચડતા મનની પેલીપાર સાક્ષીરૂપે શાંત નિર્વિકારી મનુષ્યનો અંતર્યામી આત્મા રહેલો છે. જો કે નીચે તોફાન હોય તો પણ ઉપર તો શાંતતાજ પ્રસરી રહેલી હોય છે. અને તેજ શાંતિનું સ્થળ છે. કારણ કે આત્મા તો અમર–શાશ્વત છે અને

સંસારની વસ્તુઓ અનુભવ લાવી આપે તેમજ સારા સારનું જ્ઞાન આપી શકે તે સિવાય તેને શા અર્થની છે ? તેણે આ માટીના દેહમાં રહી ઘણીવાર જન્મ અને મરણ, લાભ અને હાનિ, આનંદ અને વિષાદ, સુખ અને દુઃખ અનુભવ્યા છે અને તેને લીધે પડદા ઉપર દેખાઈ અદૃશ્ય થતા ચિત્રો સમાન તેમને ગણે છે. આગની ઉપાધિને દુઃખ પુતા કાઈપણ ઠેકાણે એકયતા ( Harmony ) નું ચક્ર બગડયું હશે તેમ તેને જણાયછે અને તેવા મનુષ્યને દુઃખ પણ આનંદ દાયક થઈ પડે છે કારણ કે દુઃખરૂપી ગુરૂ આપણી ભુલ જણાવે છે અને જ્યાથી તે દુઃખ ઉદ્દભવ્યું તેનો ત્યાગ કરવાનું શીખવે છે. અંતગ ત્માને આ જડ વસ્તુઓ ઉપર જય મેળવવાનો છે તેમજ તે દ્વારા તેને શુદ્ધ, અને ઉચ્ચ બનવાનું છે અને કામ શી રીતે કરવું તે દુઃખને લીધે મળતા અનુભવથી શીખીશકે છે.

હવે તે શાંતિનું સ્થળ મેળવવાનો માર્ગ આપણા અંતરાત્માની બહિરાત્મા સાથે નહિ પણ પરમાત્મા સાથે એકયતા અનુભવવામાં રહેલો છે. આપણે ઘણીવાર મન તેમજ શરીરની અંદર કાર્ય કરતા મગજને આત્મારૂપ માનવા અજ્ઞાનથી દોરાઈએ છીએ. "વિકારો તેમજ ઇચ્છાઓ સાથે આપણે ભુલથી આપણી એકયતા કબુલ કરીએ છીએ અને" અમે આશા રાખીએ છીએ " " અમને ભય લાગે છે " આવા શબ્દો ઉચ્ચારીએ છીએ. કેટલીક વાર તો આ જગતમાં કાર્ય કરવાના સાધનરૂપ જે સ્થૂલ દેહ તેજ આપણે છીએ એમ જો કે શબ્દોમાં આપણે જણાવતા નથી તો પણ આપણા કાર્યપરથી તેમ જણા ઈ આવે છે.

આપણા બંધારણના આ સઘળા ભાગો બાહ્ય વસ્તુઓના સંબંધમાં આવ્યાથી જ્યારે જાગ્રત થાય ત્યારે સ્થૂલ જીવન આપણાપર પૂરેપૂરી અસર કરે છે અને આપણા ચૈતન્યમાં પણ વિકૃતિ થાય છે અને જેવી રીતે ઉછળતા મોજાવાળા સમુદ્રપર આવેલું વ્હાણ તોફાનને લીધે આગતેમ ચકડોળે ચડે છે તેજ રીતે અસંયત હૃદય મનોવિકારોની આજ્ઞાને સ્વાધીન થઈ આપણા આત્મિક જ્ઞાનને દુર ફેંકી દે છે અને તે સમયે શાંતિ બળ ધૈર્યથી વિમુખ બનાવનારી સઘળી વૃત્તિઓ—ઉશ્કેરાયેલું મન, મનની સમાધાનતાનો અભાવ, ચીડીયાપણું, વેર લેવાની ઇચ્છા—પોતાના સઘળા જોરથી તેનાપર અસર કરે છે.

જે માર્ગે શાંતિના સ્થળ ભણી જવાય તે માર્ગે ચાલવાનો પ્રારંભ કરવો તેજ અંતરાત્માની પરમાત્મા સાથે એકયતા અનુભવવારૂપ, તેમજ તે જુએ છે અને વિચારે છે તે રીતે જોવા અને વિચારવારૂપ છે. આપણે એકદમ તે કાર્ય કરી શકીએ નહિ તે તો ખરૂં છે, પણ તે પ્રમાણે ચાલવાનો પ્રારંભ કરવો તે તો આપણા હાથમાં છે અને તે પ્રાપ્ત કરવાના ત્રણ સાધન નીચે પ્રમાણે છે —

(૧) ઇંદ્રિયોના વિષયથી પરાઙમુખતા, (૨) ફળ—પરિણામમમતા રહિત નિરાસક્તિ (૩) પરમાત્માનું સતત ધ્યાન

અનુક્રમે તે ત્રણ સાધનોમાંથી એક પછી એક વિચારીશુ પ્રથમ ઇંદ્રિયોના વિષયથી પૈરાગમુખતા' પ્રથમ સાધન' મેળવવાને માટે નિરતર ઉદ્યાપણ બરેલી રીતે આત્મકેળવણીની જરૂર છે, તેને વાસ્તે નાની નાની ઉદ્વેગ પમાડનારી ચીજો તરફ, ખાવાપીવાની મોજમજા તરફ અને સ્થૂલ શરીરના ભોગ તરફ વિરાગવૃત્તિ રાખવાની આવશ્યકતા છે અને નાના પ્રકારના સુખ અને દુખ મેળવવાની તથા ભોગ કરવાની ઇચ્છા પણ ધીમે ધીમે નાશ કરવી જોઇએ. અને આ રીતે ચિંતાગ્રસ્ત થવા વિના નાની બાબતો સબધી ઉદાસીન વૃત્તિ (Indifference) આપણા હૃદયમા જાગ્રત કરી શકીશુ અને તેને લીધે લોકો જરાકમાં મિજાજ ખુએ છે તેઓ આપણને અસર કરી શકશે નહિ અને આ પ્રમાણે આપણા સ્વજન તથા પડોશીઓ જેઓને આવી અડચણો હેરાન કરે છે તેમને મદદ કરવા આપણે યોગ્ય થઈશુ અને આ રીતે આપણા કરતા નાજુક પગવાળાનો માર્ગ થોડેઘણે અશે સરળ બનાવવામા સાધન ભૂત થઈશુ આ ઉદાસીન વૃત્તિ મેળવવાની મધ્યમસરપણુ તેજ કુચી છે ભગવદ્‌ગીતામાં કહ્યુ છે કે, આ દૈવી કેળવણી જે મનુષ્ય વધારે ખાય છે અથવા જે ઓછુ ખાય છે, જે લાંબો વખત સુઇ રહે છે અને જેને ઉજાગરા કરવાની ટેવ પડી છે તેનાથી મેળવી શકાય તેમ નથી જે મનુષ્ય ખાવાપીવામાં, એશઆરામમા નિયમિત રહે છે, જે કાર્ય કરવામાં મધ્યમસર છે. અને જે ચાલવામા તેમજ ઊંઘવામા નિયમ પ્રમાણે વર્તે છે તેવા મનુષ્યના હૃદયમાજ દુખનો અત લાવનાર ધ્યાન-મનન ઉત્પન્ન થવા પામે છે" શરીરના કકડા કરવાના નથી પણ તેને કેળવી નિઅહમાં લાવવાનુ છે **शरीरमाद्य खलु धर्म साधन** । ધર્મ સાધનમા પ્રથમ નિરોગી શરીર છે બીજુ સાધન કાર્યના ફળની ઇચ્છા ન રાખવી તે છે, આપણે આગળ કેવી રીતે પ્રવૃતિ કરવી તે જાણવાને સારૂ આપણા કાર્યના ફળની તપાસ ન રાખવી એમ આ ઉપરથી સમજવાનુ નથી, કારણ કે આવા પરિણામનો અભ્યાસ કરવાથી અનુભવ મળે છે અને તે દ્વારા ખરૂં જ્ઞાન પ્રાપ્ત થાય છે જ્યારે આપણે કોઇપણ કાર્ય આપણી વિચાર શક્તિથી, બળથી અને શુદ્ધ આશયથી કર્યું હોય તો પછી તેને જતુ કરવુ અર્થાત તેના સબધી જરાપણ ચિંતા ન રાખવી એ વાત ધ્યાનમા રાખવાની છે જે કાર્ય કર્યું તે ન કર્યું થવનુ નથી અને કેવળ ઉદ્વેગ કે ચિતાથી આપણને કાઇપણ લાભ મળતો નથી જ્યારે કાર્યનુ પરિણામ આવે ત્યારે ફક્ત જ્ઞાનને ખાતર તે ફળની નોંધ લેવી પણ તેમાં હર્ષિત તેમજ દિલગીર થવુ નહિ કારણ કે આનદ યા વિષાદની વૃત્તિ આપણુ ધ્યાન આપણા હાલના કર્તવ્યમાથી ખેચી લેઉ છે અને તે કાર્ય કરવાને આપણને નિર્બળ બનાવે છે અને તેટલા વાસ્તે શોક કે હર્ષની કોઇપણ વૃત્તિને વાસ્તે આપણને અવકાશ નથી ધારો કે પરિણામ 'ખરાબ' આવ્યુ તે વખતે સુજ્ઞ મનુષ્ય મનની સાથે નીચે પ્રમાણે વિચાર કરશે " મે 'ભૂલ' કરી તેથી અનિષ્ટ પરિણામ આવ્યુ અને ભવિષ્યમા તેવી ભુલ કરતાં અટકવાને પ્રયત્ન કરીશ પણ વિષાદ અને શોકને લીધે તો મારા હાલના કર્તવ્ય બજાવવાને માટે હુ અયોગ્ય થઈશ અને તે છતા પણ મારી ભુલથી કરેલા કાર્યના પરિણામમા જરાપણ ફેરફાર થવાનો નથી તેથી આવા શોકમા કાળ નિર્ગમન કરવાને બદલે વધારે સારી રીતે કાર્ય કરવાને પ્રયત્ન કરીશ' આ પ્રમાણે પોતાની જાતને પોતાના કાર્યના ફળથી ભિન્ન ગણવામા શાંતિનો માર્ગ રહેલો છે ધર્મશાસ્ત્રમા કહેલુ છ

૩ " જેઓ કોઇપણ કાર્ય કરતી વખતે પરમાત્માને તે કાર્ય અર્પણ કરે છે અને તેના પરિણામ સબંધી સર્વ સ્વાર્થી વિચારોનો ત્યાગ કરે તે મનુષ્ય જેમ કમળ જળમા ઉગવા છતા પણ જળથી નિર્લિપ્ત રહે છે તેમ કર્મ કરવા છતા પણ કર્મથી બધાતો નથી બધાઇ શકતો તે સ્વાર્થનો વિચાર દૂર કરી તેઓના શરીરથી, મનથી, બુદ્ધિથી અને ઇન્દ્રિયોથી કેવળ હૃદય શુદ્ધિને અર્થે કાર્ય કરે છે અને જે મનુષ્ય ભક્ત છે અને કાર્યના ફળમાં આસક્ત નથી તે માનસિક શાન્તિ અનુભવે છે પણ જે મનુષ્ય સ્વાર્થને લીધે તેના કાર્યના ફળમા આસક્તિ રાખે છે તે કર્મબંધનથી બંધાય છે

ત્રીજુ સાધન ધ્યાન તે મનની શાંતિને સારૂ ઘણુંજ ઉપયોગી તેમજ ઘણુંજ દુષ્કર છે પરમાત્મા સાથે આપણા જીવાત્માની ઐક્યતા અનુભવવાનો સતત પ્રયત્ન કરવામા તેમજ તેના જેવા આ જગતમા સ્વાત્મ ભાનવાળા થવામા તે રહેલુ છે.

કોઇપણ વસ્તુપ્રતિ આ ભમતુ અને અસ્થિર મન આકર્ષાય તે સમયે તેને વશ કરી, પાછુ વાળી અને આત્માપર સ્થિર કરવાની ધ્યાનના અભ્યાસીઓને જરૂર છે આતો આખી જીદગીનુ કામ છે પણ તે આપણને શાંતિના સ્થળભણી દોરશે તે નિઃસંશય છે આ પ્રયત્નને નિરંતર ચાલુ રાખવો જોઇએ, અને ધીરજથી તેના પ્રાપ્ત થવા રહેવુ જોઇએ જેમ કાચબો પોતાના કોચલા (Carapace) માં પ્રવેશ કરે છે તેમ આપણે પણ અમુક નિયમિત સમયે થોડો સમય આપણા મનને અંતર્મુખ કરી વિચાર કરવો જોઇએ કે આપણે કાંઇ ક્ષણ ભંગુર નથી પણ અમર છીએ, અને આસપાસની ક્ષણિક વસ્તુઓ આપણને કાંઇ અસર કરી શકશે નહિ આમ વિચાર કરવાથી ધ્યાન અથવા મનનને સહાય મળે છે આ પ્રમાણે અંતર્મુખ રહેવાથી ધીરે ધીરે ખીલતી અને વૃદ્ધિ પામતી શક્તિથી આપણે પરમશાંતિ તેમજ ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત કરવા સમર્થ થઇએ છીએ કારણ કે સ્વકીય ઇચ્છાઓના અભાવથી તેમજ પોતાના અમર સ્વભાવનો ખ્યાલ આવવાથી આપણે એક તરફી અથવા પક્ષપાતવાળા વિચારોને અંગીકાર કરતા નથી અને તેથી કરીને વસ્તુઓનું ખરૂં જ્ઞાન મેળવવાને સ્વતંત્ર થઇએ છીએ

મન નિશ્ચિત અને એક વસ્તુ ઉપર સ્થિર એકાગ્ર થવાથી સર્વ બાજુએથી તે જ્ઞાન મેળવી શકે છે જે મનુષ્યનું હૃદય અને મન ચિંતાગ્રસ્ત અને અસ્થિર છે તે જ્ઞાન મેળવવાની સ્થિતિમા નથી આ પ્રમાણે ધીરજ રાખવાને લીધે ધ્યાનયોગીએ શાંતિ મેળવે છે જે મનુષ્યનું મન શાંત છે, જેણે પોતાના વિકારો તથા ઇચ્છાઓને નિયમમા રાખ્યા છે અને જે પરમાત્મા સાથે ઐક્યતા અનુભવે તે જરૂર પરમાનંદ મેળવે છે

આ ત્રિવિધ માર્ગ શાંતિના સ્થળમાં લેઇ જાય છે અને તે સ્થળમા રહેવું તે કાળ અને મૃત્યુ ઉપર જય મેળવવા સરખુ છે બીજા શબ્દોમા કહીયે તો તે મનુષ્ય અમર બને છે અને જન્મમરણના ચક્રથી મુક્ત થાય છે આ માર્ગ બાબે રસ્તે ઉભી સીધી ટેકરીપર ચઢવા જેવો છે અર્થાત્ વિકટ છે પણ શાંતિ રૂપી પક્ષીનો પાંખો તે મુસાફરના શ્રમિત કપાળપર પવન નાંખે છે અને જેમા કદાપિ ભંગ ન પડે તેવી પરમ શાંતિ છેવટે તે પ્રાપ્ત કરે છે

---

# સુખશાન્તિનો ઉદય!

## અનિશ્ચિત સ્થિતિઓમાંથી બચવાનો માર્ગ

( અનુસંધાન પૃષ્ટ ૧૯ થી. )

નિઃશ્રેયના ઉત્તમોત્તમ સ્વરૂપ ઉપર વચમા આવી પડતી અધમ પ્રકૃતિ વડે નખાતી ક્ષણિક છાંયારૂપે અશ્રેય, પાપ છે, તથા દુનિયા એક એવું દર્પણ છે કે જેમાં દરેક પોતપોતાનું પ્રતિબિંબ જુએ છે, એટલું જોવા અને જાણ્યા પછી હવે આપણે અનુભવની તે ભૂમિકામાં આવીએ છીએ કે જ્યાં નિયમનું દર્શન થાય છે અને અનુભવાય છે. આ અનુભવ પછી એવા જ્ઞાનનો ઉદય પામે છે કે, દરેક પદાર્થનો કાર્ય અને કારણના ન અટકે એવા કાર્ય પ્રતિકાર્યમાં સમાવેશ થાય છે અને કોઇ પણ પદાર્થ આનિયમમાંથી દૂર થઇ શકે એ વાત અસંભવિત છે મનુષ્યના નજીવા વિચાર વાણી અથવા વ્યવહારથી માંડીને જ્યોતિના ઓના મંડલો સુધી પણ આ નિયમ એકત્વ ભોગવે છે એક ક્ષણ માટે પણ કોઈ પણ પ્રકારની સ્વચ્છંદી અવસ્થા સંભવી શકતી નથી કારણ કે એમ સંભવી શકે તો, નિયમના અસ્વીકાર અને નાશરૂપ થઇ પડે તેટલા માટે જીંદગીની દરેક સ્થિતિ નિયમસર અને એક સરખા ક્રમમા બંધાયલી છે અને દરેક સ્થિતિના રહસ્ય અને કારણનો તેના પોતામાંજ સમાવેશ થાય છે, "મનુષ્ય જેવું વાવશે તેવું લણશે" એ નિયમ અનંતતાનાદ્વાર ઉપર ચમકતા અક્ષરોથી કોતરવામાં આવ્યો છે, અને કોઇથી તેની ના પાડી શકાશે નહિ, તેને છેતરી શકાશે નહિ, તથા તેમાંથી બચી શકાશે નહિ જે મનુષ્ય દેવતામા પોતાનો હાથ ઘાલે છે તેણે દાઝવાનો અંત આવતા સુધી તે દુઃખ ભોગવવુંજ જોઇએ, પ્રાર્થનાઓ અથવા આપથી તેમાં કોઇ પણ પ્રકારનો ફેરફાર કરી શકાશે નહિ. લગભગ આના જેવોજ નિયમ માનસના પ્રદેશમાં પ્રવર્તે છે. ધીક્કાર ક્રોધ, ઇર્ષ્યા, દ્વેષ, રાગ, લોભ, એ સર્વ દઝાડે એવા અગ્નિઓ છે, અને જે કોઇ તેનો સ્પર્શ માત્ર પણ કરે છે તેણે દાઝવાનું દુઃખ સહન કરવુંજ જોઇએ. મનસની આવી સર્વ દશાઓને યથાર્થ રીતે 'પાપ' રૂપ ગણવામાં આવે છે, કારણ કે એ સર્વ નિયમને ઉથેલાવવાના પોતાના અજ્ઞાનને લીધે અધમ પ્રકૃતિથી થતા પ્રયત્નોછે, અને તેથી તેઓ આતરમાં અધાધુંધી અને ગરબડાટ મચાવી મુકેછે અને વહેલા અથવા મોડા તેઓ બાહ્ય અવસ્થાઓમાં, શોક દુઃખ નિરાશાની સાથે જોડાયલા રોગ, નિષ્ફળતા અને દુરદૈવનારૂપમાં યથાર્થ રીતે અનુભવવામાં આવે છે. પ્રેમ વિનય, શુભેચ્છા, સુચિતા, તેમને પસંદ કરનારના ઉપર શાંતિ વર્ષાવતી શાંતિદાયક દશાઓ છે, અને નિત્યનિયમની સાથે તદ્રુપ હોવાથી, તેમનાં આરોગ્ય, શાંતિદાતા પરિવર્તનોનો, અડગ વિજય અને શુભ દૈવનારૂપમાં અનુભવ થાય છે.

વિશ્વમાં વ્યાપી રહેલા આ મહાન્ નિયમની સંપૂર્ણ સમજ વડે, અધીનતાના ના

મથી જાણીતી મનસની દશા પ્રાપ્ત થાય છે. ન્યાય, ઐક્ય, અને પ્રેમ, વિશ્વમાં શ્રેષ્ઠ સ્થાન ભોગવે છે એટલું જાણવું એ, એટલું જાણવા બરોબર છે કે સર્વ પ્રકારની વિરોધી અને દુઃખદાયક દશાઓ, એ નિયમ પ્રત્યેની આપણા પોતાની અનધીનતાના પરિણામ રૂપ છે. આવા પ્રકારનું જ્ઞાન, સામર્થ્ય અને શક્તિમાં પરિણામ પામેછે, અને માત્ર આવા જ્ઞાનવડેજ, એક યથાર્થ જીવન, અચલ વિજય અને સુખની પ્રાપ્તિ થઈ શકે છે. સર્વ દશાઓમાં ધીરજ રાખવી, આપણી કેલવણીમાં આવી સર્વે દશાઓ આવશ્યક વાતો રૂપે છે એમ સ્વીકારવું, એ સર્વ દુઃખદાયક દશાઓના પારના થવા બરોબર છે, અને તેમના ઉપર એવી જીત મેળવાય છે કે તે જય ખાત્રી ભરેલો હોય છે, જેથી તેમની પુનઃપ્રાપ્તિની ભીતિ રહેતી નથી, કારણ કે નિયમને અધીન વર્તવાની શક્તિ સહેજ તેમનો સંપૂર્ણ વિનાશ થઈ રહે છે. આવી રીતે અધીન વર્તનાર એક મનુષ્ય નિયમ સાથે ઐક્યમાં કામ કર્યા જાય છે, યથાર્થ રીતે નિયમ સાથે પોતાની જાતે અભેદ પામે છે, અને જેના જેના ઉપર તે વિજય પ્રાપ્તી કરે છે તે સદા મારેનો હોય છે; જેની જેની તે સ્થાપના કરે છે તેનો કદા વિનાશ થઇ શકતો નથી.

સર્વ પ્રકારના પ્રાબલ્યનું તેમજ સર્વ પ્રકારની નિર્બલતાનું કારણ આંતરૂમાં હોય છે; સર્વ પ્રકારના સુખનું તેમજ સર્વ પ્રકારના દુઃખનું રહસ્ય પણ આંતરમાંજ હોય છે. આંતરૂના વિકાસને રહેવા દઇને કોઇ પણ પ્રકારની વૃદ્ધિ સંભવી શકતી નથી અને જ્ઞાનમાં ક્રમપૂર્વક વૃદ્ધિ વિના, સમૃદ્ધિ, અથવા શાંતિનું ખાત્રી ભરેલું સ્થાન પ્રાપ્ત કરી શકાતું નથી.

તમારૂં એમ કહેવું છે કે તમે દશાઓથી, પરિવર્તનોથી, અવસ્થાઓથી, બધાઇ ગયેલા છો; તમે સારો લાગ મળવા માટે, વિશાલ પ્રદેશ માટે, સુધરેલી સ્થૂલદશાઓ માટે બૂમો પાડો છો, અને આંતરમાંથી તો કદાચ તમને હાથપગથી બાંધી લેતા ભાવિને શ્રાપ દેતા હોછો. તમારા જેવાઓ માટે આ લેખનો ઉદ્દેશ છે; તમારા જેવાઓ માટે જ આ વિચારો ચલાવવામાં આવે છે. લક્ષપૂર્વક અવલોકો અને આ લેખના શબ્દોને તમારાં અંતઃકરણમાં પજવલવારો, કારણ કે અત્રે કહેવાતી વાત સત્યજ છે:—

**જો તમે અડગ રહીને તમારા આંતરૂજીવનને સુધારવાનો નિશ્ચય કરો તો તમારા બાહ્ય જીવનમાં તમે ઇચ્છા કરો તેવી સુધરેલી દશા પ્રાપ્ત કરી શકો.** મારી રીતે મારા જાણવામાં છે કે પ્રારંભમાં આ માર્ગ વેરાન જેવો લાગેછે, પરંતુ જો તમે તે માર્ગ પ્રમાણે ચાલવા મામતા હો તોજ તેમ લાગે છે; ( સત્ય હમેશાં એવુ જ હોય છે, પાપ અને માયાજ આરંભમાં આકર્ષક અને મોહક હોય છે; ) જો તમે ખંત સહિત તમારા મનસને કેળવો, તમારા દોષોને નિર્મૂલ કરતા જાઓ, અને તમારા આત્મસામર્થ્ય તથા આધ્યાત્મિક શક્તિઓને તેમની મેળેજ વિકસવા દ્યો તો તમારા બાહ્ય જીવનમાં થતા અદ્ભુત ફેરફારોથી તમને નવાઇ લાગશે. આગળ વધતા મંડાતાં, તમારા માર્ગમાં ઉત્તમોત્તમ યોગ્ય અવસરો પ્રાપ્ત થયાં જશે અને તેમનો બરોબર ઉપયોગ કર-

વાની શક્તિ અને વિવેક તમારામાં ઉદય પામશે બોલાવ્યા વિના પણ ઉદાર મીત્રો તમારી પાસે આવશે. ચુંબકના તરફ સોયની માફક અનુરૂપ જીવાત્માઓ તમારા પ્રતિ આકર્ષાશે, અને પુસ્તકો તથા સર્વ પ્રકારના બાહ્ય સાધનો તમારા શોધ્યા વિના તમને મળી રહેશે.

કદાચ તમારા ઉપર દારિદ્રયના ભારે બંધનો ઝઝુમી રહ્યા છે, તમે મીત્ર રહિત અને એકલા છો, અને તમે, તીવ્ર ઇચ્છાથી આશા રાખો છો કે તમારો, ભાર હલકો થાય, પરંતુ ભાર તો વધ્યા જાય છે અને તમે હમેશા વધ્યા કરતા અંધકારમાં વિંટાઈ ગયા હો એવા દેખાઓ છો. તમે બડબડાટ કરો છો, તમારા નશિબ માટે આંસુ ટાળો છો; તમે તમારા જન્મનો, માતપીતાનો, ઉપરીનો, અથવા અનીતિમાન્ શક્તિયો કે જેમણે તમને દારિદ્રય અને દુઃખ તથા અન્યને સમૃદ્ધિ અને સુખ આપ્યાં તેમનો દોષ કાઢો છો. તમારૂં બડબડાટ કરવાનું ને ક્રોધે ભરાવાનું બંધ કરો; તમે જેનો જેનો દોષ કાઢો છો તેમાંનું કોઇ પણ તમારા દારિદ્રયનું કારણ નથી; કારણ તો તમારા પોતાના અંતરમાં છે, અને જ્યાં કારણ છે ત્યાં ઉપાય પણ છે. તમે બડબડાટ કર્યા કરો છો એટલી વાત જ દર્શાવી આપવાને પૂરતી છે કે તમે તમારા નશિબને ( દશાને ) યોગ્ય છો; સર્વ પ્રકારના પ્રયત્ન અને વૃદ્ધિના આધારરૂપ શ્રદ્ધાની તમારામાં ખોટ છે, એટલું પણ દર્શાવી આપે છે. નિયમ પૂર્વક પ્રવર્તતા વિશ્વમાં બડબડાટ કરનાર માટે કોઇ પણ સ્થાન નથી અને શોક, દીલગીરી એ આત્મ-ઘાત બરોબર છે તમારા મનના વલન વડેજ, તમને બાંધી લેતી શૃંખલાઓને તમે બલવાન બનાવો છો અને તમને વિંટી લેતા અંધકારને તમારી આસપાસ ખેંચી લાવો છો. તમારા જીંદગી વિષેના દૃષ્ટિ બિંદુને બદલો, અને તમારૂં બાહ્ય જીવન પણ બદલાશે. તમારી જાતે શ્રદ્ધા અને જ્ઞાનની વૃદ્ધિ કરો, અને ઉત્તમ પરિવર્તનો તથા વિશાલ અવસરો માટે તમારી જાતને યોગ્ય બનાવો સર્વથી પ્રથમ એટલી ખાત્રી રાખો કે તમારી પાસે છે જે છે તેને તમે ઉત્તમ રીતે ઉપયોગ કરો છો. નાના લાભો માટે દુર્લક્ષ કરીને તમે મહાન્ લાભો મેળવી શકો, એવી ધારણામાં તમારી જાતને મોહ પામવા દેશો નહિ; કારણ કે જો તમે તેમ કરી શકો તો તે લાભ અનિત્ય નિવડશે અને ઉપેક્ષા કરેલા બોધનું ગ્રહણ કરવા માટે તુર્તજ તમારે ફરીથી પાછા હઠવું પડશે. જેમ આગલા ધોરણમાં જતા પૂર્વે બાલકે પ્રથમનું ધોરણ પકડું કરવુંજ જોઇએ, તેમ તમે જેની આટલી બધી ઇચ્છા કરો છો તે મહાન્ શ્રેય પામતા પૂર્વે, તમારી પાસે જે ક્યારનુંએ છે તેનો શ્રદ્ધાપૂર્વક સદુપયોગ થવોજ જોઇએ. ગમેતેવું અલ્પ અથવા નિર્જીવ જે આપણી પાસે હોય તેનો દુરૂપયોગ, ઉપેક્ષા અથવા દુર્દશા કરીએ તો તે અલ્પને પણ આપણી પાસેથી લઇ લેવામાં આવશે, કારણ કે આપણે તે માટે અયોગ્ય છીએ એવું આપણા વર્તનથી બતાવી આપીએ છીએ.

કદાચ તમે એક નાની ઝુંપડીમાં રહો છો અને અનારોગ્ય અને દુર્ગંધી આસરોથી આસપાસ વિંટાયલા છો. તમને વિશાલ અને વિશેષ સુખાકારી નિવાસસ્થાનની ઇચ્છા થાય છે તમારી ઝુંપડીને પ્રથમ જેટલી બની શકે તેટલી એક નાના સ્વર્ગ સમાન બનાવીને,

આવા પ્રકારના નિવાસસ્થાન માટે તમારી જાતને યોગ્ય બનાવવી જોઇએ તેને ડાઘ વિનાની ચોખ્ખી રાખો, તમારા ટુકા સાધનોથી બની શકે તેટલી તેને સુદર અને મોહક દેખાય એવી બનાવો સમગ્ર સંભાળ પૂર્વક તમારા સાદા ખોરાકને બનાવો તથા તમારાથી બની શકે તેટલા રસપૂર્વક તેનો આહાર કરો જો તમને શેતરંજી ન મળી શકે તો, તમારી ઓરડીઓમા ધીરજરૂપી હથોડી વડે ઠોકાયલા માયાળુ શબ્દોરૂપી ખીલાઓ વડે જડી લીધેલી સ્મિત અને આવકારરૂપી શેતરંજીઓ પાથરો આ એક શેતરંજી સૂર્યપ્રકાશમા પણ બગડશે પણ નહિ અને તેનો વારવાર ઉપયોગ તેનો કદાપિ કરી શકશે નહિ

તમારાં વર્તમાન પરિવર્તનોને આ પ્રકારે ઉચ્ચતા પમાડવાથી, તેમની પારની તથા તેમની જરૂરની પારની દશા પ્રાપ્ત કરશે છો અને યથાર્થ સમયે, તમારે માટે જ્યાં સમયથી પાટ જોઇ રહેલા, તથા જેને માટે યોગ્ય બનાવી છે તેવા ઉત્તમ નિવાસસ્થાન અને પરિવર્તનોમા તમે આવી પડશો,

કદાચ તમને વિચાર અને પ્રયત્ન માટે વિશેષ સમય પ્રાપ્ત કરવાની ઇચ્છા થાય છે, અને તમારી મહેનતના કલાકો ઘણાજ સખ્ત અને લાંબા છે એમ લાગે છે તો એટલું બરોબર લક્ષમા રાખો કે, થોડોઘણો પણ બચાવનો સમય તમને જે મળે છે તેનો તમે બની શકે તેટલી સપૂર્ણ રીતે ઉત્તમ ઉપયોગ કરો છો તમને જે થોડો સમય મળે છે તેનો તમે દુરૂપયોગજ કરતા હો તો વિશેષ સમય માગવો એ તદ્દન નકામુ છે, કારણ કે તેથી તમે વિશેષ આળસુ અને બેદરકાર થશો.

દારિદ્રય અને સમય તથા અવકાશની ખોટ પણ તમે ધારો છો તેવાં અશ્રેય નથી, અને જો તેઓ તમારી વૃદ્ધિમા બાધ કરતા હોય તો તે એટલા માટે કે તમેજ તેમને તમારી નિર્બળતાથી વિંટી લીધા છે, અને તમે તેમનામાં જે અશ્રેય જુઓ છો તે યથાર્થ રીતે તમારામા જ છે તમેજ તમારા મનસને આકાર આપો છો અને ઘડો છો એટલી બાબતમા તમો તમારા નશિબના બનાવનારા છો એટલી વાતનો સર્વ પાસાથી સપૂર્ણ રીતે અનુભવ કરવાનો પ્રયત્ન કરો અને જેમ જેમ આત્મ-કેળવણીની કીમિયારૂપી શક્તિ વડે તમે આનો વધારે ને વધારે અનુભવ કરતા જશો તેમ તેમ તમારા જોવામાં, માનશો કે આ કહેવાતા દુખોને સુખનારૂપમા બદલી શકાય, પછીથી તમે તમારા દારિદ્રયનો, ધીરજ, આશા અને હિમ્મતની કેળવણીમા ઉપયોગ કરી શકશો તેમની મેળે તમારા આગળ ખડી થતી તમામ સ્વીકાર માટેની ઉપયોગી ક્ષણોને ઉપયોગમા લઇને તમારી સમયની ખોટને કાર્યની શીઘ્રતા અને મનોનિશ્ચયની પ્રાપ્તિમા બદલી શકશો જેમ, કલુષ જમીનમા ઘણાજ સુદર પુષ્પો ઉગાડવામાં આવે છે તેમ દારિદ્રયની અધકારમય ભૂમિમા માનવ જાતના ઉત્તમોત્તમ પુષ્પો વૃદ્ધિ પામ્યાં છે અને ખીલ્યાં છે, જ્યા મુશ્કેલિઓના સામે થવાનુ હોય છે તથા અસતુષ્ટ સ્થિતિઓને જીતવાની હોય છે ત્યા સદ્ગુણ ઘણોજ વૃદ્ધિ પામે છે અને પોતાની કીર્તિ પ્રદર્શિત કરે છે.

એમ પણ સભવે કે તમે એક જુલમગાર શેઠ અથવા શેઠાણીના નોકર હો, અને

તમને એમ લાગે તે તેઓ તમારી સાથે જૂલમથી વર્તે છે. આ વાતને પણ જાણે તમારી કેલવણીમાં જરૂરની હોય એમ જોતાં શિખો. તમારા શેઠની નિર્દયતાનો બદલો નરમાશ અને ક્ષમાથી વાળો. હમેશાં ધીરજ અને આત્મસંયમનો અભ્યાસ કરો. આ અનુભવનો માનસિક અને આત્મિકબલ પ્રાપ્તકરવામાં ઉપયોગ કરીને તેમાંથી શ્રેયને શોધો. અને તમારા શાંત દૃષ્ટાંત અને અસરવડે તમે આ પ્રકારે તમારા શેઠને ઉપદેશ આપતા હશો, તેની ચાલ ચલણથી શરમાતા થવામા તમે તેને મદદ કરતા હશો, અને સાથે સાથેજ તમે આધ્યાત્મિક ભૂમીકાની એવી ઉચ્ચતા પ્રાપ્ત કરશો કે જેના વડે જ્યારે તમને પ્રાપ્ત થાય ત્યારે નવીન અને વધારે યોગ્ય પરિવર્તનોમાં તમારો સમાસ કરવાને શક્તિવાન્ થશો. તમે ગૂલામ છો, એવી તકરાર કરવાની જરૂર નથી પરંતુ ઉચ્ચ ચારિત્રદ્વારા તમારી જાતને ગૂલામગીરીની ભૂમિકાની પાર સ્થાપો. તમે અન્યના ગૂલામ છો, એવી તકરાર ઉઠાવતા પહેલાં એટલી ખાત્રી કરો કે તમે તમારી અધમ પ્રકૃતિના ગૂલામ નથી. આંતરૂમા દૃષ્ટિ ફેરવો, અવલોકન પૂર્વક જુઓ, અને તમારી જાત ઉપર, આસુરીપ્રકૃતિ ઉપર, લેશ પણ દયા રાખો નહિ. કદાચ તમને ત્યાં, ગૂલામગીરી ભરેલા વિચારો, તેવીજ ઇચ્છાઓ જડી આવશે. અને તમારા દરરોજના જીવનમાં ગૂલામગીરીની ટેવો પ્રતીત થતી જશે. આ સર્વ ઉપર જય મેળવો, તમારી અધમ-પ્રકૃતિના ગૂલામ થવાનું બંધ કરો, અને કોઇપણ મનુષ્યનામાં તમને ગૂલામ બનાવવાની શક્તિ રહેશે નહિ. જેમ જેમ તમે અધમ-પ્રકૃતિ ઉપર વિજય પ્રાપ્ત કરતા જશો તેમ તેમ સર્વ પ્રકારની વિરોધી દશાઓ અને દરેક પ્રકારનાં વિઘ્નો તમારા માર્ગમાંથી દૂર થઇ જશે.

તમારા ઉપર ધનવાન્ લોકો જૂલમ ગુજારે છે, એવી ફરિયાદ કરવાની જરૂર નથી. જો તમે પૈસાદાર થયા હોત તો તમે તમારી જાતેજ તેવા જૂલમગાર નિવડયા ન હોત તેની તમને ખાત્રી છે? એક અનંત નિયમ પ્રવર્તે છે, એટલુ લક્ષમા રાખો, તે સંપૂર્ણ રીતે પ્રમાણિક છે, અને જે આજે જૂલમ ગુજારે છે તેના ઉપર અવશ્ય કરીને આવતી કાલે જૂલમ ગુજારવોજ જોઇએ; આમાંથી બચવાનો કોઇપણ માર્ગ નથી. તમે કદાચ ગઈ કાલે ( કોઈ ગત જન્મમાં ) ધનવાન્ અને જૂલમી હતા, અને એ મહાન્ નિયમ પ્રત્યે તમારૂં નિકળતું દેવુંજ હાલ આપી દેતા હો છો માટે હિંમત અને શ્રદ્ધાનો અભ્યાસ કરો. નિત્યન્યાય અને નિત્ય શ્રેય વિશેજ મનમાં સતત વિચાર કર્યા કરો. વ્યક્તિવિષયક અને ક્ષણિક સ્થિતિમાંથી તમારી જાતને વ્યષ્ટિરહિત અને નિત્યસ્થિતિમાં ચઢાવવાનો પ્રયત્ન આદરો. અન્ય તમારા ઉપર જૂલમ ગુજારે છે અથવા તમને દુઃખ દેછે એ મોહને દૂર કરવાનો પ્રયત્ન કરો, અને તમારા આંતરૂજીવનના વિશાલ અવલોકનદ્વારા તથા તે જીવનને નિયમતા નિયમોદ્વારા, એટલું અનુભવવાનો પ્રયત્ન કરો, કે તમારા આંતરૂમા જે છે તેનાથીજ માત્ર તમારૂં ખરેખરૂં શ્રેય થાય છે. અધમ-પ્રકૃતિ માટે દયા રાખવી એના કરતા કોઇપણ અન્ય ટેવ વિશેષ અધઃપાત કરનારી, ભ્રષ્ટ કરનારી તથા આત્મ-ઘાતક નથી. તેને તમારામાંથી દૂર કરો. જ્યાંસુધી આવો એક કીડો તમારા કાળજાને કોતરી ખાય છે ત્યાંસુધી તમારે વિશાલ જીવનમા વૃદ્ધિ પામવાની કદાપિ જરા આશા રાખવી નહિ અન્યની નિંદા કરવામાંથી વિરામ પામો, અને તમારી જાતની નિંદા કરવાનો પ્રારંભ કરો.

આદ્યતંત્રી
સ્વ. 'અભેદમાર્ગ-પ્રવાસી'
મણિલાલ નભુભાઈ

# સુદર્શન.

તંત્રી—
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ. એમ. એ. એલ. એલ. બી.
ઉપતંત્રી—
માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

( ધર્મ, ગૃહ, સાહિત્ય-આદિ વિદ્યા અને તત્સબંધી વિચાર. )

"सत्यं परं धीमहि"—भागवतम्.

પુસ્તક ૧૯. અંક ૧૨ ] ( માસિક. ) [ સપ્ટેમ્બર ૧૯૦૪. ]

## સનમને.

( મળેલું. )

ગઝલ-ભૈરવી.

મને તું આમ કાં રૂરોને રીબાવી રોવરાવે છે !
કરી આધીન તલસાવી ખફાખંજર દીખાડે છે !
કદમ ત્હારે ધરી ગરદન પડેલા હું પરેશાને !
મીઠી તીખી ખુમારીના જખમકારી લગાવે છે !
જખમ કરતા જખમ તો છે ખતમ કરછે ખતમ થાવુ !
ખંજર ત્હારે ખતમ થાવું અને એ ઝેરનુ પ્યાલું !
રીબાવે કે ભલે મારે કરે દિલ ચ્હાય તે ત્હારે !
પરંતુ આ દીવાનો તું ખંજરનો ખંજરે રાચે !
ખફાના ખંજરે ત્હારે રહમકો ઉઠી હું માગું,
અને એ રહમ માટે જીગર આ જંખતું મ્હારૂં !
નથી આંસુમને આ તો મીઠાંકો પૂર વરસે છે !
ખફાખંજર તુંના માટે રહ્યું ઉરબ્હાલટપકે છે !
નથી આંસુ મને ખારાં ! નથી આંસુ મને પાણી !
દિલેતું માટ તે રાખ્યાં મઝામીનોઇનાં મોતી !

ગાંધી.

પાણિ સમુદ્ર તરફ વહ્યાં જાય છે તેમ, તે તેની સંપૂર્ણ સમૃદ્ધિના મધ્યમાં પણ દારિદ્ર અને દુર્દૈવ તરફ ખેંચાય છે; અને જો કે તે ધનવાન્ સ્થિતિમાં, મરણ પામે તોપણ તેના ગત જીવનનાં અશુભ પરિણામો ભોગવવા તેને પાછા તો આવવુ પડે છે જ. તે અનેકવાર ધનવાન્ થશે તોપણ જ્યાસુધી લાંબા અનુભવ અને દુઃખદ્વારા આંતરના દારિદ્રને છતરી નહિ ત્યાસુધી અનેકવાર પાછો દારિદ્રમાં આવી પડશે. જે મનુષ્ય બાહ્યસ્થિતિમાં ગરિબ હોય છે, તોપણ સદ્ગુણમા સમૃદ્ધ હોય છે, તેજ યથાર્થ ધનવાન્ છે, અને તેના સંપૂર્ણ દારિદ્રના મધ્યમા પણ તે ખાત્રીથી સમૃદ્ધિ તરફ પ્રયાણ કરતો હોય છે અને તે દશામાં આવતા અનહદ સુખ આનંદની પ્રાપ્તિ તેને થાય છે.

જો તમારે ખરેખરી રીતે અને નિત્ય પહોંચે એમ સમૃદ્ધિવાન્ થવું હોય, તો પ્રથમ તમારે સદ્ગુણી થવુ હોય તેટલા માટે માત્ર સુપ્રસિદ્ધિ માટેનો ઉદ્દેશ રાખવો એ તદ્દન ભૂલ ભરેલું છે. માત્ર તેનેજ જીવનનો એક ઉદ્દેશ બનાવવો, તેનેજ માટે કાંફાં માર્યા કરવાં, એ તદ્દન નકામું છે. આ પ્રમાણે વર્ત્યા જવું, એ તમારી પોતાની જાતને હરાવ્યા બરોબર છે પરંતુ આત્મ-નીરિક્ષણનો ઉદ્દેશ રાખો, ઉપયોગી તથા નિ:સ્વાર્થી સેવાને તમારા જીવનનો હેતુ બનાવો, અને શ્રેષ્ઠ તથા વિવર્તાતીત શ્રેયમા સંપૂર્ણ શ્રદ્ધા રાખો

તમે એમ કહોછો કે તમારે પૈસો જોઇએ છીએ, અને તમારે પોતાને માટે નહિ પરંતુ તેનાવડે શ્રેય કરવા માટે અને અન્યને સુખી કરવા માટે જો ધનની ઇચ્છા રાખવામાં આ તમારો ખરેખરો હેતુ હશે તો ધન તમારી પાસે આવશે. જો તમારા ધનના મધ્યમા પણ તમે તમારી જાતના ધણી રૂપે નહિ. પરંતુ ચાકરરૂપે વર્તવાને ખુશી હશો તો તમે પ્રબલ અને સ્થિરતાથી થતા જશો પરંતુ તમારા ઉદ્દેશની સંપૂર્ણ રીતે તપાસ કરો, કારણ કે ઘણાખરા દૃષ્ટાંતોમા જેમા અન્યને સુખી કરવાના ઉદ્દેશથીજ ધન મેળવવાની ઇચ્છા કરવામા આવી હોય છે, તેમા પણ ખરો અંતરનો ઉદ્દેશ તો લોકપ્રીય થઇ પડવાનો પ્રેમ તથા એક પરોપકારી અથવા સુધારક રૂપે પોતાની જાતને બહાર પાડવાની ઇચ્છા, હોય છે તમારી પાસે જે થોડુ છે તેનાથીજ તમે શ્રેય કરી શકતા નથી તો ખાત્રી રાખો કે તમને જેમ જેમ વધારે ધન મળતું જશે તેમ તેમ વધારે વધારે સ્વાર્થી થતા જશો, અને તમારા ધનથી જેને સારૂં કરતા જણાતા હશો, જો કોઇ સમયે તેમ કરવા પ્રયત્ન કર્યો હશે તો, તે પણ એક તેટલી વધારે અનુરંજક આત્મપ્રશંસા ગણાશે. જો સારૂ કરવાની તમારી ઇચ્છા હોય તો, તમારે તે કર્તા પહેલા પૈસા માટે વાટ જોવાની જરૂર નથી, તમે અત્યારેજ, આ ક્ષણે અને તમે જ્યાં હો ત્યાંજ તે કરવાને સમર્થ છો. તમે તમારી જાતને માનો છો તેવા ખરેખરા નિસ્વાર્થ જો તમે હો તો તમે તમારી જાતનો અન્યને માટે હમણાજ ભોગ આપીને સિદ્ધ કરી બતાવો તમે એમ તેટલા ગરિબ હો તોપણ આત્મ-સમર્પણને માટે સંપૂર્ણ અવકાશ છે. જે હૃદયની સારૂં કરવાની ખરેખરી ઇચ્છા હોય છે, તે કરતા પહેલાં પૈસા માટે વાટ જોતું નથી પરંતુ યજ્ઞકુંડ સમિપ આવે છે અને તેમા અધમ પ્રકૃતિના અયોગ્ય તત્વોને હોમી દેછે. બહાર મેદાનમાં પડે છે, અને અજાણ્યો અથવા જાણિતો, મિત્ર અથવા શત્રુ સર્વેના ઉપર સમાનરીતે આશિર્વાદનો વર્ષાદ વર્ષાવે છે.

જેમ પરિણામને કારણ સાથે સબંધ હોય છે તેમ આંતરની ઉચ્ચ દશા સાથે સમૃદ્ધિ અને શક્તિનો સબંધ છે અને આંતરની અધમ દશા સાથે દારિદ્ર અને નિર્બલતાનો સબંધ છે

પૈસો એ યથાર્થ સમૃદ્ધિ નથી, તેમ સ્થિતિ અથવા શક્તિ નથી, અને માત્ર તેનાજ ઉપર આધાર રાખવો એ ખસી પડાય એવી જમીન ઉપર ઉભા રહેવા સમાન છે

તમારૂં ખરેખરૂં ધન તો તમારો સદ્‌ગુણનો સંગ્રહ છે, અને તમે તેનો જેવો જેવો ઉપયોગ કરો તે તમારૂં બળ છે તમારા આંતરને શુદ્ધ બનાવો અને તમે તમારા જીવનને શુદ્ધ બનાવશો રાગ, દ્વેષ, ક્રોધ, ગર્વ, લોભ સ્વાત્મ સંતોષ, સ્વ-વર્ધન, હઠ,--આ સર્વ દારિદ્ર અને નિર્બલતા છે, પ્રેમ શુચિતા નમ્રતા, મૃદુતા, દયા, ઉદારતા, સ્વ-વિસ્મરણ, અને સ્વનો ત્યાગ--એ સર્વ સમૃદ્ધિ અને શક્તિ સમાન છે

જેમ જેમ દારિદ્ર અને નિર્બલતાના તત્ત્વો જીતાતાં જાય છે તેમ તેમ આંતરમાંથી સામે ન થઈ શકાય અને સર્વને જીતી લે એવી એક શક્તિનો ઉદ્‌ભવ થાય છે, અને જે કોઈ પોતાની જાતને ઉચ્ચમાં ઉચ્ચ સદ્‌ગુણમાં સ્થાપવાને સમર્થ છે, તે સમગ્ર ભૂત વને પોતના પગ તળે લવા મૂકે છે

પરતુ પૈસાદાર તેમજ ગરીબ ઉભયને પોતપોતાની અનિચ્છિત સ્થિતિયો હોય છે, અને ગરિબના કરતા સુખમાં ઘણા દૂર હોય છે અને અત્રેજ આપણા બાહ્ય મદદ અથવા એકલાં સાધનો ઉપર સુખનો આધાર નથી પરતુ આંતર્ જીવન ઉપર છે કદાચ તમે નોકરોને કામમાં લગાડનારા છો, અને તમે જેમને જેમને તેમાં યોજો છો તેની તરફથી તમારે ઘણી અગવડ ભોગવવી પડે છે, તમને સારા અને નિમકહલાલ નોકરો મળતા તેઓ તમને જલદી છોડી જાય છે આના પરિણામ રૂપે, માનવ પ્રકૃતિની શ્રદ્ધાનો તમે ત્યાગ કર્યા હોય છે અથવા તમે કરવાની તૈયારીમાં હો છો. વધારે પગાર આપીને અથવા કેટલીક છૂટછાટ આપીને તમે આ વાતનો ઉપાય કરો છો પરતુ બિલકુલ ફેરફાર થતો નથી મારે તમને આટલી વાત કહેવાની છે, તમારા સર્વ પ્રકારના દુઃખનું કારણ તમારા નોકરોમાં નથી પરતુ તે તમારા પોતામાંજ છે જો તમે આંતરમાં તમારી ભૂલોને શોધવાની અને કાઢી નાખવાની નમ્ર અને ખાત્રી ભરેલી ઇચ્છા પૂર્વક દૃષ્ટિ ફેરવશો તો તમને વહેલા અથવા મોડા તમારા સર્વ પ્રકારના અશ્રેયના ઉત્પત્તિ કારણ જડી રહે છે ત્યાં તમને કોઈ સ્વાર્થી ઇચ્છા અથવા ભટકતી શંકા અથવા મનની નિર્દય સ્થિતિ જડી આવે કે જેના દ્વારા તમારી આસપાસના સર્વ ઉપર વિષ રેડાયા જાય છે અને તમે રીતભાત અથવા વાણીમાં ન બતાવો તોપણ તેનો તમારા ઉપર પ્રતિઘાત થાય છે તમારા નોકરો વિશે માયાળુપણાથી વિચારતા શિખો, તેમના સુખ અને શ્રેયને વિચારો, જો તમે તેમના સ્થાનમાં હોતે ન કરી શકો એવી નોકરી તેમની પાસે કરાવવાની આશા રાખો નહિ કવચિત્જ મળી આવતી અને સુંદર, તેજ નમ્રતા છે કે જેનાથી નોકર ઉપરીના શ્રેયમાં પોતાની જાતને વિસરી જાય છે, પરતુ જે મનુષ્ય પોતાના સુખને વિસારે પાડીને પોતાના આધીનોના તથા શારીરિક નિર્વાહ માટે તેના ઉપર આધાર રાખતા મનુષ્યોના સુખ માટે પ્રયત્ન પરાયણ થાય છે, એવા પ્રકારની જીવનની ઉચ્ચતા કોઈક કોઈક વારજ મળી આવે છે અને દિવ્યસૌંદર્યથી પ્રકાશે છે. આવા મનુષ્યનું સુખ

હજાર ઘણું થાય છે, તથા તેને નોકરો વિશે બડબડવાની જરૂર રહેતી નથી. એક કારખાનાનો વેપારી જેને ઘણા નોકરો રાખવા પડે છે તથા જેને કોઇવાર કોઇને કાઢી મૂકવાની જરૂર પડતી નથી તેણે કહ્યું છે કે, "મારે મારા નોકરો સાથે હમેશાં સુખી સંબંધો થતા, જો તમને તેનું કારણ પૂછો તો આટલુંજ આપીશ કે, મારો પ્રથમ એવો ઉદેશ છે કે જેવી રીતે હું મારા તરફ વરતવાની ઇચ્છા રાખું, તેવીજ રીતે મેં તેમના તરફ વરતવા માંડ્યું." ઇચ્છિત સ્થિતિયોની પ્રાપ્તિની અને અનિચ્છિત સ્થિતિયોના ત્યાગની વાતના રહસ્યનો સમાવેશ આમાં થાય છે. તમે એમ નથી કહેતા કે, તમે એકલા અને તિરસ્કારી કહાયલા છો તથા "દુનિયામાં એકપણ મિત્ર નથી" તો હું તમારા માટે તમારી પ્રાર્થના કરૂં છું કે, તમારે અન્ય કોઇનો નહિ પરંતુ તમારો પોતાનો વાંક કાઢવાનો છે. અન્યના પ્રતિ મિત્ર ભાવથી વર્તવા માંડો અને તમારા તરફ મિત્રોનાં ટોળેટોળાં આવવા માંડશે. તમારી જાતને શુદ્ધ અને પ્રેમમય બનાવો અને તમારા ઉપર સર્વનો પ્રેમ થશે.

ગમે તેવી દશાઓ તમારા જીવનને કંટાળા ભરેલું બનાવતી હોય તો તેમાંથી, તમારૂં આંતરની આત્મ-શુદ્ધિ અને આત્મ-સંયમની શક્તિયોના ઉપયોગ વડે, સંપૂર્ણ રીતે બહાર આવી શકશો. ગમે તો આનંદ પ્રદ દારિદ્ર હો અથવા દુઃખદાયક સમૃદ્ધિ હો અથવા અનેક દુર્દૈવ, શોક અથવા પીડાઓ કે જે જીવનના પડદા ઉપર કાળી પાસા પ્રદર્શિત કરે છે, તે સર્વને તમારા આંતરમાંથી તેમને ઉત્પન્ન કરતા સ્વાર્થી તત્વોને દૂર કરવાથી દૂર કરી શકશો. ( અત્રે જે દારિદ્ર વિશે વાત કરવમાં આવી છે તે મુક્ત મહાત્માઓનું ઇચ્છિત દારિદ્ર નથી પરંતુ તે દારિદ્ર છે કે જે દુઃખનું મૂલ નિદાન છે. )

કદાપિ નિષ્ફલ ન નિવડતા નિયમ દ્વારા, ભૂતકાલના વિચારો અને કાર્યોને પૂરાં પાડવાનાં હોય છે અથવા તેમને પ્રાયશ્ચિત કરવાનું હોય છે, તો તેથી નિરાશ થવાનું નથી, કારણ કે તેજ નિયમવડે જીવનની દરેક ક્ષણે નવા વિચાર કરીને કાર્ય થયાં જાય છે અને તેમને સારા અથવા નરસા બનાવવાની શક્તિ આપણા હાથમાં છે. એ પણ ફલિત થતું નથી કે એક મનુષ્યને કાર્મિક પરિણામ રૂપે પૈસા ખોવા પડે અથવા અધમ સ્થિતિ પ્રાપ્ત થાય તો તેથી તેણે ધૈર્ય અથવા પ્રમાણિકતાનો ત્યાગ કરવો જોઇએ. અને આમાંજ તેની સમૃદ્ધિ, શક્તિ અને સુખનો સમાવેશ થાય છે.

જે અધમ પ્રકૃતિનો ગુલામ થાય છે તે પોતાનો શત્રુ છે અને તેની આસપાસ શત્રુઓ ફરી વળે છે જે અધમ પ્રકૃતિનો ત્યાગ કરે છે તે પોતાનો રક્ષક છે અને તેની આસપાસ મિત્રો વિંટાઇવળે છે. શુદ્ધ હૃદયના દિવ્ય પ્રકાશ આગળ સર્વ અંધકાર દૂર પળે છે અને વાદળો વિખરાઇ જાય છે; જે આસુરીપ્રકૃતિ ઉપર વિજય મેળવે છે તેણે સમગ્ર દુનિયા જીતી છે. તો તમારા દારિદ્રની બહાર આવો; તમારા દુઃખની બહાર આવો; તમારી પીડાઓની બહાર આવો, દીલગીરી અને બડબડાટમાંથી બહાર આવો, હાય કંઠી અને એકાંતમાંથી બહાર આવો, આ સર્વ રીતે, તમારી પોતાની જાતમાંથી ( આસુરી પ્રકૃતિ ) બહાર આવવા વડેજ, ફાટી તુટી ગયેલા તમામ સ્વાર્થના વસ્ત્રને દૂર કરો અને સર્વમય પ્રેમના નવિન વસ્ત્રને ધારણ કરો. પછીથીજ આંતર્ સ્વર્ગનો અનુભવ થશે, તે તમારા બાહ્ય જીવનમાં પ્રતિબિંબિત થશે.

સ્વ-નિરોધના માર્ગમાં જે દ્રઢતાથી પાદ મૂકે છે, શ્રદ્ધાના દંડની સહાયથી આત્મ ભોગના ઉચ્ચ પંથમાં પળે છે તે ચ્યુચ્ચમાં ઉચ્ચ સમૃદ્ધિ પ્રાપ્ત કરે છે અને અનહદ તથા નિત્ય સુખ અને આનંદ પામે છે.

( આગળ ચાલુ. )

ઉપતંત્રી.

---

# રાગદ્વેષાત્મક.

## માનવ પ્રકૃત્તિ

( મળેલું.* )

( અનુસંધાન પૃષ્ટ ૨૪૧ થી. )

આપણો ઊત્કૃષ્ટ વર્ગ પણ ત્રણ પ્રકારનો છે. એક તો એવો વર્ગ કે જેતામાં એક અંશ એવો હોય કે જે આપણને આશ્ચર્ય પમાડે; બીજો વર્ગ ગુરૂ અથવા ઊપદેશકનો છે, અને ત્રીજા વર્ગમા ઇશ્વર છે. કોઇ નિકૃષ્ટ વગને સંબંધે ઊત્કૃષ્ટ વર્ગ આટલા પ્રકારનો મુખ્યત્વે કરીને હોઇ શકે. અને એ પ્રત્યેક તરફની નિકૃષ્ટની વૃત્તિ દર્શક જુદા જુદા શબ્દો આપણને વાપરવા પડશે. પ્રથમ વર્ગની વ્યક્તિ તરફ જે વૃત્તિ થાય છે તેને આશ્ચર્ય વૃત્તિ કહીશું. ધારો કે આપણામાં કવિત્વ શક્તિ છે. હવે જ્યારે આપણે કોઇ ઊચ્ચ પ્રકારની કવિત્વ શક્તિવાળા મનુષ્યના સબંધમાં આવીએ છીએ ત્યારે આપણી વૃત્તિ તેને સંબંધે કેવી થાય છે. આપણને તેને માટે આશ્ચર્ય મૂલક પ્રશંસાજ ઊપજે છે. ઊત્કૃષ્ટ પ્રતિના પ્રેમની વૃત્તિ પૂજ્ય બુદ્ધિ છે, અને એ પૂજ્ય બુદ્ધિનો એક પ્રકાર આ પ્રમાણે આશ્ચર્ય મૂલક પ્રશંસા છે. આ આશ્ચર્ય મૂલક પ્રશંસા એ પૂજ્ય બુદ્ધિએ પહોચવાનું એક પગથિયું છે, અને એ એક ઉદ્ધારક શક્તિ છે જેની આપણે પ્રશંસા કરીએ છીએ તે તરફ આપણે આકર્ષાઇએ છીએ, અને તેના જેવા થવાનું પ્રયત્ન કરીએ છીએ. યુવકોની સમીપ કોઇ ભવ્ય ઇષ્ટ મૂર્તીઓ ખડી કરવાનું કારણ આજ છે. યુવકોમાં કોઈ સદ્દગુણનો ઊદ્દભવ કરવાનું આના જેવું બીજું કોઇપણ સાધન નથી. તેમનામાં જે સદ્દગુણ કાંઇક અંશે રહેલા હોય તેજ સદ્દગુણની મૂર્તિરૂપ કોઇ ચિત્ર તેની સમીપ મૂકવાથી તેઓ તેના જેવા થવા પ્રયત્ન કરશેજ. આટલા માટે જ ધર્મના પુસ્તકોમાં જુદી જુદી વાર્તાઓ મૂકવામાં આવી છે શ્રી રામના જેવા પિતૃભક્ત, શ્રી કૃષ્ણ જેવી પ્રેમમૂર્તી, લક્ષ્મણ અને ભરતના જેવી ભ્રાતૃ પ્રેમની મૂર્તીઓ, અથવા સીતા જેવી સ્ત્રીત્વની મૂર્તી, યુવકો સમીપ આબેહુબ અને અસરકારક રીતે ખડી કરતાં તે યુવકોમાં એ સદ્દગુણો ઉતરશેજ.

ઉપર જેને આપણે પૂજ્ય બુદ્ધિ કહી છે તે પણ જ્યારે બહુ ઊત્કૃષ્ટ પ્રેમસ્થાન પ્રતિ હોય છે ત્યારે ભક્તિ કહેવાય છે. આ ભાવમાંથી જે જે સદ્દગુણો ઊદ્દભવે છે તે હવે આપણે જોઇશું.

ભાવમાંથી સદ્દગુણનો ઉદ્દભવ એટલે શું ? એવો પ્રશ્ન ઊઠે. એ વિષે ઊપર આપણે કાંઇક કહ્યું છે. અહિં એટલું ધ્યાનમાં રાખીશું કે, જ્યારે એક જીવને બીજા પ્રતિ પ્રેમ થાય છે ત્યારે પહેલો જીવ બીજા પ્રતિ આકર્ષાય છે, અને તેથી તે એ બીજા પ્રતિ અમુક પ્રકારની વૃત્તિ અનુભવે છે. એવી વૃત્તિ ફરી ફરીને અનુભવતાં તે જેને અનુભવે છે.

---

*લેખક રા. રા. પન્હ-મહેતા.

તેને સ્વાભાવિક થઈ જાય છે. તેની પ્રકૃતિમાં ટેવ પડી જાય છે. અને પછી એકવાર ટેવ પડયા પછી, પ્રકૃતિ બંધાયા પછી, જ્યારે તે વૃત્તિ ફરી ફરીને સહજ પ્રવૃત્ત થાય છે, અને તેથી વધારે દૃઢ થાય છે, અને તેનું બલ વધે છે. આ પ્રમાણે દૃઢ થએલી વૃત્તિ તે સદ્‌ગુણ કહેવાય છે.

એકજ ભાવમાંથી ઘણા પ્રકારની વૃત્તિઓ ઊપજી તે સ્થિર થતાં તેટલાજ પ્રકારના સદ્‌ગુણો ઉદ્‌ભવી આવે છે. સદ્‌ગુણ અને ભાવને આ પ્રમાણે એક ઝાડના ડાળીપાંખડાં અને તેના મૂલ સ્થંભને જે સંબંધ છે, તેવો સંબંધ છે. અર્થાત્, એ ભાવ મૂલ સ્થંભને સ્થાને છે; અને સદ્‌ગુણો તે તેના ડાળપાંખડાં છે. એટલે, જો મૂલને જ પોષ્યું હોય તો ડાળપાંખડાં જેમ સ્વતઃ પોષાય છે તેમ, પ્રત્યેક સદ્‌ગુણ લઈને તે આપણામાં આણવાનું પ્રયત્ન કરવા કરતાં, તે જે પ્રકારનો સદ્‌ગુણ હોય તે સર્વના મૂલરૂપ ભાવને જ જો પોષ્યો હોય તો તેમાં પ્રતિ સદ્‌ગુણ આપણને પ્રાપ્ત થાય છે, એટલુંજ નહિ પણ તેની સાથે તેજ વર્ગના અન્ય સદ્‌ગુણો પણ પ્રાપ્ત થાય છે. ઊપલા દૃષ્ટાન્તપરથી કાંઈ એમ સમજવાનું નથી કે જેમ સામાન્ય રીતે એકજ ડાળને જ પોષવાનું પ્રયત્ન કરતાં તે નિષ્ફલ નિવડે છે તેમ એક એક સદ્‌ગુણ લઈ તે આપણે આપણી પ્રકૃતિમાં ઊપજાવી શકતા નથી. એમ પણ બની શકે છે, પણ એ માર્ગ બહુ લાંબો અને દુર્ઘટ છે, અને પ્રથમ કહ્યો તે માર્ગ સુગમ સ્વાભાવિક અને સિદ્ધ છે.

ભક્તિ એ પણ એક એવી ભાવ વૃત્તિ છે કે, તેમાંથી ઘણા સદ્‌ગુણો ઉદ્‌ભવે છે: ઘણા પ્રકારના સદ્‌ગુણોનું મૂલ ભક્તિ છે. આપણી આસપાસના પ્રસંગો વિચારી જોતાં જણાશે કે, મનુષ્યોના વ્યવહારમાં મૈત્રી અને દયા એ બે ભાવો પણ ઘણા એવા સદ્‌ગુણો ઉપજાવે છે કે જેથી માનવ જીવન ભવ્ય થાય છે. પણ ભક્તિ મૂલક સદ્‌ગુણ જેનામાં દીપે છે, તેમનાં ચારિત્રમાં કાંઈક ભવ્યતા, સૌંદર્ય અને નવીનજ પ્રકારનું માધુર્ય, એ સર્વ કાંઈક એવાં આવે છે, કે જે અન્ય કશાથી આવતાં નથી.

ઉત્કૃષ્ટ પ્રતિની ભક્તિ, પૂજ્ય બુદ્ધિ, પછી તે પિતૃભક્ત હો, ગુરૂભક્ત હો, કે વૃદ્ધ કે વડિલ ભક્તિ હો, પણ એ, જનમંડલમાં નાશ પામે છે કે શિથિલ થઈ જાય છે તે જનમંડલ ઉચ્છૃંખલત્વ પામે છે, અસભ્ય થઈ જાય છે, અને તેની સાથે ભક્તિ મૂલક સર્વ સદ્‌ગુણો એક પછી એક જતા રહે છે. આજના હિંદના જનમંડલમાં અને રામાયણ અને મહાભારતમાં જે જનમંડલનું સ્વરૂપ દેખાય છે તેમાં, કેટલોબધો અંતર ! કારણ કે, રામચંદ્રની પિતૃ ભક્તિ કે ગુરૂ ભક્તિ મૃતઃપ્રાય થઈ ગઈ છે. પિતાના વચન ભંગના ભયથી જ રાજ્ય લક્ષ્મી અને તેના અંગના ભોગ વિલાસાદિનો ત્યાગ કરી વનવાસ સેવનાર પિતૃ ભક્તવીર આજ્ય ક્યાં જડશે ! દ્વિજ અને વિશ્વામિત્ર જેવા ગુરૂ વર્ગને પૂજનાર શિષ્યવીર ભૂતકાલની વાત થઈ ગઈ છે ! અને તેનાં પરિણામ પ્રત્યક્ષ જ હિંદમાં તો એની કાંઈક છાયા પણ છે. પણ અમેરિકા કે ઑસ્ટ્રેલીઆ તરફ દૃષ્ટિ કરશો તો જણાશે કે આ પૂજ્ય બુદ્ધિના અભાવથી જનમંડલની જે સ્થિતિ થાય છે તેનાં એ જનમંડળો પ્રત્યક્ષ પ્રમાણ છે. ત્યાંના યુવકો સમજતા થાય છે ત્યારથીજ માને છે કે, મનુષ્ય માત્ર

એક સરખા છે અને ઉત્કૃષ્ટ કે વૃદ્ધને પૂજ્ય ગણવાનું કાંઇ કારણ નથી. આવા જનમંડળમાં શુદ્ધ સંસ્કારી ચારિત્ર જે માનવ જીવનનાં ભૂષણરૂપ હોય છે, તે કદી પણ સંભવે નહિ; જ્યાં મૂળજ નહિ ત્યાં શાખાની તો આશાજ શી. રાજભક્તિ–રાજકર્તા એ જનમંડળનો ઉત્તમમાં ઉત્તમ અધિકારી છે, અને તે અધિકારને લઇનેજ તેના પ્રતિ જે ભક્તિ હોવી જોઇએ તે પણ જે જનમંડળમાં ભક્તિ શિથિલ હોય તેમાં સંભવે નહિ. તેમજ વળી વિશ્વાસ, પૂજ્યબુદ્ધિ, એ વિગેરે બીજા જે સદ્‌ગુણો ભક્તિમાંથી ઉપજે છે તે પણ નજ હોય.

આ સદ્‌ગુણો જ્યાં ન હોય ત્યાં તે એક એક લઇને આપણામાં તે લાવી શકાય ખરા, પણ તેમ કરવા કરતાં કોઇની સાથે સંબંધ થવાથી જો તે સ્વતઃ સ્ફુરી ઉઠે એમ બની શકે તો તે વધારે સારૂં છે. અને તેવો સંબંધ તે ઉત્કૃષ્ટ વર્ગનો આપણે ઉપર કહ્યો તે છે.

જેમ પ્રેમિનામાં કેટલાક સદ્‌ગુણો ઉદ્ભવે તેમ પ્રેમના સ્થાન પ્રેમાસ્પદમાંથી પણ કેટલાક સદ્‌ગુણો સ્ફુરે છે, અર્થાત્ જેમ પ્રેમ રાખનાર મનુષ્યમાં પૂજ્યબુદ્ધિ, વિશ્વાસ, રાજ્યભક્તિ, પિતૃભક્તિ ઇત્યાદિ સદ્‌ગુણો ઉદ્ભવે છે, તેમ જેના પ્રતિએ પ્રેમ હોય છે તેનામાં પણ કેટલાક સદ્‌ગુણો પ્રવૃત્ત થાય છે. જેવા કે, દયા, ઉદારતા ઇત્યાદિ. ભજનીય મૂર્તિમાં આ સર્વ અંશો પ્રેમના પ્રતિઉત્તર રૂપે જાગે છે, ઉત્તેજીત થાય છે. આ પ્રમાણે ઉત્કૃષ્ટ અને કનિષ્ટનો પ્રેમ સંબંધ થતાં તે બે વચ્ચે નિરંતર ક્રિયાપ્રતિક્રિયા થયાંજ કરેછે, અને એ સંબંધથી બેઉ ઉત્તેજીત થાય છે. આ સદ્‌ગુણો મનુષ્યનાં ઐક્ય સાધક છે, અને જન મંડળનું પણ ઐક્ય ટકાવી રાખે છે, એટલે તે ઇષ્ટ, શ્રેય છે, એ તો સ્પષ્ટજ છે. ભાવ, અને તેની સ્થિર વૃત્તિરૂપ સદ્‌ગુણ. જો આ પ્રમાણે એક એકની સાથે સંબંધ રાખે છે તો, જ્યાં કોઇ ઇષ્ટભાવ કે સદ્‌ગુણ ન હોય ત્યાં તે ઉત્પન્ન કરવાનો માર્ગ હોવોજ જોઇએ. એ શો છે તે હવે જોઇશું.

અહિં આપણે પ્રેમની અભિવૃદ્ધિ કેમ કરવી, ભક્તિને કેમ વધારવી અને પોષવી, તે જોઇશું. એટલા માટે પ્રથમ તો આપણે આપણી આસપાસના મનુષ્યોમાંથી કોઇ વ્યક્તિ એવી શોધી કાઢવી કે જેને માટે આપણને પ્રેમ થાય. જન્મથીજ પ્રત્યેક મનુષ્યને કેટલાંક મનુષ્ય સાથે એવો સંબંધ હોય છે કે તેમની પ્રતિ પ્રેમ હોય. આમાં સર્વથી ઉત્તમ પિતા છે. છોકરાને માબાપપ્રતિ સ્વાભાવિક પ્રેમ હોય છે. એ પ્રેમને લઇ તેને પોષવામાં માબાપની આજ્ઞા શી છે; તેમને શું ગમે છે, શાથી તેઓ રાજી થશે, વિગેરે જાણી લેવાને પ્રયત્ન કરવું તે જાણ્યા પછી એવું કાંઇ પણ ન કરવું કે જે તેમને ન રૂચે કદી વૃત્તિ એવી થાય કે તેમને અરૂચિ કર કાંઇ કરવું; તો તરત એ પ્રશ્ન પૂછવો કે, એમ કરવાથી શું તેઓને દુઃખ નહિ થાય? સત્ય છે કે, આપણને ઘણીવાર આસુરાવેશ થઇ; આપણે તેમની રૂચિને અનુસાર કરવામાં નિષ્ફળ થઇશું પણ તેથી નિરાશ થવું નહિ. યાદ રાખવું કે, વસ્તુ માત્રની વૃદ્ધિ નિયમાનુસારજ થાય છે. એ વૃદ્ધિ થવામાં કાલ અને પ્રયત્નની આવશ્યકતા છે; એટલે પ્રયત્ન કરતાં તે સફલ થશે. પ્રયત્ન કદી નિષ્ફળ જતુંજ નથી. પ્રયત્નના સંસ્કાર દૃઢ થવા માટે એવો નિયમ છે કે, તે પ્રયત્ન દીર્ઘ

કાલ પર્યન્ત, નૈરન્તર્યથી, અસ્ખલિત રીતે વચ્ચે વચ્ચે તેમ કરતાં બંધ થયા વિનાજ, અને આદર પૂર્વક સેવવું જોઇએ. આવું પ્રયત્ન થાય ત્યારેજ તેના સંસ્કાર દૃઢ થઇ દૃઢ ભૂમિ પ્રાપ્ત થાય. એજ પ્રમાણે ગુરુદેવની પણ ઇચ્છાને અનુસરવા, તેમને રૂચતું કરવા તત્પર રહેવું; બાપ કે ગુરુદેવ કે ઈશ્વર, એ સર્વેની ઇચ્છા શી છે તે જાણી લેવા તત્પર રહી, તે જાણ્યા પછી, તે આપણને અનુકૂલ છે કે નહિ એ વિચારજ આવવા દેવો નહિ. કારણ કે આપણે પોતાની ઇચ્છાનુકૂલ શું છે તે જોવું નથી. આપણું કર્તવ્ય તો એજ છે કે પ્રેમ, ભક્તિ, તે પોષવાં, અને તે પોષવાનો માર્ગ એજ છે કે, પ્રેમના વિષયને પ્રસન્ન કરવો. પછી તે આપણને અનુકૂલ હો કે ન હો, તેને એ સાથે કશો સંબંધ જ નથી.

આ પ્રમાણે કરવાથી પ્રેમ પોષાય છે, ભક્તિ વધે છે એટલુંજ નહિ પણ તેની સાથે આજ્ઞાનુસારિતા, અને વિશ્વાસ એ બે સદ્ગુણો પણ ઉપજે છે. તેમજ એજ પ્રયત્નમાંથી આપણી આસુરીસંપદ પણ આપણા કાબુમાં આવતી જાય છે, એ વાત સહજ સમજાય એવી છે.

આપણી આસપાસના ઉત્કૃષ્ટ સંબંધીઓ અને ગુરુદેવને તૃપ્ત કરવાનું આ પ્રયત્ન થાય તેની સાથેજ, અથવા તે કેટલેક અંશે દૃઢ થયા પછી, મહત્સંગ કે સત્સંગ કરવો. એ પણ પ્રેમ અને ભક્તિનું એક મહાન સાધન છે. કહ્યું છે કે **सत्संगतिः कथयकिंन करोतिपुंसां ॥** સંત્સગ એક એવું રસાયન છે કે તે શું ન કરી શકે એ કહેવું અશક્ય છે. સત્સંગમાં આ સર્વોત્તમ ગુણ શાથી રહ્યો છે તે વિચારવાનું આ સ્થાન નથી. પણ શ્રી વિષ્ણુભાગવત, શ્રી દેવીભાગવત, શ્રી મહારામાયણ ઇત્યાદિ સર્વ સ્થળે સત્સંગનો મહિમા અતુલ વર્ણવ્યો છે તે એક અલૌકિક રસાયન છે, અને તેથી જેમને તે પ્રાપ્ત થાય છે તેઓને તેથી અતુલ લાભ છે એ સર્વ વિચારનો સારસંગ્રહ, અક્રૂરને શ્રીમુખે એમ કહેવાયો છે કેઃ—

नह्यम्मयानि तीर्थानिनदेवामृच्छिलामयाः ।
तेपुनंत्युरुकालेन दर्शनादेवसाधवः ॥

*જેને જલમય તીર્થ કે મૃન્મય કે શિલામય દેવ પવિત્ર નથી કરતા અથવા બહુકાલે જ પવિત્ર કરી શકે છે, તેને સાધુ પુરુષો કેવળ દર્શનથીજ તત્કાલ પુનિત કરે છે.*

અહિં પ્રશ્ન ઉઠશે કે, માબાપ, ગુરુદેવ કે સત્પુરુષ કાંઈ સર્વ કાલે પ્રત્યક્ષ હોતા નથી, ત્યારે તેવે સમયે શું કરવું? ઉત્તર સહજ છે. જે વસ્તુ પ્રેમનુપાત્ર છે, પ્રેમાસ્પદ છે તેની મનોમયમૂર્તિ તો પ્રેમિના ચિત્તમાં બનીજ રહે છે. ન રહેતી હોય ત્યાં, તે ખડી કરવા પ્રયત્ન કરવું. એ મનોમય મૂર્તિ સર્વદા હૃદયને વિષે કલ્પીને તેની સમક્ષ આચાર માત્ર થાય છે, એવી ભાવના રાખીને, જાણે તે પ્રત્યક્ષ હોય તે પ્રમાણે, સર્વ પ્રવૃત્તિ કરવી. જ્યાં સંશય પડે કે ત્યાં હૃદયમાં ઉતરી, એ હૃદયસ્થમૂર્તિની સંમતિ લેવી; આ વિચાર કદી કાલ્પનિક જણાશે પણ એમ કરી જોવાથી જણાશે કે, કાલ્પનિક છતાં, તે ભ્રમક મિથ્યા નથી. આથી પણ પ્રેમની પુષ્ટિ થતી અનુભવાશે.

એ ઉપરાંત પ્રેમપોષક એક બીજું સાધન પણ છે, અને તે ઇષ્ટસ્વરૂપનું પ્રેમાસ્પદનું-શ્રવણ કીર્તનાદિ છે. ભગવત્ કથા, ભગવત્ કીર્તન, સ્તોત્રપાઠ, ભક્તોની પ્રાસાદિક વાણીમાં ભજનીયમૂર્તિનાં ગુણગાન અને સ્વરૂપ વર્ણન, એ સર્વનો સમાસ શ્રવણ કીર્તનમાં થઇ જાય છે. પ્રેમનો પ્રવાહ સ્વાભાવિકરૂપે આ પ્રમાણે પ્રત્યક્ષ થાય છે. આવો લાગણી, એવી વૃત્તિ, પ્રેમી હૃદયમાં ઉઠયા વિના રહેતીજ નથી. પણ કેટલીક વાર લાજ, મર્યાદા, આદિના ભ્રમિત વિચાર આવી તેને અટકાવે છે. આ પ્રમાણે આજ આ સાધનનો પ્રાયશઃ અભાવજ દેખાય છે. પણ એ સુધારાનું નહિ પણ અધોગતિનું ચિહ્ન છે; ભાવનાભક્તિનો સ્વભાવજ એવો છે કે, તે વપરાતાં વધે જ્યાં કોઇ વૃત્તિ કે ભાવને દબાવ્યો કે તે દુર્બલ થાય છે, અને અંતે નિર્મૂલ પણ થાય છે. તેથી કરીને, જ્યાં તે હોય ત્યાં તેનો પ્રવાહ અસ્ખલિત વહેવા દેવો, અને ન હોય ત્યાં તે ઉપજાવવો એજ ઇષ્ટ છે. આથી કરીને મન ભજનીયમૂર્તિ વિષે એકાગ્ર થાય છે, અને તન્મયતા પામે છે. પૂર્ણભાવથી કથા, કીર્તન, સ્તોત્ર પઠન ઇત્યાદિ કરતાં કરતાં ચિત્ત એકાગ્ર થઇ, ભજનીય મૂર્તિની સમીપતા પામતું જાય છે. અને કામનામય પુરૂષ કામમયજ છે, જેની જેના તે કામના કરે છે તદ્રૂપ તે થાય છે, એ ન્યાયે ભક્ત અને ભગવાન, પ્રેમી અને પ્રેમપાત્રનું ઐક્ય થાય છે. સ્તોત્ર, ભક્તવાણી ઇત્યાદિમાં આપણા અગર જો અન્યના શબ્દોજ ઉચ્ચારીએ છીએ, પણ જે ભાવથી, તે ઉચ્ચારાયા હોય છે તે ભાવ આપણામાં લાવી, તેવી વૃત્તિથી ઉચ્ચાર થાય તો, આપણે પણ ભક્તોનીજ સ્થિતિ પામીએ છીએ, માટે ભક્તિનું પોષણ ઇચ્છનાર મનુષ્યે પ્રતિદિવસ કેટલોક સમય શ્રવણકીર્તનને માટે જુદો કાઢી રાખવો, એ બહુ સારૂં છે. તેજ સમયે પ્રતિદિવસ ભજનીયમૂર્તિપ્રતિ હૃદયને સ્તોત્રગાનદ્વારા વહેવા દેવું, એટલે પરિણામે જણાશે કે તે ભક્તોના સ્થિતિ પ્રાપ્ત થતી જઇ અંતે તેમના સમાન સ્થિતિ થઇ જશે, અને અંતે હું આ અન્યના શબ્દજ ઉચ્ચારૂં છું, એ ભાનજ નહિ રહે. માટેજ શ્રી મુખે કહેવાયું છે કેઃ—

યા મન્મન, મુજ ભક્તયા, મયજિ નમ મુજનેજ;
થૈ મત્પર, મન જોડિને, પામિશ તું મુજનેજ. વળી.
રાખી પ્રાણ મન મુજવિષે, જ્ઞાનિ પરસ્પર સાર;
રમે અને ભજી જાણિ નિત, ધરાય પણ નિરધાર.

અચલભક્તિ પ્રાપ્ત થવી બહુ દુર્લભ છે ખરી પણ અશક્ય તો નથી જ, અને તેમાંજ કાંઇક સુલભતા રહેલી હોય છે ભક્તના જીવનમાં કેટલાક સમય એવા પણ આવે છે કે જ્યારે, તેને લાગે છે કે મારૂં હૃદય ભક્તિ શૂન્ય થઇ ગયું છે. ભક્તિની છાયા પણ ત્યાં જણાતી નથી. ગમે તેટલો પ્રયાસ કર્યા છતાં પણ એ ભાવ હૃદયમાં ઊઠતો જ નથી, જાણે હૃદય જ મરી ગએલું લાગે છે, શુષ્ક પડેલું દેખાય છે. હવે આવિ સ્થિતિ નિરાશા ઉપજાવે છે, પણ ખરૂં જોતાં તેમ થવું ઘટતું નથી. આજ સમય બહુ ઉપકારક છે; કારણ કે એજ અગ્નિનો સમય છે, કસોટી આવેજ સમય થાય છે. હૃદય જ્યારે શૂન્ય દેખાય છે, ત્યારેજ પ્રેમની કસોટી થાય છે. પ્રેમપાત્ર પ્રત્યક્ષ હોય ત્યારે તેના સંબંધથી થતા આનન્દથી ઉત્તેજીત થઇ સર્વકોઇ પ્રેમને જગાવે. પણ એ પ્રેમપાત્ર પ્રત્યક્ષ ન

દેખાય, હૃદય જ્યારે પ્રેમમૂર્તિથી શૂન્ય થઇ જાય ત્યારેજ એ સમજતો રહેશે, એ નિઃસત્વ દેખાતી શૂન્યાવસ્થામાં પણ, ભજનીયમૂર્તિપરનો પ્રેમ જ્યારે સ્થિર રહી શકે, જ્યારે નિરાશા ન થાય, ત્યારે સત્ય પ્રેમ છે, એમ સિદ્ધ થાય. ઇષ્ટદેવ કે ગુરૂદેવ પર જે ભક્તિ કે પ્રેમભાવના છે, તેનો વિષય કાંઇ તેમનો સંબંધ કે તેથી થતો આનન્દ નથી, પણ તે ઇષ્ટદેવ કે ગુરૂદેવ પોતે છે. એઓ સ્વતઃ જ પ્રેમાસ્પદ છે, અને જ્યારે કોઇ કારણોને લીધે આપણે આપણા અજ્ઞાને કરીને, તેથી દૂર ગએલા લાગીએ, તેઓ અપ્રત્યક્ષ જણાય ત્યારે, ખરેખરી રીતે તેઓ અપ્રત્યક્ષ નથી, અને તેથી કરીને આપણું હૃદય તેમની પ્રતિ વહેતું બંધ થવું ન જોઇએ. પ્રેમની આ એક એવી કસોટી છે કે, એમાંથી પસાર થએલો પ્રેમ, જીજ્ઞાસુના જીવનના અનેક સંકટ પ્રસંગે તેને બહુ ઉપકારક નીવડે છે.

અહિં સુધી તો આપણે માબાપ, ગુરૂદેવ અને ઇષ્ટદેવ પ્રતિ આપણી વૃત્તિ કેવી રાખી પ્રેમને કેમ પોષવો તે જોયું. પણ એ ભૂલવું જોઇતું નથી કે આપણા નિત્ય વ્યવહારમાં આપણને જે જે મનુષ્યો સાથે સંબંધ થાય છે તેઓમાં પણ કેટલાક એવા હોય છે કે જેઓ પર, કોઇને કોઇ કારણસર આપણને પ્રેમ ઉપજે. વીરપૂજા પણ ભક્તિ પોષક છે, એ ભૂલવું જોઇએ નહિ. વીરપૂજાથી ડરવું જોઇએ નહિ, તેમજ તેથી લજ્જા પામવાનું કાંઇજ કારણ નથી. જ્યાં જ્યાં, જે જે વ્યક્તિમાં, આપણને માનવા જેવો એક પણ સદ્‌ગુણ જોયો કે, ત્યાં ત્યાં, તેતે વ્યક્તિ પ્રતિ, આપણા હૃદયને દ્રવવાજ દેવું, ઉપર આપણે કહી ગયા છીએ કે શક્તિ અને ભાવનો સ્વભાવજ એવો છે કે તે અભ્યાસથી દૃઢ થાય છે, વાપરવાથી વધે છે. જેમ આપણા શરીરને કસરત આપવાથી તે સુરિપર અને સુદૃઢ થાય છે તેમ, પ્રેમ પણ ખીલવવાથી પોષાય છે. ત્યારે આપણું એ પણ કર્તવ્ય ઠરે છે કે, આપણને ઋણાનુબંધથી જે જે મનુષ્યોનો સંબંધ થયો હોય, તેમાંથી જેમના પ્રતિ આપણું હૃદય દ્રવે અને જેમના પ્રતિ આપણને પ્રેમ ઉપજે, એવા પ્રેમાસ્પદો શોધી કાઢવાં, અને નિર્ભ્રાન્ત રહી, તેમના પ્રતિ હૃદયને વહેવા દેવું. કદાચિતજ કોઇ એવું શુષ્કહૃદય જડશે, કે જે પોતાના સંસર્ગીઓમાંથી આવું પ્રેમપાત્ર શોધી નહિ શકે.

( આગળ ચાલુ. )

## સંદેશ—વાહક વિદ્યા અને માનસિક રોગ-શમન વિદ્યા*

આ શબ્દોના અર્થના વિચાર સાથે આ વિષયનો આરંભ કરવો ઠીક પડશે. સંદેશ-વાહક વિદ્યા એટલે દૂર સુધી સંદેશાને શી રીતે પહોંચાડવો, તેની વિદ્યા; પરંતુ હાલમાં આ શબ્દનો ઉપયોગ વિચાર-સંક્રમણ શબ્દના ઘણાખરા સમાનાર્થમાં થાય છે. અને કોઇ એકાદ વિચાર-પ્રતિમા, એકાદ વિચાર અથવા ઇન્દ્રિયજ્ઞાનને, એક મનુષ્યથી અન્ય

*થીઓસોફીસ્ટમાં આવેલું—મી. સી. ડબલ્યુ. લેડબીટરનું ભાષણ.

મનુષ્યપ્રતિ, સ્થૂલવિનાનાં અન્ય સાધનોવડે, સામાન્ય ભૌતિવિજ્ઞાનશાસ્ત્રને (Science) ન જણાયેલાં સાધનોવડે, મોકલી શકાય છે, એ વાતનો તેમાં સમાવેશ થઇ શકે છે. "માનસિકરોગ-શમન" એ શબ્દ જ અર્થ સૂચક છે-શબ્દોની ગોઠવણ ન ફેરવાય ત્યાં સુધી જરા વાંધો નથી; એનો અર્થ આધિથી પીડાતા એક મનસ્ માટેનો ઉપાય એમ થતો નથી, પરંતુ સ્થૂલવ્યાધિઓને મનસના ઉપયોગદ્વારા અથવા વધારે નહિ તોપણ સ્પષ્ટ રીતે સ્થૂલ વિનાનાં સાધનોવડે મટાડવાં, એમ થાય છે. ત્યારે આપણે એટલું જોયું કે આ ઉભય વિષયો, વિચારની અસર અને શક્તિ સાથે ઘણો નિકટનો સંબંધ ધરાવે છે, તેટલા માટે આ છેલ્લા પ્રશ્નોના સંપૂર્ણ રીતે સમજવા ઉપર, એ વિષયને સમજવાનો ઘણોખરો આધાર રહેશે. સર્વથી પ્રથમ તો આપણે શી રીતે વિચાર કરીએ છીએ, એ સમજવામાં થોડોક વખત ગાળીએં.

વિચાર, એ આપણને તાત્કાલિક એકાદ વિધિ હોય એમ લાગે છે; આપણામાં એમ કહેવાય પણ છે કે, "વિચાર જેટલી ઝડપથી." ને ગમે તેટલો વેગવાળો હોય, તોપણ આપણે ધારીએ છીએ તેના કરતાં તે ઘણો ગુંચવાડા ભરેલો વિધિ છે. આ સંબંધમાં તો શરીરના વિવિધ વિભાગોમાંથી મગજમાં ઇન્દ્રિયજ્ઞાન પહોંચવાની જે રીતિ છે તેને ગળતો આવે છે. આપણે સામાન્ય રીતે આ વિશેપણુ એ તાત્કાલિક હોય એમ ધારીએ છીએ પરંતુ ભૌતિકવિજ્ઞાનશાસ્ત્ર ખાત્રી કરી આપે છે કે ખરેખરી રીતે, તે તેમ નથી. દાખલા તરીકે જ્યારે આપણે કોઈ ઘણી જ ગરમ ચીજ ઝાલીએ છીએ ત્યારે, આપણે તેને તુર્તજ પડતી મૂકીએ છીએ; પરંતુ કાલની એટલી ક્ષણમાં પણ તદન ભિન્ન બે રીતિયો થઇ ગઇ હોય છે. જાણે, હાથનાં જ્ઞાન તંતુઓએ મગજને એટલા સંદેશાનો તાર મૂક્યો કે, "આ પદાર્થ ઘણોજ ગરમ છે." અને મગજે પાછો જવાબ વાળ્યો કે, "ત્યારે તેને પડતો મૂકો." માત્ર આ આજ્ઞાના પ્રતિ ઉત્તરમાં જ હાથ ઢીલો પડે છે, અને પદાર્થ મુકી દેવાય છે. આવા સંદેશાઓ કેટલી ગતિથી મુસાફરી કરે છે, એ ભૌતિક શાસ્ત્રના અભ્યાસિઓએ માપી કાઢ્યું છે, અને તેમનાથી વપરાતાં સાધનોવડે તેમાં કેટલો સમય લાગે છે, એ પણ માપી શકાય છે, જો કે આપણને તો એ ક્ષણ બીલકુલ લક્ષમાં આવતો નથી.

આપણે જ્યારે જ્યારે દરેક વખતે વિચાર ચલાવીએ છીએ, ત્યારે ઉપરનાને મળતી જ એક રીતિ સંભવે છે, અને તે સમયે શું શું થાય છે તે જો અવલોકવું હોય તો દિવ્ય-દૃષ્ટિની જરૂર પડે છે. જેનામાં માનસિક-ભુવનની દૃષ્ટિ ખીલી હોય છે તેને વિચાર તેના બંધારણના સમયમાં, વિચાર કર્તાના માનસિક શરીરના જડના એક સ્ફુરણ રૂપે માલુમ પડે છે. પછીથી એટલું જણાય છે કે એ સ્ફુરણ વડે એક અન્ય સ્ફુરણ ઉત્પન્ન થાય છે જાણે એક સમક નીચું હોય તેવું એક મોજું, વિચાર કર્તાના કામના-દેહના સ્થૂલ-જડમાં તે જણાય છે, અને પછીથી ક્રમમાં માણસના મગજના વાયુરૂપ પરમાણુઓમાં અસર થાય છે. અને તેમના દ્વારા આખરે સ્થૂલ ભુરો પદાર્થ કાર્ય કરવા માંડે છે. એક વિચાર, સ્થૂલભુવન ઉપર કાર્યરૂપે પરિણમે તે પૂર્વે, આ સર્વ આનુક્રમિક વિધિઓ થવાજ જોઇએ; આ ઉપરથી એટલું કહી શકાય કે, એક વિચારની

આપણા ભુવન ઉપર અસર થવામાં તેને બે આખાં ભુવનો તથા અન્યના અડધા વિભાગમાં થઇને પસાર થવું પડે છે. દિવ્ય-દૃષ્ટિ વડે અવલોકતાં આ વિધિ કેવો જણાય છે એ મારે તમને જણાવવાની જરૂર છે, કે જેથી તેની એક માનસિકમૂર્તિ તમારા સમિપ ખડી થઈ શકે:—

સ્થૂલમગજમાંનાં દરેક છિદ્રને—એટલુંજ નહિ પરંતુ તેના જડના દરેક પરમાણુને પણ તેનું પોતાની સાથે સંબંધ ધરાવતું તથા ઓતપ્રોત થયેલું કામનાભુવનનું જડહોય છે, અને તેના પછવાડે અથવા તેના આંતરમાં તેથી પણ વધારે સૂક્ષ્મ માનસિક જડ હોય છે. તમારા સર્વના જાણવામાં છે તેમ મગજ એક ઘનરૂપ સમૂહ છે, પરંતુ અવલોકન કરવાના હેતુથી આપણે એમ ધારીએ કે, તેને એક પરમાણુ જેટલી જાડાઈમાં પાથરી શકાય છે. એટલું પણ ધારો કે, તેની સાથે સંબંધ ધરાવતું કામના અને માનસિક ભુવનનું જડ પણ તેની પેઠેજ પડમાં ગોઠવી શકાશે, કામના ભુવનના જડનું પડ સ્થૂલનાથી સહજ ઉપર, અને માનસિક ભુવનનું જડ તેનાથી સહજ ઉપર. વિવિધ ક્રમની ઘટ્ટતાના જડનાં આ પ્રમાણે ત્રણ પડો પ્રાપ્ત થાય છે, સર્વે અન્યોન્ય સાથે સંબંધ ધરાવે છે, પરંતુ કોઈ પણ પ્રકારે અન્યોન્યમાં જોડાયલાં નથી, ફક્ત સ્થૂલ અને માનસિક પરમાણુઓ વચ્ચે સંબંધ ચલાવવાના અત્તતર તારો હોય છે અને તેઓ માનસિક જડમાં આગળ લંબાય છે. આથી એક સામાન્ય મનુષ્યના મગજમાં અસ્તિત્વ ધરાવતી સ્થિતિઓનો સારો ખ્યાલ આવી શકે છે. જીવનમુક્તમાં, સંપૂર્ણ થયેલા મનુષ્યમાં દરેક પરમાણુને તેનો પોતાનો તાર હોય છે, અને મગજના દરેક ભાગમાં સંબંધ સંપૂર્ણ રીતે જાળવી શકાય છે; પરંતુ સામાન્ય મનુષ્યમાં તો આ સંબંધ ધરાવવાના ઘણા થોડાજ માર્ગો ખુલ્લા થયેલા છે: આપણે હવે જાણીએ છીએ કે મગજના વિવિધ ક્ષેત્રોમાં વિભાગ પાડવામાં આવ્યા છે, અને તે દરેક ગુણોના અમુક સમુહો સાથે સંબંધ ધરાવે છે. સંપૂર્ણ મનુષ્યનામાં આ સર્વ ગુણો સંપૂર્ણ ખીલેલા હોય છે, કારણ કે તે સર્વ સાથે સંબંધ ધરાવતા તારો ગતિમાન્ હોય છે; પરંતુ સાધારણ મનુષ્યમાં તો ઘણાંખરા તારો હજુ ગતિમાન્ થયા નથી, અથવા તો અસ્તિત્વમાંજ આવ્યા નથી, અને તેથી તેમના સાથે સંબંધ ધરાવતા ગુણો તેના મગજમાં સુપ્ત દશામાં હોય છે.

તમે આ તારોની નળીઓરૂપે કલ્પના કરો કે જેનાદ્વારા આંતરના યથાર્થ પુરૂષને પોતાના વિચારને સ્થૂલ ભુવનમાં મોકલવો પડે છે. સંપૂર્ણ રીતે વિકાસ પામેલા મનુષ્યમાં દરેક વિચારને પોતાને યોગ્ય પોતાનીજ નલિકા હોય છે, અને તેના દ્વારા તે બારોબાર, સ્થૂલ મગજ સાથે સંબંધ રાખતા યોગ્ય જડમાં તે અવતરે છે; પરંતુ સાધારણ મનુષ્યોમાં હજુ એ માર્ગો ખુલ્લા થયા નથી, અને તેથી તેમના દ્વારા પ્રવર્તવાના વિચારને પોતાના માર્ગમાંથી ઘણા લાંબા માર્ગમાં જવું પડે છે, જાણે કે તે અન્ય અને અયોગ્ય માર્ગે પ્રક્ષિપ્ત થવા માગે છે, અને આખરે તેને બીલકુલ અયોગ્ય નલિકાદ્વારા નીચે જવાનો માર્ગ જડતા સુધી માનસિક મગજના જડમાં પાર્શ્વમાં ભમે છે, અને પછીથી સ્થૂલ ભૂમિકા સુધી પહોંચતાં, તેને દર્શાવી શકે એવા સ્થૂલ પરમાણુઓના સંબંધમાં ન આવતા

સુધી સ્થૂલ મગજના પાર્શ્વમાં અટકવું પડે છે. તમારાથી તુર્તજ જોઇ શકાશે કે આવા પ્રકારનું વાંકુચુંકુ પ્રદર્શન કેટલું બધું વિચિત્ર થઇ પડે છે અને હવે તમારાથી સમજી શકાશે કે કેટલાકને શા માટે ગણિત સમજી શકાતું નથી અથવા સંગીત અથવા કલા માટે રસપણું હોતો નથી. આનું કારણ એટલુંજ કે, એ અમુક ગુણ સાથે સંબંધ ધરાવતા મગજના ભાગનો સંબંધ હજુ સુધી ખુલ્લો થયો નથી તેથી તે વિષય સાથે સંબંધ ધરાવતા સર્વ વિચારને આસપાસ થઇને અયોગ્ય માર્ગોદ્વારા પસાર થવું પડેછે; મગજ હજુ સંપૂર્ણ રીતે કાર્ય કરી શકે એવી સ્થિતિમાં આવ્યું નથી અને તેથી વિચાર છુટથી સર્વ દિશામાં કાર્ય કરી શકતો નથી. સ્થૂલ મગજ એક નક્કર જથ્થો છે અને કામના અને માનસિક મગજો તેની સાથે ઓતપ્રોત સંબંધ ધરાવે છે, તેથી પડો અને નલિકાઓ ખરેખરી રીતે અસ્તિત્વ ધરાવતાં નથી; તો પણ માનસિક, કામિક, અને સ્થૂલપરમાણુઓ વચ્ચેના વ્યવહારની ખોટને દર્શાવવારૂપે અત્રે દર્શાવાયેલું વર્ણન એક આબેહુબ રૂપક છે.

આ સ્થૂલભુવન ઉપર આપણે વિચારનો અદલોબદલો કરીએ છીએ ત્યારે શું થાય છે તેનો વિચાર કરો હું-એક વિચાર ચલાવું છું, પરંતુ તે તમારી પાસે પહોંચે તે પહેલાં તેણે મારા મનસમાંથી મારા મગજના કામિક જડમાં અવતરવું જોઇએ. પછી ગમે તો તે તમારા કાનના પડદા ઉપર અથડાતાં વાયુનાં મોજાં દ્વારા તમને અસર કરે છે અથવા છાપેલા પાનામાંથી તમારી અક્ષિયોમાં પ્રતિબિંબિત થતા પ્રકાશ વડે તમને અસર કરે છે. એ વિચાર સ્થૂલમગજમાં પ્રવેશ પામે છે, પરંતુ આંતરના યથાર્થ પુરૂષને પહોંચતા પૂર્વે કામનાભુવનદ્વારા માનસિકભુવન સુધી પસાર થવું પડે છે, આ પ્રમાણે વિચાર મોકલતી વખતે જે વિધિ મારામા થઇ હતી તે આ સમયે ઉલટાઈ જાય છે. ફરીથી વળી તમારી ખાત્રી થશે કે આ માથાકુટ ભરેલી રીતિ છે. સંદેશાને ઘણે લાંબે માર્ગે ફરવાં જવું પડે છે; અને તમને અનિવાર્ય રીતેજ એવો પ્રશ્ન થશે કે, આ વાંકોચુંકો રસ્તો ખરેખરી રીતે જરૂરનોજ છે-ટુંકો માર્ગ સંભવિ શકે એમ નથી, સંદેશાના તારને મધ્યમાંના કોઈ સ્થાનેથી ખડખડાવી શકાય એમ છે. પ્રારંભની તથા અંતિમ વાત માનસિક ભુવન ઉપર એક સરખીજ છે. ઉપર આવવાના અને નીચે જવાના ઉભય માર્ગમાં સંદેશાને કામના અને વાયુરૂપ જડનાં [Ether] ભુવનોમાંથી પસાર થવુંજ પડે છે, તો સ્થૂલ સુધી ઉતરવાની વિધિને સંભાળ્યા વિના, શું આમાંના એકાદ સ્થાનેથી સંબંધ થઇ શકે એમ લાગતું નથી ?

આવા પ્રકારનો એક સંભવ છે; ખરેખર આ વાત ત્રણ પ્રકારે સંભવે છે, અને "સંદેશવાહક વિદ્યા" એથી પણ યથાર્થ રીતે આટલુંજ સૂચવાય છે. અનુકૂલ પ્રસંગોમાં આપણે બે માનસિક શરીરો વચ્ચે, બે કામના દેહો વચ્ચે અથવા બે વાયુરૂપજડ મગજો વચ્ચે. બારોબારનો સંબંધ યોજી શકીએ; આથી સંદેશવાહકવિદ્યાના ત્રણ પ્રકાર સંભવે છે. આપણે અધમ પ્રકારથી પ્રારંભીએ.

જો હું મારા સ્થૂલમગજમાં કોઇ સાદા સ્થૂલરૂપનો તીવ્ર વીચાર ચલાવું તો, તે રૂપ વાયુરૂપ જડમાં [Ether] ઉત્પન્ન થાય છે, તે એક દિવ્યદૃષ્ટિવાળા મનુષ્યથી જોઈ શકાય છે, પરંતુ એ મૂર્તિને ખડી કરવામાં થતા પ્રયત્ન વડે, જળમાં પડતા પથ્થરથી થતાં મોજાંઓની પેઠે, મારી આસપાસ વાયુરૂપજડનાં મોજાંઓ પ્રવર્તિ રહે છે. જ્યારે આ મોજાંઓ અન્ય વાયુરૂપ જડ મગજમાં અથડાય છે ત્યારે તેમાં તેવીજ પ્રતિમા પુનઃ પેદા કરે છે. એ પ્રતિમાને પોતાનેજ મોકલવામાં આવતી નથી, પરંતુ એ પ્રતિમાને ખડી કરે એવાં એક પ્રકારનાં મોજાંઓને મોકલવામાં આવે છે. વાતચિત કરવાની એક નલિકા કે જેના દ્વારા સ્વર પોતેજ ગતિમાન થાય છે તથા તેના માર્ગમાં મધ્યમાં આવતા કોઇ પણ સ્થળે સ્વરરૂપેજ સંભળાયછે તેના જેવું આ નથી પરંતુ તે ટેલીફોનને મળતું આવે છે, જેમાં અવાજ જાતેજ પસાર થતો નથી, પરંતુ અવાજથી ઉત્પન્ન થતાં મોજાંની અમુક સંખ્યાજ પસાર થાય છે, અને તેઓ સંદેશગ્રાહકમાં પ્રવેશ પામતાં ફરીથી વળી અવાજરૂપે બદલાઇ જાય છે. જો તમે ટેલીફોનના તારને કાપીને, છેડેથી સંદેશગ્રાહક વિના સાંભળવા માગો તો તમારા સાંભળવામાં કાંઈ નહિ આવે, કારણ કે મોજાં એ કંઇ અવાજ નથી, પરંતુ યોગ્ય સ્થિતિયો પ્રાપ્ત થતાં તેમનાથી સ્વરપુનઃ ઉત્પન્ન થાય છે.

બરોબર આવી રીતેજ એક સાદા સ્વરૂપને એકદમ એક મગજમાંથી અન્યમાં મોકલી શકાય. જો કોઇ બે મનુષ્યો એ જાતની મહેનત લેવામાં સંપૂર્ણ રીતે આનંદ માનતા હોય તો, એ એક સહેલથી થઇ શકે એવો પ્રયોગ છે. એક જણને ભૂમિતિના સાદા ત્રિકોણ જેવારૂપનો વિચાર કરવાની જરૂર છે, અને અન્યને તદન શાંતિથી બેસવાની તથા પોતાના મનમાં સ્વતઃજ શાશા વિચારો ઉત્પન્ન થાય છે, એ અવલોકવાની જરૂર છે.પણ ખરાં દષ્ટાંતોમાં તો આવો પ્રયોગ બીજી અથવા ત્રીજી વાર અજમાવતાં સફળ નિવડે છે; તો પણ કેટલાંક મનુષ્યો અન્યના કરતાં વિશેષ લાગણીવાળાં હોય છે, અને કેટલાક અન્યના કરતાં શુદ્ધપ્રતિમાઓ ખડી કરી શકે છે. આ દષ્ટાંતમાં આપણે જડની વાયુરૂપ સ્થિતિ સુધી આવી શક્યા છીએ, અને તેથી લખવા અથવા બોલવાની સામાન્ય રીતિયો કરતાં એક ડગલું આગળ વધ્યા છીએ. ખરેખરી રીતે આમાં જે થાય છે તે માર્કોનીની તાર વિના સંદેશા પહોંચાડવાની રીતિને મળતું આવે છે. હવે આપણે વિચારીએ કે આનીઆજ વાત એક ડગલું આગળથી,કામના ભુવનમાંથી સંભવિ શકે કે નહિ.

આમ થઈ શકે છે એટલુંજ નહિ પરંતુ આપણા જાણવામાં નથી આવતું તો પણ, તે આપણી આસપાસ હમેશાં થયાં જાય છે. આપણે આગળનાં વ્યાખ્યાનોમાં જોતા આવ્યા તેમ કામના-દેહ ( Astral Body ) ઉર્મિ અને રાગનું વાહન છે, તેથી આ ભૂમિકાએ એક પુરૂષમાંથી અન્યમાં જે વિનિમય થશે તે માત્ર રાગવિષયક અથવા ઉર્મિવિષયક પ્રકૃતિના એક સંસ્કારરૂપે જ થશે. તમારા કુટુમ્બ જીવનમાંજ આ વાતનું તમારી જાતે અવલોકન કરો. જ્યારે એક મનુષ્ય તીવ્રનિરાશાની સ્થિતિમાં હોય છે ત્યારે એવું જણી આવશે કે તેના આસપાસનાં અન્ય મનુષ્યો પણ તેના જેવીજ અસરથી પીડાવાને

સર્વ સંભવ હોય છે. જો એક મનુષ્ય ખાસ કરીને ચીડિયો હોય તો, અવલોકનથી માલૂમ પડશે કે, ક્રમવાર અન્ય મનુષ્યો પણ થોડાં શાંત થતાં જશે અને દરરોજના કરતાં તેમના ઉપર જલદી અસર થશે. આનો સાદો અર્થ એટલોજ થાય કે, જો કોઇ મનુષ્ય અમુક પ્રકારની લાગણીના બલવાન મોજાને પ્રવર્તાવે છે, તે સૂક્ષ્મભુવનનાં મોજાંની અમુક ગતિને જન્મ આપે છે, અને તે અન્યનાં સૂક્ષ્મશરીરોમાં અથડાતાં તેમનામાં પણ તેવીજ લાગણીને જન્મ આપે છે. આ બાબત અન્યના કરતાં મૃત્યુ પામેલાંના સંબંધમાં અગત્યની છે કારણ કે, તેઓ સંપૂર્ણ રીતે કામના-દેહમાં વસતાં હોય છે, અને તેથીજ જીવતાંમનુષ્યોના કરતાં તેઓ ઉર્મિઓનાં આવાં મોજાંનાં વિશેષ ગ્રાહક હોય છે; જીવતાંમનુષ્યોનો આવી અસરોમાંથી તેમનાં સ્થૂલ શરીરોની સ્થૂલતાને લીધે થોડો ઘણો બચાવ થય છે. તેથીજ જો કોઇ મનુષ્ય, મરી ગયેલાને માટે સ્વાર્થિ રીતે અનિરૂદ્ધ શોક કરે તો તેથી વારંવાર તેનાથી વિમુખ પડેલા મિત્રમાં તીવ્ર અને ભારે નિરાશા ઉત્પન્ન કરે છે. અન્યપક્ષે, જો તે મનુષ્ય તેનાથી જુદા પડેલા મિત્ર માટે પ્રેમ તથા તેની વૃદ્ધિની તીવ્ર ઈચ્છા રાખે તો, તેને બાધ કરવા કરતાં તે ઘણી મદદ કરી શકશે, કારણ કે આ લાગણીઓ પણ તેના કામના-દેહમાં સંપૂર્ણ નિશ્ચિતતાથી પ્રદર્શિત થાય છે. આજ એક સંદેશવાહક વિદ્યા અથવા "દૂરથી સંદેશો અનુભવવાની વિદ્યા."

હવે આપણે એક પગલું આગળ વધીને જોઇએ કે કામના-ભુવન સુધી નીચે ઉતર્યા વિના એક મનસમાંથી બીજામાં બારોબાર માનસિક ભુવનમાંથીજ એક વિચાર મોકલી શકાય કે નહિ. આપણુ નિઃશંશય રીતે થઇ શકે છે, વારંવાર થાય છે, એક નિયમિત રીતરૂપે, ઉચ્ચ ભૂમિકાના જ્ઞાનીઓ માટેજ વાતચિત કરવાનું તે એક સાધન છે, એક ઉચ્ચભૂમિકાએ પહોંચેલો મનુષ્ય, અક્ષરશઃ વિચારનીજ ઝડપથી પોતાના વિચારોને અવકાશદ્વારા (Space) આ પ્રમાણે મોકલી શકે, પરંતુ સામાન્ય મનુષ્યોમાં તો આ શક્તિ કવચિત જ જોવામાં આવે છે. તો પણ જ્યાં બે મનુષ્યો વચ્ચે અસાધારણ સંપૂર્ણ સંબંધ હોય છે ત્યાં આ વાત કોઇ કોઇ વાર જોવામાં આવે છે, અને મારી ખાત્રી છે કે માનવ જાત ઉન્નતિક્રમમાં આગળ વધતાં આપણો વ્યવહાર ચલાવવાની આવી રીતિ સામાન્ય થઇ પડશે. જ્ઞાનીમહર્ષિઓ પોતાના શિષ્યોને ઉપદેશ આપવામાં આ રીતિનો ક્યારનોએ ઉપયોગ કરે છે, અને આ પ્રમાણે તેઓ ઘણાજ ગુંચવાડા ભરેલા વિચારોને ઘણીજ સહેલાઇથી મોકલી શકે છે.

આ પ્રમાણે આપણે જોયું કે ત્રણ પ્રકારની સંદેશ-વાહકવિદ્યા સંભવિ શકે છે. પોતપોતાની ભૂમિકાએથી માત્ર મોજાંને પ્રવર્તાવવામાંજ આમનો સમાવેશ થાય છે-ઉપર ઉપરનું અવલોકન કરનારનેજ તે ગુંચવાડામાં નાંખે એવો સંભવ હોય છે, પરંતુ દિવ્ય-દૃષ્ટિ કેળવાયલા મનુષ્યને તેઓ એકદમ ભિન્ન ભિન્ન માલમ પડી આવે છે. આમાંનાએક અથવા અન્યનાં સામાન્ય દૃષ્ટાંતો આપણને રોજ મળી આવે છે, કારણ કે ઘણાં દૃષ્ટાંતોમાં આપણે જે દિશામાં વિચાર ચલાવતા હોઇએ છીએ તેજ દિશામાં આપણો એક મિત્ર વિચાર ચલાવતો હોય છે-એમ ધારીએ કે, આપણામાંથી એક પણ મહિનાએપૂર્વેથી જે વાતનો વિચાર પણ નથી કર્યો હતો તે હોય તો પણ.

હવે સમજવામાં આવશે કે, સદેશકંદક-વિદ્યા અને માનસિક રોગ શમન-વિદ્યા એ ઉભયને કેટલો નિકટનો સંબંધ છે; આ અન્ય વિદ્યામાં વિધાયક, વિધિવનામાં ઉત્તમ પ્રબલ વિચારોનો વિનિમય કરે છે. માનસિક-રોગ-શમનના અનેક પ્રકારો જોવામાં આવેછે, પોતપોતાના ઉપદેશોમાં પણ ઘણીજ રીતે જુદા પડેછે, તથા સામાન્ય રીતે ક્રિશ્ચિયન-વિદ્યા, માનસિકશાસ્ત્ર, માનસિક-રોગશમન, ઇત્યાદિ નામોથી વ્યવહરાય છે; પરંતુ તે સર્વે સ્થૂલવિનાનાં સાધનો વડે સ્થૂલરોગ શમન ઉપજાવવાના પ્રયત્નમાં એકમત થાય છે. એક એવો પાયાવિનાનો વિચાર પ્રવર્તે છે કે, થીઓસોફી આ સર્વ સંસ્થાઓના વિરૂદ્ધ છે, પરંતુ આ તદ્દન ભૂલ ભરેલી વાત છે. થીઓસોફી કોઈ પણ પ્રકારના શ્રદ્ધાના સ્વરૂપના વિરૂદ્ધ નથી; આથી ઉલટી રીતે, તે દરેકમાં જે જે સારૂં હોય છે તે તે દર્શાવી આપે છે, તેના ઉપર ભાર મૂકે છે તથા ખુલાસો કરી સમજાવે છે, અને આ પ્રકારે એ સર્વ એક અભેદમયરૂપમાં ઉપજાવી કાઢે છે. કોઇ પણ મત અથવા વિધિની ગેરસમજ અને દુરૂપયોગનોજ તે પ્રતિકાર કરે છે; આ વિવિધ ધર્મો ઉપર આક્ષેપ કરવાનું કામ તેનું નથી, પરંતુ તેમને બુદ્ધિપૂર્વક સમજીને તથા તેમનામાંથી નિઃપક્ષપાત રીતે જે જે શુભરૂપ તથા સત્ય હોય તેને પસંદ કરવાનું છે. અમારી એવી પ્રબલ માન્યતાછે કે, નજીવી બાબતો વિશે હાલ થાય છે તેમ ધાર્મિક પુરૂષોએ તકરારમાં ઉતરવું એ મોટામાં મોટી ભૂલ છે. ખરા અને ખોટાનાં વિશાલ તત્વોથી અવલોકતાં તે સર્વનો એકમાં જ સમાવેશ થાય છે; અધમનો ત્યાગ કરીને ઉચ્ચનો શોધ ચલાવવો, એ બાબતમાં તો એ સર્વે એકમત થાય છે; ત્યારે તો તે સર્વેએ એકઠા થઈને, બાકીની દુનિયાને એટલી ધાર્મિકશ્રદ્ધા સુધી લાવવાની જરૂર છે, અને નિર્જીવ બાબતોના વાદવિવાદોને આ મહાન્ કાર્ય સધાતા સુધી દૂર કરવાની જરૂર છે. અમને આ એક સામાન્ય-બુદ્ધિના સૂચનરૂપે લાગે છે; પરંતુ આટલી વાતને એક ક્ષણ પણ લક્ષ આપવા માટે કેટલા થોડાને લલચાવી શકાય એમ છે !

તેથી થીઓસોફીના અભ્યાસિઓ કોઈ પણ રીતે માનસિક રોગ-શમન-વિદ્યાના વિરૂદ્ધ નથી, તો પણ તેના સાથે સંબંધ ધરાવતી કેટલીક વાતો છે કે, જેના સાથે અમે મળતા થઇ શકતા નથી. એનો મૂખ્ય વિચાર ઘણોજ મહાન્ છે-વિચારની શક્તિ વિશેનો, કોઇ પણ રીતે આ એક નવિન વિચાર નથી, કારણ કે પ્રાચીનધર્મોએ હમેશા આ વાતને ઉપદેશી છે: દાખલા તરીકે તમને બુદ્ધધર્મના મહાન્ ગ્રંથ ધમ્મપદના પ્રથમ અધ્યાયમાં જ સ્પષ્ટ રીતે દર્શાવાયલી જડી આવશે. માનસિક-રોગ શામકો માટે વિચારની શક્તિ શોધી કાઢવાનો દાવો કરવો એ એક ભૂલ છે, તથા પૂર્વના મહાન્ ધર્મોના ઉપદેશોનું અજ્ઞાન દર્શાવે છે; પરંતુ પશ્ચિમમાં તો તેઓ કેટલાક પુરૂષોને તે વાતનું પ્રથમ વારજ ભાન કરાવે છે, એ વાત માનવા યોગ્ય છે. આટલા માટે તો આપણે તેમનો આભાર માનવો જોઇએ કે, તેઓ કેટલાકનો જડવાદમાંથી ઉદ્ધાર કરેછે તથા તેનાથી કંઈક ઉચ્ચ અને વિશેષ યુક્તિયુક્ત વાત તરફ તેમની દૃષ્ટિને ઉઘાડે છે; આટલું કરવું એપણ એક મહાન્ વાત છે, કારણ કે એકવાર પણ આમ થવા પછી આગળ વધવાનું બની શકે છે. હાલના જમાનાના વિચારને ઉચ્ચ સ્થિતિએ ચઢાવવાના કાર્યમાં તેમણે લીધેલા ભાગ માટે તેમને સંપૂર્ણ માન ઘટે છે; આપણે ટીકા કરી શકીએ એવી વાતો આમની

સંસ્થાઓમાં હોય છે, તો પણ એટલું ભુલવાનું નથી કે, એ હમેશાં તેમના સામમાંજ હોય છે. તેમના કેટલાક સિદ્ધાંતો કે જેની સાથે હું એકમત થઈ શકતો નથી તેનું જ પ્રથમ વર્ણન ચલાવીશ, અને તેમને આપણા રસ્તામાંથી બાજુએ રાખીને પછીથી અમે સંપૂર્ણ એકમત થઈ શકીએ છીએ એવા વિચારો જણાવવાનું મળતવડું કાર્ય આરંભીશ.

પ્રથમ તો એજ મારાથી નથી સમજી શકતું કે, એક વૈદ્યકવિધિને શા માટે ધર્મના ધતિંગનું રૂપ આપવું જોઈએ; એમ તો કોઈ એક હોમીઓપથી અથવા હાઈડ્રોપથીની વૈદ્યકરીતિઓને પણ ધર્મના ધતિંગમાં અડાવી બેસશે; તેથી જેઓ આવા સંતોષ વિનાના માનસિક આધાર ઉપર કાર્ય કરે છે તેમને થીઓસોફીમાં (બ્રહ્મવિદ્યા) જડી આવે એવી તત્વ-વિદ્યાની ઉચ્ચ સંસ્થા અર્પણ કરૂં છું—તેમને વિચારનો ખોરાક પુરોપાડે તથા વિશ્વવિશેનો એક યુક્તિયુક્ત વાદ પુરો પાડે એવી એક સંસ્થા. માનસિક રોગ શમનની એક મૂખ્યશાખા જડના અસ્તિત્વને બીલકુલ સ્વિકારતી નથી—તેને ક્રિશ્ચિયનસાયન્સ (શાસ્ત્ર) ના નામથી ઓળખવામાં આવે છે; આવું નામ શા ઉપરથી ધારણ કર્યું એ વિચારવું પણ મુસ્કિલ છે, કારણ કે જડના અસ્તિત્વનો નકાર ભણવો એમ ક્રિશ્ચિયનધર્મ સ્વીકારતો નથી તેમજ તે શાસ્ત્રીય પણ નથી. ખરેખર તો સ્થૂલ-વિજ્ઞાન શાસ્ત્રનોજ હોઇ શકે, કારણ કે તે શાસ્ત્રનો માત્ર જડનેજ જોઇ શકે છે અને તેના સર્વે પ્રયોગોને સાધન વડેજ ચલાવવામાં આવે છે. જડવસ્તુઓના અનસ્તિત્વનો વાદ ખાત્રી પૂર્વક ક્રિશ્ચિયનધર્મનો નથી પરંતુ નાસ્તિકોનો છે, કારણ કે તે વાદ એક પૂર્વ દેશીય પ્રાચીનમાં પ્રાચીન સંસ્થાઓનો છે. જો તેને બરોબર સમજવામાં આવે તો તેની પછવાડે ખાત્રી ભરેલી રીતે સત્યનો સમાવેશ થાય છે. સમગ્ર દૃશ્યવિશ્વ પરબ્રહ્મમાંથી ઉદ્ભવે છે, અને ખાત્રીથી તે સર્વ એક દિવસે તેમાં સમાય છે. તેથી સર્વ દૃશ્યજગત અનિત્ય છે, અને નિત્યતાના દૃષ્ટિબિંદુથી તેને અનિત્ય અને ક્ષણિક કહી શકાય તથા તે કંઇ પણ હિસાબ લેવા યોગ્ય ભાગ્યે ગણી શકાય, તો પણ તેને અસ્તિત્વ નથી એમ કહેવું એતો મને ભ્રમમૂલક લાગે છે, કારણ કે સત્ય રીતે જોતાં તે પણ જેમ ચેતન પરબ્રહ્મનું એક પાસાનું પ્રદર્શન છે, તેમ અન્ય પાસાનું પ્રદર્શન છે. ભગવાન્ બુદ્ધે કહ્યું છે કે નિત્ય એવી બે વસ્તુઓ છે, આકાશ અને નિર્વાણ; અને પૂર્વાપર સંબંધ ઉપરથી એમ સમજાય છે કે, આપણે હાલમાં જેને જડ (matter) અને શક્તિ (force) ના નામથી વ્યવહરીએ છીએ તેજ સુચવવાનો તેમનો ઉદ્દેશ છે. આ બાબતમાં આધુનિક ભૌતિક-વિજ્ઞાનશાસ્ત્ર તેની સાથે એકમત થાય છે; મારા ધારવા પ્રમાણે જ્યાં સુધી પ્રદર્શન અસ્તિત્વમાં હોય છે ત્યાં સુધી જડનો દરેક પ્રકાર તેના તેના ભુવન ઉપર યથાર્થ છે, એમ માનવું વધારે સત્ય અને ખાત્રી ભરેલું છે. જ્યાં સુધી આપણે સ્થૂલ ભુવન ઉપર હોઇએ છીએ ત્યાં સુધી માત્ર સ્થૂલ જડજ આપણને ખરૂં લાગે છે, તથા કામના અને માનસિક ભુવનોનું જડ આપણી અધમ ઇન્દ્રિયોને અદૃશ્ય રહે છે, એ વાત તદન ખરી છે, પરંતુ આપણા અંતઃકરણને ઉચ્ચ ભૂમિકામાં સ્થાપતાં વસ્તુઓની આ સ્થિતિ પલટાઇ જાય છે; આમાં માત્ર આપણા અંતઃકરણનું કેન્દ્રજ બદલાયલું હોય છે, શબ્દ બ્રહ્મનું પ્રદર્શન બદલાતું નથી. આપણે સંપૂર્ણ રીતે જાણીએ છીએ કે અદૃશ્ય વસ્તુઓ ઘણીજ અગત્યની છે, તો પણ જ્યાં સુધી આપણે તેની ભૂમિકા ઉપર હોઇએ ત્યાં સુધી આપ-

ણને જડ સત્યરૂપે ભાસતું હોય એમ ગણવાનું પસંદ કરીએ છીએ. પ્રથમથીજ શરીરના અસ્તિત્વનો નકાર ભણવો તથા તેના અસ્તિત્વના નકારના પરિણામરૂપે તેની સ્થિતિમાં સુધારો દર્શાવવો, એ વાત ભાગ્યેજ વિચારવા યોગ્ય લાગે છે; કારણ કે જેનું અસ્તિત્વ જ નથી તેને શી રીતે સુધારી શકાવાનું છે !

એક મૂર્તિમાન્ અશ્રેયના પ્રાચીન અને ભયંકર વાદ સામેના એક પ્રતિકારરૂપે આ જડના અનસ્તિત્વના સ્વીકારનો વાદ હોય, એમ મને માનવાનું મન થાય છે. આપણા મિત્રોને આંતર અનુભવ થાય છે કે, બાહ્યથી કંઇક આપણા ઉપર આવી પડ્યું હોય એ રૂપે અશુભનો વિચાર બીલકુલ સ્વીકારવા યોગ્ય નથી, કારણ કે દરેક મનુષ્ય પોતાનું શુભાશુભ પ્રારબ્ધ પોતાને હાથેજ ઘડી કાઢે છે: તેથી તેઓ કહે છે કે, ખરેખરૂં કહેવા માગીએ તો આપણી જાતે ઉત્પન્ન કર્યા વિનાનું કંઇ પણ અશુભ હોતું નથી-સર્વ આંતરમાં વર્તવાવાળું છે; અને તેઓ પોતાની જાતને જડ અને તેના ગુણો જોડે વારંવાર મથન કરતી જુએ છે તેથી જડ અને અશુભને એક ગણવાની ભૂલ તેઓ કરે છે, અને આ ઉપરથી એવા નિર્ણય ઉપર આવે છે કે યથાર્થ રીતે જડ છેજ નહિ. આ પ્રમાણે બિશપ બર્કલિનો વાદ આવા પ્રકારનાં ભિન્ન પરિવર્તનોમાં પુનઃપ્રવર્તનો જોઇને નવાઈ લાગે છે, તથા તેના વિશે સ્કોટે કરેલી ટીકા યાદ આવે છે, "જો બર્કલિ એમ કહેતો હોય કે જડનું અસ્તિત્વજ નથી, તો એ શું કહે છે તેનો ખાત્રીથી કંઈ પણ હિસાબ નથી "

પરંતુ આ સર્વ વાદોમાં અયોગ્ય અસર વડે પૈસો પ્રાપ્ત કરવાના વિચારરૂપી એક વાતથી, હું મારી જાતને દૂર રાખવાને સખ્ત રીતે બંધાયેલો છું: આ બાબતમાં તો ભાર મૂકીને કહું છું કે હું બીલકુલ એક મત થઇ શકતો નથી. રોગ મટાડવામાં માનસિક-શક્તિનો ઉપયોગ કરવા માટે પૈસા માગવા, એ પણ મને તો બીલકુલ ઇચ્છવા યોગ્ય નથી લાગતું; બીજા પાસેથી અન્યાય ભરેલી રીતે પૈસા કઢાવવામાં માનસિક-શક્તિનો ઉપયોગ કરવો, એ નિઃસ્વાર્થ કાર્ય માટે પવિત્ર ગણવા યોગ્ય ઉચ્ચજ્ઞાનના અધઃપાત તથા વેશ્યાવૃત્તિ સમાન છે. જેની માનસિક પ્રયત્નદ્વારા પૈસો મેળવવાની ગરજ હોય તેમણે માત્ર ન્યાયપૂર્વક માર્ગોદ્વારા જ તેમ કરવું જોઇએ અને તેનો પ્રયત્નતો પોતાની પાસેના પદાર્થો વધારવા કરતાં પોતાની કામનાઓ ઓછી કરવામાંજ થવો જોઇએ,કારણ કે તેજ માત્ર સત્યજ્ઞાનનો માર્ગ છે.

કોઈ પણ માણસ જાણી શકે તેમ પ્રબલ શ્રદ્ધા અને સ્વીકારની કીમત હું સારી પેઠે સમજું છું, પરંતુ શરીર કોઈ પણ દીવસ અનારોગ્ય દશામાં ન હોઇ શકે, એવાત મારાથી મન ખાતર કબુલ થઇ શકતી નથી. યથાર્થ પુરૂષ, ઈશ્વરાત્મા, આત્મા, માંદો હોતો નથી, અને રોગનો નકાર ભણવામાં આવે છે તે આવાજ અર્થમાં હોય તો તે વાતમાં જરા પણ બાધ નથી. પરંતુ ઘણું કરીને એ વાતને એવી રીતે સમજવામાં આવતી નથી: સ્પષ્ટ રીતે પ્રતિપાદન કરવામાં આવે છે કે, માયુ દુઃખનું મટાડવાનો માર્ગ, " મારૂં માથું દુઃખતું નથી. " એ વાતની પોતાની જાતને ખાત્રી કરવાનો છે: આ વાક્ય એવું છે કે કદાચ તે વર્તમાનમાં ખરૂં થઇ પડે, પરંતુ જ્યારે તે પ્રથમ વાર બોલ-

વામાં આવે છે ત્યારે તો ખાત્રીથી અસત્યજ હોય છે. એ ખોટા વાક્યનું વારંવાર પુનરાવર્તન કરવાથી કદાચ અસર ઉપજે, એ વાતને હું નકાર ભણવાનો નથી; પરંતુ મારા ધારવા પ્રમાણે ધીમેધીમે મટતા માથા અથવા દાંતના દુખાવા કરતાં એવા એક અસત્યનો ઉચ્ચાર વધારે પાપ ભરેલો છે; કોઈ પણ મનુષ્ય ન્યાયપુરઃસર કહી શકે કે, "મારૂં માથું અથવા દાંત દુખશેજ નહિ." અને આ પ્રમાણે પોતાની ઇચ્છાશક્તિને ખંતથી તેના સામે યોજવાથી ઘણું કરીને તે દુઃખ દૂર થાય છે. ઇચ્છાશક્તિનો આવો પ્રયોગ સીધે માર્ગ છે અને ઈચ્છવા યોગ્ય છે; તેનાથી સૂચવાતી વિચારની એકાગ્રતા, કોઇ પણ મનુષ્ય માટે ઇચ્છવા યોગ્ય કસરત છે. આ પ્રમાણે કોઈ પણ મનુષ્ય અમુક રોગના વિરૂદ્ધ વિચાર પ્રવર્તાવે અને તેના હુમલાને પાછો હઠાવે, અને જો તે રોગ શરીરમાં ઘર કરી ન પડયો હોય તો તેને તદન દૂર કરી શકે, અથવા જો તે ઘર કરી બેઠો હોય તો તેને મટાડવાના ઉપાયોને ઘણી અસર કરે છે. વિચારની શક્તિ મહાન્ છે, અને તેની ભાગ્યેજ અતિશયોક્તિ થઇ શકે એમ છે

આ ઉપરથી આપણે માનસશાસ્ત્રના એવા વિચારો ઉપર આવીએ છીએ કે જેમની સાથે આપણે એકમત થઇ શકીએ. જ્યારે તેઓ તેમના રોગીઓને, હમેશાં આનંદી વિચારો ચલાવવાનું, તેમનામાંથી ભીતિ અને શોકને દૂર કરવાનું, દોષ–શોધન કે જે હમેશાં અશ્રેયને વધારે છે તેને મહેનત પૂર્વક દૂર કરવાનું કહે છે–એ સર્વમાં, અને એથી પણ કેટલુક વધારે કહે છે તેમાં અમે તેમનાં હદપારનાં વખાણ કરીએ છીએ. તેમના ગ્રંથોમાંના એકમાં થોડા દિવસ પહેલાં એક માણસને આ પ્રમાણે આપેલી શિખામણ મારા વાચવામાં આવી—" તમને નિરાશાનો અથવા તમને ઘેરી લેતા શોક ભર્યા વિચારોનો અનુભવ થતો હોય તો, તુર્તજ ! આનંદિત થવાનો, ખુશી થવાનો વિચાર કરો, તમારે નિરાશમાં બીલકુલ વખત ગમાવાની જરૂર નથી, " ભીતિ વિશે તેઓ વારંવાર આપણી ખાત્રી કરી આપેછે કે, આપણે જે વાતોની ભીતિ રાખતા હોઇએ છીએ તે કદાપિ બનતી નથી અને તેઓ બને છે અથવા નથી બનતી તો પણ તેમની પ્રથમથી ભીતિ રાખવા રૂપી દુઃખ સહન કરીએ તો તેઓ બમણી અથવા ત્રણ ઘણી થઇ પડે છે, આવો સર્વ વાદ સત્ય તથા ઉત્તમ છે. કોઇ કોઇ વાર આ વાદને પણ હદપાર ખેંચી જવામાં આવે છે. જો મનુષ્યોને રોગની ભીતિ ના હોય તો તેમને તેનો ચેપ લાગશે નહિ, એમ મારા વાચવામાં આવ્યું છે, એ બીલકુલ ખરૂં નથી કારણ કે માણસોને રોગની હયાતીની એ ખબર હોતી નથી તે પૂર્વે તો તે તેમને થઇ બેસે છે, પરંતુ આમાં સત્ય વાત એમ છે કે, જે મનુષ્ય અમુક રોગ વિશે બીલકુલ ભીતિ રહિત રહે છે તેને અન્યના કરતાં તે રોગ થવાનો થોડો સંભવ છે; જો તે હદપાર થાકી ગયો હોય, જો તેના ચેપને હઠાવવામાં શરીરની શક્તિયો પ્રબલ ના હોય, તો પણ તે રોગ તેને થઇ બેસે છે. જો કે તેને સત્યનો આધાર છે તો પણ આવા અતિશયોક્તિ ભરેલા રૂપમાં તે વાત અસત્ય છે.

વિચારની અન્યના ઉપર થતી અસરનો અનુભવ, તથા તેથી ઉભી થતી આપણી જવાબદારીનો વિચાર, ઘણોજ આકર્ષક છે. માનસશાસ્ત્રીઓનાં ઉચ્ચ વર્ગના બાધાસાહિત્યમાં

આ વાત વારંવાર જડી આવે છે. દૃષ્ટાંત તરીકે એમ કહેવામાં આવ્યું છે કે, "ઈશ્વર સંબંધીના ખોટા વિચારો, અને ખાસ કરીને અનંત કાળ સુધી વેરવાળી શિક્ષા મારેની શ્રદ્ધા, તેમની અનારોગ્ય અસર શરીરના દરેક કણમાં ઉપજાવે છે" એક વિચિત્ર પરંતુ સ્પષ્ટ રીતે અન્ય વાત કહેવામાં આવી છે, કે જે પોતાની જાતને ચુસ્ત ધર્માનુયાયી કહેવડાવનારા ઘણા લોકો માટે ઘણોજ વિચાર કરવા યોગ્ય છે. જ્યારે ઘણા સમયથી ધાર્મીક બાબતો વિશેનો બહુકાલ રહે એવો, ભ્રાંતિ-દાયક, રવાથી વિચાર વાતાવરણમાં સંપૂર્ણ પસરી રહ્યાં છે,—ક્રોધી ઈશ્વર વિશેનાં, શિંગડાંવાળા તથા ધારવાળી પુછડીવાળા રાક્ષસનાં, નર્કની જ્વાલાઓનાં, આચાર્યોની માંદી પડેલી કલ્પનાએ ઉપજાવેલી નિંદ્યકલ્પનાઓનાં વિચાર-ચિત્રોથી ઘર્ઘરી રહેલાં મનુષ્યોથી વાતાવરણ ભારે થઈ ગયું છે—કોઈ પણ અભેદાનુભવી સહજે સમજી શકશે તેમને વિચારમાં ઘણા સત્યનો સમાવેશ થાય છે, ત્યારે આપણા મધ્યમાં આટલા બધા રોગો અને ખાસ કરીને જ્ઞાનતંતુના રોગોની વૃદ્ધિથી આપણે કેવી રીતે નવાઈ પામીએ, એમ તેમનું પૂછવું છે.

જો એક મનુષ્ય પોતાની જાતને એક ક્ષુદ્ર કીડા સમાન ગણે તથા સાહજીક અધમતાથી ભરેલા એક દુઃખી પાપી રૂપે જુએ તો તે તેને એક એવા પ્રકારની નિંદ્ય વ્યક્તિ બનાવવાનો બરોબર માર્ગ છે, એમ જે આપણા મિત્રોનું કહેવું છે તેની સાથે હું અંતઃકરણ પૂર્વક એક મત થાઉં છું. પ્રારંભમાંજ જો તે પોતાની જાતને ધીક્કારતો હોય છે તો તે ધીક્કારને પાત્ર જ થઈ પડે છે; જો તે પોતાની જાતને માન આપવા યોગ્ય ગણે છે તો તે માન મેળવવા યોગ્ય રહી શકે છે. જો તે પોતાની જાતને દિવ્યજીવનના એક તણખા રૂપે સ્વીકારે છે તથા પોતાને પ્રબલ બનાવતા આંતરાત્મા દ્વારા તે સર્વ વાતો કરી શકે એમ છે એવું તેના જાણવામાં આવે છે તો તે રાગદ્વેષના વાવાઝોડામાં થોડો ખેંચાઈ જાય છે તથા સતત પ્રવર્તતી લાલચોને પણ થોડો જ અધીન થાય છે. આપણે સર્વે પાપીઓ છીએ. એ ખરી વાત છે, પરંતુ કંગાલ પાપીઓ કહીને આપણા અપરાધો વધારવાની જરૂર નથી; કીટ વિશે પણ, આપણે તે દશામાંથી ઘણાં વર્ષો પૂર્વે પસાર થયા છીએ, અને કંઈ પણ હિસાબ વિનાની વાતો કરવાથી કંઈ મળવાનું નથી! એક અધમ સ્થિતિએ લઈ જતી ખોટી વાતમાં શ્રદ્ધા રાખવા અથવા કબુલ કરવા કરતાં આપણી યથાર્થ સ્થિતિ અને માનનું યથાર્થ ભાન થાય તો આપણને પાપનો ત્યાગ કરવામાં તથા સદ્ગુણ પ્રાપ્ત કરવામાં ઘણુંજ ઉત્તેજન મળે છે, માનવ ક્ષુદ્રત્વ વિશે રસહીન બહાનાં કાઢવામાં, "કંગાલ પાપી" પોતાની જાતનો બચાવ શોધી કાઢે છે. તે પોતાની જાતે જ પોતાનાં કર્તવ્યો તથા પોતાના ઉન્નતિ-ક્રમ માટે જવાબદાર છે, તથા પોતાની ઇચ્છા હોય તેવા થવાની શક્તિ તેનામાં છે, એ વાત ભિન્ન પ્રસંગ તો જાણતોજ હોય છે.

દરરોજના સામાન્ય જીવનમાં વિચાર-શક્તિના ઉપયોગ વિશેનો વિચાર માનસિક રોગ-શમનના પુસ્તકમાં મારા વાંચવામાં આવ્યો છે અને તે અત્રે અક્ષરશઃ ઉતારવા માગું છું, કારણ કે તે એક ઘણો જ સુંદર વિચાર છે, અને જાણે અમારા ગુરૂઓ પાસે

ધીજ બારેબાર આવતો હોય એવો થીઓસોફીના વિચારને મળતો છે. "તમે જે રોટલી પકાવો છો તેમાં પ્રેમને કેળવો; કંટાળેલા ચ્હેરાવાળી સ્ત્રી માટે તમે જે પાર્સલ મોકલો છો તેને બલ અને હિંમતવડે વિંટી લ્યો; શંકિત દૃષ્ટિવાળા મનુષ્યને તમે જે પૈસા આપોછો તેની સાથે વિશ્વાસ અને સરલતાને અર્પણ કરો." શબ્દોમાં તો આ અસંગત લાગે છે પરંતુ વિચારમાં સુરમ્ય છે; દરેક સંબંધ એ મળતા લાગ સમાન છે તથા આપણે જે જે મનુષ્યને ગમે તો આકસ્મિક રીતે મળીએ છીએ પણ તે મદદ કરવા લાયક છે; એવા થીઓસોફીના વિચાર સાથે આ વિચાર બરોબર મળતો આવે છે. આ પ્રમાણે શુભ નિયમનો અભ્યાસિ પોતાની આસપાસ આશિર્વાદ વરસાવતો પોતાનું જીવન ગાળ્યાં જાય છે, જો કે આશિર્વાદ અને મદદના ગ્રાહકોને ઘણીવરિ તે ક્યાંથી મળે છે તેનો વિચાર નથી હોતો તો પણ તે સર્વ જગ્યાએ બાધ વિના શ્રેય આદર્યા જાય છે. આવા પરોપકારમાં ગરિબમાં ગરિબ તેમજ પૈસાદારમાં પૈસાદાર દરેક મનુષ્ય પોતાનો ભાગ બજવી શકે છે. જેઓ જેઓ વિચાર ચલાવી શકે છે તેઓ માયાળુ, મદદગાર વિચારોને મોકલી શકે અને જ્યાં સુધી વિશ્વના નિયમો પ્રવર્તે છે ત્યાં સુધી તો એવો કોઇ પણ વિચાર કોઇ સમયે નિષ્ફલ ગયો નથી તેમજ જશે પણ નહિ. પરિણામ તમારા જોવામાં ન આવે પરંતુ પરિણામ તો હોય છે જ, અને તમારા પ્રેમ અને શાંતિના માર્ગમાં આગળ વધતાં તમે વાવેલા નજીવા બીજમાંથી કેવા પ્રકારનું વૃક્ષ ઉગી નિકળશે એ તમારા જાણવામાં ના પણ આવે.

સામાન્ય નિયમોનો વિચાર કરીને હવે વારંવાર થતા નિશ્ચિત રોગ –શમનનો વિચાર ચલાવતાં, તે શી રીતે થાય છે, એ વિચારવાનું રહે છે. આની અનેક વિધિઓ છે અને મારા ધારવા પ્રમાણે આપણે તેના ચાર વર્ગ પાડીએ, જો કે એક પાંચમો વિભાગ પણ છે અને તે વિશે મારે કહેવાનું છે—આપણે વિચારવાના છીએ તેવી રોગ–શમનની વિધિઓથી તે એક તદ્દન અલગ છે તો પણ આપણી નામાવલિને પૂરી કરવાને તેની પણ જરૂર છે.

૧. પ્રથમ વિધિ, જડ તથા રોગ ઉભયનું અસ્તિત્વ સ્વીકારતો નથી, અને રોગી મનુષ્યને માત્ર તે સાજો છે એટલું મનાવવાથી જ સાજો કરવાનો ઉદેશ રાખે છે. આવા પ્રકારના પ્રયત્નના સંબંધમાં વારંવાર પ્રાણવિષયક અસર ઘણી જ થાય છે, અને એવી આશા રાખવામાં આવે છે કે જો મનુષ્ય પોતાની જાતને ખરેખરી રીતે સાજો છે એમ માને તો મનસ્, શરીર ઉપર વર્તતું હોવાથી, ( પરંતુ શરીર તો અસ્તિત્વમાંજ હોતું નથી. ) તેને પોતાની સાથે એકતાલ બનાવશે અને એમ રોગ–શમનને ઉપજાવશે. મારા જોવા પ્રમાણે તેઓ આને રોગ–શમન કહેતા નથી; પરંતુ હમેશાં "રોગ–સાધન" જેવો શાસ્ત્રીય શબ્દ વાપરે છે, કે જેથી આ વિધિ ઉપર એક પ્રકારનો ધાર્મિક દેખાવ અર્પી શકાય છે, તથા શાસ્ત્રમાં વર્ણવાતા ચમત્કારો સાથે આને સરખાવવા સૂચના કરે છે. આ વિષયને આવા અસ્વાભાવિક શબ્દો કે જેથી વિષય ગુંચવાય છે અને સ્પષ્ટ વાત ઉપર માન્યતા રૂપી ગુરખો આવી પડે છે, તેથી દૂર રાખવો એ મારા ધારવા પ્ર-

સ્થાન લઇ શકે એમ નથી તો તે હાલના કરતાં પણ વધારે વિજયવંત નિવડે. એટલું તો સ્પષ્ટજ છે કે વિવિધ જાતના રોગોને વિવિધ પ્રકારની વિધિઓથી મટાડી શકાય છે, અને કદાચ સર્વ પ્રકારનાં માનવદુઃખો માટે એક સર્વમાન્યવિધિ પણ હોય, પરંતુ અત્યાર સુધી જે જે વર્ગોનું વર્ણન કર્યું છે તેમાં તેનો સમાવેશ થતો નથી. શાંત વિચારનું પ્રબલ કેન્દ્ર કોઈ પણ મનુષ્યનું સારૂં કર્યા વિના રહેતું નથી; જો તેને એક ઘા મટાડવાના પ્રયત્ન તરીકે ગણવામાં આવે તો આપણે કહી શકીએ કે તે શક્તિ નકામા ઉપયોગ સમાન છે; એક માણસની અંગુલિ ધોવા માટે તેના ઉપર હાંડો ભરીને પાણી રેડવા સમાન એ થાય છે; ઘાના સંબંધમાં તો આ એક અંધ પ્રયત્ન છે. ચોથા વર્ગમાં કરવામાં આવે છે તેવો તે કંઇ કેન્દ્રિત પ્રયત્ન નથી; ચોથા વર્ગમાં આથી નુકશાનને સુધારવામાં પ્રકૃતિને બીજું ઘડવામાં મદદ થાય છે. એટલું સંભવિત છે કે, કોઇ મહર્ષિ એ પ્રાકૃતિક વિધિને એટલો ઉતાવળો બનાવે કે, નુકશાન પામેલા ભાગના તંતુઓ એકદમ બંધાઇ જાય; પરંતુ આવા કાર્ય માટે સામાન્યમનુષ્યનો વિચાર કદાપિ પ્રબલ હોતો નથી અને તેણે તો સતત પ્રવર્તતા કાર્યદ્વારાજ પોતાનું પરિણામ લાવવાની આશા રાખવી જોઇએ.

૫. વળી એક અન્ય વિધિ છે કે જે વિશે આપણે ઘણું થોડુંજ જાણીએ છીએ, તો પણ તેનાં ભૂલ વિનાનાં ચિહ્નનો વારંવાર જોવામાં આવે છે. તેના વિશે વાચનાર અથવા સાંભળનાર કોઇએ ગર્વથી એમ માનવાનું નથી કે તેનામાં તેનાથી મળતી શક્તિનો સમાવેશ થાય છે; તે પણ નિર્ભાગ્યની વાત છે કે માનવ અભિમાન એટલું મહાન છે કે કેટલાક તો તુર્તજ એમ માની લેવાને તૈયાર થયા છે ! અમારે જેમને ભાષણ આપવાનું છે અથવા લખવાનું છે તેઓ આ વાત સારી રીતે સમજીએ છીએ. જો અમે અમારા ઉત્સુકઅભ્યાસિઓ માટે તથા તેમને એક ઉત્તેજનરૂપે બુદ્ધિભુવનના દેખાવનું વર્ણન કરવાનો પ્રયત્ન કરીએ તો કોઇક કે જેને કદાચ એકાદવાર કામિક-ભુવનની ઝાંખી થઇ છે તે એકદમ કુદતો એવું કહેવાને બહાર આવશે કે બુદ્ધિભુવનનો તેનો અનુભવ કમ ભાગ્ય ભાષણ કર્તા અથવા લેખકના કરતાં ઘણોજ સરસ અને સરલ છે ! આ વિચારનો દુરૂપયોગ થશે એવી ખાત્રી હોવા છતાં પણ મારે કહેવું જોઇએ કે પ્રકૃતિના મહાનરાશક તત્વ સાથે સબંધ રાખતી એક અન્ય વિધિ છે-અમુક ઉચ્ચ ભુમિકાઓથી પ્રાપ્ત થતી મહાન જીવન-શક્તિ સહિત તે હોય છે, કે જે અમુક નિર્મિત સમય સુધી અમુક માણસદ્વારા તેની ઇચ્છા વિના અથવા વિગતવાર જ્ઞાનવિના અમુક બનાવોમાં વર્તા કરે છે. આમાં માત્ર તેનો સ્પર્શજ શાંતિદાતા નિવડે છે, અને તેનાથી વપરાતી શક્તિને કોઇ હદ હોય એમ લાગતું નથી તથા તેનાથી ના મટે એવો કોઇ રોગ પણ હોતો નથી. આપણે તે વિશે થોડુંજ જાણીએ છીએ; આપણા ધર્મપુસ્ત મોમાં કહેલ તેમ દેવોના મહાન વર્ગોની શક્તિઓમાંની તે એક છે. આ શક્તિ નિઃસંશય રીતે અસ્તિત્વ ધરાવે છે; પરંતુ આથી વિશેષ તેના વિશે આપણાથી થોડુંજ કહી શકાય છે. આપણા પ્રેસીડેન્ટ કર્નલ ઑલ્કોટનામાં થોડા સમય સુધી આ કમલ શક્તિ હતી, અને તે તે... ગરી ... ધીમા તેમણે અદ્ભુત રોગશમન ઉપજાવ્યાં છે.

આ સર્વમાંથી આ મહાન્ વાત તરી આવે છે કે આ માનસિક રોગ-શમન વિધિ દ્વારા લાખો મનુષ્યો વિચારની શક્તિની યથાર્થતાનો સ્વીકાર કરવાને લલચાયાં છે, અને માત્ર આ સ્થૂલજડની દુનિયાની પાર કંઈક અસ્તિત્વ ધરાવે છે, એટલું સમજતા થયા છે; વિશેષ નહિ તો આટલી પણ ઉત્તમ વાત છે, અને તે એવી વાત છે કે જે માટે માનસિક રોગ શમન વિદ્યાને બુદ્ધિપૂર્વક ધન્યવાદ આપવો ઘટે છે. પરંતુ જેઓ માત્ર તેનો પારમાર્થિકહેતુઓમાં ઉપયોગ કરવા માટે તથા માત્ર સ્થૂલશરીરને સાજું કરવા કરતાં કંઇક ઉચ્ચપ્રતિ પોતાના વિચારને ચઢાવવા માટે અભ્યાસ કરે છે તે-મને માટે તે ઉત્તમ છે; કારણ કે જેમનો વિચાર તેની પાર નથી તેમને તુર્તજ માલૂમ પડશે કે તેમનો ધંધો પડી ભાગ્યો છે; દુનિયા ઉત્ક્રાંતિક્રમમાં વધતી હોવાથી ખાત્રીથી એવો એક સમય આવશે જ્યારે રોગનું નામનિશાન પણ જોવામાં નહિ આવે કારણું કે તે સમયે મનુષ્યો બુદ્ધિપૂર્વક, પવિત્રતાથી તથા આરોગ્ય રીતે રહેતાં શિખ્યાં હશે. પરંતુ જો તેઓ તેમના જ્ઞાનનો ઉચ્ચ ઉપયોગ કરે તો, સ્થૂલનો માનસિક માટે ભોગ આપે તો, શરીરને સાજું કરવાની વાતનો આત્માની ઉન્નતિ માટે ભોગ આપેતો; દુનિયાના ઉત્ક્રાંતિ ક્રમમાં તેઓ એક મહાન્ શક્તિરૂપ થઇ પડે. તેમને શરીર વિશેનો વિચાર થોડો કરવા દો, અને જીવન અને આત્મા વિશે વિશેષ વિચારવા દો; સ્થૂલ દુઃખ દૂર કરવાનું થોડું વિચારવા દો અને અજ્ઞાન તથા ભૂલભરેલાવિચારોને દૂર કરવાનું વિશેષ વિચારવા દો; શારીરિક આરોગ્ય અને પોતાના લાભ માટે થોડું વિચારવા દો અને પ્રેમ, દયા તથા ભ્રાતૃભાવ વિશે વિશેષ વિચારવા દો; તેથી તેમનું શીઘ્ર-પ્રવર્તતું કાર્ય શ્રેયની એક શક્તિ રૂપ થઇ પડશે કે જેનો હિસાબ ગણ્યા વિના ચાલશે નહિ; એક વિશ્વવ્યાપક આશિર્વાદરૂપે થઇ રહેશે કે જે હજુ આવવાના યુગોમાં પણ ચાલ્યાં કરશે અને વૃદ્ધિ પામ્યાં કરશે.

ઉપસંહાર.

# સુદર્શન.

( પુસ્તક—૧૯—ઈ. સ. ૧૯૦૩-૧૯૦૪. )

" सत्यं परं धीमहि "

भागवतम् ।

તન્ત્રી.

પ્રો આનંદશંકર બાપુભાઇ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.

ઉપતન્ત્રી.

માધવલાલ નભુભાઇ દ્વિવેદી.

# સુદર્શન.

## પુસ્તક—૧૯ મું.

## અનુક્રમણિકા.

ગ



જ.



થ.



દ.



ન.



પ.